દેલવાડાકર-વાર્તામાળા-નં૦ ૯.

# નીલમ અને માણેક.

## સચિત્ર-ભાગ ત્રીજો.

આવૃત્તિ ત્રીજી.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ ફૂળ-વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

# દેલવાડાકર (સચિત્ર) વાર્તા-માળા.

| | |
|---|---|
| ૧-નીલમ-માણેક ભાગ ૧-૨ ( સચિત્ર આવૃત્તિ ) | રૂ. ૨-૦-૦ |
| „ „ ૩-૪ „ | રૂ. ૧-૮-૦ |
| „ „ ૫-૬ ( „ રંગીન ) | રૂ. ૨-૦-૦ |
| „ „ ૭-૮ „ „ | રૂ. ૨-૪-૦ |
| „ આઠ ભાગ સાથે લ્હેનારને ... ... | રૂ. ૭-૦-૦ |
| ૨-નીલમ-માણેક અને સન્તતિ ભાગ ૧-૨ | રૂ. ૧-૮-૦ |
| ૩- „ „ „ „ ભાગ ૩-૪ | (છપાય છે.) |
| ૪-બૅરીસ્ટરની બૈરી-( સચિત્ર ) પાકું-પુઠું. | રૂ. ૨-૦-૦ |
| „ „ „ કાચું-પુઠું. | રૂ. ૧-૮-૦ |
| ૫-ચંદ્રકળા-( સંસારી સચિત્ર-નવલકથા ). | રૂ. ૧-૮-૦ |
| ૬-નવલ-ગંગા ( સુધારેલી-આવૃત્તિ ) ભાગ ૧-૨ | રૂ. ૨-૦-૦ |
| ૭-કુસુમાવતી ( ઇતિહાસિક નૉવેલ ). | રૂ. ૧-૮-૦ |
| ૮-વિક્રમ-સંભ્રમ ભાગ ૧-૨ ( વેદાન્ત ) | રૂ. ૧-૦-૦ |
| ૯-નરગીજ-નાટકકાર ( સચિત્ર ) | રૂ. ૧-૪-૦ |
| -શાન્તિ ( સચિત્ર નવલકથા ) | (છપાય છે.) |
| ૧-કિન્ડરગાર્ટન-ગ્રંથમાળા-નંબર ૧ થી ૨૦ આખો સેટ | રૂ. ૪-૦-૦ |
| ૨-પ્રેકટીકલ કિન્ડરગાર્ટન બૉકસ ( ગાઇડ સહિત ) | રૂ. ૧૫-૦-૦ |
| ૩-કિન્ડરગાર્ટન-સેટ બૉકસ ( રમત ગમત ) | રૂ. ૨-૮-૦ |
| ૪-ફ્રેબેલીયન ગીફ્ટસ-બૉકસ ( સ્કુલો માટે ) | રૂ. ૩૦-૦-૦ |
| ૫-બહાદુર કલો (ઇતિહાસિક નવલકથા ) સચિત્ર છપાય છે. | રૂ. ૧-૮-૦ |
| ૬-સરોઝની ( „ „ ) „ | રૂ. ૦-૧૨-૦ |

કિન્ડરગાર્ટન-સ્ટોલ્સ,
ગિરગામ બૅક રોડ-મુંબઇ.

ગો. ક. દેલવાડાકર.
કિન્ડરગાર્ટનીસ્ટ.

# અર્પણ.

---

અખંડ સૌભાગ્યવંતી,

સ્વ. નવલ અને રમણ.

સુજ્ઞ કૂળ-વધુઓ,

પતિ-પત્નિઓના સૌભાગ્ય સુખ-ઝરાનાં અખંડ ઝરણું ઝીલિને, તેમાં સ ્ગુણતાનો અમૃત-રસ મેળવી, પ્રેમ-પ્યાલામાં ભર્યો; પણ દૈવયોગે સંસ્કાર-તંત્રનું સીંકું તૂટી જવાથી હાથપર ચડેલો પ્યાલો ઢોળાઇ ગયો; તેના અખંડ સ્મરણાર્થે, ઉત્તમ કૂળ-વધુ અને સુશીલ સુંદરીઓના સૌંદર્ય જડાવનાં બે પ્રેમ-રત્ન નીલમ અને માણેક તૃતિય ખંડ નિર્મળ ભાવનાએ સમ-ર્પણ કરૂં છું, તેનો સ્વર્ગમાં સ્વિકાર કરશો.

કર્ત્તા.

Roses hoven thorn, and silver fountain mud,
Clouds and eclipses, stain both moon and sun.
And loathsome conker lies in switest bud.

*Foild.*

ગુલાબમાં કાંટા હોય છે.. રૂપેરી ઝરામાં કીચનો અંશ હોય છે. સૂર્ય ચંદ્રનાં નિર્મળ કીરણો વાદળોથી છવાયલાં ને ગ્રહણથી ઢંકાઇ જાય છે. અને મધુરી કળીઓમાંયે જંતુઓના ઝારી-રસનો ઝેરી પ્રવાહ લાગેલો જ હોય છે "...અર્થાત્ કુદરતે મુકેલા ગુણોમાંહે કોઈ સગુણ અને કોઇ નિર્ગુણરૂપે પ્રવાહ કરે છે. કોઇ પણ વસ્તુ કેવળ નિર્દોષ નથી-સર્વ પદાર્થોમાં એકાદ ગુણાવગુણ રહેલોજ છે.

---

न गृहं गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।
गृहंतु गृहिणीहिनं कान्तारादितरिच्यते ॥ १ ॥

# ગૃહિણીને બે-બોલ.

૧. ચંદની ખિલી, તેથીજ તે પૂર્ણ પ્રકાશિત ગણાતી નથી; તેની શિતળતાથી જો કુમુદિની જેવું પુષ્પ પ્રફુલ્લિત કરી શકે, તોજ ચંદની !

૨. પારસમણી તેના તેજ વડે પંકાતી નથી; તે લો-ખંડને સોનું કરી શકે છે, તેથીજ પારસમણી.

૩. ચિન્તામણી રત્નનો હાર, કંઠને શોભાવ્યાથીજ કિમતી ગણાતો નથી; જો તે મન-વાન્છિત ફળ આપે, તોજ ચિન્તામણી.

૪. કદળી વૃક્ષ વાવ્યું, તેથીજ તે કદળીની ગણનામાં આવતું નથી; જો તે ફળી તોજ કદળી.

૫. વેલી, આંબાને વીંટળાયલી હોવાથીજ પ્રેમ-વેલી નથી; તે દિવસે દિવસે અમરવેલી પેઠે વધીને સરસ સુગંધી આપે તોજ વેલી !

૬. ગૃહિણીરૂપ અવતરીને કેળવણી પામી; પણ તે જો ગૃહસ્થાશ્રમનું મહારાજ્ય ચલાવવાને કુશળ બની, તોજ તે ગૃહિણી.

### મનહર છંદ.

કેતકી તણો પરાગ ગયો પર ઘેર શહેર,
કૂલટા સમાન તેની કિમ્મત અંકાય છે;
કસ્તુરીની સુગંધી ચોમેર પથરાઈ એમ,
સાધવી શુશીલ ત્રિભુવનમાં પંકાય છે.
પતંગ અને કસુમ્બ રંગની તો જાત ખરી,
પણ કસોટીમાં ખરો ગુણ પરખાય છે;
યુવતી અનેક પણ સતી મળે એક જેને,
નેક તથા ટેક તણી રેખ તન જડાય છે.

# પ્રસ્તાવના.

સંસારી નવલકથા પ્રત્યે જન–વર્ગની અભિરૂચી કેટલી બળ-વંત છે, એ આ વાર્ત્તાએ સિદ્ધ કરી આપ્યું છે. **નીલમ ને માણેક**ની બે આવૃત્તિ અને **ત્રણ હજાર** નકલો, રસિક વાંચકોના ઘર–ઘરનો અલંકાર–શણગાર થઈ પડયા પછી આ ઉત્તમ ગૃહિણીઓએ, આ કેળવાયલી સુંદરીઓએ પોતાનો ઉત્તરકાળનો ગૃહસ્થાશ્રમ કેવી ઉત્તમ રહેણી–કરણીથી ચલાવ્યો છે; તેનો તદ્રુપ ચિતાર અત્રસ્થ પ્રકટ કરવાની વાંચક વર્ગ તરફથી આગ્રહભરી વિનતિ કરવામાં આવી છે; આ પરથી સ્પષ્ટ સમજાય છે, કે સંસારી જન–વર્ગને સારાં, ઉચ્ચ પ્રતિનાં સંસારી વાંચનોની બહુ અગત્ય છે, ને તેથી સારા લેખકોએ પોતાની દૃષ્ટિ તે પ્રતિ દોડાવવાનો લાભદાયક સમય નજ-દીક આવી પ્હોંચ્યો જણાય છે.

**નીલમ ને માણેક**ના પૂર્વ બે ભાગમાં, તેઓને છેક યુવાના-વસ્થામાં મનહર વૈભવની શિતળ છાંયડી તળે આરામ કરતી દેખાડી છે; પણ એક વિદ્વાન બાનુ પોતાના પત્રમાં લખી જણાવે છે, કે "આ સુધરેલી, કેળવાયલી, સુધર્મી, સુશીલ ને વિવેકી સુંદરીઓએ પોતાનો સુઘડ સંસાર ગૃહ–વૈભવમાં કયા પ્રકારે ચલાવ્યો; તેણીઓ સ્વામીને, સાસરાંને, કુટુમ્બીયોને, સ્ત્રી સમુદાયને, અને પોતાનાં તથા પારકાં બાળકોને, દેશને તેમજ પ્રદેશને કેવી દાખલારૂપ થઇ પડી છે, તેનો ચિતાર પ્રકટ કરવાની ખરેખરી અગત્ય છે."

આ રીતે બીજાં કેટલાંક વાંચનારાંઓ તરફથી પણ આ વાર્ત્તાને લંબાવવા, ને હીંદુ સંસારની સંપુર્ણ રીતિ–નીતિઓનું વધુ ચિત્ર દેખાડવાનો આગ્રહ થયો છે! કેટલાંક તરફથી તો એટલી હદ સુધી આગ્રહથી કહેવામાં આવ્યું છે, કે આ **બે બ્હેનો હાલ મુંબઈમાં** ક્યાં છે? આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાનું કેટલું કઠણ થઈ પડે, એ વાંચક વર્ગ સહજ સમજી શકશે; પણ એ પરથી એટલોજ સંતોષ થાય છે, કે આ વાર્ત્તાનું સ્વાભાવિક ચિત્ર દોરવામાં સેવકની ક્ષુલ્લક શક્તિ, કંઇક ઉત્તેજનને પાત્ર થઇ છે. અને એવા માનવંતા આગ્ર-

હને અનુકૂળ આવે, તેવો સ્વાભાવિક ચિતાર દોરવવાનો આ યત્ન સાફલ્યતા પામ્યો છે.

કિન્ડરગાર્ટન સ્ટોલ ગિરગામ બેક રોડ,
**રામ–નવમી ૧૯૬૨. એપ્રિલ ૧૯૦૬.** } કર્તા.

## બીજી આવૃત્તિ–બે બોલ !

આ નવલ કથા આઠ ભાગમાં પૂરી થઇ છે, તે સાથે આગલા ચાર ભાગો બીજી આવૃત્તિમાં પુનર્જન્મ પામ્યા છે, અનિવાર્ય લોક લાગણીથી, '**નીલમ અને માણેક**' ઘર ઘરનો કંઠ હાર થઇ પડયાં છે, આ પુસ્તકોની રસિકતાનું '**પ્રમાણ પત્ર**' Certificate તેની ૧૦૦૦૦ દશ હજાર નકલોનું વેચાણ સંતોષકારક ગણી શકાશે.

આ ભાગોમાં ચિત્રો મુકવાની અભિલાષા, આ આવૃતિમાં તૃપ્તિ પામી છે. શુકલ પક્ષના ચન્દ્ર પેઠેમ, મનહર સુગંધપ્રદ અમ્મરવેલી પેઠેમ, આ ગ્રંથ વૃદ્ધિ પામતો જાય છે, એ ગુજરાતી સાહિત્ય પ્રત્યે જન વર્ગની અભિરૂચી, અને ભગવત કૃપાનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત એક સિદ્ધાન્ત રૂપે દ્દષ્ટે પડે છે. અસ્તુ !

ગિરગામ બેક રોડ મુંબઇ.
વિજયાદશમી ૧૯૬૩. } કર્તા.

## ત્રીજી આવૃત્તિ.

લોક રૂચિના સાગર તરંગને શી રીતે ઝીલાય ? કુદરતની કળાને કેમ પહોંચાય ? ઝાડનાં પત્રો, આકાશના તારા અને માથાના વાળ ગણી ન શકાય, તેમ લોકની રૂચીનો પાર પામી ન શકાય ! આ નવલકથા એજ રીતે પ્રશંસા પામી છે, એટલોજ સંતોષ બહુધા છે !—

**મુંબઈ.**
**અક્ષય તૃતિયા ૧૯૬૭.** } કર્તા.

## અનુક્રમણિકા.

# નીલમ અને માણેક.

સચિત્ર—ત્રીજી આવૃત્તિ.

(ઉત્તરાર્ધ—નવલ કથા.)

## ભાગ—ત્રીજો.

### પ્રકરણ ૧ લું.

**દુ:ખના દહાડામાં સુખની એક સાંજ?**

**નિર્ધનતા એ એક શ્રાપ છે!**

**શાર્દૂલ વિક્રીડિત વૃત.**

કાંટામાંય ગુંથાયલી ગુલ—કળી તોયે ન લાલી ગઈ,
એકેકી પ્રિય પાંખડી મનહરી પ્રીતિ ભરેલી રહી;
જ્યાં સુધી કરમાય કે અગર જો વૈકુંઠમાં જાય તું,
ત્યાં સુધી પછીયે સુગંધ દઇને પ્રેમી પ્રિતે ન્હાય તું.

"નિર્ધનતા એ મહા કઠણ કાળ છે, આફત કાળ છે; પણ એ વેળા સુઘડ નાર એ દુ:ખમાં મોટો દિલાસો છે. **માણેક! માણેક!**

નિર્વિકારી **માણેક** ! નિર્દોષ **માણેક** ! પૂર્વમાં ઉગતા સૂર્યના કુન્દન જેવા કીરણનું માનીતું **માણેક** ! શું તું એક દિવસ અસ્ત થઈ જશે ? શું તું કુન્દનના જડાવમાંથી છુટું પડી જશે ?" નિર્મળ **માણેક**ની નિર્દોષ મુખમુદ્રા તરફ નિરખીને કુન્દન નિરાશાનો નિસાસો મુકતો હતો. **માણેક** આજારી ન હતી, તે અવશાનપર ન હતી, વિખુટી થવાનો એક પણ સ્વપ્ન–સંજોગ ન હતો, પણ પ્રેમનું એક સાથીડું પંખી હતું; આપદ્કાળમાં દિલાસારૂપ, એકાન્તમાં મિત્રરૂપ, અને ઉદ્યોગમાં ભાગીદાર પંખીડું હતું. પોતાની નિર્ધન અવસ્થાએ સંસારના મહારાજ્યનું પ્રમાદ પ્રકરણ સંભાળી રાખવાને શક્તિવાન સાથીડું હતું. અધીરૂં મન એમ કહેતું હતું, પ્રેમી મન એમ શોચતું, કે શું મધુર પંખી ઉડી જશે ! કાળ–શિકારીની જાળમાં ફસાઈ જશે ! ખરેખર અધીરાં, નહિ પ્રાપ્ત થઈ શકે, તેવી વસ્તુના અભિલાષી નરના મનમાં એવીજ કલ્પના થાય. પરાકાષ્ઠાએ પ્રાપ્ત થયલી, ઘણા દિવસની ચિન્તવેલી ચિન્તામણી મળ્યા પછી તેના વિયોગનો ભય ઘડી પ્રતિ ઘડી અધીરાં મનને સતાવે; ને તે રીતે કુન્દનનાં માનીતાં **માણેક** માટે, વગર અર્થનો, કહો કે સ્વાર્થનો ઘુંટડો પાનારાં પંખીડાં માટે, પ્રેમ–મદિરાની મસ્તાનીથી દુ:ખનો બોજ વિસારનાર પ્રેમી માટે કુન્દનને જો આ કાળે એવી અસર થાય, તો નવાઈ ન હતી.

મુંબાઈની તવંગર પ્રજાનો શોર–બકોર સમુદ્રની સપાટી સાથે હાસ્ય વિનોદ કરતો, ચોપાટીની ભૂમિકાપર મસ્તાની–તોફાની બની ગયો હતો. શરદ્ પુનેમની ચંદની, રૂપેરી રંગવાળી નાજનીઓનાં કોમળ ગાત્રોને દીપાવતી હતી. ચંદનીને જોઇને સમુદ્ર જેમ ઘેલછામાં આવી જતો, તેમ દીલ દીલનાં દીલદારને દીલારામ પરસ્પર ભેટતી વેળા પ્રેમી મુખડાં જોઈ આતુર બની જતાં હતાં. વિલસન કૉલેજવી ઘટાદાર છાંયડી, ચોર–મનવાળાં પ્રેમી જનોને આશિર્વાદ લાયક હતી. ગુપ્ત

પ્રેમીઓ ચંદનીને ચ્હાતાં હતાં; કેમકે એ નિમિત્તે માબાપની આજ્ઞા લઇને ફરવા હરવા જવાનું ઠીક પડતું હતું; પણ તે પ્રેમીઓ બહાર નીકળ્યા પછી ચ્હાતાં હતાં, કે અંધારૂં થઇ જાય તો સારૂં! પ્રેમાંગી સુંદરીઓ સમુદ્ર કાંઠાપર એકલી બેઠી બેઠી વાદળીને એટલુંજ વિનવતી હતી કે "લગાર ચંદ્રના મોંપર છવાઇ જા!" પણ પ્રેમી પોતાની પ્રિયાને શોધવા માટે એજ વાદળીને કહેતો હતો, કે "વ્હાલી વાદળી? ચંદનીથી અલગ રહીને મ્હારી પ્રિયાની દૃષ્ટિ તરફ મને ધસડી જા!" આ રીતે પ્રેમીઓનો પ્રતિરોધ જોઇને ચંદ્ર હસતો. જ્યારે ઉભય પ્રેમીઓ મળતાં, ત્યારે તેઓ અંધારી જગ્યાની શોધ કરતાં હતાં; અને તેઓ રામ–સીતાનો વિયોગ વિસરીને અર્જુન–સભદ્રા સમાન એકાન્તે મળવા તલ્પતાં હતાં. ગાડી ઘોડાનો ખડખડાટ બંધ પડયો; સમુદ્રપર ફરતા બગલાઓ નાજુક પોપટીઓનાં મુખ જોઈ ભાગ્યહીન કપાળપર હાથ મુકી, પોતાના પાપકર્મે ન સાંપડેલી મુગ્ધાઓ માટે હાય અફસોસ કરી, કોઇ સુખી જોડાંના સુખપર નિસાસો નાખીને તે પણ ચાલ્યા ગયા. ભમતા ભૂતો હરામના માલથી પેટ ભરીને, કોઇ ચોરી કરીને અથવા પ્રેમી જોડાંઓની ભેટ કરાવીને બે દામ મેળવી પીઠાંઓનો આશરો લ્હેવા ચાલતા થયા. અને સાગરદેવને નમસ્કાર કરવા આવનારા આશાવંત ભક્તજનો પણ વિદાય થયા. માત્ર કોઇ કોઇ રસીલાં ગુપ્ત પ્રેમીઓ ચાલતાં હાલતાં નજરે પડતાં હતાં. સમય મધ્યરાત્રીનો હતો. ચંદ્ર મનસ્વી જગતને શિતળ છાંયડી આપતો હતો. ઝાડ નીચે પ્રેમ–વિનોદ કરતાં નવલ–કિશોર જોડાંના સુખપર ચંદ્ર ચમકતું કિરણ ફેંકતો હતો. અને કોઈ રસીલી સુંદરીયોના પલંગ પર જઇને બારીમાંથી ડોકીઉં કરી આવતો હતો. લુચ્ચો ચંદ્ર કહીએ, કે ભાગ્યશાળી ચંદ્ર કહીએ, પણ વગર યત્ને મનની મોજ મેળવતો હતો. સંત સજ્જનો એ ટેવને નિંદતા હતા. લોભી મધુકરો–રસિયા જનો તેને ભાગ્યશાળી ગણતા હતા.

"ઇશ્વરની અદ્‌ભૂત લીલા! ધનવંત માબાપનો ગરીબ પુત્ર! અવસ્થા ને દાયકાના બળે રંક વિધવાનો પુત્ર કુન્દન કહેવાયો! તે પછી દશા–વાદળી ચમકી! ભાગ્ય રવિનો ઉદય થયો, ત્યારે ધનવંત માબાપની કુળવાન પુત્રી **માણેક**નો વર કુન્દન! વિરપુર કુમારનો માનવંત ટ્યુટર કુન્દનલાલ! અને આજે અભાગી કુન્દન! નિર્દોષ પણ સભાગી સુંદરીનો રંક પતિ! આશાવંત ને કુળવંતી પ્રિયાનો હીણકમાઉ ધણી! અફસોસ! ભાવી! દશાના દમામમાં સીતારાની સાન્નિધ્યમાં, અને પુન્યથરના પ્રભાવમાં ચાકડે ચડેલો પીંડો મનોહર વાસણ લઇ ઉતર્યો હતો; તેજ કેળવાયલો કાદવ કોડીયાં કરતાં નબળો નીકળ્યો!!" કુન્દને નિસાસો નાખ્યો, અને પ્રેમાધીન અંતરમાંથી શોકના નીકળેલા ઉદ્‌ગાર જોડે અશ્રુનું ટીપું **માણેક**ના ગાલપર પડતાં તે ચમકીને ઉઠી. નજરપર કુન્દન આવ્યો, અને બોલી–"વ્હાલા! મોડી રાતે, પલંગ પાસે ઉભા રહીને, મ્હારા અંગ ઉપર અશ્રુજળ કેમ પાડો છો? આવો, પલંગપર બેસો!" **માણેકે**, કુન્દનનો હાથ પકડયો. પોતે જરા દુર ખશી, અને કુન્દન બેઠો. મોં ફેરવીને આંસુ લોઈ નાખ્યાં. **માણેક** કને લુછવાનું વસ્ત્ર ન્હોતું. મલમલની નાજુક ચોળી, અને રેશમી ઘાઘરો પહેરેલો હતો. માથાપર ગરમ પણ કેવળ બારીક રૂમાલ વીંટળાયલો હતો, ને પગથી કમર સુધી નાજુક સાલ ઓઢેલી હતી. ગ્રિષ્મ ઋતુનો સમય હતો, તોપણ સમુદ્રની શિતળ લ્હેર કદી નાજુક બદનને શરદના સપાટામાં લાવી મુકે, તેથી રાત્રીનો કોમળ પોશાક ગરમ રાખેલો હતો. પલંગની જમણી બાજુપર પલાંઠી વાળીને **માણેક** બેઠી, અને ડાબી બાજુ કુન્દન બેઠો.

"પ્રિયા! પ્રિયા! તું કેવી સુંદર ને કોમળ છે? શું એ પુષ્પકળી નિર્ધનતાનો તાપ સહન કરી શકશે?" કુન્દને, **માણેક**ને પોતાની જમણી બાજુમાં લઇને કહ્યું. "વસંત ઋતુની કળીઓને ગ્રિ-

## કુન્દન અને માણેક.
(૧)



કુન્દનનું અશ્રુજળ માણેકના ગાલપર પડતાં તે ચમકીને ઉઠી.

ભા. ૩. પૃ. ૪

ષ્મનો તાપ ભલે કદાચ કઠણુ લાગે, પણ ગ્રિષ્મ ઋતુ જેવી સુંદર ને મીઠી ઋતુ કોને નહિ ગમે! ગમે તેવી શિતળ હેમંત ઋતુ છે, પણ સંસારની શોભાને તે કેટલી અળખામણી છે? તાપથી ધિકતી છતાં નવપલ્લવ ઝાડોથી શોભિતી ભૂમિકાઓ, આનંદના વાયુની લ્હેરોમાં મસ્તાન છે. જળથી તરસ્યાં પ્રાણી, ને થાકથી પિડીત પંખીઓ તેનો આશરો લઇને સંતોષ પામે છે. વ્હાલા! ગરીબાઈ, એ માનવ પ્રકૃતિની કસોટી છે. ધનવંત લોકો સંસારનાં સાચાં સુખોથી અજાણ્યા છે. જેનાપર ચડતી પડતીનું વાદળ ફર્યું નથી, તેને ખરા–ખોટાની, તથા ખાટા મીઠા પદાર્થની કદર નથી. નાથ! આજે તમને એકાએક આ કથા કેમ સાંભરી આવી? નિરાંતે જંપી ગયા હતા, દુઃખના દહાડામાં સુખની સાંજ પેઠેમ આજ રાતે આનંદમાં હતા, અને પછી એકાએક જાગૃત થઈ ગયા?"

"પ્રિયા! ચાર જણુને નિદ્રા નથી આવતી! ચોર, વ્યભિચારી, વિયોગી અને દેણદાર. વ્હાલી! નિર્ધનતા બૂરી છે. એ એક પાપ છે!"

"નાથ! અહોનિશ જો તમે એ વિષે ચિન્તા કર્યા કરશો, તો આપણે શાન્તિના માર્ગથી વેગળાં થઇ જઇશું! ભગવાનપર ભરૂંસો રાખો. વ્હાલા! એ પ્રભુ ઉપર આંધળો વિશ્વાસ મુકો."

જેણે આપ્યા દાંત તે દેશે ચાવણુ એજ;
પૉતાળમાં પણુ જીવની, ખબર લહેછે તેજ!

"શું તને શ્રીમંતાઇનાં સુખની વાન્ચ્છના નથી?"

"પૂરના ચાલતા વ્હેળામાં પાણી માર્ગ કરી શકે; પણ તરસ્યા કઠણોમાં પસાર થવું, એ કસોટી પર ચડવા જેવું છે. શ્રીમંતાઈનાં સુખો, ગરીબાઇ જેવાં આનંદજનક નથી!"

"તું શા ઉપરથી, કયા અનુભવથી કહે છે! તેં કંઈ ગરીબ સુખ જોયું નથી!"

" જો કે અનુભવ્યું નથી, પણ જોયું તો છે. જો કે તેનાં ગુપ્ત સુખો અગણીત છે, પણ અસંતોષી મનવાળાને તે આકરૂં લાગે છે. જેને તે સુખ–દુઃખનો વિકાર નથી, તેને તો સર્વ સમાંન છે. માત્ર એટલા માટેજ તમે અશ્રુજળ પાડયું ? "

" હા, મેં નથી પાડયુ; ત્હારી પ્રેમની લાગણીથી હૃદય ભેદાયું હશે !"

" શું મ્હારો પ્રેમ એટલો તીવ્ર છે, કે જે મ્હારા ભાગ્યવંત સ્વામીનું હૃદય ભેદે ! હા; મ્હારા અસંતોષથી દુઃખકર નીવડે, પણ મ્હારી પ્રસન્નતાથી તો આનંદમાં ડોલે !"

" પ્રિયા ! તેં આજ સુધી નિર્ધનતાનું સંકટ શોસ્યું નથી. તું તવંગર વૈભવમાં ઉછરી છું; તેં ગૃહસ્થ સંસાર ચલાવ્યો છે; એ સુખની શિતળ છાયામાં તેં જુવાન જીવન પસાર કર્યું છે; ત્યારે હવે તું સંકોચાયલા હાથે, અછતના વપરાશે, અને ઉછળતી આબરૂના સ્વતંત્ર વ્યવહારથી દબાયલા સંસારે ત્હારો વહિવટ શી રીતે કરી શકીશ ? કહે; આ બંગલો, તેનાં ઝાડો, તેના માળીઓ, તેના મસાલો વગેરેના ખરચો કરવાને આપણી કને શું સાધન છે ? ઘરમાં નાણું કેટલું બાકી છે, તે આપણાં મન વગર બીજા કયા જનને ખબર છે ? બહારનાં આવનાર પરોણા શી રીતે સમજી શકે, કે સગા વા મિત્રના ઘરમાં તૈયાર સગવડ નથી. અરેરે ! લાડમાં ઉછરેલાં બાળકો કયાં સમજે છે, કે ઘરની સાહ્યબી નબળી પડી છે ! તેઓએ સારા વખતમાં પૈસાની લીધેલી છુટ આજના સંકોચાતા હાથે વાપરવાને પાછળ હઠે, ત્યારે તેનું મન કેટલું દુઃખાય ? બાળકોને હરતાં ફરતાં ખાવાનું મળતું, તે નહિ મળી શકે, ત્યારે તે કેવાં નિરાશ થશે ? બાપ કે માતાની કને પૈસા માગતી વેળા તે કયાં જાણે છે, કે માબાપનો હાથ તંગ છે. તેને જ્યારે મનગમતું મળતું નથી, ત્યારે હઠીલાં થઇને

કંકાસ કરે છે, એ વેળા તે ફરેલા વખત કરતાં માબાપની કઠોરતા પર કેવો નિસાસો મુકે છે? વળી જેણે પાણીનો લોટો ભર્યો નથી, તેને બેડાં ભરીને ઉચકતાં કેટલું દુઃખ થતું હશે? પ્રિયા! તેનો વિચાર કરતાં મને જે દુઃખ થયું; એનાં આંસુ પડયાં હશે!"

"નાથ! આપ ભૂલી જાઓ છો. એ વખતે પ્રભુ, માણસને હિમ્મત અને ધિરજ આપે છે. તેનામાં એવડું બળ આવીને કોમળતા દૂર થાય છે. જે બે પાલી દળતાં, દાદરે પાણી ચડાવતાં કે બે મૈલ ચાલતાં નથી, તેને શક્તિ આવે છે. સવારનો પ્રકાશ બપોરે તપતો લાગે છે, પણ સાંજની શિતળતા સૂર્યના તાપને ઓછી જણાતી નથી. નજરમાંજ માત્ર સુખ દુઃખનો વિકાર છે. માત્ર નબળાઈથીજ તેનાં દુઃખ જણાય છે. નાથ! દિવસ ને દશા કંઈ સરખી રહે છે? વ્હાલા! સમજુ લોકો કહે છે, કે ગમે તેવું દીનમાન ફરી જાય, પણ મનને નબળું ન કરવું જોઈએ. એથી બેવડું દુઃખ થાય છે. લોકો હાંસી કરે છે, ને આપણને શોસવું પડે છે. મન મોટું રાખવું, ઘરનો ભરમ કળાવા ન દેવો, અને વ્યવહારને એવા માર્ગપર ચડાવવો, કે સારા યા નબળા સમયનો અંત્તર માલમ ન પડે! આપ માળી તથા મસાલ રાખવા માટે, ખર્ચ ને અગવડ માટે ચિન્તા કરો છો; પણ રસ્તામાં રઝળતાં ગરીબ તરફ નજર કરો. તેને રહેવાને ઝુંપડું પણ નથી, એક દિવસનું ખાવાનું નથી, પહેરવાને ફાટેલાં વસ્ત્ર પુરાં નથી. આપણે ગાડી-ઘોડા દોડાવનારાં કે ભાગ્ય-ભૂમિમાં વસનારાં નશીબદાર તરફ નિહાળવાનું નથી. ગરીબની ઝુંપડી, તેનો સુખવાસી સંતોષ, અને તેની સંપીલી જીંદગી તરફ નજર કરવાની છે. ઉદ્યોગમાં પહાડના શિખર તરફ નેત્ર રાખીને ચડવાનો યત્ન કરીશું; પણ હાલતમાં પાતાળનાં જીવડાંની તિમિર દશા જોઇને પછી ધીમે ધીમે પ્રકાશમાં આવીશું. આપણે શું હતું, ને શું ગુમાવ્યું

છે ? રઘુનાથનું રામરાજ્ય એક પળમાં ગયું, તેને અસંતોષ નહિં, તો પછી આપણે મન કાં નબળું કરવું ? ઈશ્વરે બાળકોના મનમાં પણ દશાનો પડછાયો દેખાડયો છે. ગરીબ લીલુ ને મ્હારો વ્હાલો મણી સમજી ગયો છે. તેઓએ હઠ તજી દીધી છે, અને મેવા-મિઠાઈ, કે સારાં કપડાં, અથવા તેણે દાગીના વાહન ને વસ્તુ-પદાર્થની હઠિલાઈ છોડી દીધી છે. એકવાર તો બન્ને ભાઈ-બહેન માંહોમાંહે એવી રસીલી વાતો કરતાં હતાં, કે આપણને તેથી હાસ્ય ઉપજે ! સુદામાની નિર્ધનતા જો કે દયામણી હતી, તોપણ તે ભક્તજન, સંતોષ વડે, પ્રભુ આરાધનાથી, નીતિ ને નિયમથી, ટેક ને નેકથી, ધિરજ ને હિમ્મતથી ઉચ્ચ સ્થિતિ પામ્યા હતા. આપણું ધન લૂટાઇ ગયું, પણ હજી દાંડી સાહ્યબી અચળ છે; આપણે સટ્ટો કર્યો નથી, પણ ધર્મ કરતાં ધાડ આવી પડી છે. ને જો આપણામાં નીતિનો, તથા સચ્ચાઇનો અંશ છે, તો એક કાળે, આપણી સકમાઇનું ધન, અને આપણી ધિરજનો બદલો પ્રભુ આપશે. તમે વિશ્વાસ રાખો, પ્રભુ પર ભરૂંસો રાખો, આ ચંદની જેવી નિર્મળ ને શિતળ શાન્તિ રાખો. પેલા સમુદ્રના શ્વેત મોજા જેવું મન રાખો, અને દુધ તથા બરફ જેવી ધિરજ રાખો, તો એજ પરમાત્મા તમારી ભક્તિ તરફ નજર કરશે. બીજાને સહાયતા કરવા જતાં, બીજાને સંકટમાંથી બચાવવા જતાં હરાયલું ધન તમને ચક્રવર્તિ વ્યાજ સહિત પાછું મળશે. નાથ, ધિરજનાં ફળ મીઠાં છે. સત્યનો અંતે જય છે."

"દુનિયામાં એવો નિયમ નથી, કે ધર્માચારી અથવા સત્યવાદીને ભિખારી અવસ્થા પ્રાપ્ત ન થાય ! અથવા તેની સત્યતા સાંપ્રત કાળમાં ફળવંત નીવડે, અને પૂર્વ સ્થિતિ પ્રાપ્ત થાય."

"ભલે તેમ ન થાય, પણ તેથી અફસોસ કર્યાથી કંઈ ગયેલી વસ્તુ પાછી મળી શકે છે, વારૂ ? હવે તો રહેલો માર્ગ એજ કે મ-

નને સંતોષ રાખવો, ગઇ વસ્તુનો અફસોસ ન કરવો, અને નવી ઉન્નતીનો માર્ગ શોધવો. કદાચ આપણને અસલ વૈભવ નહિ મળે, તોપણ રોટલી તો મળશે."

"તું જાણે છે, કે આપણે બંગલામાં રહીએ છીયે. જોકે એ બંગલો ત્હારા પિતાનો છે, તોપણ આપણે તેમાં રહીને સારી સ્થિતિ ભોગવી છે. એક ધનવંતને છાજતો જોકે સાદો પણ ગૃહસ્થાઇ ભરેલો વૈભવ ભોગવ્યો છે. હાલ આપણી દ્રવ્ય સંબંધી સ્થિતિ સારી નથી, અને ખર્ચ તો થોડો ઘણો કરવો પડે છે, ત્યારે શું કરવું? ધંધામાં કોઇ રીતે ફતેહ મળતી નથી; પણ ઇજ્જતમાં ખામી આવી નથી. પ્રિયા! કાં તો ગરીબાઇમાંજ જન્મ લઇને ગરીબાઇમાં ઉછરવું સારૂ છે, અથવા તો ધનવંત ઘરે જન્મીને ધનવંત રહેવું સારૂં છે. એકવાર ધનવંત થયા પછી ગરીબાઇના તળીયામાં બેસનાર માણસ કોઇ સ્થિતિનો રહેતો નથી, અને વળી તેની મુઝવણનો પણ પાર રહેતો નથી."

"જો એમ લાગતું હોય, કે આપણો ખર્ચ હાલ અહીં નીભી શકતો નથી, તો પછી દેશાવર જઇએ, ત્યાં ગમે તેવી હાલતે રહી શકાશે."

"એવા વિચાર વારંવાર મનમાં આવે છે, પણ મ્હારી અંદરની મુસ્કેલીનો પાર નથી. મારવાડીઓનું દેવું ભરાય નહિ, ત્યાં સુધી મુંબઇની બહાર નીકળી શકાય નહિ. જો ખબર કર્યા વગર, અથવા લેણા દેણાની ગોઠવણ કર્યા વિના ચાલ્યાં જઇએ, તો જગતમાં ફજેત થઇ જઇએ. વળી ક્યાં જવું? અને કયા આધારે જવું, તે પણ સુજતું નથી. બંગલામાં રહીએ છીયે, સેજ–પલંગે સુઇએ છીયે, પણ પેટીમાં વાપરવાને પૂરા પૈસા નથી. સારૂં છે કે રહેવાને ત્હારા બાપે આ એક આશરો આપ્યો છે; નહિ તો ભાડાની મુસ્કેલી થાત! અરે જો ત્હારા જેવી સ્ત્રી ન હોત, તો હું મહા આફતમાં આવી પડત!"

"નાથ! મ્હારી તારીફ ન કરો. હું તો આપની સુખ દુઃખની સાથી છું. મને કશો વિકાર નથી. માત્ર તમારૂં દીલ રાજી રહે, તમારો ચ્હેરો હસતો રહે, તો મને સર્વસ્વ છે. મ્હારૂં સૌભાગ્ય સુખ અચળ છે, તો મને વૈકુંઠનો વૈભવ છે."

"મને એકજ દીન-રાતનો બળાપો થાય છે. ત્હારા જેવી રૂપાળી ને કોમળ માનુની મ્હારા જેવા રંકને ત્યાં છાજતી નહોતી. કાંદાનો વેચનાર કસ્તુરીની ગણના કરી શકે નહિ. હાથી તો રાજ દરબાર-માંજ શોભે. મોતી તો મહેલમાં વસનારના કંઠમાં સારા લાગે!"

"વ્હાલા હજી ભૂલી કેમ જાઓ છો? મોટા મહેલમાં વસ-નારાં દમ્મપતીઓ ધનથીજ સુખી નથી. જો તેનામાં પ્રેમ-વૈભવ નથી, તો પછી તે દેખાવમાં સુખી છતાં સંસારમાં દુઃખી છે. હું કહું છું, કે આપણી આ કરતાંયે ખરાબ હાલત આવી જાય, તોપણ આપણે સુખી છીયે, કેમકે પ્રેમના અખંડ વૈભવમાં આપણી જીંદગી પસાર થાય છે. પરસ્પર પ્રીત છે, માન છે, આનંદ છે, એવાં પ્રેમીયો ભર જંગલમાં પણ સુખી છે, નિર્ધન અવસ્થામાં પણ સુખી છે. સત્યવાનને સતી સાવિત્રીએ વર પસંદ કર્યો, તે પ્રેમ—પાત્ર જોઇ-નેજ; દ્યુમત્સેન રાજા પોતાનું રાજપાટ તજીને કંગાળ હાલતે વનમાં વસતો હતો. તેનો પુત્ર સત્યવાન વનફળો લાવીને માબાપની સેવા કરતો હતો. એ રાજપુત્રને એક ધનવંત ને વૈભવી રાજાની કુંવરી-એ પસંદ કર્યો, એ માત્ર પ્રેમની શુદ્ધ ને સાત્વિક ભાવનાથીજ ! વ્હાલા નાથ ! પેલા શયનગૃહની સામે બારી જુઓ. પેલી અંધા-રાંની કાંડી યાદ કરો. અને આ કાંડી જે સેંકડો સજ્જનો સન્મુખ પ્રતિજ્ઞાથી પકડીને અગ્નિ સમક્ષ સોગન લેવા પહેલાં પૂર્વ સંસ્કારી પ્રેમે ઝકડી હતી, તે વિસરી ન જાઓ. તે સમયે તમે વિદ્યાર્થી હતા. એક રંક વિધવા માતાના એકના એક અનાથ પુત્ર હતા. મેં તે

વખતે તમારો વૈભવ જોયો ન હતો. હું તે કાળે બાળક ન હતી. મ્હારી માતાએ મને એક ઉછળતા વૈભવીને ત્યાં વરાવી હતી, પણ સંસ્કાર ને સંજોગ પ્રેમથી છવાયલો હતો, એટલે પ્રભુએ આપણને સુખી કર્યાં. એ અચળ સુખ હજી જ્યાં સુધી ગુમાયું નથી, ત્યાં સુધી મ્હારા વ્હાલા પ્રાણ, આપણે તવંગર છીએ. પહાડોમાં, જંગલોમાં, ઝુંપડીમાં, ને દેવ દરબારમાં પણ સુખી છીયે.

" ખરેખર હું સુખી છું. જો એ સુખ મ્હારા મોં આગળ ન હોત, તો વ્હાલી ! હું દીન બની ગયો હોત. મ્હારી નિરાશીનો ઘા ઝીલનાર તુજ સરખી પ્રિયાનો પ્રેમ છે. મ્હારી આફતકાળની કટારીનો ઘા ગૃહનાર તુજ જેવી વ્હાલીનો શુદ્ધ ભાવ છે. મ્હારી વારંવારની ચિન્તાનો પડઘો ઉઠાવનાર ત્હારો દિલાસો છે. મ્હારી વિપત્તિ ટાળીને હિમ્મતનો કસુંબી રંગ દેનાર ત્હારા જેવી સાધ્વીનાં મીઠાં વચનો છે. તું મ્હારી પ્રાણાધારજ નથી, પણ પ્રાણદાતા છે, ને હું તને એક પીડા કરનાર પ્રાણીયું છું !"

"નાથ ! નાથ ! તમે આવેશમાં એવું શું બકી જાઓ છો? તમે હૈયાત છો, તો મ્હારો આત્મા સુખી છે. સુખ–દુઃખમાં આનંદીય છે. પ્રેમી પ્રિયાને રંક પતિ પણ કૃષ્ણભગવાન તુલ્ય છે."

"ભલી સ્ત્રીઓ એમ માને છે, પણ પ્રિયા ! જીવડાને શાન્તિ તથા સુખ જોઇએ છે. એકલી મિઠાઇ અભાવવાળી લાગે છે. જગતમાં જન્મ લઇને દરેકને વૈભવની વાંચ્છના થાય છે."

" પ્રેમી સ્ત્રીઓ વૈભવ માગતી નથી. જો તેમ હોત, તો સુભદ્રા અને ઉતરાકુંવરી યુદ્ધમાં જવાની હિમ્મત કરત નહિ. સીતા અને દમયંતી અથવા દ્રૌપદી ને તારામતી જંગલમાં ભટકવાની કશી પરવા કરત નહિ. ભોળી શકુન્તલા ભલે કામથી વિવશ થઇ, પણ

જો પ્રેમનો આવિર્ભાવ લાગ્યો હોત નહિ, તો દુષ્યન્તનો અપવાદી શુભ ગર્ભ લઇને એ મુગ્ધા એકાન્ત જીવન કદાપિ ગાળત નહિ !"

" પણ પુરૂષની ફરજ છે, કે પોતાની સ્ત્રીને વૈભવમાં ઝુલાવવી."

" પુરૂષનો યત્ન પ્રભુની અવકૃપામાં ઉતરી ગયો હોય તો ?"

" પુરૂષ પોતે પત્નિના પૈસા પણ ખાઇ ગયો હોય તો ?"

" પત્નિ, પુરૂષના પૈસાથી મસ્ત છતાં વિધવા થઇ હોય તો ?"

" હવે હું નથી બોલી શકતો. પ્રિયા ! હદ થઇ. ત્હારી ધિરજની હદ આવી ગઇ. માત્ર હવે એટલુંજ કે પ્રભુ મને સદ્‌માર્ગ બતાવે !"

" લાચાર છું, કે મ્હારી કને ધિરજના ધન સિવાય બીજું કશું નથી. માત્ર હાથની એક જોડ સાદી બંગડી, કાનનું એકજ મોતીનું લવાગડું, ને કંઠમાં પરણેતરનો એક પવિત્ર મંગળ દોરો છે. જો એથી આપણી ગરીબાઇનો છેડો આવતો હોય, તો તે પણ હું આપી દેવાને તૈયાર છું. નાથ ! તમારા સુખથી મ્હારે વધુ કંઇ વ્હાલું નથી !"

**માણેક**ના છેલ્લા શબ્દોની અસરથી કુન્દને ચોધાર આંસુ છોડી દીધાં. **માણેક** વળગી પડી. તે પણ રડી પડી. કુન્દનનો સાદ નીકળ્યો. છોકરાં જાગૃત થવા લાગ્યાં. અંતે બન્ને જણ મનમાં સમજી ગયાં. કુન્દનનું માથું ઓસીકા પર પડયું, **માણેક**નું ધડ કુન્દનના પગપર પડયું. દમ્પતીથી કશું બોલાયું નહિ. મુઝવણના બળાપામાં ડુસકાં ભરતાં બન્ને જણુ નિદ્રાવશ થઇ ગયાં.

દુઃખીને નિદ્રા બહુ હોય છે. દુઃખના ડુસકાં ભરીને, શોકથી અંતર ભીંજવીને માણસ કાયર થઇ જાય છે; ત્યારે તેને નિદ્રા સિવાય બીજો કોઇનો આશરો મળતો નથી.



# પ્રકરણ ૨ જું.

## દુઃખમાં દિલાસો ને વિપત્તિમાં ધિરજ.

**લીલુ** બ્હેન ! કાલે મોડી રાતે બાપાજી ને બા બન્ને આંસુ ભરતાં હતાં. બા કહેતાં હતાં કે, જોઇએ તો મ્હારો મંગળ દોરો વેચી નાખો. એમ શા માટે કહેતાં હશે ?" મણીએ પોતાની બ્હેનને ધીમે સાદે કહ્યું. અને ભાઇ બ્હેન બીજે દિવસે બંગલાના ઓટલા પરથી બાગના એક ઝાડ નજીક ચાલતાં આવ્યાં.

" તેં કેમ જાણ્યું, મણીભાઇ ? લીલુએ ભવાં ચડાવીને કહ્યું."

" હું જાગતો હતો. રડવાનો ને આંસુ ભરવાનો અવાજ આવતાં મ્હારી આંખ ઉઘડી ગઇ. અને બાના પલંગ તરફ મારી આંખ દોડી, ત્યાં બાપાજી ડુસકાં ભરતા હતા. પણ બ્હેન ! તેનું શું કારણ હશે ? બાનો મંગળ દોરો વેચી નાખીને હીરા–મોતીનો નેકલેસ ખરીદશે, કે ? " નિર્દોષ મણી બોલ્યો.

" ભાઇ ! આપણે હવે પહેલાં હતાં, તેવાં પૈસાવાળાં નથી. આપણો પૈસો હતો કની, તે એક શાહુકાર–ચોર લૂટી ગયો છે.

" શાહુકાર–ચોર કેવો હોય, બ્હેન ? " મણીએ વાતની વચ્ચે પ્રશ્ન કર્યો.

" શાહુકારો શરાફી પ્હેડી રાખે, ને પાછળથી વેપારમાં ખોટ જાય, ત્યારે દેવાળું કહાડે, તે શાહુકાર–ચોર. આપણું ધન પણ તેમ ગયું છે. કોઇ કહે છે કે લૂટારા લૂટી ગયા. અને બા એકવાર બીજી બાઈ સાથે વાત કરતાં કહેતા હતાં, કે વીરપુર ઠાકોર સાહેબને નાણાં આપ્યાં હતાં, પણ દરબાર એકાએક ગુજરી જવાથી ગુમાઇ ગયાં ?"

" તે વાસ્તેજ બાપાજીને ગોરા સાહેબ પકડી લઇ ગયા હતા કે?"

"હા ! ને તે પછી આપની કને પૈસા રહેલા દીસતા નથી. નહિ તો દરરોજ બા તને પૈસો ન આપે ?"

"હમણાં તો મીઠાઇ કે ફ્રુટ પણ મળતું નથી. હા, કોઇ વાર બા કને પૈસો માગું છું, ત્યારે હોંસથી આપે છે ખરાં, પણ છુટથી તો નહિ, હો બ્હેન ?"

"આપણા બાપા હમણાં કંઇ લાવતા નથી. પહેલાં તો સુરતની વાડીમાંથી કેળાં ને શાક આવતું, ઘરનું ભાડું આવતું. તે હવે બધું બંધ પડી ગયું."

"તે બધું કયાં નાશી ગયું હશે ? તેને તો શાહુકાર—ચોર નહિ ચોરી ગયા હોય ?" નિર્દોષ મણીએ શંકા કરી.

"ના, ભાઈ ! તે તો વેચી નાખ્યું. પૈસાદાર ચોર લઇ ગયા. બાપાજીને પકડી ગયા હતા કની. તેને છોડાવવા માટે પૈસા જોઇએ, તેથી એ સઘળું વેચી નાખ્યું. એટલેજ આપણે દૂબળાં થઇ ગયાં છીએ!"

"બ્હેન ! આપણે તો જાડાં થયાં છીએ. ફક્ત બાપાજી શરીરે દૂબળા થઇ ગયા છે. દૂબળા તો સુરતમાં લોંઠાને કહે ! ખારવાને કહે છે!"

"ભાઇ ! દૂબળા એટલે નિર્ધન. પૈસા વગરનાં હોય, તેને ગરીબ અથવા દૂબળાં કહે છે."

"પણ ગરીબ તો જે ભીખ માગે, ખાવા ન મળે, મજુરી કરે, અને કંગાળ જેવાં જણાય, તે !"

"એ છેલ્લા નંબરનાં ગરીબ !"

"ને આપણે પહેલા નંબરનાં ગરીબ, કેમ બ્હેન ?"

"તું જેમ સમજે તેમ !" લીલુએ વિવાદ બંધ કર્યો.

"બ્હેન ! ત્યારે હવે આપણને સૌ લોકો ગરીબ કહેશે ?"

"ના, ભાઇ ! આપણને કોઇ ગરીબ કેમ કહે ? એ તો છુપી ગરીબાઇ છે. થોડા દીવસ પછી પૈસા મળશે, એટલે આપણે મોટાં થઇશું !"

" મોટાં પણ થઇ જવાય કે ? ક્યારે ? શી રીતે ?"

"સટ્ટામાં, કે સોરતીમાં, અથવા કોઇનો પારકો ડલ્લો મળી જાય તો ?"

" એવું હરામનું ધન કોણ ખાય ? બા કહેતાં હતાં, કે જે કોઈ રળીને નીતિથી લાવે, તે ધન નિરાંતે ખવાય ! બાપા તો એવા છે. બાપુ !"

" પણ બાપાજી તેવા પૈસાવાળા થાય, ત્યાં સુધી આપણે કાંઇ માગવું નહિ. લુગડાં કે દાગીના, બૂટ કે મોજાં, પૈસો કે પાઇ કશું નહિ. બા કંઇ આપે, તો કહેવું કે હમણાં મને જરૂર નથી. બીજા કામમાં વાપરો ! બા ને બાપા તેથી ખુશી થશે !"

" હું એમજ કહીશ, બ્હેન, હોં ! તું ફિકર ન કરીશ. એ તો હું સઘળું સમજું છું, ને વળી તેં આજે વધારે સમજાવ્યો છે."

" જો બાપાજી આવ્યા ! ચાલ, અંદર જઇએ !" બન્ને અંદર બંગલામાં દોડી ગયાં. લીલુ ને મણીના વિનોદની છેલ્લી કડીઓ કુન્દને સાંભળી. **માણેક**ની વાતપર વધુ વિશ્વાસ બેઠો, બાળકોના દીલમાં પણ પ્રભુએ શમતા પ્રેરી છે, તેની ખાત્રી થઇ. રાતની વાત વળી પાછી તાજી થઇ; એવામાં રત્નલાલ ઝવેરીને ત્યાંથી ચીઠી લઇને માણુસ આવ્યો, અને તેણે કુન્દનલાલને નમીને આપી. કુન્દને ઉખેડીને વાંચી, ને નોકરને જવાની રજા આપી. રત્નલાલની ચીઠીમાં પોતાના પૌત્રના વાળ ટહાડા કરાવવાની આમંત્રણ પત્રિકા હતી. **નીલ**મના એકના એક પુત્રને પાંચમે વર્ષે બાબુલનાથમાં વાળ કહડાવવા માટે જે મુહુર્ત રાખ્યું હતું, તે પ્રસંગે સગાં–વ્હાલાંને નોંતર્યાં હતાં. રત્નલાલને ત્યાં આનંદ હતો, **નીલમ**ને પોતાનો વૈભવ બતાવવાની તક મળી હતી, ત્યારે **માણે**કને પોતાની ગરીબાઈ પ્રકટ કરવાની પહેલી તક મળી હતી. કુન્દનને નિર્ધનતા પ્રાપ્ત થયા પછી આ પહેલો જાહેર

પ્રસંગ હતો, કે જ્યાં **માણેકને** પોતાના ઘરની આબરૂ પ્રમાણે ઘટતા દાઠથી જવાનું હતું. આવતી કાલના સમારંભમાં **માણેકને** કુટમ્બ સહિત જવુંજ જોઇએ, અને તે વેળા કંઇક પણ સાદું છતાં શોભિતું કપડું ને થોડા પણ યોગ્ય કિમતી દાગીના પહેરવાજ જોઇએ. એક દિવસની મુદતમાં કુન્દને કેવી ગોઠવણ કરવી, તે માટે પોતે વિમાસતો, ચોટી ઉખેડતો ને વાંચતો, વિચાર કરતો બાગમાં ફરતો હતો. બાળકોને કપડાં તો છે, પણ એકાદ બે સરસ મોતીની માળા જોઇએ; અને **માણેકને** ત્રણ દાગીના અવશ્ય જોઇએ, તે મેળવવાનું મથન કરતો હતો. મારવાડીને ત્યાં કિમતી દાગીનાઓ મૉર્ટગેજ પડેલા છે, તે પર કુન્દન નજર દોડાવતો હતો; અને કયા પ્રકારે મેળવવા, તેનો ઘાટ ઘડતો હતો. એવામાં **માણેક** તેની નજીક આવી. **માણેક** કંઇ પણ પ્રશ્ન કરે, તે પહેલાં કુન્દને કહ્યું. "રત્નલાલને ત્યાંથી આમંત્રણ પત્રિકા આવી ચુકી. આવતી કાલનો દિવસ બાબુના વાળ ઠંડા કરવા માટે નકી થયો છે."

"વારૂ, ત્યારે તો આપણે સૌને જવું પડશે."

"હા. અને તે પણ આપણી ઇજત પ્રમાણે દેખાવ કરવો પડશે. બાબુ માટે કંઇક લ્હેવું પડશે."

"વધારે આપવાનો આગ્રહ કરીશું, તો બીજાં લોકો એમ સમજશે, કે મ્હોટી બ્હેન કનેથી ધન લેવાનો લોભ કર્યો છે. વળી **નીલમ** બ્હેન સાથે મ્હારે વાત થઇ ગઇ છે, ને તેણે નિર્ણય કરી દીધો છે, કે હાલ માત્ર નામની એકાદ ટોપી આપવી, ને તે મેં બાબુનું નામ ભરીને 'ચીરજીવી રહે!' એવા શબ્દ સાથે તૈયાર કરી છે. એટલે એ સંબંધી તો કશી ચિન્તા રહી નથી, અને અમારે તો સૌ ઠીકજ છે!"

" પ્રિયા ! એ માત્ર વિવેક ! ઘરમાં–શયનગૃહમાં ને એકાન્તમાં બોલવાના એ માત્ર બે બોલ ! બ્હાર કંઇ બોલવું કામ આવે? જગત કંઇ તેથી શણગાર માને? સંસારમાં રહીએ, ત્યારે સંસારીઓને મનાવવાં જોઇએ. ભારે ઠાઠથી તો નહિ, પણ સાદા પોશાકથી; જગતને ખાતર નહિ, તો આપણા ઘરની શરમને ખાતર; શોભાને ખાતર નહિ, તો શરીરને ખાતર એ સાદાં પણ સારાં વસ્ત્ર, ને કિમતી નહિ, તો સાદા પણ અલંકાર તો ધરાવો જોઇએ. આપણી દશાની વાદળી ફર્યા પછી જાહેરમાં આપણા ઘરની દુબળી–પાતળી દશા દેખાડવાનો આજે પ્રસંગ આવ્યો છે, ને તે ટાંકણે લાજ રાખવી ત્હારા હાથમાં છે. મ્હારી કને કંઇ નથી. મ્હારૂં તો મેં મોંઘા મૂલે વેચી નાખ્યું છે; પણ ત્હારૂં ધન પણ મેં આફતકાળમાં ઉડાવી દીધું છે. તું શરમાળ છે, શાન્ત છે, વિવેકી છે, ડાહી છે, એટલે ધિરજના એ બોલથી મને રિઝવશે; ને હું તે વેળાએ નીચું મોં રાખીને કે આડું જોઇને મન વાળીશ; પણ કુટમ્બી જનો તક જોઇને જશને વરઘોડે ચડાવા તૈયાર થશે, અને કાને કાન કરડી ખાશે. છુપી છુપી ને છાની છાની ત્હારીજ નિંદા કરશે. કોઇ મોં મરોડશે, ને કોઇ હોઠમાં હસી પડશે. કોઇ વ્યંગ વેણ કહેશે. કોઇ હસીને હાંસી કરશે, ને તું મનમાં દુઃખી થઇશ."

" આપની સઘળી વાત સત્ય છે, ને માન્ય કરવા યોગ્ય છે, પણ તેને માટે ઉપાય શુ? જો આપ મ્હારૂં માનો તો એક ઉપાય છે, ને તે એવો તો રામબાણ છે, કે આપણી હાલત દેખાય નહિ, મનને શોચ કે શોક થાય નહિ, અને સમય સચવાઇ જાય—"

" એવો ઉપાય હોય, તો શૂળીનું સંકટ સ્હેજે કાંટાથી જાય !"

" મ્હારી તબીયત ઠીક ચાલતી નથી, એ બ્હાને મ્હારે ન જવું !"

" અફસોસ ! એક વખત એવો હતો, કે ત્હારા કંઠમાં કયો દાગીનો નાખવો, અને કાયમ રાખવો, તેના વ્હારા થતા હતા; અને

આજે બહાનું કહાડીને બ્હાર જવાનું માંડી વાળી ઘરમાં બેસી રહેવા-નો વખત આવ્યો છે; એ પણ એક સમય !–"કુન્દન જમીન તરફ જોઇ રહ્યો.

"વ્હાલા ! સૂર્ય આડે સુંડલો ઢાંકવાથી કંઇ પ્રકાશ છુપો રાખી શકાશે ? કૂવાને મ્હોડે ઢાંકણું દેવાય, કંઇ જગનું મ્હોડું બંધ કરી શકાશે ? આપણે જેવાં છે તેવાં છે; હવે ઢાંક–પિછોડો કરવાથી આબરૂ રહેશે ? સૌ જાણે છે. સૌ દયા લાવે છે, કે આપણે પારકી પીડે પીડાતાં થયાં છીયે ! જ્યારે દશાએ દયામણાં કર્યાં, ત્યારે કોને કહીએ ? શરમાઇએ કયારે, કે ખોટે રસ્તે નાણાં ગુમાવ્યાં હોય ! બાકી દુશ્મન તો ગમે તે બોલે ? મોટા મોટા મહાન્ધાતા, ને મુછે તાવ દેનારા પણ કંગાળ થઇ ગયા છે. જોકે તેને લાગે તો ખરૂં; પણ તેથી કંઇ હારી જવાય ?"

"મને એક ઉપાય સુજે છે. ત્હારી શી સંમતિ છે ?"

"હું તમારા કરતાં ડાહી નથી. તોપણ હું મ્હારી અલ્પમતિ પ્રમાણે જવાબ દઇશ."

"જો ત્હારી મરજી હોય, તો જયન્તિલાલભાઇને ત્યાં જાઉં ! મ્હારો એ પરમ મિત્ર છે, એ તું જાણે છે !"

"હા, હું સારી રીતે જાણું છું; એ ગૃહસ્થ ખરે કૂળવાન ને મા-ગાળુ કુટુમ્બના છે. નીતિમાન ને સાત્વિક ભાવનાવાળા છે; પણ નાથ ? આપણી દશા–કે ઘરની હાલત ગમે તેવી કઠણ છે, ને એ તમારો પ્રિય મિત્ર આડકતરી રીતે સૌ જાણે છે; પરંતુ હજી સુધી એક પણ વખત એવો આવ્યો નથી, કે તેમની કશી મદદ માગી હોય ! ઘણીવાર પૈસાની તંગીથી ઘરનો વહેવાર અટકયો હશે, ખપની વસ્તુ લેવા માટે બેસી રહ્યાં હશે, ને વાર તહેવારે પણ કદી બાળકોનાં દીલ દુખાવ્યાં હશે, પણ કોઇની મદદ માગી નથી. એક કરતાં અનેકવાર તેમણે મ્હોડે

ચડીને કહેલું હતું, તોપણ આપણે કંઇ લીધું નથી; તો પછી આ ટાંકણે શા માટે તેના મનમાં આપણું માન ઓછું કરાવવું ! વળી આપ જાણો છો, કે જયન્તિલાલભાઇએ તેમનાં સુશીલ પત્નિ સુમતી બ્હેન ગુજરી ગયા પછી તેની જીવ–પ્રાણ કુમારી રમા માટે પણ દાગીના બહાર ક્હાડયા નથી; એટલો તેનો જીવ મુંઝાયલો રહે છે. અને વળી હમણાં રમાની તબીયત સારી નથી, તેથી ગુંચવાયલા દીલે આનાકાની કરે; તો પછી શુદ્ધ પ્રેમમાં વૃથા સોય લાગે, તેવું શા માટે કરવું જોઇએ ? જો મને પુછો, તો હાલ એમને તસ્દી આપવાની વાતજ માંડી વાળો ! બાકી મને ભરૂંસો છે, કે એ ભલો ગૃહસ્થ આવા સંકોચાયલા દીલે પણ પ્રસંગ સાચવશે. પણ એથી તેમનો ડંખ તાજો થશે, ને થોડા વખત માટે કદાચ માનભંગ થઈશું !

"મિત્રને ત્યાં, અને જયન્તિલાલ જેવા શુદ્ધ સ્નેહીને ત્યાં જવામાં સંકોચવાનું કશું નથી. તોપણ જો તને ગમતું નથી, તો ભલે !"

"નાથ ! શ્રી કૃષ્ણ પ્રભુને સુદામો મિત્ર વ્હાલો ન્હોતો ? તેની મિત્ર–ભક્તિ સાત્વિક ન્હોતી ? તોપણ દરિદ્રતા ને નિર્ધનતા સહીને પણ તેઓ દ્વારકાં જવા હઠીલા થયા હતા. જ્યારે કોઈ ઉપાય ન ચાલ્યો, ત્યારે માત્ર મળવા નિમિત્તે ગયા; પણ મોંએ કશી યાચના ન કરી ! શ્રી કૃષ્ણ પ્રભુ તો અંતર્યામી હતા, એટલે સર્વ ઇચ્છા ફળી ગયા, પણ સુદામો તો છેવટ સુધી અવિચળ ટેક રાખી રહ્યા. પેલો વચન તમેજ મને શીખવ્યો છે, નાથ !

સાપ કરે વાયુ ભક્ષણ પણ કદી દૂબળો થાય નહિ,
હાથી સૂકું ઘાસ ચરે પણ બળ હીણો તે થાય નહિ;
કંદ અને જળપાન કરે પણ મુનિ ટેક કદિ જાય નહિ,
જો મનમાં સંતોષ રહે તો જન દુઃખિયો કદિ થાય નહિ.

"ત્યારે જો આપણા મણીનો વિવાહ રમા સાથે થાય તો ?"

"જયન્તિલાલ બાળલગ્ન કરે નહિ. સુમતી બ્હેનની ઇચ્છા હતી, અને જયન્તિલાલ કદી તે પુરી કરશેજ! આપણો મણી ભાગ્યશાળી કે રમા જેવી રૂપાળી ને ડાહી સ્ત્રીનો પતિ થાય. એટલુંજ નહિ પણ મોટી દોલતનો માલિક થાય! પણ તેને વાર છે."

"કદી દત્તક વા ઘર જમાઇ કરી લ્હે તો!"

"તે મને માન્ય નથી. મ્હારો એકનો એક બાળક હું બીજાને નહિ દઉં! મ્હારૂં ઘર ગમે તેવું રંક હોય, તો તે મને ને મ્હારાં બાળકને મુબારક! જયન્તિલાલભાઇ ભલે તેની પુત્રીને લાખો આપે, ને તે સ્ત્રી ધન તરીકે અનામત રાખે; પણ રમા તો મ્હારી પુત્રવહુ તરીકે મ્હારે ત્યાંજ રહેશે! રમાને હું મ્હારી લીલુ જેવી રાખું; પણ મ્હારે ઘેર!"

"જયન્તિલાલ બીજી સ્ત્રી કાં નહિ કરે?"

"એમની હાલની હાલત પ્રમાણે તો નહિ કરે! સુમતિ બ્હેનનો વિયોગ, ને રમા પરનો પ્રેમ ત્યાગશે તો નહિ! જાતે ટેકી છે!"

"દુઃખ તાજું છે, ત્યાં સુધી અસર રહેશે. ઘરની નિયમિત વ્યવસ્થા અને પ્રેમની પૂર્ણ અછતને લીધે હાલ વિયોગ–અસરે બીજી વસ્તુ પર દીલ લાગે નહિ, પણ લાંબે વખતે ઘરની ખોટ પુરવાનો કદી પ્રસંગ આવી જાય!"

"રમા નહોત તો તે બની શકત!"

"રમા સાસરે જાય તો?"

"રમાને હજી પાંચ વર્ષ થયાં છે, તેને જતાં જતાં દસ વર્ષ જોઇએ, ને ત્યાં સુધી જો વૃત્તિ અચળ રહે, તો પછી મોટી વયે તે ન પરણે! એક તો તે સુધરેલા વિચારના છે, ને વળી નવી સ્ત્રી લાવીને જુવાન દીકરીને દુઃખિ ન કરે. તેને ખાવા પિવાની તો ચિન્તા નથી, માત્ર મનને શાન્તિ જોઇએ, તો તે માનવંત ને વ્હાલી દીકરી છે; એટલે

મન વાળશે. રમા પણ સુમતિ બ્હેનનો બીજો ઓળો છે તો ! જ્યારે જોઇએ, ત્યારે હસતીને હસતી; અને ચ્હેરો તો જાણે તેનોજ ! કેવી દયામણી અને વ્હાલી લાગે છે ! હમણાં તો કેટલાક દિવસથી જોઇ નથી, લગાર આજારી રહે છે.”

“એ બ્હાને હું જઇ આવું તો ?”

“ઠીક, પણ આ પ્રસંગ ગયા પછી જઈ આવજો.”

“ત્યારે હવે આપણે શું કરીશું ? આપણા દાગીના મારવાડીને ત્યાં પડેલા છે. હજારીમલ પોતે નથી. તેનો છોકરો લગાર નાદાન ને ટુંકા મનનો છે, એટલે અપમાન કરી નાંખતા વાર ન લગાડે !”

“તે લોકો લાલચુ છે, એટલે બે પાંચ રૂપિયા લ્હેશે. તે તો ટુકડાના ભુખ્યા કુતરા છે ! માટે બીજાને ત્યાં લાચારી કરવા જવા કરતાં તેમના કપાળમાં બે પાંચનો ડહામ દઇને સાંજ સુધીની મુદતે દાગીના આપે તો બસ છે. કંઇ વધારે જરૂર નથી. બે દાગીના મ્હારા ને બે માળા તથા મોતીની બંગડીની જોડ મળશે તો વાહવા ! વ્હાલા ! એ તજવીજ થઈ શકે તેમ છે, ને જો બને તો સારૂં; યત્ન કરો. હજી રાત આડી છે, સવારે દસ વાગ્યા સુધી હરકત નથી.”

“હા, ત્યારે તો હું એજ તજવીજ કરીશ.” દમ્પતી આ રીતે સાંકડા સમયને પસાર કરી દેવાનો વિચાર કરે છે, એટલામાં **નીલમ**-નો ઘોડાવાળો ચીઠી લઇને આવ્યો. તેણે નમીને **માણેક**ના હાથમાં ચીઠી આપી, અને જવાબ માટે દૂર ઉભો રહ્યો. **માણેકે** ચીઠી વાં-ચીને કુન્દનને કહ્યું.

“**નીલમે** મને બંગલે બોલાવી છે. આવતી કાલની કેટલીક ગોઠવણ કરવા માટે કંઇજ સંમતિની જરૂર લાગે છે. જો કે હજી તો હું ગઇ કાલેજ સઘળો બંદોબસ્ત કરવા ગઇ હતી, પણ વળી જરૂર પડી હશે. કોઇ દિવસ વરો કરેલો નથી. પ્રભુએ આજે પહેલોજ

પ્રસંગ આપ્યો છે, ને હાથ છુટમાં છે. શ્રીમંતાઇનો પડઘો પાડવાનો આ સમય છે; એટલે જે ન કરે તે થોડું! બાળુ માટે એવો તો ઉમદા હીરાનો હાર કરાવ્યો છે કે વાહવા! શા સારૂ ન કરે? લાંબે કાળે રત્નલાલને પૌત્ર–સુખ મળ્યું છે, ને ઘરમાં ઝવેરાતનો સુમાર નથી. નીલમે મને પણ ઇસારો કર્યો, કે આ પ્રસંગ માટે જો તને દાગીના જોઇએ, તો મંગાવી લ્હેજે; પણ મેં જવાબ ન દીધો."

"ઠીક કર્યું, ભરમ રહે ત્યાં સુધી સારૂં! દુઃખ દેખાડીયે, પણ ફૂખ ન દેખાડીયે! સગાં વ્હાલાં કે મિત્રો કને જ્યાં સુધી ન માગીયે ત્યાં સુધીજ માન છે."

"ત્હારૂં કહેવું મને લગાર અસરકાર લાગે છે. મેં ઘણીવાર કેટલાકોને માનભંગ થતાં જોયેલા છે. તેઓ દયા માગવા જતાં નિ-માણા થઇને, 'પોતે યાચના ન કરી હોત તો સારૂં!' એવો પસ્તાવો કરતા જોયા છે."

"જો કે મોટા મનવાળા મિત્રો તેવા હોતા નથી. તે તો પો-તાની ઉપયોગતા દેખાડવા સદા આતુર રહે છે, બીજાનીપર આભાર ચડાવવા સદા તત્પર રહે છે; પણ જ્યાં સુધી એક બીજા મનમાં છે, ત્યાં સુધી જે મરતબો તથા મોટાઇ છે, તે પરસ્પર નબળાઇ જ-ણાયા પછી રહેતી નથી. કહે છે કે બાંધી મુઠી લાખની, ને ઉઘાડી તે રાખની! હજી પણ પરાયો માણસ કે મિત્ર સારો; પણ સગાં વ્હાલાં તો દૂરજ સારાં! નીલમ મ્હારી સગી બ્હેન છે; તોપણ પ્રસંગોપાત મેણું મારી લ્હે!"

"તેથીજ ત્હારે વાત ન છેડવી, ને તે કહે, તો ધીમો ને સાદો ઉત્તર દઇને વાત બંધ પાડવી."

"હા, ત્યારે હું બપોરે ત્યાં જાઉં; છોકરાંઓ પણ હમણાંજ પાઠશાળામાં જશે, ને તમે—"

" હા, હું પણ બહાર જવાનો છું. ગાડી બપોરે મંગાવ."

કુન્દનની આજ્ઞા પ્રમાણે માણેકે ઘોડાવાળાને ગાડી બપોરે લાવવા હુકમ કર્યો. તે નમીને ગયો, અને છોકરાં શાળામાં જવાને તૈયાર થયેલાં કુન્દને જોયાં.

"આજે લીલુ વ્હેલી વ્હેલી કેમ પાઠશાળામાં જવાને તૈયાર થઇ છે?"

" આવતી કાલે તે પાઠશાળાનો મેળાવડો છે કની! લીલુ તો મોટું ઇનામ લાવવાની છે. સુંદર બ્હેને તેને સુંદર બનાવી છે તો!"

" સુંદર બિચારી ત્હારી ગરીબ સખી છે; પણ બહુ ઉમદા વિચારની ને ઠરેલ બાઇ છે. તે આ પાઠશાળામાં ગોઠવાઇ ગઇ, એ ઠીક થયું. તેનો ગુજારો ચાલશે, ને આપણી ફરજ બજશે. પણ હા, મને એક વાત યાદ આવી. વિરેન્દ્રલાલ હાલ સુરતથી આવ્યા છે, તે મને મળ્યા હતા. તેમના બન્ને પુત્રો મેટ્રીકમાં પાસ થયા. તે લીલુના અભ્યાસના ને રતનની ઉમરના સમાચાર પુછતા હતા."

" રત્નલાલના એ મિત્ર છે; એટલે રખે કોઇ દહાડો બન્ને બાળા-પર તેની મીઠી નજર દોડાવે, ને પુત્રવધુનો લ્હાવો લ્હે!

"જો તેમ થાય, તો ઉત્તમ બીજું શું? લાયક ઘર, લાયક વર અને લાયક સાસરાં! સાકરથી બીજું ગળ્યું શું? દિવાળી કરતાં બીજો આનંદ કયો? પ્રસંગ આવે, તો તે તક જવા દેવા જેવી નથી."

આમ વાત કરતાં કરતાં બન્ને જણ બંગલામાં ગયાં. અને ભોજન લઇને કુન્દન, મારવાડીને ત્યાં ગયો. માણેકને તેડવા નીલમની ગાડી આવી, એટલે તે વાલકેશ્વર ગઇ. કુન્દને પોતાનાં કુટમ્બને શણગારવાનો યત્ન ચાલુ કર્યો; માણેકે તે વિષે સંતોષ પકડયો.

માણસ જ્યારે ગિરિશ્રૃંગપરથી દશાના બળે ભૂમિપર પડે છે, ત્યારે તેનો માર સહન થઇ શકતો નથી. ઘડી પ્રતિઘડી પોતાની સાહ્યબી

સ્વપ્ન તુલ્ય દૃષ્ટે પડે છે, ને નિરાશાના નિસાસા મૂકીને પસ્તાવો કરે છે. એ શોચથી કેટલાક યત્નો ભાગી પડે છે, પણ સાંકડું મન સમજાવ્યું સમજતુંજ નથી.

કુન્દન ઘરની બહાર નીકળ્યો, પણ તેનું હૃદય પ્રફુલ્લિત ન થયું. મનમાં શોચ થયો, કે કામ સફળ થશે નહિ; અંતે એમજ થયું. મારવાડીની મુલાકાત ન થઇ. તેના નોકરે રાત્રે મળવા તેને કહ્યું. કુન્દન નિરાશ થઇને ઘેર પાછો ફર્યો, હવે કયાં જવું? માણેક બહાર ગઇ હતી, એટલે પોતે કોટમાં ગયો, અને બે ઘડી પોતાના પ્રિય મિત્ર જયન્તિલાલ ઉર્ફે જનુભાઇ ઇનજીનીયરની ઓફીસમાં વખત ગાળવાને ગયો, ત્યાં જતાં ખબર મળી કે " જનુભાઇ આજ આવ્યા નથી, ને આવવાના નથી. કંઇક ઘર કામમાં રોકાયલા છે. " કુન્દને તેને મળવા માટે વિચાર કર્યો, એકાન્તમાં બે ઘડી વાતો કરીને પ્રસંગોપાત પોતાની મુશ્કેલીનો માર્ગ ઉઘાડવાની સલાહ પુછવાનું નિમિત હાથ ધર્યું, અને તે વાલકેશ્વર તરફ વિદાય થયો.

માણસનું મન ગુંચવાય છે, ત્યારે તેને કોઇ પણ વગડે કે ઝાડે વિશ્રામ જણાતો નથી. વળી કોઇની અગત્ય પડે છે, ત્યારે મન ફાંફાં મારવા મંડી જાય છે, મગજ વિસરાળ થઇ જાય છે. અને આંખપર એવું તો નિષ્ફળતાનું પડ બંધાય છે, કે નજીકનો પદાર્થ પણ નજરે પડતો નથી. બળ હરાઈ જાય છે, અને જીભ અચકાય છે. શરમાળ ને આબરૂદાર માણસને બીજાની કને યાચના કરવી, દયા માગવી, કે મદદ મેળવવી બહુ કઠણ થઈ પડે છે. એ સમયે તેની હાલત એક કેદી કરતાં વધારે દયામણી દેખાય છે. સુઘડ ને શાણા સજ્જનો તે સમજીને ઘટતી સહાયતા આપે છે. નિર્દય ને કઠોર જનો તેને રૂવાબમાં દાબીને પોતાની હલકાઇનો છાપ મારે છે !!

## પ્રકરણ ૩ જું.

---

### 'સુમતિ વિલાસ' મહેલનું વિયોગી પંખીડું.

" રે એ ઝાડ પહાડ પંખિ પશુએ ? દીઠી સીતા સુંદરી !
સાધુ આ સુખ–ભૂખને પરહરી ચોમેર ઘૂમે ફરી;
રે એ વાદળી ? તું નહિ ખબર દે, છે ક્યાં છુપી જાનકી ?
જોતી જા જગ વાટ ઘાટ પર તું, ને કે' મને શાનથી. "

સીતા વિયોગી રામની કથામાં તલ્લીન થએલો, આંખ ફુટયા પછી ભમર તરફ નજર કરીને દુઃખમાં દિલાસો લ્હેનારો સુમતિવિલાસ મહેલનો માલિક જયન્ત રડતા હૃદયે આરામ ખુરસીપર અચેત પડયો હતો. તે રામ–કથાના પૃષ્ટપર વાલ્મિકે વર્ણવેલો રામ સીતાનો વિયોગ વાંચતો હતો. ઘડીમાં તુલસીદાસજીની મધુરી ચોપાઇ સ્મરતો હતો, ને ઘડીમાં જ્ઞાન પ્રાપ્ત થતાં રઘુરામ રૂપ મનને ઠપકો દેતો હતો. " સંસાર અસાર છે; સંસ્કારે કરીને સર્વ વસ્તુ સાંપડે છે. અને રૂણાનુંબંધ પુર્ણ થતાં વન વનનાં પંખી ને માનવ પેઠે સર્વ જગત છુટું થઇ જાય છે. વાયુના વેગે ઝાડનાં પાતરાં ને રેતીનો ઢગ એકઠો થાય છે, ને એજ વાયુથી પાછો વિખુટો પડી જાય છે, ત્યારે મિથ્યા શોક શો કરવો ?" આ તરંગનો એકજ લ્હેરો ઉછળ્યા પછી તરત જળમાં સમાઈ જતો હતો, અને ફરીને એજ મન વિયોગ દુઃખમાં તરતું માલમ પડતું હતું.

"પ્રભુ ! તેં જો આ જગતને પ્રેમમય બનાવ્યું છે; પ્રેમીઓને તેનું અમૃત પાન કરાવવા પ્રીત–ફળ ઉત્પન્ન કર્યું છે; તો પછી પ્રેમ–બાગમાં ત્હારી કૃપાથી હરતાં ફરતાં ને ઉડતાં રમતાં પંખીડાંને વિખુટાં કરવામાં, તેઓનાં દીલને ઝુરવવામાં, ને તેની મહા પીડાઓ જોવામાં તું કેમ

મજા લ્હે છે ? તું દયાળુ હોય, માયાળુ હોય, ને જો તું નિર્વિકારી હોય, તો પછી બીજાનાં પ્રેમમય સુખતરૂને ત્હારી કૃપાનું જળ સીંચીને ઉછેરવાને બદલે તેની ઉપર હીમ અથવા દાહ મુકીને કાં દગ્ધ કરે છે ? તું અનાથ ને નિર્દોષ, કેવળ ત્હારા આધારે ઝુલતાં પંખીડાંઓને શા માટે ટળવળાવતો હઇશ ? લોકો તને ભલે દયાળુ કહે, પણ હું તો તને કઠોર કહીશ. જળ વગર તરફડતાં મચ્છની પેઠેમ માતા વગરનું બાળક તરફડે, પ્રેમ-જળ વગર પંખી તરફડે, તે છતાં તું તેના પર દયા ન કરે, એ ત્હારી દયાર્દ્રતા કેવી હશે ? કોઇની આશા ભંગ કરનારને તું શિક્ષા કરે છે, ને તું કોઇની આશા ભંગ કરે છે, તેનો ઇન્સાફ નહિ ? પ્રભુ ! ત્હારી મુગલાઇ તો ત્હારીજ કને છે. જ્યારે ત્હારા પુજારીઓને પુછીયે, ત્યારે તે ત્હારો મહિમા વધારવા અભેદ ભેદુ તરિકે તને ઓળખાવે છે; પણ અમે પ્રત્યક્ષ જોઇએ છીએ, કે તું ત્હારે ગમે તેમ ખેલ ખેલે છે. બળિરાજાએ પુન્યનો થર બાંધ્યો, ત્યારે ઇંદ્રનો પક્ષ ખેંચીને તેને પાતાળમાં ચાંપ્યો ! હિરણકસ્યપ ત્હારી સામે થયો, ત્યારે તેને મુક્તિ આપી. ત્યારે દુનિયામાં તો બળીયાના બે ભાગ એવો ન્યાય થયો ? પ્રભુ ! ત્હારાં બનાવેલાં પ્રાણીયોમાં પણ દયાનો અંશ છે; ન્યાયાસર પર બેઠેલા ન્યાયાધિશ પણ ગુન્હેગારની શિક્ષા એકાદ વાર માફ કરે છે, દાતાર માણસને કદિ મુર્ખ થઇને કોઇએ ગાળ દીધી હોય, તો તે પણ ક્ષમા કરીને ઉલટો ઉપકાર કરે છે, તો શું તું જેવો દયાળુ દેવ એકાદવાર પણ ક્ષમા ન કરે ? ભલે, તું કઠોર થા, ને સાથી પંખીડાંને લાંબો વખત સાથે રહેવા ન દે; પણ એકવાર ભેટવાયે ન દે ! તું શ્રી કૃષ્ણ ભગવાન, તેં સંદીપ મુનિના બાળકને યમપુરીમાંથી લાવી આપ્યો; તો તું એટલી શુદ્ધ દયા કરીને ઝુરતાં પ્રેમીને તેની પ્રિયાનું દર્શન ન કરાવે ? રઘુનાથ તો સમર્થ હતા. એટલે સમુદ્રપર પાજ બાંધી, ને રાવણને મારીને સીતાને મેળવી. ક્ષુલ્લક પ્રાણીનું શું

ગજું, કે તે પોતાનાં કીડી જેવાં બળથી ગયેલી વસ્તુ મેળવી શકે? એ તો કેવળ ત્હારેજ આધારે કમ્મર કસે. પણ જ્યારે તુંજ બ્હેરો, તુંજ અંધો, તુંજ બેશરમો, ને તુંજ નિર્દય થઇ જાય, તો પછી ક્યાં પુકાર કરવો?" આ રીતે જયન્તનું સ્વાર્થી મનડું કોઇ કોઇ વાર લવતું હતું. માયાના સમુહમાં વારંવાર ગોથાં ખાતું હતું. કુન્દનલાલ પોતાના મિત્ર જયન્તિલાલના સુમતિ વિલાસ મહેલમાં આવ્યો, ને અંદર નજર કરી, તો જનુભાઇ વાંચવામાં તલ્લીન થઇ રહ્યા હતા. કુન્દન દરવાજા પાસે પળભર આમંત્રણની વાટ જોતો ઉભો રહ્યો. ઘડીવાર ઉભો, એટલે જનુભાઇએ ચોપડી પેટ ઉપર મુકી. કુન્દને જાણ્યું કે મિત્ર હમણાં ઉઠશે, હમણાં નજર કરશે, પણ તેણે તો ફરીને પુસ્તક ઉઘાડ્યું, ને તાનમાં તલ્લીન થઇને તે માંહેની કવિતા ગાવા લાગ્યો—

**ઝીલ્લા.**

બે પંખીઓ અમે એક વનમાં ફરતાં'તાં,
ફરતાં'તાં સુખ દુઃખની બે બે વાત સાથ કરતાં'તાં;
હસતાં'તાં રમતાં'તાં કોઇથી કદી નહિ ડરતાં'તાં,
હળીમળીને ચરતાં'તાં વળી છુટાં થાતાં રડતાં'તાં—

એ સમે કાળ પારધી આવ્યો ભવવનમાં,
રે કપટ કળાથી જાળ બિછાવી તનમાં,
અમે ઉડી જતાં'તાં પંખી બન્ને ગગનમાં,
ત્યાં લાગ્યું તીર—ને પડી પંખીણી વનમાં—
આંખ ચોળીને રડી રહ્યો શુક સરળ સુખ વણસાતાં—**ફરતાં.**

કવિતા પુરી થઇ, ને જનુભાઇની દૃષ્ટિ સામેની પ્રિય છબીપર ગઇ; એક પળ હજી તેપર ટકી ન હશે, ત્યાં તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. કુન્દનને પ્રથમ તો બહુ અપમાન લાગ્યું; જે મિત્ર

પોતાને માટે જીવ–પ્રાણ દે, એ મિત્ર આજે સીધી નજર કરવાને પણ હઠ કરે છે! પરંતુ જ્યારે જનુભાઇને અશ્રુપાત થતો જોયો, ત્યારે કુન્દને માન્યું, કે આજે તેમની તબીયત વિમૂખ થઇ લાગે છે. આવી અવસ્થાએ મળવું કે કેમ? એમ વિચાર કરે છે. એવામાં માળી નજરે પડયો. કુન્દને ધીમે સ્વરે તેને બોલાવ્યો, અને શેઠની તબીયતના સમાચાર પુછ્યા. માળીએ જણાવ્યું, કે 'આજે શેઠાણીની મરણ તિથી છે; તેથી કોટમાં ગયા નથી!" કુન્દન, જયન્તનો શોક સમજી ગયો; ને માળી અંદર ચાલ્યો ગયો. જયન્તની આજની ઉદાસી અપાર હતી, અને કુન્દનની ચિન્તા પણ વર્ણવી જાય, તેવી ન હતી; એટલે આ પ્રસંગ ખસતો કરીને મિત્રને મળ્યા વગર પોતે પેલા મારવાડીને ત્યાં પાછો ચાલ્યો ગયો. જયન્ત તો એજ ધુનમાં–વિચારમાં હજી ગોથાં ખાતો હતો. મનમાં રમણ કરી રહેલી રાધાના સ્મરણ સિવાય–ધ્યાન ગાન સિવાય અત્ર બીજી એકે અન્ય વસ્તુ પ્રતિ તેની દૃષ્ટિ કે કર્ણ ગયા ન હતા. ફરીને પેલાં રસિલાં ગીતની કડી ગાવા લાગ્યો—

> બે પંખીઓ અમે એક વનમાં ફરતાં'તાં,
> કરતાં'તાં સુખ દુઃખની બે બે વાત સાથ ફરતાં'તાં—

એવામાં બાળકુમારિ રમાનો અંદરથી સ્વર આવ્યો.

"પિતાજી? હું ત્યાં આવું કે?" પિતા આજે પોતાની માતાની પુન્ય તિથીનો શોકમાં ગિરફતાર જણાય છે; એવી ગુપ્ત સમજણથી રમાએ પ્રથમ બહાર ડોકીઉં કરીને પછી પ્રશ્ન કર્યો.

"કોણ, રમા? આવ મ્હારા બેટા! આજે એમ કેમ પુછ્યું, મ્હારાં રત્ન!" જયન્ત પોતાની વ્હાલી કન્યાનો સ્વર સાંભળતાં સર્વ સ્મરણ ત્યાગીને ઉઠયો, ને રમાની કને ગયો.

"મેં જાણ્યું કે કદાચ કોઇ ઇમારતના નવા પ્લાનમાં મગજ ગુંથાયું હોય તો !"

"મ્હારી બાપુડી! ત્હારા કરતાં મ્હારૂં પ્લાન વધારે !" એટલું કહીને જયન્તે રમાને તેડી લીધી.

"પિતાજી! તમે કહો, તો આજે હું ચોપાટી જાઉં ! ડૉક્ટરે પણ હુકમ આપ્યો છે."

"ત્હારી મરજી હોય તો હું ક્યાં ના કહું છું, બાપુ ! પણ ત્હારી તબીયત હજી શરદ લેવા યોગ્ય તૈયાર થઇ નથી. આ વખતે તું નબળી થઇ ગઇ છે ?"

"ના–ના પિતાજી ! તમને વ્હેમ પેઠો છે. હું વળી કયે દહાડે પુષ્ટ હતી, ને કયે દહાડે નબળી હતી. હું તો મ્હારી બા જેવી છું !"

"હા, ત્હારી બા જેવી ! તને ત્હારી બા આજે કેમ યાદ આવી બેટા ?"

"ન આવે ! આજે તેની પુન્યતિથી છે કની ! મ્હારાં બા કેવાં માયાળુ હતાં ! બિચારાં આજે સવારેજ ગુજરી ગયાં ! પિતાજી ! તે ક્યાં ગયાં હશે ? પાછાં કોઇ દહાડો અહીં આવશે કે ?"

"દીકરા ! એ વાતનો હવે તું વિચાર ન કરીશ, તું સ્મરણે ન કરીશ. તું જ્યારે મોટી થઇશ, ત્યારે તને ત્હારા વિચાર તેનો મેળાપ કરાવશે. પણ બ્હેન, મોજી મહારાજ ક્યાં ગયા છે ? એ તને હવે વાર્તાઓ કહે છે કે ?" જયન્તે અસલ વાત ઉડાવી.

"હા, પિતાજી ! એમની વાતોથી મને બહુ ગમ્મત પડે છે. એ બુઢ્ઢાકાકાએ કાલે એક રાક્ષસની વાત કરી હતી. હું તો હસી હસીને થાકી ગઇ. કહે કે સીતાજીને શોધવા માટે રામચંદ્રજી ગયા, ત્યારે હનુમાનજી વાંદરાએ લંકા બાળી નાખી. કહે કે પુછડું એવડું મોટું કે-મુંબઇને વીંટાળી દે ! શું એ વાત ખરી હશે ?"

"કવિઓના હાટ ને કહાણી કહેનારાઓની ગમ્મત! પણ જો ત્હારે ફરવા જવું હોય, તો ગાડી તૈયાર છે. મેં મ્હારે માટે જોડાવા છે, પણ હું નથી બહાર જવાનો, ત્હારી ઇચ્છા હોય તો જા!" જયન્તે બાળાને મુળ વાત વિસરાવીને બીજે રસ્તે ચડાવી.

"તમે આવો, તો મને બહુ મજા પડે, પિતાજી! પણ જ્યારે તમે આવવાનાજ નથી, તો હું કાશી ઘાટણ સાથે જઇશ, ને તમે મોજી મહારાજ સાથે ગપાટા મારજો." એટલું બોલીને રમા પોતાના પિતાજીના હાથમાંથી સરી પડી, ને તરત ગાડી કને દોડી ગઇ. કાશી વાટ જોઇનેજ ઉભી હતી; તે તરત તેની કને ગઇ. બન્ને ગાડીમાં બેઠાં; ને ચોપાટી તરફ રવાને થયાં. જયન્ત બે ઘડી તેની તરફ જોઇ રહ્યો.

"મા વગરની ગરીબ દીકરી! પ્રભુએ કેવી ધિરજ ને સહનશીલતા આપી છે? કોઇ દહાડો કંકાસ નહિ. પિતાજીનો મિજાજ જોઇનેજ કામ લ્હેનારી! નાની છતાં મોટાં માણસની મનશક્તિને પિછાણનારી અને સમસ્યામાં સમજી જનારી કન્યાએ આજે તેની માતાને યાદ કરી. સુમતી ગુજરી ગયા પછી બે વર્ષે આજેજ યાદ કરી! આહા! યાદ કરીને શું કહ્યું? તેની માતા તેને ફરી મળશે કે નહિ! તે ક્યાં ગઇ હશે! નિર્દોષ બાળક બિચારૂં મરવાની વાતમાં શું સમજે? અરેરે! માંસલ રત્ન! નાનું બાળક રડતું કરીને સુમતિ ચાલી ગઈ! પ્રિય પંખીડાને ટળવળતો કરીને વગર બોલ્યે, વગર રોગે, આશાના નાવ પર ચડાવીને ભવસાગરને તળીયે મૂકી દીધો! એકજ આશાધાર રત્ન મૂકી ગઇ, રમાને જોઇને શાન્તિ મળશે; એમ કલ્પીને જાણે તેને રાખી ગઈ! રમા! કેવી બાળા? જાણે તેની માતાનો તદ્રૂપ નમુનો! હસવામાં, બોલવામાં, ચાલવા હાલવામાં, અને દેખાવમાં જાણે સુમતિ! પ્રિયાના તેજનો અંબાર! તેના શરીરનો બાંધો, તેના મુખડાંનો ચ્હેરો, તેની

ચાલનો લટકો સર્વ રમામાં! માત્ર દીકરીનું સ્વરૂપ: આંખ કને રમે એટલુંજ; બાકી સર્વ ઘાટ સુમતીનો! એક રીતે આનંદ ને બીજી રીતે આપદા!!"

"આપદા અવિચારીને." મોજી મહારાજ જયન્તનો છેલ્લો શબ્દ સાંભળીને બોલતો બોલતો દિવાનખાનામાં આવ્યો. જયન્તે પોતાનો ચ્હેરો બદલી નાખ્યો.

"શું બોલ્યા, મહારાજ! કયાં ગયા હતા?"

"એમાંથી પહેલો કયો જવાબ આપું?"

"તમને ગમે તે, જો ગમે તો બન્ને જવાબ આપો?"

"હું બોલ્યો એજ કે આપદા અવિચારીને, વિચારવંત માણુસો આફતને આપદા સમજતાજ નથી. ચિન્તા ચોરને, અને દુઃખ દરિદ્રીને! આપ શા માટે દુઃખ કરો છો? હું અંદર બેઠો બેઠો આપનો કરૂણુ સ્વર સાંભળતો હતો. આપની કને આવવાને મન ઘણું તલપતું હતું; પણ પેલો ગોર પરવારે ત્યારે કની! સુમતી બ્હેનની પુન્યતિથી તેને તો ફળી! ગાંસડો બાંધીને ભાતું લઇ ગયો. હશે, તેનાં નસીબ ને મરનારનું પુન્ય! ગઇ તિથી બ્રાહ્મણે ન વાંચે!"

"અફસોસ! મહારાજ? શું કહું! ડંખની વેદના તો વાગનારનેજ જણાય. પ્રસુતાની પીડ વંધ્યા શું જાણે?"

"જયન્તિલાલભાઇ! સુમતી બહેનને ગુજરી જવાને બે વર્ષ આજે પુરાં થયાં, પણ આપ હજી વિસારે પાડતા નથી, એમ કરવાથી તમને કંઇ લાભ મળશે?"

"મહારાજ! હું વિસારી દઉં છું; પણ વિસરતી નથી, તે શું કરૂં! હજી એ ડંખ તાજો ને તાજોજ છે, હું આ ઘરમાં પગ દઉં છું, કે મારો જીવ મુઝાય છે. આજ બંગલાની બારીમાં દેવી ઉભેલી, હમણાં જાણે રણુઝણાટ કરતી દાદર ઉતરીને ઓટલાપર આવશે; હમણાં

ચાય જાતે લઇને પ્રેમથી પીવરાવશે, આ પેલી ગાડી જોડાવીને બોલાવવા આવશે, આમ વારંવાર થયા કરે છે; તેને શું કરૂં! જો રમા બાળક ન હત, તો કદી હું આ સ્થળમાં રહેત નહિ!"

"ભાઇ! ઘરની એક મનગમતી સગવડ દુર થાય છે; ત્યારે સહજ આપણને દુઃખ થાય છે. વખતસર ચા પીવાની ટેવ હોય છે, ને જો તે મળતો નથી, તો મન દુખાય છે; ત્યારે મનની શાન્તિના સર્વ સાધન પુરાં પાડનારની ગેરહાજરી કેટલી દુઃખકર થઇ પડે, તેનો ખ્યાલ તો સહજ આવી શકે! અને જો આપને એમ લાગતું હોય, કે સ્ત્રી વગર ઘર સુનું છે, ને સ્ત્રીની જરૂરજ છે તો.—"

"બીજી સ્ત્રી કરૂં? પ્રભુ પ્રભુ કરો! હરિ હરિ કરો! એક ભવમાં બે ભવ કરૂં? મ્હારી પ્રાણધાર પુત્રી રમાને સાવકી માતા હોય? શું સુમતિ જેવી જગતમાં બીજી કોઇ જન્મી છે! તેનો પિંડ તે પતિ, ને પ્રભુ તે પતિ. આ શબ્દો તેની માએ ગળથુથીમાં તેને પાયા હશે! પ્રેમથી પરણ્યો હતો, ને પ્રેમમાંજ મરવું છે."

"ભાઈ! જગત બધું પ્રેમમયજ છે. તમારા મનપર હાલ દુઃખની અસર છે, ત્યાં સુધી આમ થાય છે. પ્રભુની માયાને કોઇ પ્હોંચી ન શકે! કદાચ કોઇ ગુણીયલ મળી ગઇ, તો સર્વ વિકાર ટળી જશે, ને મન–કળી વિકસી જશે. મોટા મોટા મહા પુરૂષો પણ માયાની મોહ જાળમાંથી મુક્ત થઇ શકયા નથી. મ્હારૂં વચન યાદ રાખજો. આપ કાશી જવા ચ્હાઓ છો, પણ કાશી વિશ્વેશ્વર ચાહે, તો ત્યાંજ કોઇ ગુણવંતીને મેળવી દે! હાઃ હાઃ હાઃ"

"સમયને શરણે સૌને થવું પડે; પણ ધારણા તેવી નથી. આહા! સુમતી! સુમતી! એજ રાગ! એજ ધૂન ને એજ જપ-તપ છે. મહારાજ! વેદાન્ત વાંચું છું; ગીતાનું જ્ઞાન મેળવું છું, અને તમારા જેવા પંડિત પુરાણીનો સત્સંગ કરૂં છું; પણ જ્યારે તે-

## સુમતી અને જયન્ત.

(૨)



સુમતીની છબી સામે જયન્ત જોઈ રહ્યો. ભા. ૩. પૃ. ૩૩

માંથી છુટું છું, કે એજ સુમતિ ને એજ હું ! અરેરે ! કુદરતની અવકૃપા તો જુઓ ! અરે તેનો ચમત્કાર તો જુઓ ! જે તિથી ને જે વારે તેનો જન્મ; તેવેજ દિવસે લગ્ન અને તેવેજ દિવસે તેનું મરણ !– આજ પણ તેજ તિથિ ને તેજ વાર છે ! એજ પેલી રમણીય, ને એજ હું ! હવે તે ચિતરેલી મૂર્તિ, ને હું પાષાણ હૈયાનો જીવતો પતિ ! અફસોસ !"

"ભાઈ ! પતિ પાછળ પત્નિ સતી થાય છે; કોઇ સતી પાછળ પતિ બળી મુવા છે ? તમે તો ડાહ્યા પુરૂષ છો. જગત કોઈજ સ્ત્રીને ગણતું નથી. જુઓની, રામચંદ્રજીએ સીતાજી માટે મહા સંકટ વેઠયું, પણ ધોબીના કહેવાથી તેને વનમાં કહાડી મૂકયાં ! શું એ વાત ખરી હશે ?"

"ઉત્તરરામ ચરિતમાંથી તેવો સાર નીકળે છે; પણ કલ્પના કામ કરતી નથી. જેણે પત્નિ મેળવવા માટે ભેખ લીધો, તે વળી એક ધોબીના કહેવાપરથી વળી છેહ દે ! રામ ગમે તેવો પણ ન્યાયી રાજા હતો, તે દેવીને દગો ન દે ! શંકર ને સતી પાર્વતિ વગડામાં ફરતાં હતાં, ત્યાં રામચંદ્રને સીતા વિયોગે ભટકતા જોઈને પાર્વતીએ ચેષ્ટા કરી, ત્યારે સીતાનું સ્વરૂપ છતાં રઘુનાથે માતા કહીને બોલાવ્યાં ! શંકરે પાર્વતીને તજ્યાં; પણ રઘુરામે સીતાને વિસારી ? એવા પ્રેમાળ પતિ પોતાની સતીને કહાડી ન મૂકે ! ગમે તેવો દોષ કરે, પણ હું સુમતીને કહાડી શકું ? જેના પર પુર્ણ વિશ્વાસ, અને જેના પ્રેમ પર પૂર્ણ શ્રદ્ધા હોય, તેનો દોષ તે દોષમાં છે ! મોજી મહારાજ ! સુમતી તે સુમતી ! એક પળ પણ એ મનોહર મૂર્તિ નહિ વિસરાય. પ્રભુએ જે સાત્વિક પ્રેમ આ સંસાર તરવા માટે સમર્પ્યો છે; તેજ પ્રેમની માટીની બનેલી, અરે અનેક પ્રેમીયોનાં તત્ત્વોથી ઘડાયલી સુમતી, એ મ્હારાથી ન વિસરાય ! ના, ના, એ તો પિંડ સાથે પડશે, પ્રાણ સાથે પ્રેમ જશે, ને જ્યાંથી આવ્યો, ત્યાં મળી જશે !"

"ખરી વાત છે. પ્રેમીઓનાં દીલ જેવાં કોમળ તેવાં કઠોર હોય છે. જ્યારે પ્રેમનો પ્યાલો પીને મસ્તાન થાય છે, ત્યારે તે મહા કષ્ટને ગણકારતો નથી; પણ જ્યારે તે પ્યાલો ઢોળાઇ જાય છે, ત્યારે તેનું કોમળ હૃદય કેળ કરતાં પણ પોચું, ને માખણ કરતાંએ નરમ થઈ જાય છે."

"પ્રેમ બે જાતના છે. એક માયાવી ને બીજો વિરાગી, માયાવી પ્રેમનો અંત વૈરાગ્યને શરણે જાય છે, ને તે વૈરાગ્ય વિરાગી બનીને વૈકુંઠમાં પહોંચાડે છે. આ પ્રેમ સંસારીઓને વાસ્તે નિર્માણ થયો છે, અને બીજો પ્રેમ કેવળ ત્યાગી માટે છે. ત્યાગીઓને માયા રહિત પ્રભુના જપ મંત્રના મોહની લગની લાગેલી હોય છે, ને તેઓ એક ભૂવન જલદી ચડી જાય છે. પ્રેમ તો એકજ, પણ ભૂવનમાં અંતર—એક નિરાકાર ને બીજો સાકાર—મહારાજ! આપ એમાં સમજી શકો તો સમજો!"

"ભાઇજી! એટલી ઉંડી વાતમાં હું તો ન સમજું, પણ એટલું જાણું, કે જે ત્યાગી થાય છે; તે નિરાશા વગર થતા નથી. વિપત્તિનો મૂળ આશ્રમ વૈરાગ્ય છે. અને જ્યારે વિપત્તિ નાશ પામે છે, ત્યારે વૈરાગ્યને બદલે રાગની માયા લાગુ પડે છે. એ એક વંટોળીયો છે, ધૂમસ છે, ધૂમાડો છે, દૂધનો ઉભરો છે, ક્રોધ છે, કામાવેશ છે, નદીના પૂરનો વ્હેળો છે, દરિયાની ભરતી છે. જ્યારે તે શિતળતા ને શાન્તિ પામે છે, ત્યારે તે પોતાના અસલ સુખ તરફ દૃષ્ટિ કરે છે. અપવાસ કરીએ, ને વ્રત પુરૂં થાય, એટલે અન્ન પ્રત્યે ભાવના જાય. આપને હાલ વિયોગનો રોગ લાગુ પડેલો છે; એટલે વિરાગ-રાગની મજા નહિ જણાય."

"મહારાજ! હવે તો મને એમ થાય છે, કે સુમતીનાં અસ્તી લઇને ગંગામાં પધરાવવાને કાશીપુરી જવું. મેં નિશ્ચય કર્યો, કે

રમા બ્હેનને અમદાવાદ રાખીને ગંગાસ્નાન કરી આવવું; પણ તે પ્હેલાં મ્હારે એક મિત્ર ધર્મ બજાવવો છે, ને પછી ઉત્તર તરફ ગમન કરવું છે."

"ભાઇ! મને આ પ્રસંગે એક પદ યાદ આવ્યું! તમે આ મનના મેળાનું પ્રેમથી દ્રવતું ગીત તો સાંભળો? આહા! કેવું જ્ઞાનથી ભરેલું છે! આપના અંતરનાજ જાણે ઉદ્દગાર-વાહવા! ખરી પ્રીતિનો વિરાગ પ્રકટી નીકળ્યો છે, પ્રિયા વિયોગી રઘુરામને જાણે સ્નેહી સમજાવે છે.

**(સારંગ-ગજલ.)**

મનવા શું મનમાં મુઝાય છે, થાવાની થઇ તે થઇ;
બાજી ચુકી જે હાથથી, જાવાની ગઇ તે ગઇ. **મનવા.**
ત્હારૂં શું હતું અને ત્હારૂં શું ગયું કંઇ;
જેનું હતું તે ત્યાં ગયું, ત્હારૂં શું લઇને ગઈ! **મનવા.**
ભોળા ભમરા શીદને, કલ્પાંત કમલિનું કરે;
કર્મે નથી જો ત્હારે તો, જાવાની ગઇ તે ગઇ. **મનવા.**
કુંભ કાચી માટીનો, ને કાચનો ગોળો હશે;
મુશ્કેલ વસ્તુ ટકાવવી, રહેવાની રહી તો રહી. **મનવા.**
રતન જતનથી જાળવ્યું, સંભાળી સાચા સ્નેહથી;
વિધીને જો તે ના ગમ્યું, દેવાનું દઇને ગઇ. **મનવા.**
પ્રેમી પંથી પંખિણી, નાખીને પ્રીતિ જાળમાં;
સંબંધ સુધી રહી પછી, ઉડીને ગઇ તે ગઈ. **મનવા.**
કર પ્રયત્ન બીજો હવે, ભૂલી જા પેલાંને તું તો;
ભૂલાય નહિ તોયે ભૂંડા-ભૂલી જા-થઇ તે થઈ. **મનવા.**

"છેલ્લી કડીમાં વિયોગી પ્રેમીએ, ક્રુરતા દેખાડી લાગે છે!"

"જગત આશાથી ભરેલું છે. એકલાં પંખીડાંને સાથીના આશરાની જરૂર છે; એમ દર્શાવ્યું છે."

"એ પ્રેમી નહિ, પણ લોભી–મોહક ! આહા ! પ્રેમને બે પિતા કે બે પતિ હોઇ ન શકે ! સુમતીને એકજ પતિ–સુમતિના પતિને એકજ પત્નિ–આહા ! પેલી છબી જોઇ ? જાણે હમણાંજ રીસાયલી પણ હસમુખી રમા ઉઠીને અહીં આવશે ! આજ દહાડે, આજ પળે તે ચાલી ગઇ ! રડતાં આંસુડાં ઝીલવાને સમર્થ હતી, પણ હસતાંજ આંસુડાં ઝીલ્યાં હતાં; આંસુ આવવાના પ્રસંગો પરભારા દૂર કરનારી રમાએ આખરે મરી ગયા પછીજ આંસુ લાવવા દીધાં, મરતાં સુધી પતિની આંખમાંથી આંસુ પડવા દીધાં નથી."

"એ બધું ખરૂં ! પણ એવી ઘેલછાથી જગત મૂર્ખ ગણે ! તમે પ્રેમી તેથી પ્રેમની ખુબી બહુ સમજો—કોલસાના વેપારીને રૂ પારખવાની શી ખબર હોય ? ખોળના ખાનારને ગોળની ગમ્મત શી જણાય ?"

"ખરેખર ! જગતને શું ? દુનિયાં દીવાની છે. મહારાજ ? તમે પેલું મનના મેળાનું ગીત સંભળાવો તો ! મને એથી શાન્તિ થશે !"

"હા તમારી ઇચ્છા છે, તો લ્હો, ગાઉં !"

### ( દોહરો. )

સુખિઆ આ સંસારમાં, દુઃખનો દીધો ડહામ ;
લગડે વરઝોળા થયા, વિખર્યો વન વિશ્રામ.

### ( કાલિંગડો ગજલ. )

દુઃખિ આ દીલની વ્યાધી, સુખી આ લોક શું જાણે ?
પડેલો ઘા ઉંડો અંતર, ઉપર જોનાર શું જાણે ! ૧.
પિડાએ રોગથી વ્હાલું, નિહાળી મા દુઃખિ થાયે ;
પરંતુ પેટની વ્યાધી, કહો માબાપ શું જાણે ? ૨.
ધિરજના બોલ બે બોલે, જીગર છાતી સમું ચાંપી ;
'ફિકર કર ના હવે બેટા !' અધિક પીડા હૃદય જાણે ! ૩.

ભલે ભાંડુ હશે પ્યારાં, ભલે સ્નેહી હશે સારાં ;
તથાપિ દુઃખનું સાથી, થશે તે તો ગરજ જાણે. ૪.
સંબંધી સુખનાં સાથી, વિપદ્‌માં એક રહે વ્હાલી ;
ગઇ વ્હાલી પછી કોને, પડી છે કે પિડા માને? ૫.
રઘુ બ્હાલી સીતા સાથે, અને દમયંતી નળ સાથે ;
સતી આ દ્રૌપદી વનમાં, પતિ સાથે રહી શાને? ૬.
બીજાની વ્યાધી વોરીને, વિના લોભે વિપદ વોરે ;
જીવન દોરી જડી જેને, ન ચાલે તેને દર ટાણે. ૭.
નિરાશા ને નિસાસાનો, જરા ઉદ્‌ગાર જો જાણે ;
રૂધિર તન ઉછળી જાયે, અધીરી થઇ ગઇ જાણે. ૮.
અરે મ્હારૂં ! અરે પ્યારૂં ! અરે એ દુઃખ કયમ રહેશે ?
હશે શી વ્યાધી કયમ ટળશે? ટળે ક્યારે ! હૃદય માને. ૯.
અરે એ પંખી પરદેશે—જશે શું ! જાય છોડીને ;
રખે રહીએ વિખુટાં નિત, અધીરૂં દીલ એમ માને. ૧૦.
કદર કરનાર કંગનીયાં, ગયાં ઉડી પવન વેગે ;
સુખીના સુખની ચિન્તા, વિસારી દીધી છે જાણે. ૧૧.
ન બોલી કે ન ચાલી કંઇ, ન કહ્યું કે જઉં છું હું ;
તમે સંભાળજો તનને, નહિ આવું—ઉડું રાને. ૧૨.
મુગાનો માર મન લાગ્યો, ભલાં છેલ્લાં કહત વેણો ;
રહી આશા મને મનની, કઠણ એ દુઃખ કો જાણે? ૧૩.
કુસુમ ખિલી પમરતું'તું, ઝડપ વાયુ તણી લાગી ;
હરી ગરમી—ઉડયો વાયુ, પડયું થઇ શુષ્ક તન જાણે. ૧૪.
પ્રભુનું સત્વ જો નાઠું, પછી ગરમી રહે ક્યાંથી !
રહ્યાં સૌ આંસુડાં ઢાળી, ગઇ વ્હાલી—ગઇ માને. ૧૫.
સુકોમળ દેહ શૈય્યામાં, સુંવાળો થઇ સુતો'તો જે ;

પડયો જઈ કાષ્ટ–અગ્નિમાં, અરે જોવાય કયમ પ્રાણે! ૧૬.
રમ્યાં રંગે જમ્યાં સંગે, સમયનું તે સ્મરણ થાયે;
વિલાસી રસ વસંતે મેં, પીધેલો તે શું પર જાણે? ૧૭.
કદી રીસે કદી હર્ષે, કદી માને કે અપમાને!
ક્રોધેલું હાસ્ય તેં વ્હાલી, ખરે તું કે હૃદય જાણે. ૧૮.
વિમલ છે વાસના ત્હારી, વિપળ જેની નથી વીલી;
ઝરે છે પ્રેમ ઝરણાં જે, પ્રીતે પીતાં ગુણી ગાને. ૧૯.
વિવેકી વેણુ વ્હાલાનાં, પ્રતિ ઉત્તર મધુર મધનો;
પીધો–સુણ્યો સકલ સ્વર મેં, હઠીલો ના–રસિક કાને! ૨૦.
નથી વાંધો લીધો કંઈ તેં, ભલા બૂરા કદી કામે;
પતિનું વાકય તે સાચું, ભલે લોકો બૂરૂં માને. ૨૧.
મને તો એક તું વ્હાલા–પ્રભુ છે એક સંસારે;
જીવન મેં અર્પ્યું છે જ્યારે, સતી કાં એમ નહિ જાણે? ૨૨.
પ્રીતિનો કેફ છે કારી, તથાપિ પ્રેમીને પ્યારો;
અફીણી રંગમાં ઘેલો, બીજા શું ઘૂંટ પરમાણે? ૨૩.
લલિત લગની મને લાગી, વળી વ્હાલા તણી વ્હાલી;
સુખે દુઃખે સુતાં–બેઠાં, સદા તુંહી તુંહી માને. ૨૪.
અરે ભકતાણી તું મીરાં, અરે રાધા રૂડી રાણી;
સતી સીતા–કે પન્ચાળી, તુંહી શ્યામા પિયુ માને. ૨૫.
ત્રિભુવન તારનારી તું, ભલે જન કહે અનાડી હું;
મન તો તું પ્રિયા છે તું, અચળ પ્રેમી કહી જાણે. ૨૬.
કહે છે નર્કની ખાણો—મને તો શુદ્ધ સ્વર્ગીય છે;
હીરામાં આબ છે છુપું, ઝવેરી વિણ કો જાણે? ૨૭.
રહેલો મેલ કાયામાં, તથાપિ આત્માનું ગૃહ છે;
મને તો શુદ્ધતા જોઇએ–મળી વ્હાલી વદન જાણે. ૨૮.

મને અફ્સોસ એકજ છે, પ્રભુ જો પ્રેમ આપે છે;
બની દાતાર ઝુટી લ્હે, કહો દાતાર કો જાણે? ૨૯.
પ્રભુને દોષ દઉં કે ના? કરમના લેખને કંઇ કહું!
રૂણાનુબંધ ખ્હાનું લઉં—અમર પ્રેમી ન કંઇ જાણે. ૩૦.
પ્રભુ છે પ્રેમની મૂર્તિ, હશે જો પ્રેમ ત્યાં બ્રહ્મા;
પછી હું કાં ભજું બીજું, મને વ્હાલી ભજન ટાણે. ૩૧.
કહે છે લોક સૌ ઘેલાં, સુદામા—નરસિંહ મહેતાને;
મીરાં ઘેલી—ભગત ઘેલા, કુડા સંસારી શું જાણે! ૩૨.
ખરે ખાખરની ખિલોડી, શું જાણે આમ્ર—રસ ભાવે;
મને તો સ્વાદ જે લાગ્યો, ભલે ઘેલો જગત જાણે. ૩૩.
અરેરે! આખરે જ્ઞાની, જગત મેં સાથી વણ જોઇ;
રહ્યો રોઈ, મગજ ફૂટી, હૃદયનો ડંખ કો જાણે? ૩૪.
દયાળુ દેવ નવ દીઠો, દયાનો નાશ હું જાણું;
દયાળુ જો હશે કોઇ, ખબર દેશે પ્રિયા ગાને. ૩૫.
દગો દઇને પ્રિયા ગઇ છે, કહે જો એવું કો દાતા!
નથી દાતા, અરે એ તો, ઠગારો છે હૃદય માને. ૩૬.
ભ્રમણમાં જીવ બ્રહ્માંડ, ચડેલો બ્રહ્મને ચાકે;
થશે માટી અગર જ્યારે, દ્વીતીય પ્રેમી સુખી જાણે. ૩૭.
જગતમાં એકલો જનમ્યો, સદાનો એકલો પટક્યો;
ઘડી સંગી ઘડી વીલો, અભાગી એક તું જાણે. ૩૮.
નમાયો ને નિરાધાર, ન માતાનો પિતાનો છું;
પ્રિયાનો છું જગતમાં હું, તથાપિ શું પ્રિયા જાણે. ૩૯.
કહે છે એક ચક્ષુને, અરે જો એક સુત હોયે;
ન વસ્તુમાં ગણાયે તે, ગણ્યો અફ્સોસ—શું પ્રાણે? ૪૦.
હતો ભવ જંગલે વિશ્રામ, જીવન પંખી તણો ડાળે;

કરમનાં વાવાંઝરડાંએ, તૂટયું તે ઝાડ આ ટાણે. ૪૧.
અનુભવ દૃષ્ટિએ દેખ્યું, સકલ સંસાર સ્વાર્થીઓ;
નથી કો સંગી જગ સાચું, બધાં છુટાં ગરજ ટાણે. ૪૨.
પ્રિયાને છુટકો ન્હોતો, પીધા વણુ ઘુંટડો ખારો;
પીધો મૃત્યુ સુધી પ્રીતે, પછી પીડા નહિ જાણે. ૪૩.
કહું ધન્ય આર્યની રીતિ, પ્રિયા—પ્રેમી સહુ જાણે;
જડેલી જીંદગી જ્યારે, અચળ મૃત્યુ સુધી માને. ૪૪.
લૂટાયાની પીડા તો રહી, જગત દે ડહામ દુ;ખતાપર;
સુડી વચ્ચે છે સોપારી, ગતી તેની ન કો જાણે. ૪૫.
ખવાયે નહિ, પિવાયે નહિ, સુવાયે નહિ, સુખી રાતે;
કદી જો કંઇ અધિક થાયે, જગત નિંદે ન મન જાણે. ૪૬.
અરેરે બાઈ! અરે ભાઇ! મૂવું કે લાકડું ભાગ્યું!
ગયું તે શું ગયું લઇને, સજન સાચું વદે વાણે. ૪૭.
મુઇ વૈરી થયું તે શું, સડેલું ખાસડું ફાટયું;
વદે વ્હાલા વિછોહી એ, પ્રીતિનું દર્દ શું જાણે! ૪૮.
વસુનું છે વસાણું એ, ભલા અફસોસ તેનો શો?
સવારે ધન દઇ લઇએ, બજારૂ માલ કયમ જાણે? ૪૯.
જુઓ દોરંગી દુનિઆનો, પડે છે સ્વારથી પડઘો;
પુરા પ્રેમે ન પરખીને, વહે છે વેણ મન માને. ૫૦.
બિલાડીને બને હાંસી, ઉંદરનો જીવડો જાયે;
કૂડી દોરંગી દુનિઆંને, ગરજ શી કે પીડા જાણે? ૫૧
જગતમાં કંઠે કહેનારાં, કહીને સૌ જશે ચાલ્યાં;
સુરીલો તાર સંસારે, હજારે જાણે તે જાણે. ૫૨.
નથી રોવાનું—જોવાનું, નથી આંસુડાં લ્હોવાનું;
હવે સંસારની પાળે, જવાનું સૌ જગત જાણે. ૫૩.

ભટકતું દીલ ભમર જેવું, ગુલાબી લાલીને શોધે ;
કમળ કાયા કદી કરમાય, પણ ઉડી જવું જાણે. ૫૪.
મજા છે પ્રેમીને તેમાં, બળે દાઝે પતંગો જો ;
નથી સંકોચ દીલમાંહે, સુખી સંગે સદા જાણે. ૫૫.
કહે સંતો હશે ત્હારૂં, જશે ચાલ્યું કદી ના તે ;
કદી જો હોત ત્હારૂં તો, ન કરમાઈ જતે ટાણે. ૫૬.
મુગાના સ્વપ્ન સરખું આ, જીવિત ચાલ્યું જશે ત્હારૂં ;
તજી દે પીડ પંખીની, કરી લ્હે ત્હારૂં તું ટાણે. ૫૭.
પ્રીતિના રાગ રંગીલા—ન રાગી વિણુ પંકાયે ;
ન કિમ્મત પૂરી અંકાયે, ઝવેરી વિણુ કો જાણે ! ૫૮.
મળે કસ્તુરી માળીને, ખબર કાંદા તણી ખાસી ;
ગણી કિમ્મત કાંદાની, કહો જાણે કે અંજાણ્યે ; ૫૯.
ઘડી પળ યાદ આપે છે, જરૂરી સ્વાર્થમાં વ્હાલી ;
કદી માયા ભૂલાવે તો, ભૂલું શું હું ભવે ભાને ! ૬૦.
કમાઉ દીકરો મરતાં, પિતા માતા કૂટે છાતી ;
અકર્મી હોય તોયે પણ—ખરે વ્હાલી વિપદ્ માને. ૬૧.
હજારો જો ઉપાયોથી, મળે વ્હાલી કદી ક્યાંયે ;
કઠણ આફત મહિં પેસું, ન જાણું દુઃખ મન જાણે. ૬૨.
કદી દ્રવ્યે મળે વ્હાલી, ગમે તો ખાણ જઈ ખોળું ;
દઈને દ્રવ્ય હું ભેટું, તુરંગે કેદી થઇ વ્હાણે. ૬૩.
જગતના ઘાટનું પાણી, હશે ખારૂં અગર મીઠું ;
તરસ જેને હશે લાગી, પીશે તે પ્રેમ પાષાણે. ૬૪.
જીવનનો તાંતણો તાતો, દઝાતો દ્હાડી જાયે છે ;
વિયોગી પંખીડું ઝુરે, નિરસ વનમાં વીલા વાને. ૬૫.
કિનારા પર દશા—હોડી, ધીમે ધીમે હતી આવી ;

કરમના વેગથી પાછી, ડુબી સાગર મહિ જાણે. ૬૬.
મગર—મન મધ્ય દરિઆમાં, મુઝાણું છે મહા દુઃખે;
ઉગારે એક અવિનાશી, દયા જો હોય દીલ માંહે. ૬૭.
જનમનો છું દુઃખી દાતા ! સદા તેવો ભલે તું હો :
ભૂલેલો હું કહું શું તુજ, ગમે તેવું વદું ટાણે ! ૬૮.
ભલે તું શત્રુવટ કરજે, ભલે તું મિત્રતા ધરજે ;
હું તો છું ભક્ત પ્રીતિનો, ગમે તેવું તું મન માને. ૬૯.
મને છે આશરો તારો—ઉગારે કે ડુબાડે તું ;
ન ખોટું મનમાં બાળી, ન ક્રોધે માર તું જાણે. ૭૦.
પ્રભુ મ્હારી હવે છેલ્લી, વિનંતી ધ્યાનમાં ધરજે ;
ન દેખાડીશ સુખ–માયા, પ્રિયા મેળાપ ભવ–રાને. ૭૧.

"વાહવા ! મોજી મહારાજ, આજનો દિવસ સફળ થયો. મ્હારી વ્હાલીનું આજે સંવત્સરી છે ! ખરે આજ જયન્તિ છે ! લોકો પોતાનાં મરી ગયેલાં વ્હાલાંની જન્મ તિથીની જયન્તિ કરે છે, અને હું મરણ તિથીને યાદ કરૂં છું. જીવતાં સુધી જન્મ તિથી પાળવી, અને મુવા પછી મરણ તિથી પાળવી–" જયન્ત એટલું બોલીને આંસુ લોઇ નાખીને ખુરશીપરથી ઉઠયો–એવામાં માળીએ આવીને કહ્યું.

"કુન્દનલાલ શેઠ આવ્યા હતા, અને તરત પાછા ચાલ્યા ગયા !"

"કુન્દલાલ શા માટે આવ્યો હશે ? વળી આવીને પાછો કેમ ફરી ગયો હશે ? તેને અપમાન તો નહિ થયું હોય !"

"આપની તબીયત દૂરથી જોઇને તરત ચાલ્યા ગયા." માળીએ કહ્યું.

"ઠીક. કાલે તપાસ કરીશું." એટલું કહેતાં રમા બહારથી આવી, અને તેની જોડે વાતોએ ચડયા.

"પિતાજી ! કુન્દન કાકાની લીલુ આજે મને મળી. કહે કે આવતી કાલે તેની પાઠશાળાનો મેળાવડો છે !"

"હા, બ્હેન! આપણને પણ રત્નલાલ ઝવેરીએ આમંત્રણ આપ્યું છે. જો ત્હારી મરજી હોય, તો તું ખુશીથી જજે!"

"અને તમે તો નહિ આવો, કેમ? હમણાં હમણાં તમે મ્હારા પરથી વ્હાલ ઉતારી નાખ્યું છે તો!" એટલું બોલીને રમા રડી પડી.

"રમા! રમા! આમ ઘડી ઘડીમાં રડવા કેમ મંડી જાય છે? નાની વાતમાં મોટું દુઃખ કેમ કરે છે? તું તો મ્હારી ડાહી દીકરી છે, ને ઘેલી કેમ થાય છે?" જયન્તે પડખામાં લઇને કહ્યું.

"જો હું વ્હાલી હોઉં, તો મને એકલી બહાર જવા દો? મ્હારી બા હોય, તો તમને એમ કરતાં કેવા અટકાવે? એ તો મા વગરનું હેત તો એવુંજ તો!" રમા ફરીને રડી પડી, ને ડુસકાં ભરવા લાગી.

"ડુસકાં ન ભર, બેટા! એટલું ઓછું કેમ લાવે છે? મ્હારી તબીયત હમણાં ઠીક નથી, તેથી મેં ના કહ્યું, તેમાં એટલું બધું બોલાય, બેટા! તને જો માઠું લાગતું હોય, તો તું કહે ત્યાં આવવા તૈયાર છું. હું સમજી ગયો. ત્હારે આજ એકલું ફરવાને જવું પડ્યું, તેથી તને ઘણુંજ લાગી આવ્યું છે, પણ મ્હારી તબીયત ઠીક ન હતી, માટેજ મેં ના કહ્યું."

"તબીયત શેની સારી હોય! ઘડીએ ઘડીએ બાના નામનોજ પોકાર ચાલુ, અને એક દિવસ આંખમાંથી આંસુ ન ટળે. એ દુઃખ વિસરવા તો મોજી મહારાજને રાખ્યા, કે રમુજી વાતોમાં વખત પસાર થઇ જાય, પણ તમે તો મ્હારા જેવાં બાળક પેઠે હઠ પકડીને મન પર ચોંટેલી વાત વિસરતાજ નથી. હજી તો સારું છે, કે હું બહુ બાળક નથી; પણ જો મ્હારી બાએ જન્મ આપેલો બાળક ભાઇ જીવ્યો હોત, તો તમને ભારી પડી જાત. અમે બાળક એટલે તમે છાનાં રાખો; તમને કોણ છાના રાખે? તમે જ્યારે ને ત્યારે આંસુ

ભરો છો, ત્યારે મને મ્હારી બા નહિ સાંભરતી હોય! ભલે તમે ફરવા ન નીકળો; પણ આંસુ ઢાળવાના સોગન લ્હો? મ્હારા સમ, હવે રડશો નહિ?"

રમાનાં નિર્દોષ પણ બોધક અને બાળક પણ ઠરેલ વચનો સાંભળીને કરૂણાથી જયન્તનું હૈયું ભરાઇ આવ્યું, ને ખરેખર તે રડી પડયો. અંતે રમા જેવી પાંચ વર્ષની બાળાએ સોગન દઇને આંસુ લુછ્યાં, ત્યારેજ એ વાતનો અંત આવ્યો.

"વારૂ, મ્હારી ડાહી દીકરી! મ્હારી આંખનાં રતન! હવે હું નહિ રડું?" જયન્તે આંસુ લુંછતાં કહ્યું.

"ઇશ્વરે રમા બ્હેનને કેવી ધિરજ આપી છે! વય તો ન્હાની છે, પણ ડહાપણ કેટલું મોટું છે?" મોજી મહારાજે ધીમે રહીને કહ્યું.

"જાઓ જાઓ, મોજી કાકા! તમે પણ એવાજ! જી કાકાને રમાડી લ્હેતાંયે ન આવડ્યા! આજનો દિવસ લગાર વધારે દુઃખ કરે તેવો હતો, તોપણ તમે સમજી ન શકયા! બાળક ન સમજે; પણ શું કાકાજી ન સમજે? તમને એ માટે તો ઘરમાં રાખ્યા છે, કે એકલો પિંડ અહીં પળે, ને તમારૂં જીવતર નીકળે. હમને લગાર ગમ્મત મળે, ને વૃદ્ધ તથા વિશ્વાસુ માણુસ ઘરમાં હોય, તો સ્ત્રી વગરનાં ઘરની સંભાળ રહે!" રમાએ ઉંચે સ્વરે મોજી કાકાને કહ્યું. બહુ બોલી બાળાને દૈવે ડહાપણ દીધું.

"હા, બ્હેન! ખરૂં કહો છો. પણ જીકાકા આજેજ પોચા હૈયાના થઇ ગયા, હવે કોઈ દિવસ એમ નહિ કરે. બ્હેન! તમારા ઉપર તો જીકાકા જીંદગી ગાળે છે. સુમતી બ્હેનનું દુઃખ તમને જોઇને વિસારે છે. તમે તો એક મહાદેવીનો અવતાર છો! સુમતી બ્હેન જેવાં તમે ડાહ્યાં ને સુખી થશો, મ્હારો આશિર્વાદ છે!"

સર્વે હસી પડયાં. એટલામાં ભટ ચા ને દુધ લાવ્યો. આજે સંવત્સરી હતું, એટલે બપોરે મોડાં જમ્યાં હતાં; અને કોઇને જમવાનું ન હતું. રમાએ દુધ લીધું, ને જયન્ત તથા મોજી કાકાએ ચા લીધી, સર્વે પીવા લાગ્યાં, એટલે રમા બોલી.

"મોજી કાકા! તમે રાતે આંખે દેખતા નથી, ખરૂં?"

"હા, બ્હેન! પણ લાડુ જમવા હોય, તો લગાર આંખમાં તેજ આવે!" સર્વે હસી પડયાં.

"ત્યારે તમે ચશ્માં કેમ લ્હેતા નથી? બીજું તો કંઈ નહિ, પણ કોઇ વેળા રાતે આમ તેમ ચાલવા જશો, તો પડી જશો, ને ખાટલે પડશો."

"બાપુ! ચશ્માં તો આજે થયાં; તે પહેલાં કયાં હતાં? એ ડાબલીયે તો ડાટ વાળ્યો છે, બાપુ! તમે તેનું ગીત સાંભળ્યું છે?"

"મેં તો સાંભળ્યું છે. રમા બ્હેન, બહુ મજાનું છે. તું તો હસી હસીને થાકી જઇશ." જયન્તે રમાને વળી બીજે માર્ગે ઘસડી.

"ત્યારે તો ગાઓ. મને ગાયન બહુ ગમે છે." રમાએ આગ્રહ કર્યો. ચા પી રહ્યાં, ને પાન સોપારી લઇને ગમ્મતપર ઉતર્યાં.

## ભજન લાવણી.

ડાબલીયે ઘર ઘાલ્યું રે, માનખું ગાડરીયે ટોળે હાલ્યું;
હાલજો રે ભાઇ વેળાનું વહાણું આ વાયું—ટેક.
દીવો જગતનો દેખતો મૂકીને પડદામાંથી નિહાળ્યું;
સુરજનું તેજ તો જાવા દીધું ને, વડવાંગડે વાઘલું માર્યું—**માનખું.**
બાપાને જ્યારે આવે બે–તાળાં, ત્યારે બે તાળાનું ટાણું;
આજ તો બાળકું પેદા પડયું કે, ચોંટે જમાનાનું કાણું—**માનખું.**
કાડીનાં કાચ તો ઠીક ઠીક જાણે, નંબરમાં નાણું નખાણું;
ડાકટર કહે ભાઇ ભાગ લાગ લાવજો, ભરો તેનું તરભાણું—**માનખું.**

આંધળા તો ભાઇ એથે પણ હાલે, ડાબલીનું ન ઠેકાણું;
દેખતી આંખે આંધળાથી તો માગણનું ટોળું સારૂં-**માનખું.**
પ્રભુ એવા તું દીવસ દેખાડ નહિ, ગાવાનું થાયે ગાણું;
ડાબલીએ દીધી ભગવાને ભાવથી, તે તો સંભાળ ત્હારૂં નાણું-**મા.**
સુધારકોએ કીધો સુધારો, ને વહેમમાં ગામ તણાણું;
સવાસો વરસે મરતા હતા પણ, આજે અરધા અડાણું-**માનખું.**
ખાવા પીવા ને ફરવા હરવાનું, આજે તો કયાં છે ઠેકાણું!
માણસમાંથી ગયું તેજ રજ આખું, પછી મોંયે ચડાવ્યું માણું-**મા.**
મોજી મહારાજ કહે મોત ભલે આવે, તોયે ચડાવું ન કાણું;
ડાબલીયોના ડાબલાથી તો ભાઇ, આંધળું ઠીક વખણાણું-**માનખું.**

"વાહરે મોજી કાકા! તમે તો ચશ્માને માથે બહુ કરી! આ કવિતા પણ તમેજ કરી લાગે છે." રમાએ હસીને કહ્યું.

"ના, બ્હેન! એક કવિરાજ કને કરાવી છે. મારા વ્હાલાએ આઠ દહાડા સુધી શબ્દો શોધ્યા, ત્યારે પ્રાસ લાગુ પડયા. આજના કવિ તે કંઇ કવિ છે?"

"આ કવિતા તો લગાર ઝમકદાર લાગે છે?" જયન્ત બોલ્યો.

"તેમાં તો મોજી કાકાએ મોણ મુકેલું હશે તો!"

"હા જ તો, હું પણ કવિતા કરવા શીખ્યો'તો! એ તો દુઃખિ થઈ ગયો, ને સંસાર બગડી ગયો, બધાં મરી ગયાં, ને એકલો થઇ ગયો, એટલે ગમ્મત મુકી દીધી. બાકી તમે આમ મોં બંધ કરીને બેસો ખરાં કે?"

"રમા બ્હેન ચાલો, સુવાનો વખત થયો." કાશી ધાટણે આવીને રમાને સાદ કર્યો. એવામાં શાસ્ત્રીજી પધાર્યા. મોજી મહારાજ પણ પોતાની ઓરડીના આશ્રમમાં ગયા. રમાને કાશી તેડી ગઇ. અને જયન્તિલાલ તથા શાસ્ત્રીજી એકાન્તે બેઠા. ગીતા સંબંધી જ્ઞાન મેળવવાની

જયન્તની ઉત્કંઠા વધી પડી હતી. એકાન્તનો સમય જ્ઞાનમાં ગાળવાની જયન્તની ઇચ્છા હતી. વાલકેશ્વરથી દરરોજ રાતે શાસ્ત્રી, ગીતા તથા વેદાન્ત શીખવવા આવતા હતા. આજે પણ નિયમ પ્રમાણે શાસ્ત્રીએ માનસિક વિચારો સંબંધી જ્ઞાન પ્રકરણ ચલાવ્યું હતું, ને સમય પુરો થતાં સૌ રાત્રીના શાન્તિને શરણ થયા હતા.

વાંચનાર ! વાર્તાની નાયિકા **માણેક**ની મુશ્કેલી વિષે ત્હારે ઘણું જાણવાનું છે; પણ કુન્દનના આ પરમ મિત્ર જયન્તિલાલના પ્રેમ–સંસારની થોડીક સ્થિતી જાણવાની જરૂર છે. મિત્રધર્મની વિશુદ્ધતાનું નાટક તો તું ધીમે ધીમે નિહાળી શકીશ–કૃષ્ણ–સુદામાની મિત્ર ભક્તિનો પ્રતાપ તો લાંબે સમયે જાણી શકીશ, પણ પ્રેમ–ભક્તિના ઉઘડતા પડદા તરફ લગાર દૃષ્ટિ પ્રથમ કરીએ !

---

## પ્રકરણ ૪ થું.

---

### આગલી યાદનો પાછળ પસ્તાવો ! પ્રેમ–ભૂવનમાં બે પંખીઓ !!

જયન્તિલાલનો સંસાર સુમતિ જેવી સ્થિતીથી સંપુર્ણ થએલો હોય, એમ હાલની સ્થિતી પરથી જોઇ શકાય છે. રમાને પાળવી પોષવી અને તેને 'ગૃહિણી' રૂપ શિક્ષણ આપીને પરણાવવી, એટલુંજ નહિ; પણ પોતાની દોલતનો તેને વારસ બનાવવી, એ ઇચ્છા જયન્તની હતી. સંસારી માનવોની ઇચ્છા ગમે તેવી હોય, પણ તે કામની નથી. પ્રભુએ શું ધાર્યું હોય, અને માણુસ શુંયે ધારતો હોય. જયન્તની હાલની વિયોગી સ્થિતી અને પ્રસન્ન મુખની શાન્તિ તે કેટલા કાળ સુધી ટકશે, એ કહેવું અશક્ય છે; તોપણ પ્રેમીઓની પ્રેમ–લગની છેવટના કાળ સુધી નિશ્ચયવાળી રહેછે. જેઓ ઇશ્વરનાં સાચાં સત્વ–તત્વના

અનુયાયીઓ છે; જે સદા શુદ્ધ પદાર્થના ગ્રાહકો છે, જે વિકાર રહિત વિ-
લાસ કરનારા છે, અને જેનો શુદ્ધાત્મા એકજ પતિ ને એકજ પ્રેમની
નિરંતર ભક્તિ કરનારો છે; તે સુખી છે, શાન્ત છે, મુક્ત છે. જયન્ત
તે માંહેનો એક છે. કુન્દનને જેમ માણેક મળી ગઇ, તેમ જયન્તને
આ રસીલી સુમતિ પ્રિયા મળી ગઇ.

શહેરમાં વસતાં સુધરેલાં શહેરીઓ કરતાં ગરીબ ગામડામાં વસતાં
સાદાં સાચાં ને સ્નેહાળ માનવો ઉત્તમ ગણાય છે. વળી શારિરીક ને
માનસિક સ્થિતિમાં પણ શહેરીઓ કરતાં ગામડીયાં ચડતા પ્રકારનાં ને
મજબુત હોય છે. જયન્તની પ્રાણ–પ્રિયા સુમતી ગ્રામ્ય નિવાસીની હતી.
પણ તેની રહેણી કરણી બહુ ઉમદા હતી. જોકે તેનું સ્વરૂપ શહેરી
સ્ત્રીના જેવું પીળું પચક ન હતું, અને તેની ભાષા પણ સહજ ગ્રામ્ય
હતી; તોપણ રૂપાળી, નમણી ને મિઠાસવાળી હતી. મુંબઇમાં આવ્યા
પછીજ સુમતી વધારે કેળવાયી હતી. જયન્તનો સંસાર માત્ર પાંચ વર્ષ
ટકયો હતો; પણ એ પાંચ વર્ષમાં તેમણે સંસાર્ણવની શિતળ હવાથી
સૃષ્ટિનાં સર્વ સુખો જોઇ લીધાં હતાં. પ્રભુએ આ જગતમાં પ્રાણી-
ઓને જન્મથીજ પ્રેમ સમર્પણ કર્યો છે. તેના ભિન્ન ભિન્ન ભાગ-
વિભાગોમાં વહેંચાયલો એ પદાર્થ એક પ્રેમી પતિના અખંડ વૈભવમાં મળી
ગયો છે. ને તેની અલૌકીક મિઠાશ,માયાના પડથી ખાજાંપર ખાંડના ચડેલા
પડ સમાન આનંદજનક થઇ પડી છે. જેમ જયન્ત પોતે માયાળુ મનનો શુદ્ધ
પણ સ્વતંત્ર વિચારનો,પ્રવીણ પુરૂષોનો પુજનીય અને દુરીજનનો વેરી હતો,
તેમ સુમતી કેવળ શિતળ મનની, ક્રોધ રહિત રમા અને પ્રેમાંધ પૂત-
ળી હતી. કુન્દનલાલના હાલના બારિક સમયમાં જો સુમતી હૈયાત હોત,
તો પોતાનાં પતિના મિત્રને મહાસંકટથી બચાવવાને એક પળ વિલંબ
કરત નહિ. જયન્ત તો ઉદ્યોગી હતો, પણ સુમતી સગાં–સંબંધીની
દરેક છુપી ખબરો મેળવતી હતી, ને પોતાનું જેટલું ઉપયોગીપણું

આપી શકાય, તે આપતી હતી. તેનો હસતો ચ્હેરો અજાણ્યા જોનારને ભક્તિભાવથી ઉશ્કેરતો હતો. જે પાપીઓ પર સ્રીને બ્હેન કહેવામાં અચકાતા, તે સુજન પેઠે સુમતીની મુખમુદ્રા જોઇને બ્હેન શબ્દે વધાવતા હતા. તેણીમાં નમ્રતાનો ઉત્તમ ગુણ હતો. કોઇ પણ માણસનો તિરસ્કાર કરવો, એ શ્રાપ માનતી હતી. પરોપકાર ને પરમાર્થનો તેને કુદરતે વારસો આપ્યો હતો. જયન્તિલાલ મૂળ સુરતના રહીશ પ્રવીણકુમાર માળવીનો પુત્ર હતો. જાતે કાયસ્થ હતો. છન્નુના મહાકાળ વેળા તેના વડીલોએ સુરત છોડયું હતું. સુરતી નવાબના દુલ્લા દીલનો તેણે કશો લાભ લીધો ન હતો, પણ તાપીના પવિત્ર ને નિર્મળ જળમાં સ્નાન કરીને ધર્મ–કર્મ સંપાદન કર્યું હતું; તેઓએ કેટલાંક વર્ષ સુધી સરકારી નોકરીમાં ગુજરાન કર્યું. ગર્ભ શ્રીમંત ઘરનો દીવો જયન્તિલાલ વર્ષ દીનનો થયો, એટલે તેની માતાએ કૈલાસવાસ કર્યો, અને બીજેજ મહિને તેના પિતાનું મરણ થયું; બાળક જયન્તનો એક મામો મુંબઈમાં એન્જીનીયર હતો; તેને ત્યાં જયન્ત ઉછર્યો. જયન્તે પંદરમે વર્ષે મેટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરી, અને તે પછી તેના મામાએ તેને પુને મોકલ્યો. ત્યાં તેનું લક્ષ ઈનજીનીયરીંગ લાઈનપર ચોંટયું, ને સંજોગ ભેદે લગભગ વીસમે વર્ષે ફર્સ્ટ કલાસ એનજીનીયરની L. C. E. ની પદવી સંપાદન કરી. માબાપ વગરનો અનાથ બાળક મામાની મહેરબાનીથી સ્થિતિમાં આવ્યો. મામા મૂળ સુરતના વતની હતા. તેઓ કેટલાંક વર્ષથી અમદાવાદમાં રહેતા હતા. જયન્ત રજાના સમયમાં વારંવાર મુંબઇથી અમદાવાદ જઈ રહેતો. તેનો એક દૂરનો પિત્રાઈ મામો અમદાવાદથી પાંચ મૈલ છેટે વાડી–વજીફાનો એકલો માલેક હતો. તેનુ નામ રામપ્રસાદ હતું. તે જયન્તના મામા મુરારીરાવના ઘરની સામેજ રહેતો હતો; પણ પોતાની થોડી જાગીર ગામડામાં હતી, એટલે તેણે સ્થાનિક

નિવાસ અમદાવાદ છતાં ગામડામાં રાખ્યો હતો. તેને એકની એક કન્યા હતી. કાર્ય પ્રસંગે તેઓ કુટમ્બ સહિત અમદાવાદ આવતાં. બાળક જયન્તપર રામપ્રસાદની બહુ પ્રીતિ હતી, અને જયન્ત જ્યારે રજામાં અમદાવાદમાં આવતો, ત્યારે વારંવાર રામપ્રસાદના પરોણા તરીકે ત્યાં થોડા દિવસ રહેવા જતો હતો. આ પ્રસંગથી રામપ્રસાદની ચતુર કન્યા સુમતિ સાથે તેને પ્રેમ ભાવ લાગ્યો હતો. સુમતી ઘણે ભાગે અમદાવાદમાં રહીને શીખતી હતી, પણ સુમતીને ગુજરાતી વાંચતાં લખતાં આવડયા પછી તેના પિતાએ પોતાની કને વાડીએ બોલાવી લીધી હતી. એ તેને અથાગ વ્હાલી હતી. અને તેથી તેણીનામાં શહેરના સ્વાર્થી ને કુસંગી લોકોના વ્યવહારનો નિમેષ અંશ ન હતો. એથીજ તેનામાં નિર્દોષતા છવાઈ રહી હતી. સુમતી લગભગ બાર વર્ષની થઇ, પણ તેનો વિવાહ થયો નહિ. રામપ્રસાદની ઇચ્છા એવી હતી, કે જયન્તને વરાવવી, પણ તેના મામા મુરારીરાવપર તેનો આધાર હતો. વિવાહનો કોઇ પ્રસંગ આવતો ન હતો, ને સુમતીનું વય વધતું જતું હતું. ગામડાનાં નિર્મળ જળ, ચોખ્ખી હવા અને ઘરની કસરતથી સુમતીનું શરીર એટલું તો ખિલી નિકળ્યું હતું, કે તેને કોઈ પણ પંદર વર્ષ કરતાં વધારે વયની ગણી શકે! એકવાર ગરમીની મોસમમાં જયન્ત અમદાવાદમાં આવ્યો. આ સમયે તે ઈનિજીનીયરીંગની છેલ્લી પરિક્ષા આપનાર હતો. તે પરોણા દાખલ રામપ્રસાદને ત્યાં વાડીએ આવ્યો. દૈવી ઇચ્છાને લીધે રામપ્રસાદ તથા તેનાં પત્નિને અમદાવાદ જવું પડયું; રામપ્રસાદનો એક સાળો એકાએક માંદો થઇ ગયો, અને તેનું માણસ બોલાવવા આવ્યાથી આ દમ્પતી શહેરમાં ગયાં; પણ જયન્ત ને સુમતી તો અહીંજ વાડીમાં રહ્યાં. રામપ્રસાદ કહેતા ગયા, કે પોતે એકલો સાંજે આવશે, પણ ત્યાં પહોંચ્યા પછી આજારીનો મંદવાડ વધી ગયો, ને

તે ગુજરી ગયો, એટલે રામપ્રસાદથી અમદાવાદ છોડીને તરત જઇ શકાયું નહિ. તેણે સુમતીને ખબર આપી, કે "જયન્તની પરોણાગત કરવી. અને વાડીના પટેલને કહેવરાવ્યું, કે ઘરની સંભાળ રાખવી." સુમતીને આ ખબર મળતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. જયન્તની લલિતપ્રીતિ પર ગાંડી ઘેલી બનેલી બાળાને આજે મનગમતી તક મળી ગઈ. જયન્તને ખબર પડતાં તેના મનમાં સંકોચ થવા લાગ્યો, અને ગત કરીને પટેલની કને જઇને બોલ્યો. "પટેલ! રામપ્રસાદ ઠાકોર આજે આવવાના નથી, તો મને અમદાવાદ જવા દો?" પટેલે કહ્યું "ભાઈ હાબ! ઈમ ચ્યમ બને! મારા હેઠે હંદેહો કેવરાવેલો સે, કે મેમાનને હંભાળીને પરોણાગત કરવી, ને તમે હાલ્યા જાવ, તો પસી હમારો મુરાતબ ચ્યમ રે! હુમતી બા ઈવાં તો ડાયાં ને હમજુ સે, કે તમને લગરીકે ઓસું આવવા નીં દે! ઈ બેન કંઇ તમારી મુંમઈની બૈરી કે સોકરી જીવી નબળાં મનની નથી જો! ઠરેલ સે. ગમાર નથી. ભોળીસે, પણ વસાર વાળી સે! બાપા! ઈ તો જીનાં નહીબ મોટાં હોહે, તીનેજ ઘેર લખમી પગલે જહે! તમે નસીંત થઇને ઓહરીમાં ઢોલીયા પર બેહો! હું હમણાજ ત્હાંથી વળાવીને પાણી સાંટી દઉં! ટોપલી ભરીને ફુલ લાવી દઉં! અને તમારે હારૂ મ્હારી હુમતી બહેન કહે, તેવાં તાજાં વેંગણાં ને કોથમીર લાવી દઉં! મારા બાપ! તમને જવા ચ્યમ દેવાય! ઈ તો હેઠ હતા, ને તમી આયા સે; પણ કદી વળી હેઠ ન્હોય, ને કોઈ આવે, તો હું હમે જાવા દઇયે! હું હમારાથી એટલુંગે નીં બને! વાહ મારા બાપ! ઈમ ચ્યમ કરો સો; તમે હારા માણહને હમજુ સે. વળી વદવાન ને હેઠના હગા સે. તમારૂં પાણી કળવાન સે, ને તમે ભણેલા ગણેલા સે. તમારામાં હજી મંમઇનો વાયરો વાયલો લાગતો નથી. તમે એહડી નથી, ને તમે કંઈ બીડીના બંધાણી

કે સપટીના સોર નથી. નથી તમાકુ ખાતા, કે નથી દારૂડી દવા પીતા ! બાપા ! ભલેની તમારી આગળ જવાન સોકરી રહે, તોયે હું ! આપણે બેન ભાઈ પેઠે રહીયે; તો પસી ઈમ ડરીયે કે ! તમારે જરાયે વમાહણ કરવી નહિ, બાપા ! " પટેલે પોતાના વૃદ્ધપણાને છાજે તેવા નિર્દોષ ઉપદેશથી, પણ સમજવા લાયક સારના ભરેલા ભાષણથી જયન્તને સમજાવી દીધો. જયન્ત પણ એકમાર્ગીય ને શુદ્ધ મનનો હતો. જોકે તેના ચિત્તમાં સુમતિ જેવી ચાતકીએ પ્રેમનો મજબૂત માળો કર્યો હતો, પણ તેનો પડઘો પડયો ન હતો. તેના મનમાં લગાર લગાર સંકોચ થતો હતો, કે રખે એકાન્ત સમયનો ખોટો અર્થ ઉઠે ! પણ પ્રભુ પાધરો હતો. રામપ્રસાદની તેનાપર વિશ્વાસુ પ્રીતિ હતી. જયન્ત પર મુગ્ધ સુમતીના પ્રેમનાં શુદ્ધ કીર્ણોનો પ્રકાશ પડતો હતો. પટેલ સારી ચોકશી રાખતો હતો, પણ લોહચુંબકના કુદરતી ગુણને અટકાવવાને તે સમર્થ ન હતો.

સુમતીના પ્રેમભાવનું ભોજન તૈયાર થયું. એકાન્તમાં મન મેળાપ થવાનો, મન-મનનો ઉભરો ખાલી કરવાનો સમય આવ્યો. પટેલાણી કામકાજ માટે ઘરમાંજ રહી, પરંતુ સુમતીની ચાલાકી આ ગામડીયણથી કળી શકાણી નહિ. ભોજન વખતે સુમતી લગાર સુઘડ રેશમી વસ્ત્રો તથા ઘટતા અલંકાર સહિત તૈયાર થઈ રહી, ને જયન્તને જમવા બોલાવ્યો.

નદીનાં નિર્મળ જળનો પ્યાલો પાસે મુકયો. બાગમાંથી કેળનાં તાજાં ને લીલાં છમ પાતરાં લાવી રાખેલાં હતાં, તે મુકયાં; તાજી કોથમીરની ચટણી ને આદું મુકયું. પારેટ ભેંશનું કઢેલું દૂધ, મધુર મેવા ને સાકર નાખી ઉકાળીને મુકયું; અને તાજા શાકની તરેહવાર વાનીયો તથા પુરી મુકી. પટેલાણી ચેષ્ટા જોવા આવી, પણ પ્રભુને ગમતું નહોતું, એટલે તેનો બાળક બૂમે બૂમ પાડવા લાગ્યો,

કે પ્રેમીયોના પ્રેમભાવને હાની પહોંચાડનારી પટેલાણુ સુમતીની રજા લઇને તેના ઝુંપડા તરફ દોડી ગઇ. સુમતીને ભાવતું હતું, ને વૈદે કહ્યા જેવું થયું. આ તકે સુમતીએ પટેલાણુને કહ્યું, કે "કૂતરાં અંદર પેસે, માટે ઓશરીનાં કમાડ વાસજો!" પટેલાણે કમાડ વાસ્યાં. તેના મનથી સુમતીની કળ કળી શકાણી નહિ. સુમતીએ ભલી તકનો રૂડો લાભ લીધો. હવે તેને ખરેખર નિર્ભય, નિર્દોષ ને શાહુકારી એકાન્ત તક મળી. અહીં નાટક શરૂ થયો.

"આ ગરીબનું ભોજન અજાણુ હાથે રાંધેલું છે. સબરીનાં બોરનું અથાણું, સુદામાના તાંદુળનો કંસાર, અને વિદૂરજીની ભાજીનું શાક છે. ભાવે કભાવે, કાચું પાકું આરોગી લ્હેજો. પ્રભુએ જ્યારે મનગમતો પ્રસંગ આપ્યો છે, ત્યારે આરોગીને આશિર્વાદ આપજો, કે મનમાન્યો વર મળે, ને સદા ભક્તિ ફળે!" સુમતીયે આજેજ માત્ર જીભને બહાર કહાડી, અને હસતે વદને પણ ધીમા સાદે જયન્તને પીરસતાં પીરસતાં કહ્યું.

"બાળા! બહુ પ્રેમથી—બહુ હડહડથી આ ભોજન તૈયાર કર્યું લાગે છે. એ માંહેની સુગંધીજ કહી આપે છે, કે તેમાં ભાવનું અમૃત રેડાયું છે, માત્ર એકજ ખામી લાગે છે."

"એ ખામી મ્હારાથી સુધરી શકે તેવી છે?"

"હા, જો તમે ચાહો તો સુધરે તેમ છે, પણ પરદૃષ્ટિ ન પડે તો સારૂં; કારણ કે સઘળાં માનવીની દૃષ્ટિ સરખી હોતી નથી."

"ત્યારે ઉભા રહો, પ્રથમ તેનો બંદોબસ્ત કરૂં?" સુમતી એકદમ નુપુરનો રણઝણાટ કરતી ગંડસ્થળમાં યુવાનીનો જે મદન જુસ્સો હતો, તેથી લચકાતી ડોલતી પોપટડી દરવાજા પાસે ગઇ, અને ત્યાં કોઇ ન જણાયાથી રસોડાનો દરવાજો જે ઉઘાડો હતો, તે બંધ કરી આવી.

"કોઇ પણ માણસ આવી શકવા, કે સીધી આડી દૃષ્ટિ કરી શકવા સમર્થ થશે નહિ. હવે ભાવથી ભોજન કરો." સુમતીએ જયન્તની માર્મિક અન્તરગત જાણી લીધી.

"જો તમે આતુર ભોજન કરાવવા ઇચ્છતાં હોય, તો જે ખામી છે, તે પુરી કરો?"

"શું લુણ જોઇએ છે?"

"હા પણ મીઠું!"

"મીઠું તેજ લુણ!"

"મને દરિયાના જળનું ખારૂં લુણ નથી જોઇતું!"

"ત્યારે સીંધાલુણ જોઇએ છે? મારવાડની ભૂમિકામાં નીપજે છે તે?"

"ના, મને મીઠા જેવા રંગનું લુણ જોઇએ છે, પણ મીઠું!"

"ત્યારે તો દુધમાં સાકર ઓછી થઈ લાગે છે. લ્હો, આપું; હું સમજી ગઈ. શેરડીના રસમાંથી નીકળેલું મધ જેવું!"

"પણ તેમાં ગાંઠ બહુ હોય છે?"

"તે છતાં પ્રવાહ ચાલુ હોય છે."

"કોઇ કોઇમાં રસનો ભેદ હોય છે."

"જમીન યા પાણીનો ફેર હોય તો?"

"પણ સુકાઈ ન જાય, માટે રસાયણથી જળ સીંચવું જોઇએ."

"તે મને આવડતું નથી. તમારી સમસ્યામાં હું સમજી શકતી નથી. મને શીખવાડવામાં આવે, તે રહેલથી કરી શકું."

"તમે શીખવાની પ્રતિજ્ઞા લ્હેશો?"

"ભોજન કરતા જાઓ, ને વાત કરતા જાઓ તો?"

"પણ ભોજન કરવામાં ભૂલ આવે તો?"

"તો મને કહોની? હું બનતી તજવીજ કરૂં!"

" મ્હારા વચનને વજન મળે તો કહું ? "

" પ્રતિજ્ઞાથી હું ભોજન કરાવીશ, ભાવથી ભોજન કરાવીશ ! "

" આજનો સમય, આજનું મુહુર્ત્ત અને આજની ઘડી અનુકૂળ છે. ભાગ્ય તો ફળે ત્યારે, પણ શેરડી વાવી છે, તો રસ ચાખવાનો યત્ન કરીએ. આપ મ્હારી સાથે ભોજન લ્હો—મ્હારી એ ઇચ્છા છે. પ્રભુ તમને વાંચ્છિત ફળ આપશે, તમારી સદ્‌ભાવના ને ભગવદ્‌ભક્તિ નક્કી શુભ ફળ આપશે. "

" તમારી ઇચ્છા હું સંભાળું, તો મ્હારી ઇચ્છા આપે પાળવી ઘટારત છે. "

" બોલો—હું તૈયાર છું. "

" મને પાળવાનું વચન દો ? "

" તે તો તમારો પાલક પિતા હજી હૈયાત છે. "

" દીકરી તો પરાયું ધન છે. તે માબાપ કરતાં પરધણીનું વધારે આશ્રિત છે. "

" એવું વચન કેમ અપાય ? "

" તો પછી સાથે કેમ જમાય ! "

" હું વચન દઉં, પણ ફળવું પ્રભુ હાથ છે. "

" તમે શુદ્ધ અંતઃકરણથી વચન આપો, પછી હરિ ઇચ્છા ! "

" તમને ખાત્રી હોય તો ભલે, મ્હારાપર દોષ નહિ. "

" વારૂ, પ્રભુ દોષ લ્હેશે. "

" તો મ્હારૂં વચન છે, કે જો તક મળે, તો તમને મ્હારા અંતરગૃહ તેમજ નિવાસગૃહની રાણી બનાવવી. "

" ને તે પછી કંઇ આજ્ઞા છે ? "

" પરોણાઓથી આજ્ઞા થઈ શકે નહિ, તે તો પરોણાગત કરનારાની ઇચ્છાથી બંધાયલા હોય છે. "

"હું તમારી સાથે જમવા બેસું. પણ મ્હારાથી સ્વહસ્તે જમી શકાશે નહિ, ને મ્હારા હાથને રોકીએ શકાશે નહિ !"

"ત્યારે પરસ્પર કર ભોજન કરાવશે ?"

"જેવી ઇચ્છા !" જયન્ત ને સુમતીના શુદ્ધ સમાગમ વેળા પ્રેમ પ્રસાદી આરોગવા પ્રભુ પધાર્યા. આત્માનંદ પ્રભુ સાક્ષીભૂત થયા, અને યુવાન પ્રેમીઓએ પરસ્પર પ્રીત ભોજન લીધું. હઠ હઠથી, મનભાવથી, દીલ દીલથી, રસ રસથી ખુબ જમ્યાં, અને મુખવાસ-મુખવાસ મુખ-મુખથી લીધો. કરનું કામ પૂરૂં થયું, ત્યારે મુખડાંએ મુખનું કામ કર્યું, પાન સાથે અધરોષ્ટ ભેટયા, પણ હજી ગોરા ગુલાબી ગાલ અદેખાઈ કરવા લાગ્યા. શોચ કરવા લાગ્યા. ગંગા કાંઠે ગયા, પણ સ્નાન-પાન ન થયું ! કંઇ નહિ, કાશી ક્ષેત્રમાં આવ્યા. ગંગા ઘાટપર બેઠાં છે, તો પાન થશે, ને સ્નાન થશે. પ્રભુ સૌની આશા પૂરી કરે ! ઉન્હાળાનો દિવસ હતો. દિવસની ગરમીથી ભૂમિકા કંટાળી ગઇ હતી. સાંજ સુંદર બની હતી. બગીચામાંથી ધીમી સુગંધદાર લ્હેકી આવતી હતી. યુવાન માનવો આજે તૃપ્ત થયાં હતાં, ને રાત્રીના વિનોદ માટે યત્ન કરતાં હતાં. પ્રેમીયોનો વિનોદ કંઇ કામના જેવો ન હોય ! પ્રેમીઓ કંઇ કામ તૃપ્તિથી સંતોષ ન પામે ! તેનો મોહ મુખમાં, તેનો સ્નેહ કેવળ અંતરમાં ! મોહ, ઘડીમાં ઝાકળજળ સમ જળમય થાય છે; પ્રેમનાં ઝરણાં અખંડ ઝરતાંજ હોય છે. જયન્ત જમીને બહાર ઢોલીયાપર આવી બેઠો. સુમતી રસોડાનું કામ પુરૂં કરીને પથારી માટે તજવીજ કરવા લાગી, પટેલ આવ્યો. સુમતીને ઘટતી સહાય ને સલાહ દેવા આવ્યો. જયન્તિલાલને સુવા માટે મહેમાનનો ઓરડો નહિ, પણ પિતાજીનો આગલો ખંડ આતુરતાથી આપ્યો. પોતાને માટે છેક પાછળનો હતોજ, પણ પટેલને સમજાવવા માટે પોતાના ખંડ નજીકના હોલમાં રૂડી કાળ-

ણુને સુવરાવા કહ્યું, ને જયન્તિલાલના ખંડની આગળ ઓશરીમાં પુના પટેલને સુવાનો હુકમ કર્યો, તથા અંદરના ખંડના દરવાજાને સાંકળ દેવા હુકમ કર્યો. પટેલે તે પ્રમાણે વ્યવસ્થા કરી. સુમતીના સમજુ અને વિચારવંત હુકમમાં ડહાપણ કરવાનું પટેલને કશું સુજયું નહિ, કેમકે તેમાં શંકા જેવું ન રહ્યું. પટેલ પણ યુવાન બાળાના ભેદને પહોંચી શકયો નહિ. આ વ્યવસ્થા જોવા માટે સુમતી બહાર આવી, અને જયન્ત આમંત્રણની વાટ જોઈ રહ્યો, પણ છેવટ સુધી એકે શબ્દ ન ઉચ્ચરાયો. વળી ચોકી માટે પટેલને સુવરાવ્યો, ત્યારે તો રાતની એકાન્ત ને મનનો નિર્ણય બંધ રહે તેવું લાગ્યું: પણ જતાં જતાં પટેલની નજર ચુકાવી ચીઠી ફેંકીને સુમતી અંદર ચાલી ગઈ; જતાં જતાં પટેલને જયન્તની ભલામણ કરતી ગઈ. જરા વારે પટેલ ઘોરવા લાગ્યો. આખા દિવસના થાકથી નિદ્રાવશ થઇ ગયો. જયન્તે ચીઠી વાંચી, અને ભેદનો પડદો ઉઘડયો. ચીઠીમાં માત્ર એ લીટી લખી હતી.

સાંકળ દીધેલી છે, તે ઉઘાડીને નિર્ભયપણે છેક છેલ્લા ખંડ સુધી ચાલ્યું આવવું. પાછળના ખંડની સઘળી સાંકળો ખુલ્લી છે. દીલ જો ખુલ્લું છે, તો જગત ખુલ્લું છે. મન પ્રકાશીત છે, તો અંધકાર જખ મારે છે! સેંકડો ચોકીદાર ભલે હોય, પણ પ્રભુ પાધરો હશે, તો સિપાઈ જખ મારે છે! વિજળીને તારની જરૂર નથી!"

"વાહરે ત્હારી હિમ્મત! વાહરે ત્હારી ચતુરાઈ!" જયન્ત મનમાં બોલ્યો, પટેલ તરફ નજર કરી. એક વાર તેને ધીમો સાદ કર્યો, પણ પટેલ જાગ્યો નહિ; ત્યારે જાણ્યું કે પટેલના ધીમા રામ બોલી ગયા છે. જયન્તે બત્તી ધીમી કરીને કોમળ હાથે કઠોર સાંકળ ઉઘાડી! પ્રિયાને ભેટ-વા જનાર આતુર પ્રેમીને કષ્ટની પરવા હોતી નથી. સાંકળ ઉઘાડીને દરવાજામાં પેઠો, કે ત્રણ ઓરડાની પાછળ વિજળી જેવી ચળકતી

બત્તી, અને તેની સામે દીવ્ય મૂર્તિ દૃષ્ટે પડી. દરવાજો બંધ કરી-ને મૂર્તિ સન્મુખ ચાલ્યો, ને છેલ્લા ખંડમાં ગયો, કે સુમતીએ તેને પુષ્પહાર પહેરાવ્યો.

"આ હાર પહેરાવીને શું કરશો ?"

"જે કરવું તે પ્રભુને હાથ છે, માત્ર મનનો મેળો છે. પધારો, આ આસનપર પધારો ?"

"બાળા ! તમારી હિમ્મતને ધન્ય છે, પણ જો કોઇએ જોયું જાણ્યું તો ? પ્રેમ આંધળો છે."

"આંધળાનો અલ્લાહ રખવાળ ! લ્હો; જળ અને પાન ?"

"એ સર્વ નિરાંતે. મને તો ભય ને કંપ લાગે છે."

"એજ તમારી નબળાઈ !"

"સ્ત્રીના પ્રેમભૂવનનો હું પહેલોજ ચોર છું."

"આ ઘરનો માલિક પોતેજ ચોરી કરવામાં સામેલ છે, પછી ભય શો ?"

"એજ જગતની નવાઈ ! જો પકડાય, તો ઘરનોજ ચોર જ-ણાય, ને પછી ફજેતીનો વાવટો બંધાય !"

"શું તમને પ્રિયાનો મેળાપ પસંદ નથી ?"

"મનની પસંદગી મેળવવા જતાં કીર્તીનો કિલ્લો જો તૂટી જાય, તો શું સારૂં ?"

"આપને એટલી સગવડ કરી આપ્યા છતાં હજી ડરો છો ? તમે જાણતા નથી, કે ઘોર અંધકાર ને વર્ષાદ–વીજળીના સપાટામાં જંગલની અંદર પ્રેમીયો પ્રિયાનો પોકાર કરતા અથડે છે !"

"પણ તેનો બદલો મળે, તો યત્ન કીધો કામનો ?"

"દરેક પ્રયત્નો સફળ નીવડે, જો હિમ્મત હોય તો ! જેટલું

વાવ્યું હોય, તેટલું ઉગતું નથી, પણ જો ભક્તિ સાચી હોય, તો યત્ન ફળ્યા વગર ન રહે!"

"મ્હારી ભક્તિમાં તો ભયનો અંશ છે, પણ તમારી હિમ્મતથી મને લગાર ધિરજ આવશે." જયન્તે સુમતીના ચિત્તની પરિક્ષા કરી.

"તો પધારો આસનપર, તમને કંપ થતો હોય, ભય થતો હોય, ને કામજ્વર વા પ્રેમજ્વર લાગતો હોય, તો શાન્ત કરૂં!" સુમતીએ જયન્તનો હાથ પકડયો, ને બન્ને જણ આસનપર બેઠાં. જયન્તે સુમતીની વધુ પરિક્ષા કરવા યત્ન કર્યો. પ્રેમજ્વર પ્રકટયો, કામ અગ્નિ ઉછળ્યો!

"બાળા! ધારો કે આપણી આજની મુલાકાતથી પ્રાપ્ત થયેલા પ્રેમનું બન્ધન, આપણી પરતંત્રતાને લીધે તુટી ગયું, ને તમને પર પુરૂષ જોડે વરાવ્યાં, તો પછી!" જયન્તે અગ્નિસમ અંગારવાળો પ્રશ્ન પુછયો, અને બાગમાંથી પુકાર થયો "આગ! આગ! દોડો? દોડો?" સુમતી અને જયન્ત ચમકયાં. જયન્તના પ્રશ્નનો સુમતી જવાબ આપે, તે પહેલાં અગ્નિ કોપ થયો. પ્રેમ–સરોવરમાં દાવાનળ ઉઠયો! કુદરતની ઇચ્છાએ આડો રસ્તો લીધો, જયન્ત પોતાના સુવાના ખંડમાં દોડી ગયો, અને સુમતીએ અંદરના ખંડનો દરવાજો બંધ કીધો. પટેલ ઉઠયો, આગની તપાસ કરતાં માત્ર ઘાસનું છમ કલું નજરે પડયું. આ આગ તો શાન્ત પડી ગઈ, પણ સુમતીના મગજપર પ્રેમતાપનું જોર ચડયું, અને જયન્તને પણ અનુકંપથી જે તાપ શરૂ થયો, તે પણ ઘડી સુધી શાન્ત ન પડયો. પ્રભુ ઇચ્છા આડી ઉતરી, જયન્તની ભાવનાએ અવળો રસ્તો લીધો. તેનો પ્રેમ જો કે સમય જોતાં ખરો હતો, પણ તે અશુદ્ધ હતો. ભવિષ્યનો સમસ્યાસુચક હતો. છેવટે જો તેનું લગ્ન થાય, તો વિયોગ સ્મરણમાં પહેલી મુલાકાતે ભય–કંપ ને અગ્નિ યાદ રહે, તેવો બનાવ બન્યો.

હતો. આખરે જયન્ત ને સુમતી બન્ને છુટાં પડયાં, ને મધ્ય રાત સુધી કલ્પનામાં ગુંથાયાં. એવામાં રામપ્રસાદ ઉતાવળા ઉતાવળા આવી પ્હોંચ્યા, ને સર્વ વ્યવસ્થા પટેલદ્વારા જાણીને ઓસરીમાંજ પડી રહ્યા. પ્રભાતે નિયમીત કામ ચાલ્યું, સુમતી કે જયન્ત કોઇનો દોષ પ્રકટ ન થયો. જયન્તને મનમાં પસ્તાવો થયો, અને તે એજ બપોરે જમીને અમદાવાદ તરફ વિદાય થયો. અંતે મનની મોજ મનમાં રહી. આગલી વાતનો પાછળથી પસ્તાવો થયો, અને છેવટે પૂરના પાણીએ વહન કરવાનો નવો માર્ગ હાથ કર્યો !

પ્રેમ ! ત્હારી કળાને કોઇ પ્હોંચનાર નથી. શ્રી કૃષ્ણ પ્રભુ જેવા પ્રેમીઓ પણ કૂબજાને વશ થયા, ને શંકર જેવા ભીલડીની કળામાં અંજાઇ ગયા.

---

## પ્રકરણ ૫ મું.

### જયન્ત ને સુમતીનો સમાગમ.

**नहि भवति यन्न भाव्यं भवति च भाव्यं विना प्रयत्नेन ।**
**करतल गतमपि नश्यति यस्याहि भवतिव्यता नास्ति ॥**

સુમતી કુંવારી છે, અને તે નાદાન હોવાથી તથા જયન્તના પ્રેમની આતુર ચાતકી બની હોવાથી, નિર્દોષ અવસ્થાને ડાઘ એ-સાડે, તે જયન્તને કદાચ ઠીક લાગ્યું ન હશે. પોતાની સાથે પરણે, તોપણ એટલી હદ સુધી પ્રથમથી તેણીએ અધિરાઇ કરવી ન હતી, એમ જયન્તે માની લીધું હોય તો ખોટું ન હતું. કદી પોતે વરવાને અ-સમર્થ નીવડે, નિષ્ફળ નિવડે, તો પ્રેમ લગનીનો ખોટો ઉપયોગ થઇ જાય, એ પણ તેણે વિચાર કર્યો હશે. પણ સુમતી કેવળ હર્ષ ઘેલી

થઇને, યુવાન મદમાં અંધ થઇને, વિરહ તાપમાં વિહ્વળ થઇને, એકાન્ત તકનો લાભ લઇને, કેવળ મન તૃપ્તિ કરવા, અથવા તો જયન્તને બાંધી લેવા ચાહતી ન હતી. તેના મનપર આડકતરી રીતે તેનાં માબાપે જયન્તને વરવાનું ઠસાવ્યું હતું, એટલે આ મુગ્ધ બાળા ભવિષ્યના ભરથારપર ઘેલી થઈ ગઇ હતી. જયન્ત એ વાત જાણતો ન હતો. ખુલાસાનો સમય આવતા પહેલાં પ્રેમ ભંગ થયો હતો. સુમતીને આ વેળા જે તક મળી હતી, તેનો ખોટો ઉપયોગ કરવાની ઇચ્છા ન હતી. માત્ર પોતાની પ્રેમ લગનીનું લગડું લગાડીને જયન્તના મનમાં શુદ્ધ પ્રેમનું બીજ રોપવા યત્ન કર્યો હતો. જો કે જયન્તના ભાગ્યમાં તે રત્ન હતું, પણ વખત વિતી ગયો હતો, ને કુદરતે અગ્નિકોપ દેખાડયો હતો. આ સુચનાપરથી સમજાતું હતું, કે પ્રેમીના પ્રેમનું કમળીયું ફૂટયું છે, પણ તેનાં ફળ માત્ર એકજ ઋતુ પછી મધ્ય–ઋતુએ નાશ પામશે. પ્રેમ ફળ પૂર્ણ પાકશે, એટલે સડી જશે. દૂધનો પ્યાલો હાથમાંથી ઢળી જશે. કોમળ દેહ મુગ્ધ થઇ જશે. અગ્નિનો જે કોપ ઉદયો છે, તેનો પ્રકોપ નડશે, ને આખરે છેવટ સુધી પરિતાપ રહેશે. જ્યાં બરાબર રસ જામ્યો, ત્યાં અગ્નિનો પોકાર થયો—ચક્રવાક તથા ચક્રવાકી છુટાં પડી ગયાં !

સુમતીને જેમ વિમાસણ થઇ, તેમ જયન્તને પણ પસ્તાવો થયો. એક રીતે ફતેહ માની. રામપ્રસાદ મોડી રાત્રે અમદાવાદથી આવ્યા, અને જો તે વેળા આ યુવકો એકાન્તમાં હોત, તો પુર્ણ બદોબસ્ત છતાંયે લગાર મન સંકોચથી વિંટળાઈ જાત ! ખોટું થાય, તે સારાને માટે ! દુષ્યન્તે, શકુન્તલાના પ્રેમભાવની સેવના કરી, અને યુવાન બાળા ગર્ભિત થઇ ગઇ. તેવો પ્રસંગ આ ન હતો ! કણ્વમુનિ ત્રિકાળજ્ઞી હતા ! દુષ્યન્ત ને શકુન્તલાનો સમાગમ પરોક્ષ રીતે જાણતા હતા. પૂર્વનો સંસ્કાર હતો, એટલે તે પસાર થયું.

શકુન્તલા ગર્ભવંતી થઇ, છતાં મહામુનીના મનમાં દુઃખ થયું ન હતું. બ્રહ્મ પુત્રી માનવા છતાં શકુન્તલા ક્ષત્રીય બાળા હતી. દુષ્યન્તે કરેલી શંકા છેવટે ખરી પડી હતી. બ્રહ્મબાળા પર ધાર્મિક ક્ષત્રીનો પ્રેમ કેમ ઝમી ગયો હતો ? શું યયાતિરાજાના કુળનું તપ ઓછું થયું ? પણ દુષ્યન્તનો આ પસ્તાવો પાછળથી ખોટો પડયો. કેમકે શકુન્તલા ક્ષત્રીબાળા નીકળી, ને તે ટાણે દુષ્યન્તની શંકાનું સમાધાન થઇ ગયું. એ રીતે જયન્તની ભવિષ્ય પતિન સુમતી સંબંધી પાછળથી પ્રેમીને પસ્તાવો તો થયો. પોતે અધીરો થઇને બાળાને શરમાવી દીધી. પોતાની જોડે જમાડીને પાછળથી તેનાં આચરણપર આક્ષેપ મુકયો. પ્રેમ–ભાવથી ભેટનારી ને સત્યપ્રીતિની વાણીવડે પરોણાગત કરવા ઇચ્છનારી કુમારિકાને કામથી વિહ્વળ બનેલી પંખણી ગણીને તેનું અપમાન કર્યું; તે માટે જયન્તને બહુ પસ્તાવો થયો, પણ બીજો કશો ઉપાય ન રહ્યો. ઇશ્વરની લીલા અપાર છે. સુમતીનો મામો ગુજરી જવાથી, અને તેની માતાને હાલ અમદાવાદમાં રહે-વાનું હોવાથી સુમતીને અમદાવાદ તેડી મંગાવી. આ પ્રસંગ વધારે સરસ ને સુખરૂપ આવી ગયો. સુમતીના માબાપનું ઘર ને જયન્તના મામાનું ઘર સામ સામે હતું, એટલે પ્રસંગોપાત મૌન શબ્દે સ્મિત હાસ્ય થતું હતું. મુરારીરાવના ઘરમાં માત્ર જયન્ત ને તેની મામી તથા નોકરો સિવાય કોઇ ન હતું, ને સુમતી પણ બહુ ભાગે એકલીજ રહેતી હતી. કાં કે તેની માતાને આખો વખત દસ બાર દિવસ સુધી તેના મામાના ઉતઃકાર્ય માટે મામાને ઘેર રહેવું પડતું હતું. એક દિવસ સાંજના જયન્તે સુમતીને નેત્ર સમસ્યા કરી. સુમતીએ ડોકું ધુણાવ્યું. જયન્ત સમજી ગયો, ને સુમતીને અપમાન થયું છે, એટલે તેને ક્ષમા પત્ર લખ્યો. અને પ્રસંગ જોઇને સુમતીની દૃષ્ટિ કને મુકી દીધો. સુમતીએ વાંચ્યો, ને ખડખડ હસી પડી.

"વાહરે મુંબઇગિરા! વાહરે ઇજનેર સાહેબ! આમજ પ્રેમની ઇમારતના પાયા નખાવશો કે!" આ પત્રમાં જયન્તે શું લખ્યું હતું?

"મનહર મુગ્ધા!"

પ્રિય કે પ્રિયા કેમ કહી શકું? કહું તો કહેવાય, પણ મુજ રંકનો નિર્ધન પ્રેમ કદી ત્હારા ભવિષ્ય સુખની આડે આવે તો? વાડીના બંગલાની સુખમય રાત્રીએ મળેલો સંજોગ પરસ્પર દુઃખકર થવો જોઇએ, પણ એક રીતે સુખકર થએલો ગણવો. મને લાગે છે કે મ્હારાથી કંઇક અપમાન ભરેલી વર્તણુક થઇ છે. જો તેમ હોય, તો ક્ષમા કરજે. ભાગ્ય ને ભવિષ્ય કેમ કહી શકાય? જો હું જાણું, તો પછી સ્વર્ગીય દેવાંગનાના પવિત્ર પ્રેમભાવનો કેમ ત્યાગ કરી શકું? સુમતી પ્રસંગ આવશે, ત્યારે તું જેટલો પ્રેમ, જેટલો સમય જેટલા ભાવે માગીશ, તેમ આપીશ, અને તું પણ આ સંજોગે મ્હારી ઇચ્છા માન્ય કરીશ.

લી. આતુર **જયન્ત.**

પોતાના બ્હીકણા પ્રેમીનો પત્ર વાંચીને સુમતી હસે, તેમાં નવાઈ ન હતી. જ્યારે જયન્ત બીહે છે, ત્યારે તેને હિમ્મત દેવાને સુમતીએ પત્ર લખ્યો.

"વ્હાલા જયન્ત!"

તમને પ્રિય કે પ્રિયા કહેતાં ભલે સંકોચ થાય, મને તો ખાત્રી છે, કે મ્હારા પ્રભુ પણ તમે, ને પ્રેમી પણ તમે **થશો**! મ્હારા પિતાજી ને તમારા મામાએ ગુપ્ત સંકેત કરેલો છે. તમે પરિક્ષામાં **પાસ** થાઓ, એટલીજ વાર છે, પણ શું ઇજિનેર થઇને આવી રીતેજ ઇમારતના પ્લાન તૈયાર કરશો કે? પાયા પૂરવાની કોશિષ કરવાનું કઠણ કામ જો ભયથી થશે, તો સેંકડો પ્રાણીઓ નાશ પામશે. ખરી વાત છે કે ડાકટર વા વકીલના જેવી તમારામાં હિમ્મત ન હોય. કેમકે પાયા

ખોદાવવામાંજ મગજ રોકાયલું હોય ! હશે. તમે મને મ્હારી મનગમતી મોજ મેળવવાનો સમય આપ્યો છે, તો મને સંતોષ છે. હું તો વખત વરતીનેજ, ભવિષ્ય સમજીનેજ કામ કરૂં છું. પ્રેમીની પ્રીત પછી પરપ્રેમી ધારવા અથવા કામ વિહ્વળતાથી વ્યાકુલ થઇ તૃપ્તી કરવા હું હર્ષ–ઘેલી થઇ નથી, પણ મ્હારા વ્હાલાને વધાવવા માટે આતુર બની છું. હવે જો ઇશ્વરની ઇચ્છા ઓછી હશે, તો તત્કાળ મને અધિરાઇ નથી. ભલે, પણ તમે મુંબઇની પોપટડીયોના મૃદુ શબ્દોમાં રખે લોભાતા ? કેમકે જેનું હૈયું નરમ, તેનું મન પણ કાચું ! આ સારૂં ને આ નઠારૂં કરવા જતાં બે ઘરનો પરોણો ભૂખ્યો ન રહે? દેહ તો જ્યાં સુધી ટકવાનો હશે, ત્યાં સુધી ટકશે, પણ પ્રેમ તો જે રીતે ઉદ્ભવ્યો છે, તેજ રીતે પ્રેમમાં મળીનેજ રસમય થઈ જશે. હું ગામડીયણ ને અજ્ઞાન બાળા શું લખું ? ભણી છું થોડું, પણ રસઘેલી ઘણી છું ! હું નથી, પ્રેમજ ઘેલો છે. બીજા ઘણા બિચારા તલ્પતા હશે, તરફડતા હશે, પણ બાળપણથી માબાપની ઇચ્છાએ ચાલનાર, એટલે તમને ન ચાહું, તો બીજા કોને ? ગૌરી પુજન કરતાંએ મ્હારે તો તમનેજ જોવા પડે છે. તમે ગમે તેમ સમજો !

લી૦ દીન **સુમતી !**

બીજે દીવસે પ્રસંગોપાત આ પત્ર જયન્તને મળ્યો. વાંચ્યો, હસ્યો. પુરૂષ કરતાં સ્ત્રી હિમ્મતવાન લાગી. પોતે અજાણ હોવાથી જૂઠો ઠર્યો. સુમતી સાચી હોવાથી ખરી ઠરી. સાંજના દૃષ્ટિ–રાગ થયો, ને બન્ને હસ્યાં. જયન્તે પોતાની છાતીપર હાથ મુકીને સંતોષ મળવાની સમસ્યા કરી. સુમતીએ હસીને ડોકું ધૂણાવ્યું, ને અંગુઠો તથા એક આંગળી મેળવીને સમસ્યાથી મનમાં કહ્યું “ વાહરે વાહ !”

ગરમીની રજા પુરી થતાં જયન્ત મુંબઈ ગયો. રામપ્રસાદ પોતાના કામમાં પ્રવૃત્ત થયો. સુમતીના સૌંદર્યની વધતી જતી ચેષ્ટા

પરથી તે વિવાહની ઉતાવળ કરવા લાગ્યો. વિચારમાં ને વિચારમાં ૭ માસ વિતી ગયા. જયન્ત પાસ થયો, ને મુરારીરાવના સંકેત પ્રમાણે રામપ્રસાદે તેને અરજંટ તાર કર્યો. તે સાથે જયન્તનો વિવાહ સુમતી સાથે નક્કી કરવાનો પત્ર લખ્યો. મુરારીરાવની પત્નિયે જયન્તને પુછ્યું, જયન્તથી હસી જવાયું. મુરારીરાવ સમજી ગયા, અને સર્વે અમદાવાદ આવીને આ ફરજ અદા કરી. જયન્ત ને સુમતીનો વિવાહ થયો. લગ્ન સમારંભમાં મુરારીરાવે સારો ખર્ચ કર્યો. પોતાને પુત્ર ન હતો, ને બ્હેનના પુત્ર જયન્તને દત્તક લીધો હતો, એટલે ઠાઠમાઠ કરવામાં કસર ન રાખી. સુમતી જેવી રૂપાળી ને ડાહી છોકરી માટે રામપ્રસાદે તેમજ મુરારીરાવે મોતી હીરાના હાર ને વીંટી લીધાં. અંતે લગ્ન થયાં, ને આનંદનો દિન આવ્યો.

## પ્રકરણ ૬ હું.

### ભવસાગરમાં દાવાનળ! પ્રેમ-પંથીઓનાં પાંચ વર્ષનો પ્રવાસ.

“ વ્હાલી, હવે મને ત્હારા અધરોષ્ટનું પાન કરવા દે ?” જયન્તે આતુરતા બતાવી.

“ જુઓ-જુઓ ! પેલી કોયલ પેલા કાગને ચંચુ મારે છે; બન્ને કેવાં લડે છે ?” સુમતીએ પલંગની બારી પાસેથી પિંપળાની ડાળપર બેઠેલાં બે પંખીઓને બતાવીને જયન્તની વાતને ઉડાવી પહેલા લગ્ન-દિનમાં મૂળ વાડીના પ્રેમનો પ્રસંગ તાજો કર્યો.

“ તું મને બીજે માર્ગે ચડાવે છે, પ્રિયા ! હવે કંઈ વિજળીનો વેગ ઝાલ્યો રહે? મનને મનનું કામ કરવા દે !” સુમતીને પ્રેમ-દીલથી દાબીને કહ્યું.

"આગ ! આગ !" સુમતીએ હાસ્યવદને કહ્યું. જયન્તે ખરૂં માન્યું. સુમતીનું શરીર જયન્તે છોડી દીધું, ને તે ચોતરફ જોવા લાગ્યો. સુમતી હસી પડી.

"મને છેતર્યો ! જા, હવે હું નહિ બોલું, ત્હારી કને નહિ આવું ?" જયન્ત રિસાઇ ગયો.

"પધારો, પધારો મ્હારા કૃષ્ણ પ્રભુ ? આ સત્યભામાની વિનતી સ્વિકારો. એક દિવસ સાસુનો, તો બીજે દહાડે વહુનો વારો આવેજ તો ?"

"ભલે આવે ? પણ આજનો દહાડો તો નહિ આવે કની ?"

"અને પેલો વાડીનો વખત સ્મરણમાં છે ! એ વખત આવશે ?"

"તે વખત કરતાં આ વધારે નિર્ભય ને કિમતી છે."

"ઘરનું વાસ્તુ કરતાં પાયો નાખવાનું મુહુર્ત વધારે કિમતી છે."

"ભાડાની જગ્યામાં ટાપટીપ કરવા કરતાં ઘરની સ્વતંત્ર ઝુંપડી વધારે સુખપ્રદ છે."

"સઘળાંને ઘરનાં ઘર નથી હોતાં ! જન્મ થયા પછી શાન આવે છે. ખેતર ખેડીએ, વાવીએ, ને સંભાળીને પછી લણી શકીએ. તમારે તો જોશીબાવાના ટીપણાનું ! ઘરમાં ચોર ખાતર પાડવા આવ્યા, અને તેની બૈરી કહે બૂમ પાડો ! ચોર પકડાઇ જશે, ને કાં તો માલ મૂકીને ન્હાશી જશે; પણ જોશીબાવા કહે મુહુર્ત સારૂં નથી. બીજા મુહુર્તે બૂમ પાડીશું, એ મૂર્ખાઇથી માલ ગુમાવ્યો. કહે છે કે મુલ્તવી રાખવાનાં માઠાં ફળ, એ ખોટું નથી ! તમે સમજુને હું શું સમજાવું ?"

"શહેર ને ગામડાનું બન્નેનું પાણી પીધું છે કની, એટલે હુશિયારી વધારે !"

"અમદાવાદ જેવા ગુજરાતના પાટનગરનું સુંદર જળ અને

સુરત સાથે મુંબઈનું પંચાળ પાણી એકત્ર થયું; એ કરતાં પાંચ નદી મળી, તે માંહે વળી ખાર પડયો. પ્રભુ! તમે વળી નવી નવી નાયકા ને નાયકાઓનાં મુખડાં જોયાં હશે. સુધરેલીઓના ચટકાં ને લટકાં જોયાં હશે. કદાચ મન પણ મરી ગયું હશે ને ?"

"બસ બસ–હવે હદ થઈ!"

"મ્હારા સમ! કોઇએ અણસારો કે ઇશારો કર્યો છે? કહે છે, કે મુંબાઈમાં સોબતી ઘણા. સારા સજન તો સોમાં એકાદ! વિદ્યાર્થિઓને શાહુકારના છોકરા વ્હાલા! બાપના પૈસા, એટલે પારકે નાણે મજાહ ઉડાવવાનું બહુ મળે! અને વળી કેટલાક તો ભોળા ને ભલા, તેથી લગાર ઇશ્ક તથા આનંદમાં આંધળા બનાવીને ચુનોએ ચોપડી લ્હે! કેમ? હેં! મારા સમ? વાત તો ખરી કની? તમે તેવા નહિ હોય!" સુમતી ખુબ હસી.

"એ બધી કથા કહીને હવે તું શું પ્રતિજ્ઞા કરાવવા માગે છે?"

"આ દાસીની સદા સેવા સ્વિકારવી!"

"કબૂલ! પ્રતિજ્ઞા સાથે–પ્રેમ સહિત કબૂલ. પછી કંઇ?"

"પછી એ કે તમે મ્હારા ને હું તમારી." એટલું કહીને સુમતી કંઠે વળગી પડી. જયન્તે પોતાની પ્રિયાને પ્રેમ સોડમાં સંતાડી! રામ ને સીતા, રાધા ને કૃષ્ણ અને જયન્ત ને સુમતી! નિર્દોષ દમ્પતી જો પ્રેમ ભાવે પ્રેમ–કુંડમાં ન્હાય, તો અપવાદ શો? જગતની માયાનો રવૈયો હોય, તો તેમાં કોઇનો વાંધો નથી. ભલે યુવાન કે વૃદ્ધ પોતાની પ્રિયાનો પ્રેમ–લ્હાવ લ્હે! વૃદ્ધની ઇચ્છા હોય, કે છેવટનાં પળી પણ મુંડાવી નાખવા, ને યતિ રાજા પેઠેમ પુત્રનું આયુષ્ય લઇને સંસાર ભોગ ભોગવવો, તો તેને પણ છુટ છે! ભલે, જેને જોઇએ તે સાગર પાર તરે, ને જેને ન ગમે તે તળીયામાં જઇ ડૂબે!!"

જયન્તને, સુમતીની પ્રેમભાવનાથી આનંદ વધ્યો, લગ્ન પ્રસંગને એક માસ વીતિ ગયો, એટલામાં મુરારીરાવને એકદમ મંદવાડ થઇ ગયો, ને ચાર દિનની ટુંક માંદગીમાં તેણે અમદાવાદમાં દેહ છોડયો. જયન્તને વારસ ઠરાવ્યો હતો, ને પોતાની ઓફીસથી તથા ઘરાકોથી માહિતગાર કર્યો હતો, એટલે મરનારને ધંધાની ચિન્તા ન હતી. એક વિધવા હતી, તેને પોષણ થાય, તેટલું દ્રવ્ય અનામત હતું; અને તેને જયન્ત માતા તરીકે માનતો હતો. તે વિધવાનો જયન્તપર પૂર્ણ પ્યાર હતો, એટલે મરનારે છેવટની શાન્તિ મેળવી. થોડા દિન દુઃખમાં ને વિયોગમાં ગયા. ઉતઃકાર્ય કરીને જયન્ત મુંબાઇમાં આવ્યો. ઓફીસનું કામ સંભાળ્યું, માસીસો ગયા પછી સુમતીને મુંબાઈ બોલાવી. અને આનંદમાં વર્ષ વીતિ ગયું, સુમતીને અધરણી આવી. નવ માસે પુત્રી પ્રસવ થઇ, અને તેનું નામ રમા પાડયું. વિધવા મામીએ અમદાવાદમાં રહીને જીવન પુરૂં કયુ, રમા તેણીના હાથમાં ઉછરી. સુમતી તથા જયન્ત મુંબઇમાં મોજ કરવા લાગ્યાં. લક્ષ્મી પ્રસન્ન હતી. મામાનું ધન મળવા ઉપરાંત રામપ્રસાદે પણ સારી દોલત આપી હતી. વિધવાને દ્રવ્યની પરવા ન હતી. જયન્તની કને પૈસાનો જમાવ થયો હતો. એ સમયે કુન્દનનો દાયકો ચડતો હતો. વીરપુર મહારાજાની એજન્સી કુન્દનના હાથમાં હતી, એટલે વીરપુરમાં નવો રાજમહેલ બાંધવાનું કામ જયન્તને આપવામાં આવ્યું હતું. એ કામ અપાવવા બદલે જયન્તે કુન્દનને સારી રકમ આપવા કહી, પણ કુન્દને પ્રમાણીકપણું છોડયું નહિ; તે દિવસથી જયન્તનો વિશ્વાસ ને પ્રેમ, કુન્દનપર વધારે દૃઢ થતો ગયો. આ રીતે બન્નેની મિત્રાચારી ગાઢી થતી ગઇ, તેવામાં કુન્દનપર આફતનું વાદળ આવ્યું. તે વેળાએ જયન્તે ઘણી મદદ કરી, ને તે પ્રસંગ પછી બન્ને જીવપ્રાણ મિત્રો થયા. જો કે કુન્દનની હાલત નબળી પડી ગઇ, પણ તેણે કોઇને કળવા દીધી નહિ, અને આજ સુધી તે અટંકી રહ્યો.

સુમતીના પ્રેમભાવમાં જયન્ત આનંદ ઝુલે ઝુલતો હતો. નમણી ને સુંદર સુમતિએ જયન્તને પ્રેમ–સુખ આપવામાં કચાસ રાખી નહિ. જયન્તે પૈસાના બળે વાલકેશ્વરના માર્ગપર 'સુમતિ વિલાસ' મહેલ બંધાવ્યો. ઇજનેર પોતે, મીસ્ત્રીઓ તાબામાં, ને કોન્ટ્રાકટર ઓશિયાળા એટલે જયન્તે રસ્તામાં ને તાકીદે સુંદર મહેલ બંધાવ્યો. એ મહેલમાં ગયા પછી સુમતિને ફરીને ગર્ભ રહ્યો. જોશીએ પુત્ર પ્રાપ્તિની આશા આપી. દમ્પતીના આનંદનો પાર રહ્યો નહિ. સુમતી ડાહી ને ચતુર હતી, તેણે જોશીને ખાનગી પુછ્યું, ત્યારે બાળક કે માતા બન્નેમાંથી એકની ઘાત થવાનું કહ્યું! સુમતીને શંકા પડી. ૭ માસ વિત્યા પછી સુમતીને સોજા ચડવા લાગ્યા. ડાકટરો ને સુઇયાણીઓએ કહ્યું, કે તે તો ગર્ભવંતીને થાય, પણ સુમતિ શંકાશીલ થઇ. તેને ખરાબ સ્વપ્નાં આવવા લાગ્યાં. એક દહાડે સવારે દાતણ કરતાં તેણીએ જયન્તને કહ્યું.! "આજ રાત્રે સ્વપ્નામાં જાણે હું લોહીના કુંડમાં ન્હાઇ!" સુમતીની ઇચ્છા ન છતાં તેણે કહ્યું. પતિને શંકામાં નાખીને નાહક તેના દિલમાં દુઃખ કરવા તે ઇચ્છિતી ન હતી, પણ આવેશના ઉભરાથી બોલી જવાયું. જયન્તે કહ્યું.

"તેં બરાસ–કસ્તુરીની વાત વાંચી હતી, તેનું સ્મરણ માત્ર તને થયું છે."

"હા, ખરૂં! એ વાત હું વિસરી ગઈ." એટલું કહીને વાત ઉડાવી દીધી. દિવસે દિવસે સોજા વધતા ગયા. જયન્તના મનમાંએ પણ સંદેહ પેઠો. આખરે નવ માસ વીત્યે પુત્ર પ્રસવ થયો. સુઇયાણીએ આનંદ વર્તાવ્યો. સુમતીએ હર્ષ દેખાડયો. જરા પણ દુઃખ વગર પ્રસવ થવાની વાત કરી. જયન્તને આનંદ થયો, પણ બીજે દહાડે તાવ લાગુ પડયો, ને સન્નિપાત થયો. ડોકટરો, મીડવાઇફો ને દેશી સુઇયાણીયોના ઉપચાર ચાલ્યા, પણ વાત કરતાં એક પળમ

સુમતીએ દેહ ત્યાગ કર્યો, ને દશ મિનિટે પુત્રે પ્રાણુ છોડયો! ડૉકટર અને મીડવાઇફે ઘણા ઉપચાર કર્યા, પણુ જ્યાં જીંદગીનો છેડોજ આવી રહ્યો, ત્યાં તૂટલી દોરી સાંધવાને બીજું કોણુ સમર્થ હોઇ શકે? ‘એક કલાકની ટુંકી રમતમાં પાસા અવળા પડયા. બીજી હારી ગયા અને વગડે વરજોળા થયા. જુગારની રમત પુરી થઈ, બાજીગરનો ખેલ બંધ પડયો. જાદુગરનો મહેલ ઉડી ગયો. જયન્ત માથું કુ-ટીને બેસી રહ્યો. કોમળાંગીના ચન્દ્રમુખડા તરફ જોઇ રહ્યો. સ્તબ્ધ થઈ ગયો. ‘ સુમતી મરી ગઇ ? ’ આ શબ્દ બોલીને દિગ્મૂઢ બની ગયો. દુશ્મનો હસવા લાગ્યા, મિત્રો અફસોસ કરવા લાગ્યા. એક બાજુ કોળાહળ થઇ ગયો. સગાં વ્હાલાંઓને પાછળથી ખબર પડી, અને તેઓ જીવ તોડતાં આવી પહોંચ્યાં. જયન્તની આંખમાંથી ચો-ધાર અશ્રુપાત થતું હતું, રમા બિચારી મા–મા કરતી આમ તેમ ફરતી હતી, ને સુમતીના શબ તરફ જવા જતાં બીજી સ્ત્રીઓ તેણીને અટકાવતી હતી. નાની વયની પણુ જ્ઞાની અને ડહાપણુદાર દીકરી સમજી ગઇ, કે મા મરી ગઇ! બાપની કને છુપી છુપી જઇને ઉભી. જયન્તની આંખનાં આંસુ ને હૃદય ભેદક રૂદનનો કરૂણસ્વર સાં-ભળીને તે પણુ રડવા લાગી. મિત્રો અને સગાંઓ શબને સ્મશાન તરફ ઉંચકી ચાલ્યા, ને તેની જોડે પેલો સુકુમાર સંસ્કારી બાળક પણુ માતાના મૃતદેહ જોડે ચાલ્યો. શત્રુરૂપ કે મિત્રરૂપ પણુ સં-સ્કારી જીવડા માતાના ઉદરમાં રહીને જન્મ લઇ છેવટ આ લોકનો અપવાદ વ્હોરી ચાલ્યો ગયો. જયન્ત સ્મશાન સુધી ગયો. તેને આ કઠણુ દુઃખ બહુ લાગી આવ્યું. સુમતીનો સુંદર ને કોમળ દેહ ચે-હમાં પડયો, ને તેની છાતી ધડકવા લાગી, તે ઘેલો બની ગયો, ને હૃદય ફાટ રૂદન કરવા લાગ્યો. લોકો તેને દૂર લઇ ગયા, અને રડતે હૃદયે ઘેર લાવ્યા. સંબંધીઓ સર્વે સ્થળે સ્થળે ચાલ્યા ગયા, અને

જયન્ત આખરે તો એકલોજ રહ્યો. રમાનું રૂદન બંધ કરવા જતાં જયન્તથી રડી જવાતું. આમ દુઃખમાં દહાડા કહાડતાં સુમતિની ઉતઃક્રિયા વિતી ગઇ. ને સગાં સંબંધી સૌ છુટાં પડયાં. જયન્તની પ્રકૃતિ એકદમ બગડી ગઈ. રમાની વારંવારની માતા-યાચનાથી જયન્તના મગજ પર બહુ માઠી અસર થવા લાગી. સુમતી–મહેલ સ્મશાન જેવો થઈ પડયો, પણ આખરે તો બે ત્રણ મહિને પાછો એજ સ્થળે આવી પ્હોંચ્યો. સ્ત્રીની સાથે મરવું, એ તો પુરૂપ જાતિને કલંક લાગે, એવો સાંસારિક મહિમા હતો. ઘણા લોકો આ વિદ્વાન તથા ધનવંત પુરૂપને કન્યા દેવા આવતા, પણ વિયોગી જુવાનને કોઈ વાત ગમતી હતી નહિ. પ્રભુ નામ પેઠેમ સુમતીને જપતો હતો, તેને કોઈ પદાર્થપર અભિરૂચી પ્રાપ્ત થતી ન હતી. ઘણા વ્હેમીયો બ્હીવરાવતા, કે ગર્ભવતી સ્ત્રી ગુજરી ગઇ, તે સ્થળે ભૂત થાય! જયન્ત તો પોતાની પ્રિયાનાં ભૂતને પણ જોવા તૈયાર હતો, પણ કયાંથી હોય? એ ભૂત જોડે છેલ્લી છેલ્લી બે વાતો થાય, ને બન્નેના દિલનો ઉભરો ખાલી થાય, તો સારૂં! પણ તેનું તો સ્વપ્નુયે ન જોયું! ઘણા વેદાન્તિયો ને યોગીયો સાથે મન સમાધાન કર્યું, પરન્તુ કોઇએ એવો માર્ગ ન દેખાડયો, કે સુમતીનો ઓળો જોઈ શકાય! માત્ર એટલોજ નિર્ણય થયો, કે સંસ્કારે કરીને સાંપડેલી વસ્તુ જાય, તો ફરીને સંસ્કારેજ મળે છે. માયાવી જીવ પાછો સોંપડે છે ખરો, પણ તે કેવો સંસ્કારી હશે, તે કળી શકાતું નથી. પુનર્જન્મે દરેક જીવનો સમાગમ થાય, પણ તે જન્મે મળેલાં પ્રેમી કયાં સંસ્કારી હશે, તે યાદ રહી શકતું નથી, તેમ આ જીવને પણ માયાના પ્રબળથી સ્મરણ રહી શકતું નથી.

જયન્તની વ્યાધી કદી જલદીથી દૂર થઈ શકત, પણ સુમતીનું માંસલ બાળક જયન્તના હાથમાં રમતું હતું, એટલે સુમતી ઘડીકમાં વિસરાય તેમ ન્હોતી. સુમતી કરતાં કદી અધિક સ્વરૂપી અને સદ્‌ગુણી

કન્યા અનાયાસે સાંપડી જાય, તો જયન્ત ફરીને લગ્ન કરી લાંબે કાળે સુમતીનો ચ્હેરો વિસરી જાય, પણ રમાના પ્રતાપે ઘડીકમાં તેમ થવું કઠણ હતું. તેણે હવે ધર્મજ્ઞાન ને વેદાન્ત પર લક્ષ દેવા માંડયું. ઓફીસમાં ઘડી બે ઘડી કામ કરીને પછી એકાન્ત બંગલાની પાછળ વાંચવા માંડયું. રમા માટે એક ઠરેલ કાશી નામની ધાટણને રાખી. એક વિશ્વાસુ નોકર તથા રસોઇઓ રાખ્યાં, અને એક વૃદ્ધ પણ રમુજી વિપ્રને વાતોના ગપાટા મારવા રાખ્યો. રમાને તેના દાદા તથા દાદીએ અમદાવાદ લઈ જવા ઘણો આગ્રહ કર્યો, પણ પિતાની વ્હાલી રમા ગઈ નહિ.

આ રીતે જયન્તે વાર્ષિક ઉકેલ્યું, ને ધીમે ધીમે જીવને શાન્તિ આપી. એમ કરતાંએ બે વર્ષ વીતી ગયાં, અને આજે તેનો ગમગીનીમાં દિવસ પસાર કર્યો, જે કુન્દનથી અજાણ્યું હતું.

કુન્દનના મનમાં અપમાન શબ્દ ન વસ્યો, એ જયન્તના શુદ્ધ મિત્ર ભાવની નિશાની હતી; પ્રસંગોપાત જયન્ત તેમને દ્રવ્યની સહાયતા આપવા કહેતો, પણ હાથ તંગમાં છતાં કુન્દન, મિત્રનો ઉપકાર લેવા ચ્હાતો ન હતો. વારંવાર તે કુન્દનને ઘેર જઇને માણેક કને નિરાંતે સુખ–દુઃખની બે વાતો કરતો, ને માણેકને પોતાની બ્હેન જેવી ગણતો. કુન્દનનું નિર્મળ મન જયન્ત પ્રત્યે બહુ ભાવના ને દયાથી જોતું હતું, એટલે માણેકને વારંવાર કહેતો, કે જયન્તના દુઃખમાં આપણે બની શકે, તેટલો ભાગ લ્હેવો. માણેક ડાહી ને સમજુ હતી. પ્રેમીના દુઃખની પીછાણનારી હતી, એટલે જયન્ત પોતાની મન-વેદના શિતળ કરવા સુમતીના સદ્દગુણોનું સ્મરણ કરતો, ને માણેક તથા કુન્દન તેની ઇચ્છાને તાબે થતાં. જયન્તને ખબર પડી કે, કુન્દન આવીને ચાલ્યો ગયો, પણ તેના મનમાં એમ

ન થયું, કે તેને અપમાન લાગ્યું હશે, કેમકે ઉભયનાં અંતઃકરણ પરસ્પર અવિશ્વાસથી જોતાંજ ન હતાં.

પ્રભાતમાં ઉઠતાંજ રત્નલાલનો ગોર જયન્તને આમંત્રણ કરવા આવ્યો, પણ જયન્તે અનેચ્છા દેખાડી. રમાને મોકલવા આગ્રહ થયો, પણ હઠીલી રમા ગઈ નહિ. રત્નલાલને ત્યાંનો આ-જનો સમારંભ અલૌકિક હતો. પ્રતિષ્ઠિત ઘરના વૈભવનો આજે પ્ર-કાશ પડનાર હતો, નીલમની સાહ્યબીનો સુરજ આજે પ્રકટી ની-કળનાર હતો, પણ કુન્દન ને માણેકની મુસ્કેલીનો પાર ન હતો. આ દમ્પતી પ્રભાતમાં જેટલાં ચિન્તાતુર હતાં, તેથી અધિક નીલમ આ-નંદમાં આતુર બની હતી.

---

## પ્રકરણ ૭ મું.

### નીલમનો નવો આનંદ! પુત્ર-દાનનો માનવંત મહિમા!

"દીલીપ રાજાનો પુત્ર ભગીરથ અને કૌરવકૂળદીક દૂર્યોધન! દાશરથી રામ અને ભાગવત મહાત્મ માંહેનો પેલો ધુંધણીમલ! આ સર્વે પુત્રો, એક ધ્રુવ, એક પ્રલ્હાદ, એક શ્રવણ ને એક પરશુ-રામ! આ સર્વે પુત્રો ખરા, પણ તેઓ આમ્રપરનાં ખાટાં મીઠાં ફળો!! એક પુત્ર માટે મહા તપ આદરવામાં આવે, ને તેજ પુત્ર માબાપનું સાત પહેડીનું નિકન્દન કરે. ધન્ય પુત્ર! માબાપનો લાડકડો બાળક સ્રીની મોહનીમાં અંજાઇને માબાપનો તિરસ્કાર કરી વૃદ્ધપણે રણમાં રોળે!"

દુનિયામાં દિવાળીના જેવો બીજો દિવસ કયો? સંસારમાં સંતતિ સરખો બીજો વૈભવ કયો? મિઠાશમાં સાકર કરતાં ગળ્યું શું? આનંદમાં લગ્નના જેવો બીજો ઉત્સવ કયો? અને શાન્તિમાં

સુઘડ સ્ત્રી કરતાં બીજું સુખ કયું? માબાપને સર્વ કરતાં વધારે સુખ, તે પુત્રનું! ને વૃદ્ધ દાદાને વધારે આનંદ પૌત્ર લ્હાવનો! દીકરાને ઘેર દીકરા, પૈસે સુખી, શરીરે આરોગ્ય, ને ધન–સંપતિ તથા વ્યવહાર–લજ્જા પણ વખાણવા યોગ્ય, તેના કરતાં બીજો ગૃહસ્થાશ્રમ ઉત્તમ કયો? રત્નલાલ ઝવેરીનો દિવસ ચડતો હતો, પુત્ર વધુના સદાચરણથી સંસાર તેજસ્વી જણાતો હતો. નિંદાખોર જનો તેનાં સુખને વિવિધ પ્રકારે વખોડતા હતા, પણ તેને ત્યાંથી અતિથી પાછો જતો ન હતો. પરોણાનો સારો સત્કાર થતો હતો. સખાવત અને દયાનો તેના ઘરમાં ઝરો વહેતો હતો, તેથી પ્રભુએ તેના પર દયાનો વરસાદ વરસાવ્યો હતો. લાંબે કાળે પુત્રને ત્યાં પુત્રનું દાન દઇને પરમ પ્રભુએ આનંદ વર્તાવ્યો હતો. એ ફળદાન કોઇ સંતજનની સેવાનું હતું. **ની**લમના ગુરૂ સ્વામી સત્ચિદાનંદ પ્રભુનો આશિર્વાદ હોવાથી રત્નલાલનો વંશ વધ્યો હતો, ને તેથી રત્નલાલ આ મહાત્માને અહોનિશ પ્રભુ તરીકે પુજતા હતા. કાશી નિવાસી સ્વામી સત્ચિદાનંદે **ની**લમને બનારસમાં વિવિધજ્ઞાન આપ્યું હતું, ને એ જ્ઞાનકર્મ રત્નલાલના અનુભવવામાં આવ્યાથી ગુરૂપર તેની પૂર્ણ શ્રદ્ધા બેઠી હતી. તેથી તેણે આ ગુરૂને તેડાવ્યા હતા. મુંબઇ આવ્યા પછી ગુરૂએ આપેલા મત પ્રમાણે **ની**લમને પુત્ર પ્રાપ્તિ થતાં તેઓને વધારે શ્રદ્ધા બેઠી હતી, અને રત્નલાલની પરમ ઇચ્છામાંજ નિર્ગમન કરવા ધાર્યો હતો. વાલકેશ્વરની પવિત્રભૂમિમાં ગંગા કાંઠે સમુદ્ર સંગમ પર સ્નાન ધ્યાન કરીને ભકતને મુકિતપદ આપવા વિચાર કર્યો હતો. એ આજના લેભાગુ સાધુડાઓ, મૂર્ત્તિપુજાને વખોડીને વેદાન્તનું ડોળ ઘાલી આર્ય સમાજીઓ પેઠેમ વેદાન્તનો કલ્પિત ઝુંડો પકડી સુધારાનાં ડોળ ઘાલુ શેઠીયાને વિશ્વાસ બેસાડીને, તેના ઘરની જુવાન વહુ–દીકરીઓને ઉડાવી જનાર કે ધન–તન લૂટી જનાર રંગી ભંગી ન હતો.

રત્નલાલને ત્યાં આજે આનંદ પથરાઇ રહેલો હતો. આજે સુખનો સૂર્ય ઉગ્યો હતો. આનંદનો ઉદધી ઉછળ્યો હતો. મનહર વાજીંત્રોના નાદ થતા હતા. ગવૈયાઓનાં ગાન તાન થતાં હતાં. મહર્ષિપુજારીઓ વેદ મંત્રોચાર કરતા હતા. પુરાણીઓ પાઠ વાંચતા હતા. સાધુ સંત ને અપંગ અંધને દાન દેવાનું હતું. **નીલમના** નવરત્નનો આજે પંચવર્ષ પ્રમાણુ અખંડ વૃતનો આનંદ ઉત્સવ હતો. જન્મગાંઠનો દિવસ હતો. પેટના બાળકને માથે વ્રતધારી વાળ હતા, તે ઉતરાવવાનો પવિત્ર દિવસ હતો. બાબુલનાથની પ્રસાદી પામેલા પુત્રને શાસ્ત્રવિધી પ્રમાણે વાળ ટહાડા કરવાનું આ મંગળ ચોઘડીઉં હતું.

જે ભગીરથ વડે સપ્તકુળનો ઉદ્ધાર થયો હતો, જે ધ્રુવ વડે ઉત્તાન્પાદ રાજાની જીંદગી સફળ થઈ હતી, જે પ્રલ્હાદ વડે હિરણ્યાકસ્યપને મુકિત મળી હતી, અને જે શ્રવણ વડે માતાપિતાનો ઉદ્ધાર થયો હતો, તેજ પ્રમાણે રત્નલાલને ત્યાં પૌત્ર પ્રાપ્તિનો આનંદ વર્તાય છે. જન્મ કાળે કશી પણ ધામધૂમ ન્હોતી કરી, કેમકે 'આંધળાની એક આંખ' પ્રમાણે અભાગીયો જો ખેડ કરે, બળદ ટળે કે પોતે મરે,' તેમ પુત્ર–જીવન માટે અવિશ્વાસ હતો. એક પુત્ર તે પુત્રમાં નહિ, એક આંખ તે આંખમાં નહિ, એક પૈસો તે પૈસામાં નહિ, એક રાગ તે રાગમાં નહિ! મહા મહેનતે સાંપડેલી વસ્તુ બહુ કીમતી હોય છે. નિર્ધનને ધન, વાંઝીયાને તન, અને ભુખ્યાને અન્ન મળે છે, તો તે બહુ સંભાળીને રાખે છે. રખે પગ કરીને ન્હાશી જાય, એવો તેને ભય રહે છે, કેમકે તે ધન મુસ્કેલીએ સાંપડેલું હોય છે, અછતની તે પુરવણી કરનારૂં હોય છે. રત્નલાલ અને નવલ, તથા નીલમના મનમાં પણ તેમજ હતું, એટલે પુત્રપ્રાપ્તિનો આનંદ પાંચ વર્ષે ઉજવવાની પ્રતિજ્ઞા કરી હતી; અને તેની આજે પૂર્ણાહુતી હતી. **નીલમના** નવા સંસારની સ્થાપના થયા પછી

એક વર્ષે પુત્ર–પ્રાપ્તિ થઇ હતી. મહાવિભુ શંકરની અખંડ તપશ્ચર્યા કરીને નીલમે પુત્ર–રત્ન મેળવ્યું હતું. મહાદેવી એનીબિઝંટનો ઉપદેશ, અને ગુરૂશ્રી સ્વામી સત્ચિદાનંદ સરસ્વતીએ આપેલા મંત્ર જાપથી એક શુદ્ધ પતિવ્રતાએ પોતાના પતિનું પ્રીતિ–પાત્ર જળ ગ્રહીને પુત્ર–લાભ આપ્યો હતો. એ પુત્રની આજે કેશ–શાન્તિ હતી. લાડકડા બાળકના વાળ ટહાડા કરવાનો આજે મહોત્સવ હતો. પુત્ર-દાન દેવા માટે મહાશંભુની મહાપુજા કરવાનો આજે દિવસ હતો.

પુત્રની વાંચ્છના માટે મોટા મોટા મહર્ષિ, અને રાજેન્દ્રોએ અઘોર તપ આદર્યા હતાં, વંશવૃદ્ધિ માટે અને કુળ–ઉદ્ધાર કરવા માટે સંતતિ ઉત્પન્ન કરતા હતા; અને સદોષ પુરૂષો નિર્દોષ ભકિત વડે પ્રભુ પ્રસન્ન કરીને પુત્રદાન મેળવતા હતા. દશરથ રાજાએ પુત્ર વાંચ્છના માટે યજ્ઞ આરંભ્યો હતો. જનકરાજાનો વૈભવ પુત્ર વિના નકામો હતો. દુષ્યંતરાજા પુત્ર વિના દુઃખી હતો. અનેક વંશજો પુત્ર વિના નર્કે જતા હતા. સત્પુત્રથી કોઈ પાવન થતા હતા. જેને પુત્ર નથી, તેનું મન શુન્ય છે; જેને પુત્ર નથી, તેનું દાન મૌન છે; જેને ત્યાં પુત્ર છે, તેને ત્યાં ઇશ્વર કૃપા છે; જેને ત્યાં પુત્ર છે, તેને ત્યાં નવનિધ ને અષ્ટમાસિદ્ધ છે. કોઇકજ પાપીઆને ત્યાં પૂર્વનો પાપી જીવડો અવતરીને પિતૃકુળને કનડતો હશે! પણ પુન્યશાળીના પુત્રની તો બલિહારીજ!

### ભેરવી ગજલ.

કરે કલ્લોલ જ્યાં બાળા, અરે આનંદ ત્યાં છાજે;<br>
કરે કિલ કિલ જ્યાં પંખી, ખરે વન–વાટ ત્યાં ગાજે—૧<br>
સુનાં છે મ્હેલ મંદિરો, સુની છે વાડી ને બાગો;<br>
સુનાં છે રાજ મહેલો જો, સુનો જયમ રાગ વણુ વાજે—૨<br>
સરિતામાં હશે પાણી, જશે જન–પ્રાણી તે ઘાટે;

વિના ફળનાં તરૂવર કોઇ, પશુ પંખી ન જશે આરે---૩
ભલે આક્રંદથી છાયું, ભલે હર્ષે હશે છાયું;
પરન્તુ પુત્રવંતું ઘર, સદા આનંદથી રાજે—૪
દુઃખી મન દુનિયાં દુઃખે, શિશુ ખોળે ચડી બેસે;
ટળી વ્યાધી ટળ્યા રોગો, હૃદયમાં શાન્તિ ત્યમ છાજે—૫
ભલા ભૂપાળનો વૈભવ, ભલા ધનવંતની માયા;
નથી સુખી વિના પુત્રે, સુખી સંતાને દીનતા જે—૬
ખિલે પુષ્પો રવિ જોઇ, ખિલે માબાપ મન પુત્રે;
ખરેખર ધન્ય માબાપો, સુપુત્રોથી ફરે રાજ્યે—૭

કરમાયલું ફુલ સુંઘવું, વાસી અન્ન ખાવું, અને માન વગર પરઘેર વાસ કરવો, તેના કરતાંએ નિષ્ઠુર પારકાં બાળકોને ચુંબન કરવાનો લ્હાવ લેવાનો છે. તાજું પાણી, ધોએલાં વસ્ત્રો, મુગ્ધા પ્રિયાંગના અને સ્વાદિષ્ટ ભોજનની જે મધુરતા છે, તે કરતાં અધિક પોતાના પુત્રની વાત્સલ્યતાનો ભાવ છે. યશોદાજી કૃષ્ણને શિક્ષા કરીને રડી પડયાં હતાં, કૌશલ્યાએ રામને ખીજવાઇને અશ્રુપાત કર્યો હતો, પુત્ર–વાત્સલ્યતાની અસર માબાપોના મનમાં એટલી તો ઉંડી પેઠેલી છે, કે ક્રોધમાં કરેલું કર્મ લાંબે કાળે પણ યાદ કરાવીને પ્રેમ–ભાવે પસ્તાવો કરાવે છે. ધન્ય છે, પુત્રવતી માતાને! ધન્ય છે, પુત્રવાન પુન્યશાળી પિતાને!

ચિન્તામણી રત્ન જેવા પુત્રનું આયુષ્ય લંબાયલું જોવાને કઈ માતા આતુર ન હશે! પતિની આજ્ઞાનું કદી ઉલંઘન થાય, પણ પુત્રનાં રડતાં આંસુ લુછવામાં એક પળ પણ ન થોભાય! ધણીના રોગનું નિવાર્ણ કરવામાં સ્ત્રી ઔષધ પાવાની ભૂલ કદી કરે, પણ પુત્રના પેટમાં દુઃખતું ટાળવાને પોતે જાતે કડવું ઓસડ પાવા–ખાવાને ન ચૂકે? માતૃ વાત્સલ્યતાની અવધી છે. કોઇકજ અકરમી દીકરાઓ એવી માયાળુ માતાની મમતાને ભૂલી જઇને તેના પરમ ઉપકારનો ઉલટો

બદલો આપતા હશે ! સ્ત્રીની મોહન મંત્રભરી માયાને આધીન થઇને ઘડીભરનો કામવિકાર તૃપ્ત કરવા અર્થે માયાવંતી પૂતળીને રાજી રાખવા ભલી માતાનો તિરસ્કાર કરતા હશે. એ મૂર્ખ ભૂલી જાય છે, કે ગંદી ગોદડીમાંથી સાફ ગાદલામાં પોઢાડનાર, ને પરવશ બાળ–જીંદગીને જીવ પેઠેમ જાળવનાર માતા છે; નહિ કે સ્ત્રી ! કોઇકજ ભલી સ્ત્રી સહનશીલ તો હશે, નહિ તો ઘરનો વેશ ઉઘાડો કરીને ધણીને એબદામનો કરનારી સ્ત્રી છે, ધણીની છેવટની સ્થિતિ સુધી દૃઢ મનની ને ધિરજ રાખીને ધણીનું શબ સંભાળનારી તો કોઈકજ હશે, નહિ તો ચૂડલો ભાગ્યો, કે રસ્તો મોકળો થયો. પૈસો મૂકયો હોય, તો રાગડો કહાડે, નહિ તો ધણીને નામે છાજીયાં લઇને રખડતી કરી મૂકવાનો આરોપ મૂકે ! હજાર ગાળ દઇને કહાડી મૂકેલી માવડીને છુટકો નથી ! છાતી ફાટ રૂદન ને સરિતા વાટ અશ્રુજળ માવડી કહાડશે; રે માતાના દીકરાઓ ? જરા માતાને તિરસ્કાર કરતાં ડરજો. જે કોઇ વૃદ્ધ માબાપની આજ્ઞા લોપીને તેનો ઉત્તર કાળ સાંભળતાં નથી, તેને ખચીત તેવી અવસ્થાએ પોતાના બાળકનું સંકટ શોસવું પડે છે. મા વગરના દીકરાઓ ! તમને શો અનુભવ ? રાંક દીકરાઓ ! તમે નરસિંહ મહેતાની કુંવરબાઈનું વૃતાંત વાંચ્યું હશે. રાંક માતાની દીકરી, મા વિનાની એકલી પોતાના સીમંતમાં બાપા કંઇ ન લાવ્યાથી માતાને યાદ કરતી હતી ! આહા ! શી માતા ? **નીલમનો** આજનો ચહેરો અજબ ઉલટથી છવાયેલો હતો. ઘણે કાળે ઈશ્વરે પુત્ર સંતાન આપ્યું, અને તે પાંચ વર્ષ સુધી અખંડ આરોગ્ય રાખ્યું, ત્યારે શું **નીલમ** આજે ગાંડી–ઘેલી નહિ બની ગઇ હોય ? આજે પોતાના એકની એક બાળકના આયુષ્યની વૃદ્ધિ કરાવવાની આતુરતામાં કંઇ થોડી આકળી પડી ગઇ હશે ! ધનવંત સસરાની કુળવધુ અને કુળવાન પતિની પ્રમદા પોતાના પાંચ વર્ષના બાળકનું ઉજવણું કરવાને શું

પાછી હઠતી હશે? અજીતનો પુત્ર, એકનો એક પુત્ર, પાંચ વર્ષનો આરોગ્યવંતો પોપટ ઉડતો-પઢતો ને હસતો-રમતો-થયો, એ સર્વ શંકર મહાદેવના પ્રતાપ, અને શું આજે શંકરની આરાધના કે ભક્તિ કરવામાં **નીલમ** કચાશ મુકશે? માતાનો વ્હાલો પુત્ર આજે રત્નલાલની સઘળી રહીયાસત કંઠમાં બતાવતો હતો. માતા **નીલમ** પોતાના કાનકુંવર કોડામણા બાળને વારંવાર જોઇને હરખાતી હતી. કંઠમાં હીરાનો હાર નાખ્યો હતો, પણ તેની જોડે કાળો દોરો બાંધ્યો હતો. રખે મ્હારા લાડકડાને મુઇ કોઇ અદેખી રંડાની નજર પડે! રખે મ્હારા બાળને કોઇ વાંઝણીનો પડછાયો પડે! બાળકને માટે માતાની આ કેવી માયા? પુત્ર માટે અપવાસ, વ્રત, ઉજવણાં, ને જીવ પ્રાણ દે, એટલુંજ નહિ પણ કેટલાંક વર્ષો સુધી એવું આકરૂં વ્રત લ્હે, કે લાલચુ મન ગોથું ખવરાવે, તે છતાં હઠીલી થઇને તે પાળે!

"બાઇ! આજે મ્હારા બાબુના વાળ ટહાડા કરવાના છે, માટે સકુટમ્બ નોતરૂં દઉં છું?" લટકાળી **નીલમ** મન-વૈભવથી ઠરી ગઇ છતાં પુત્ર વાત્સલ્યતાના આવેશમાં જાતે કુટમ્બમાં નોતરૂં દેવા ચાલી.

'જો મ્હારો બાળક પાંચ વર્ષનો થશે, તો હે શીવ શંભુ! હું તને સોના-રૂપાનો મુગટ પહેરાવીશ! અને રૂપા ભારોભાર તોળીને તે ગરીબોને વહેંચીશ!"-"હે દેવી માતા! જો તું દીકરો નહિ, ને દીકરીએ આપે, તો હું તને ચરણા-ચોળી ને ચાંલ્લા સહીત જોડ શ્રીફળ મુકીશ!" દીન મુખડે ગરીબ બિચારી માતાઓ બાળકો માટે બાધા લ્હે! "હે પ્રભુ! મને તું દીકરો દે, તો હું પાંચ વર્ષ સુધી તેના માથાના વાળ રખાવીશ, અને સો બ્રાહ્મણ જમાડીને ત્હારા ચરણ પાસે તેના વાળ ઉતરાવીશ" "હે દીનાનાથ! પાંચ વર્ષ સુધી હુ ભીખ માગીને તેને ખવરાવીશ,-પીવરાવીશ, ને કપડાં પહેરાવીશ!" લખપતી માબાપો પોતાને ત્યાં અવતરેલા દીકરા માટે ગરીબને ઘેર

માગતા આજે આપણે અનેક જોઇએ છીયે. **ની**લમ કંઈ એટલી હદ સુધી વહેમને વજન આપ્યું ન હતું, પણ તેના ગુરૂની ઇચ્છાને આધીન થઇને, અને રત્નલાલની મરજી સંપાદન કરીને બાબુને માથે વાળ રાખ્યા હતા, અને તેને ચાર વર્ષ પુરાં થઈ આજે પાંચમું બેઠું હતું, તેથી તેના વાળ બાબુલનાથના શિવાલયમાં ટહાડા કરવાની ધામધુમ ચાલી રહી હતી. ખરૂં કહીએ, તો બાબુની જન્મગાંઠનો પહેલો ઉત્સવ આજેજ હતો. "ઇશ્વિર કોણ જાણે આ ગુલાબને કેવી રીતે સંભાળશે? જો મ્હારૂં રતન પાંચ વર્ષ પર્યંત આરોગ્યવતું અને ઝળકતું રહેશે, તો તે વર્ષે જન્મગાંઠ ઉજવાશે!" **નીલમનો** આ મન-સંકલ્પ હતો, અને વારંવાર તે પુત્ર-મુખ જોઇને બે હાથ જોડી પ્રભુ પાસે પોતાના દોષની ક્ષમા માગી પુત્રને ચીરંજીવી રાખવા યાચના કરી હતી. પોતાના ગુરૂ કને જ્યારે કથા શ્રવણ કરીને ઉઠતી, અને ગુરૂ તેને આશિર્વાદ આપીને અખંડ સૌભાગ્વંતી કહેતો, ત્યારે તે પોતાના પુત્રને આશિર્વચન આપવાનું ગુરૂને કહ્યા વિના રહેતી નહોતી. કેમ જાણે **નીલમને** ફરીને પુત્ર-દાન મળવાનુંજ ન હોય! ખરી વાત છે કે અછત એવી આકરી ને કિમતી હોય છે, તેમાં માતૃ-ભાવની તો અવધી!

**નીલમ** પ્રભાતમાં વ્હેલી વ્હેલી ઉઠીને ન્હાઇ-ધોઇ નિત્ય કર્મ કરીને બાબુને નવરાવ્યો. રતનને ઉઠાડી, ભાઇ-બ્હેનને શણગાર્યાં. કિમતી વસ્ત્રો અને અનુપમ અલંકાર ધારણ કર્યા. બાબુને સવા લક્ષનો હીરાનો હાર પહેરાવ્યો, ત્યારે રતનને માણેક-મોતીનો હીરા જડીત હાર કંઠમાં નાખ્યો. લક્ષાધિપતીનાં બાળકો ઉત્સવ વખતે શા માટે શણગારે નહિ? ધનવંતના ઘરની લક્ષ્મી બાળકોથીજ જણાય છે. દ્રવ્યવાનનો વૈભવ સુંદરીઓથીજ શોભે છે. રાજવંશીના સત્તાધારી અને દેખાવડા-દમાદાર ઠાઠ ભલે સ્વારી અને નોબતમાં દેખાય, પણ ધનવંતોના વૈભવ તો તેના ઘરનાં સ્ત્રી બાળકોમાં જેટલા દીપે

છે; તેટલા જનાનાની કેદી–સુંદરીઓની ગેરહાજરીમાં હાથી–ઘોડાના ઠાઠથી મનોહર લાગતા નથી. બાળકોને શણગારીને **નીલમે** પોતાનું સૌભાગ્ય સુધાર્યું. કંઠમાં માત્ર બે સરની મોતીની માળા, કાનમાં સાદું હીરાનું લવંગીઉં, માથામાં માણેકનો હીરા જડીત ચાક, હાથમાં સાદી હીરાની–મોતીની બંગડી અને પગમાં નુપુર પહેર્યા; શરીરપર જરકસી અમર અને મોતી ટાંકેલી કસકસતી ચોળી પ્હેરી. **નીલમે** જુવાનીનું સુખ ગુમાવ્યા પછી પુત્રને ખાતર, ને સસરાની પિતા તુલ્ય કૃપા વડે આજેજ આ ઠાઠ કર્યો હતો, આઠ વાગતાં **નીલમ** પોતાના કુટુમ્બને તેડું કરવા તૈયાર થઈ ગઈ. ગોર મહારાજ અને વિપ્રોનાં ટોળાં આવવા લાગ્યાં. કેટલાંક નજીકનાં ને કેટલાંક દૂરનાં સંબંધી માંહેનું સ્ત્રી–મંડળ આવી ચડયું. રાત્રીએ બે વાર **માણેકને** કહેવ-રાવ્યું છતાં, તે હજી સુધી ન આવી, એથી **નીલમને** ચિન્તા થઈ. ડાહી ને વ્હાલી **માણેક** વિના આ ચોઘડીએ **નીલમથી** દૂર ડગલું ભરાય તેવું ન લાગ્યું. સરસ્વતી ગુજરી ગયા પછી, અને **નીલમે** ફરી સંસાર શરૂ કર્યા પછી પોતાને ત્યાં આ પ્હેલોજ અવસર હતો. વળી પોતાની સાહ્યબી અખંડ હતી. એ પ્રસંગે વૈભવથી નબળી પડી ગયલી, અને માબાપની ગરજ સારે તેવી ધનવંત બ્હેનને ત્યાં પ્રસંગ હોવાથી કદાચ વિવેકમાં ઓછાપો રહે, તો **માણેકનું** દીલ વધારે દુખાય, એ માટે **નીલમ** વારંવાર **માણેકને** યાદ કરતી હતી, ને તેની વાટ જોતી હતી. ચોઘડીયું ચાલ્યું જતું હતું, પણ **માણેક** વિના વાલકેશ્વરની બહાર **નીલમનું** મન ડગલું દેવાને જાણે હઠીલું થયું હતું. નવ વાગે તો બાબુલનાથમાં પહોંચવું હતું, ને તેટલા સમ-યમાં મુંબઈના જુદા જુદા લત્તા ઉપર બે પાંચ સારે ઘેર **નીલમને** જાતે જવું હતું. પણ **માણેકને** સાથે લઇનેજ જવાનું છે, એવું **માણેકને** વચન દીધું હતું, કોણ જાણે **માણેકે** શા કારણે ઢીલ કરી

હશે ? નીલમની નજરે તરત વેલી ઘાટણ આવી. નીલમે તેને બૂમ મારીને પુછ્યું. 'અલી વેલી ! માણેક બ્હેન ક્યાં છે ?"

"બા ! માણેક બ્હેને કહ્યું કે હું બાબુલનાથ પરભારી આવીશ. કુન્દનલાલ હજી બહારથી આવ્યા નથી. છોકરાં તૈયાર થાય છે, અને પોતે પણ હજી ન્હાવાની તૈયારી કરતાં હતાં." વેલીએ ધીમે સાદે નમ્રતાથી જવાબ દીધો.

"પણ મ્હારે ગામમાં જવું છે, તે માણેક શું નથી જાણતી?" નીલમે મોં ચડાવીને મનમાંજ ગુસ્સો દબાવ્યો.

"બા ! તમે તો મોટાં માણસ છો. દરેક સગવડ જીભમાં છે. હુકમ કરતાં વાર ! બીજાં માણસોને કદાચ અગવડ હોય, ને આવા પ્રસંગે લગાર ઘરની રીતભાત સાચવીને આવવું હોય તો ? બધી સગવડ ઘરમાં તૈયાર ક્યાંથી હોય ?" વેલીએ સમસ્યારૂપ વૃદ્ધ અનુભવ પ્રમાણે ને પ્રત્યક્ષ જોવા–જાણ્યા પ્રમાણે નીલમને જવાબ દીધો.

"બાબુના મહોત્સવની વાત કંઈ આજે થઈ છે, વેલી ! કદી કપડું લુગડું કરવું હોય, તો અગાઉથી ગોઠવણ ન થાય ? તું જાણતી નથી, કે નવ વાગે કુટમ્બમાં ફેરો મારીને બાબુલનાથ પહોંચવું છે ! માણેક તો સદાની ઠંડી ! છોકરાંના કપડાં હજી કાં તો દરજીને ત્યાં પડયાં હશે ? કુન્દનલાલ પણ ઠંડા માટલા જેવા !"

"બ્હેન ! લગારા ધીરાં પડો. કપડાં તો દરજીને ત્યાંથી આવે, પણ કંઠનો શણગાર સોનીને ત્યાંથી લાવતાં વાર લાગે ! એ તો તેનો રામો બોલ્યો, એટલે મેં જાણ્યું. કુન્દનલાલ દાગીના માટે બહાર ગયા છે, ને તે આવશે, ત્યારેજ માણેક બ્હેન પધારશે. હવે સમજ્યાં !"

"મેં જ્યારે દાગીના દેવાને કહ્યું, ત્યારે ના પાડી. દાગીના જોઇએ, તો મને કાં નથી કહેતી ? હું અહીંથી મોકલું, પણ ચોઘડીયું વીતી જાય તે ?"

"તમારો વૈભવ આ ટાણે કામ ન આવે. તમે મ્હોટાં બ્હેન છો, તો બે પૈસા લીધા ન જણાય; પણ આ વખતે દાગીનો કે કપડું લેતાં માણસનું મન સંકોચાય. પછી ભલે તમે પ્યારથી ને લાડથી આપતાં હોય ?"

"હશે. ત્યારે હું પોતેજ જાઉં છું. બે ચાર ઘેર કહેવાનું છે, તેથી ગયા વિના છુટકો નથી. **માણેક** રસ્તામાંજ છે, હું જતી જતી તેડતી જઇશ. જો વાર હશે, તો પાછી આવીશ, ત્યારે તેને બાણુ-લનાથમાં તેડીને આવીશ. તું મોટા શેઠને ઉતાવળ કરજે, ને નાના શેઠ હજી ન્હાયા પણ નથી, તેને તાકીદ કરીને સૌ સ્ત્રી મંડળ માટે ગાડીઓનો બંદોબસ્ત કરાવી બાણુલનાથ લાવજે. જે સ્ત્રીઓ આવેલી છે, તેમાંથી નાની બેન તથા ચંપાને લાવજે. બીજાની વધુ જરૂર નથી. કલાક સારૂ નાહક તસ્દી શી આપવી ? હું શેઠને પણ કહી જાઉં છું. ગોર પણ તૈયારી કરી રાખે!" જડજ સાહેબ જેમ પોતાના શિરસ્તેદારને વટ હુકમ સંભળાવી જાય, તેમ **નીલમ** તેની માનીતી દાસી વેલીને હુકમનો અમલ કરવાનું કહીને બહાર ચાલી ગઈ. બહાર ગાડી ઉભેલી તૈયાર હતી, રતન ને બાણુ બાગમાં રમતાં હતાં, તેને બોલાવ્યાં. રત્નલાલ શેઠ સામા આવતા હતા, તેમને કહેવાની હકિકત કહી. બાણુ તથા રતન સાથે **નીલમ** ગાડીમાં બેઠી, અને ગાડી માણેકના ઘર તરફ ચોપાટી રસ્તે ચાલી.

નિર્દોષ **માણેક** ! આજે નિમાણી થઇને આમ તેમ ડોકીયાં કરતી છુપાતી ભરાતી હતી. "રખે **નીલમ**ને ત્યાંથી ફરીને કોઈ તે-ડવા આવે! રખે **નીલમ** પોતે આવે ! રખે ખોટી થવાનું કારણ પુછે ! અરેરે હું શું જવાબ દઇશ ! મ્હારા પતિ બહાર ગયા છે. એ બ્હાનું બતાવીશ! બહાર ગયા હશે તો આવશે, એમ કહીને **નીલમ** હાથ પકડી ગાડીમાં બેસવા કહેશે. તો દાગીના વગર હું કે

છોકરાં શું પ્હેરી જઈશું? મ્હારા વ્હાલા નાથ દાગીના લઇને જલદી આવે તો સારૂં! મુવો મારવાડી આપશે, અને સોની પૉલીશ કરી આપશે, ત્યારેજ તો! મ્હારે તો હરકત નહિ, પણ છોકરાંઓને તો કંઇ જોઇએ. અરેરે! ઘરમાં એક સાચા મોતીની કિમતી માળાએ નથી?"

**માણેક** આમ વિમાસણ કરતી હતી, એ **નીલમ** શી રીતે જાણે? **માણેક**ના ઘરમાં બે દાગીનાએ નથી, એ **નીલમ** કેમ કળી શકે? **માણેક**ની ઉમદા રહેણી-કરણી એવી હતી, કે તેના ઘરની નબળાઈ કોનાથી કળી શકાય? ગૃહિણી તો એજ......**નીલમ** જ્યારે નવા સંસારની બાળ ક્રીડામાં, બાળોત્સવમાં ઘેલી થઇ રહી હતી, ત્યારે માણેક તે પ્રસંગના બળાપાથી અધમોઈ થઇ જતી હતી. **નીલમ** આ પ્રસંગની રાહા જોઇ રહી હતી, ત્યારે **માણેક** તે પ્રસંગ નજદીક આવતો જાણીને દુ:ખિ થતી હતી. આજ સુધી ઢંકાયલો રંક ઘર-વૈભવ બહાર પડ્યો ન હતો. હજી એવો અવસર ન્હોતો આવ્યો, કે **માણેક**ને બાળકો સહિત ફરજીયાત કોઈ બહારના શુભ પ્રસંગમાં દમામ સાથે જવું પડ્યું હોય. આજે છુટકોજ ન્હોતો, નેં તેથી ઘરનો આગલો વૈભવ દબાયલો ન દેખાવા માટે થોડો ઘણો પણ ઠાઠ દેખાડવાનો **માણેક** યત્ન કરતી હતી, પણ લાજ રહેવી પ્રભુને હાથ હતી.

વાંચનાર! બાપિકો વારસો મેળવીને લગભગ પચાસ હજારની માલિક થએલી **માણેક** આજે આ હાલતે કેમ આવી હશે? એ વિષે હવે પછી અજવાળું પડશે, પણ આ હાલતમાંએ **માણેક** જેવી કેળવાયલી, ઠરેલ ને વિવેકી પ્રમદાએ કેવો સમય સાંભળ્યો છે, એ જોવાની જરૂર છે! એવી થોડીજ ભાર્યાઓ નીકળે છે, કે જે નબળા વખતમાં થોડે વૈભવે દમામદાર દેખાવ કરીને ઉભી રહે છે.



# પ્રકરણ ૮ મું.

## દશાના પવનથી ઘેરાયલી વાદળી! શરમના શેરડાથી છવાયલી માણેક.

"બા! બા! **નીલમ** માસી આવ્યાં?" મણીએ **નીલમને** ગાડીમાંથી ઉતરતાં જોઇને ચોકમાંથી **માણેકને** મોટે સાદે કહ્યું. આ-જના મહોત્સવમાં જવાને અધીરાં થએલાં ભાઈ–બ્હેન કોઇ પણ ગાડી લાવનાર તેડાગરની રાહ જોઇનેજ બેઠાં હતાં. તેણે **નીલમને** જોઇને હર્ષભેર જવાની ઉલટથી **નીલમ** માસીના આવવાનો અવાજ કર્યો. નિર્દોષ બાળકો શું સમજે, કે તેમને ખોટી રહેવાનું કારણ ગાડી કે તેડાગર નથી, પણ તેઓને પહેરાવવાના દાગીના છે. **નીલ**-મના આવાગમનનો અવાજ સાંભળીને **માણેક** હેબતાઈ ગઇ. હવે **નીલમને** શું જવાબ આપવો, તેની વિમાસણમાં પડી. તે અખયાણી પડી ગઈ. **માણેક** એક તો જાતે પોચી ને કોમળ દીલની હતી, તેમાં **નીલમનો** આકળો સ્વભાવ ને દોર–દમામનો તાપ ત્યાં **માણેક** બિચારી ગભરાઈ જાય, તે સાથે છુપા ભેદનું કારણ વચ્ચે અથડેલું એટલે હવે **માણેક** શો જવાબ આપી શકે? તે કંઇ તેવી હિમ્મ-તદાર કે તર્કબાજ ન હતી. તેને ખોટો બૂટ્ટો ઉઠાવીને તરત ગમે તેવો જવાબ આપવાની ટેવ ન હતી, કદી પણ તેવો પ્રસંગ આવ્યો ન હતો. અને તેને મૂળથીજ એવી ટેવ ન હતી. પોતાની ઉમદા ને તવંગર સ્થિતિ બદલાયા પછી જેમ ઘરનો વૈભવ બતાવવાની આ પ્હેલીજ તક હતી, તેમ ઉડાઉ જવાબ આપવાને નવો બૂટ્ટો ઉભો કરવાની પણ આ પ્હેલીજ તક હતી. **માણેકે** કંઈ પણ તેનો ઉપ-યોગ કર્યો નહિ. ઇશ્વરે તેને હિમ્મત આપી, અને પ્રસંગ સીધો

ઉતર્યો. નીલમ આકળી પડેલી એકદમ ગાડીમાંથી ઉતરી આવી. લીલુ ને મણી બન્ને માસીબાને લ્હેવા દોડયાં. **નીલમે** હસતે મુખડે તેને દૂરથી જોયાં.

"માસીબા! એટલાં મોડાં કેમ આવ્યાં? ગાડી પણ ન મોકલી?"

"તારી બા કયાં છે? એટલો વખત કેમ થઈ ગયો?"

"હું આવી બ્હેન" **માણેક** હસ્તે મુખડે, મનનો સંકોચ દબાવીને બ્હાર આવી બોલી. **નીલમ** તેની નજીક આવી.

"**માણેક**! તું જાણતી નથી, કે આજ તો ચોઘડીયાં ઉપર કામ ચાલે છે! વળી ઘરમાં બીજાું કોણ મોટું ન્હાનું મદદગાર છે, વારૂ! તું તો સદાની ઠંડીજ રહી! ચાલની? હજી તો કપડાંએ પે-હેર્યાં નથી?"

"હું શું કરૂં, છોકરાં હઠ કરી બેઠાં તે! કીકાના બાપ હજી ન આવ્યા. દાગીના ગઇ કાલથી સોનીને ત્યાં પડ્યા છે!"

"મને કહ્યું હોત, તો હું દાગીના મોકલી આપત! છોકરાંને તો મોકલવાં હતાં? લ્હે, હવે તાકીદ કર. મ્હારે ગામમાં જવું છે, ને તે ત્હારે માટે ખોટી છું! ચાલ, કપડાં પ્હેરી લ્હે?"

"બ્હેન! ગામમાં હું ન આવું તો ન ચાલે?"

"ત્હારે દાગીના વગર ન અવાય! જો તને શરમ લાગતી હોય, તો લ્હે, મ્હારો આ હાર પ્હેરી લ્હે?" **નીલમે** કંઠમાં હાથ નાખ્યો. **માણેકે** તેને અટકાવી.

"બ્હેન! શું હું હાર માટે નથી આવતી? શું મને દાગીનાજ શોભાવે છે? શું હું દર વખત દાગીના પ્હેરીનેજ જાઉં છું?"

"**માણેક**! આ વખતે તું હઠીલી થઈ, તેવી કોઈ દહાડે થઇ નથી. જ્યારે ઉતાવળ છે, ત્યારે તો ચલાવી લ્હેવું જોઇએ કની? દા-ગીના કદી વ્હેલા મોડા આવ્યા તો શું ન ચાલે?"

"બા ! હમે તો માસીબા સાથે જઇશું ?" મણી બોલ્યો.

"ચૂપ રહે ? બા કહે ત્યારે કની ?" લીલુએ એક તરફ મણીને પકડીને કાનમાં કહ્યું. માણેકે તેની સામે જોયું. લીલુ સમજી ગઈ.

"જાઓ, ત્યારે માસીબા સાથેજ જાઓ. હું જરા રહીને આ-વીશ. બ્હેન ! તું છોકરાંને લઈ જા, ને પાછી ફરીને અહીં આવ, એ-ટલે આપણે સાથેજ જઇએ ?"

"વારૂ, એમ કરીએ. ચાલો, છોકરાં ?" નીલમ વખત વરતી ગઈ. મણી અને લીલાવતી બન્નેને આંગળીએ ઝાલીને નીલમ લઈ ગઇ.

"છોકરાંઓ ! તમે તોફાન ન કરશો, પાછાં માસીબા સાથે અહીંજ આવજો. ત્યાં સુધી તમારા દાગીના પણ આવશે."

"અમારે તો ચાલશે. અત્યાર સુધીમાં આવ્યા હોત, તો પહે-રત. હવે અમારે નથી પહેરવા !" લીલુ છોડી બહુ ડાહી હતી, તેણે પણ વખતનું વાજું વગાડયું. નીલમ સમજી ગઈ. મા તેવી દીકરી પ્રમાણે ડાહી કન્યાના સદ્‌ગુણો લક્ષપર ચડયા. માણેકપર ઘેરાયલું વાદળ ઉડી ગયું. નાની સરખી ગર્જના કરીને નીલમ નગરમાં ગઇ. માણેક હવે નિર્ભય થઈ, છાતીપર ચડેલો બોજ નરમ પડી ગયો. શરમનો આવેશ ને ઉભરો ખાલી થઈ ગયો. હવે પોતે સારો દાગીનો ન પેહેરે, તોપણ ચાલે, એવું મનમાં વસ્યું.

માણુસ માત્રને પોતાના છુપા મર્મનો તાપ, સામા માણસને કરવામાં આવતા ખુલાસા સુધી ટકી રહે છે. જ્યારે પરસ્પર મનનો ખુલાસો થઈ જાય છે, ત્યારે સહજ વારમાં તે તાપ નરમ પડી જાય છે. માણેક પણ શાન્ત પડી. પોતાના વૈભવ ને આબરૂ માટે લોકો કરતાં નીલમનો ડર વધારે લાગતો હતો. લોકો તો મનમાં સમજે, પણ નીલમ તો મ્હોડે કહી દે, ને તેથી પોતાને શરમના દરિયામાં ડૂબી જવું પડે, એ માટે છુપાતી ભરાતી હતી. માનવ સ્વભાવની

કંઈ અજબ રીત જોવામાં આવે છે. એક નવું વસ્ત્ર અલંકાર કે બૂટ ચસ્માનું પ્રાથમિક દર્શન કરાવતી વખતે તે જાણે શરમાય છે; જોકે પ્રથમ ધારણ કરતી વખતે શરમાય છે, પણ તે જનદષ્ટિમાં આવ્યા પછી બીજે દહાડે સો ટકા શરમ દબાઈજાય છે, ને તેજ રીતે પહેરેલી વસ્તુ ચાલુ રહ્યા પછી જન-મંડળની નજરમાંથી તે ખસી ગયેલી માલમ પડે છે, ને જો કદાચ પ્રતિ-જનનો તે પર ખ્યાલ હોતો નથી, તે છતાં તે વસ્તુ નહિ ધારણ કરવા માટે માણસનું હૃદય ધડકે છે, એક ચોર વા અપરાધીનાં હૈયાં પેઠેમ તે સંકોચાય છે.

માણેક આ વખતે શરમનાં ચડેલાં વાદળમાંથી મુક્ત થઈ. દયાનો પવન શાન્ત પડી ગયો. શરમાળ સુંદરી, બ્હેનની નજરમાં તો શાન્ત લાગી. કદી ઉતાવળને લીધે દાગીના ન પ્હેરાય, તો તેથી દાગીના વગરની માણેક છે, એમ નહિ ઠરે; એમ હવે તેના મનને ખાત્રી થઈ.

---

## પ્રકરણ ૯ મું.

---

### ઝેરી સાપના મોંમાં દેડકું. મારવાડીના સપાટામાં કુન્દન !

ગજરાજ જેવો વનરાજ સિંહ હાથી જેવાં મદોન્મત્ત પ્રાણી-પર પોતાનું બળ અજમાવે છે. શુરવીર રાજા પોતાની બરોબરીયા બ્હાદૂરો સામે લડે છે. અને શાણા સજ્જનો શામ-દામ ભેદથી સમોવડીઆને હરાવે છે. વાઘ જેવો વિકાળ વિના કારણે જે પ્રાણી ઝડપમાં આવે, તેનો સંહાર કરે છે. ન્હાર જેવો ઘાતકી, નિર્દોષ બકરાં-મેંઢાંનું ભક્ષણ કરે છે. બગભક્ત નાનાં માછલાંને પકડી પાડે છે. આ સર્વ પ્રાણીઓ કરતાં વધારે દુર્જન અને નીચ પ્રાણી ઉંદર છે. તે ફુંકી ફુંકીને કરડે છે; પોતાની મતલબ પાર ન પડે, તે

છતાંએ વિના વાંકે અદેખાઈ વડે બીજાને નુકસાન કરે છે. જોકે તે પોતે તો સ્વાર્થ સાધ્ય કરવાની ઈચ્છા રાખેલીજ હોય છે. એ દુર્જનો તે વ્યાજખોરા મારવાડીઓ છે. મારવાડીઓ એક અજગર જાતનું પ્રાણી છે. એ પ્રાણીએ કુંજરને ગળ્યો હતો, અને તેવો પ્રકોપ તો શ્રી કૃષ્ણ પરમાત્માએ જાતેજ વિદાર્યો હતો. એજ રીતે મારવાડીના સપાટામાં આવેલો કોઇકજ જીવડો સહીસલામત છુટતો હશે, નહિ તો સેંકડો માનવોને પ્રભુભક્તિ કરીને એ ચંડાળોની ચાતુરીમાંથી છુટવું પડતું હશે. મારવાડીનું ઘર મોહક છે, પણ ઉતારેલી ચામડીનો સાપ જેવો ચળકતો છતાં ઝેરી છે, તેવુંજ મારવાડીનું મકાન છે! તે ઉંદર પેઠેમ ફુંકીને ખણનારો છે. પૈસાની ગરજ જોઈને વખતનો લાભ લ્હેતાં દયાનો કશો ઉપયોગ કરતો નથી. જીવ દયા પાળક તરીકે પીળો ચાંલ્લો કરે છે; પણ માણસ જેવા જીવને ચુંથવાનો તે ધંધો કરે છે. કોઇ પણ માણસ ભૂલ ચૂકથી જામીન કે સાક્ષી તરીકે પણ મારવાડીના પંજામાં સપડાયો, તો દેણદાર તો મરી ગયો હોય, પણ પેલાનેએ મરવું પડે! અલબત મારવાડીઓ ભીડભંજક છે, અરધી રાતે નાણું કહાડી આપે છે, અનેક મારવાડીઓ ભલા ખવાસનાએ હશે, પણ જે ગરીબો મારવાડીયોને પનારે પડે છે, તેથી તો ઈશ્વર બચાવે! એક રૂપિઆના દસ રૂપિઆ કરીને ગરીબ દેણદારનાં બચ્ચાં–છોકરાં રઝળાવીને પૈસા કહડાવે છે. જેનો દિવસ વાંકો હોય, તેજ મારવાડીને ત્યાં જાય! એ ચંડાળો એવા તો કંજુસ મખ્ખીચુસ ને નિર્દય છે, કે મનગમતું વ્યાજ આપ્યા છતાં પોતાનું ધાર્યું તે કરવાનો! ગરીબ બિચારા મજુરોને કદી ખપ પડે પાંચ રૂપિઆ વ્યાજે લ્હે, તો પાંચ રૂપિયે મહિને દહાડે રૂપિઓ વ્યાજ અને છ માસે બમણા, તે પછી ઘરપર ટાંચ. રડતાં બાળકો ને કકળાણ કરતી ઓરતોને લાત મારીને "બેલીફ! મોર કને ટોંશ"

નો હુકમ પ્રવર્ત્તાવી આક્રંદનો વરસાદ વરસાવતાં કે ગરીબનાં હૈયાં તરસાવતાં એ અધમ પુરૂષો ડરતા નથી. ભલા આબરૂદારની લાજ લ્હેતાં, હલકો પાડતાં કે આફતમાં ઉતારતાં શરમાતો નથી. બે દહાડા ભીડ બદલ પાંચ રૂપિયા વ્યાજના આપવા છતાં, ને ગરજ તથા ભરૂંસાથી સોના બસો લખી આપે, તેનો ખોટો ઉપયોગ કરીને રંજાડવામાં જરાએ દયા દેખાડતા નથી. ધિઃકાર છે એવા મારવાડીને! ધિઃકાર છે તેની કંગાળ ને ભિખારી જીંદગીને ! ધિઃકાર છે, તેના જીવતરને! ધિઃકાર છે, એવા ધનવંત કોઇ મારવાડીને ! !

કુન્દન પોતાની માયાળુ પત્નિના મંદ પડેલા ચ્હેરાને હસતો રાખવા હમેશ આતુર રહેતો. પ્રેમની લાગણીથી વારંવાર કુન્દન ઉશ્કેરાઇ જતો, ને માણેકનું મન લગારે ખિન્ન થયેલું જોવા ચાહતો ન હતો. માણેક માટે કુન્દન પ્રાણ દેવા તૈયાર થતો, ને તેજ રીતે માણેક પણ પોતાના વહાલા કુન્દનને જીવ-પ્રાણ ગણતી હતી. સપ્રેમે સુનીતિથી સદૃઢ ભક્તિ ભાવે, કેવળ ઐકય અદ્વૈત ભાવનાએ પોતાના પતિને ભજતી હતી. એ પ્રેમી સ્ત્રીનો ધર્મ તો હતોજ, પણ પ્રેમની સુઘડ ફૂલવાસનાનો લેપ હતો, એટલે ભક્તિગાનમાં બેવડી ગમ્મત આવતી હતી. કર્મ સંયોગે એકઠું થયલું દ્રવ્ય નાશ પામ્યું, અને આજે માણેકના મુખપર સ્ફુરી આવેલી લગની કુન્દનથી જોઇ શકાઈ નહિ. માણેકનું હૈયું નરમ ને કોમળ હતું ખરૂં, તેને અનેક વેળા વખતસરની લાગણી થઈ આવતી હતી ખરી, પણ આફતકાળમાં તે સદૃઢ, સહનશીલ ને શમતા ધારણ કરી લ્હેતી હતી. એવે ટાણે ધિરજ ને હિમ્મતના હથિયાર વડે, તે સંકટને સંહારતી. જેમ મહાદેવી ચંડિકા, દુષ્ટ અસુરો શુંભ-નિશુંભને હણવા તૈયાર થઇ જાય, તેવી લાગતી હતી. આ પ્રસંગ બહુ નાજુક હતો. પોતાની કને બે સારા દાગીનાએ ન હતા, ને તેથી લોકમાં હાંસી થશે, વેણીયાનું શત્રુવટ

વાળું કુટમ્બ નિંદા કરશે, એથી તે મનસ્વી ખેદિત બની હતી, તોપણ તે પોતાના સૌભાગ્યની શોભા માટે એવી આકાંક્ષા રાખતી ન હતી; પણ કુન્દનલાલની આબરૂ ને ઘરની શોભામાં ઘટાડો દેખાડવા ચાહતી ન હતી. થોડે વૈભવે મોટો ઠાઠ રાખવા તે ચ્હાતી હતી. કુળવાન કુન્દન આજે એક ઘાતકી વરૂનું બલિદાન થઈ પડયો હતો. મિત્ર જયન્તને ત્યાંથી નિષ્ફળ નિવડયા પછી મારવાડીના શબ્દવેધી બાણથી તે વિંધાઈ ગયો હતો, ને તે છતાં માણેકને તેણે રાતે કશું કહ્યું ન હતું. આબરૂથી દબાયલો છતાં સલજ્જ અને પ્રમાણિક કુન્દન જાતિ તથા ધર્મ સંભાળીને વહેવારને કશી રીતે આડો ઉતાર્યો ન હતો. તે પોલીટીકલ કેસમાં પાછો પડયો છતાં આબરૂમાં રહી શકયો. એ આ મારવાડીઓના પ્રતાપ હતા. પણ કુન્દન જેવા શરમાળ, ને સમયથી સપડાયલા કરજદારને ગળે ફાંસો દઈ, ઉંડા કૂવાના પાણીમાં ડુબાડવામાં જેમ ઘડાને કંઠે દોરનો ફાંસો પડે, તેમ કુન્દનને ઝકડી લેવામાં મારવાડીઓ પાછળ હઠયા ન હતા. કુન્દનના મોટી રકમના દાગીના મારવાડીને ત્યાં મોર્ટગેજ તરીકે પડયા હતા. એ દાગીનામાંથી એક મોતીનો હીરા–જડીત હાર જે માત્ર બે હજારનો હતો, અને બાળકોની બે કંઠી પાછી લેવાની તજવીજ કરવા માટે કુન્દન આવ્યો હતો. કુન્દન કને રોકડ રકમ ન હતી. દાગીનાની જરૂર હતી. બે દિવસ પછી પાછા આપવા, એ મુદતે તે મારવાડી કનેથી લેવા ચાહતો હતો. કુન્દલાલ કને દુર્ગાપ્રસાદના ટ્રસ્ટવાળો એકજ બંગલો હતો. તે સિવાય સર્વ ધન માલ મીલ્કત, સ્થાવર જંગમ ઉડી ગયું હતું. વળી તે હાલ કશો ધંધો કરતો ન હતો. તેથી મુડદાં ફોલી ખાનારા ગીધડા જેવા મારવાડીએ કુન્દનને હાથતાલી આપવા માંડી હતી. દિવસના બે ફેરા પછી આજે સવારે આઠ વાગે કુન્દનને દાગીના દેવાનો ઠરાવ કર્યો હતો, અને તે પણ દુર્ગાપ્રસાદના બંગલાનું

ટ્રસ્ટડીડ જાંગડ માલ તરીકે મુકે, તે પેટે બે દિવસ સારૂ દાગીના દેવાનું નકી કર્યું હતું. એ બે દિવસના વ્યાજના રૂ. ૧૦) દસ અગાઉથી લેવા ઠર્યું હતું. કુન્દને લાચારીએ આ સરત કબુલ કરી હતી, અને તે વિષે **માણેક**ને તેણે એટલુંજ કહ્યું હતું, કે દાગીના જાંગડ મળશે. પોતાની પત્નિને ઠગવાનો કુન્દનનો આ પ્હેલોજ અપરાધ હતો. જો કે મારવાડીને ત્યાં બેદિવસજ ટ્રસ્ટડીડ રાખવાનો ઠરાવ કર્યો હતો, પણ એ વાત પ્રકટ કરવામાં તે મોટું જોખમ સમજતો હતો. કુન્દ-ને પાછળથી ખુલાસો કરવા ધાર્યો હતો. અને તે સવારમાં **માણેક**ની જાણ વિના ટ્રસ્ટડીડ કહાડીને લઇ ગયો હતો. રખે **માણેક** જુએ, ને રખે તે જાણવાથી દાગીના લેવાનું બંધ પડે, એ માટે ચોરીનું કામ કર્યું હતું. **માણેક**નું અંતઃકરણ એવું કઠોર ન હતું, કે પોતાના પતિની મુસ્કેલી વેળા કોઇ ચીજ અળગી, યા વ્હાલી કરે! પણ પોતાને ખાતર થતો અનર્થ અટકાવી શકે તેવું હતું. કુન્દનનું મન ચોર બન્યું હતું. કુન્દન મારવાડીને ત્યાં ટ્રસ્ટડીડ લઇ ગયો. તેણે દસ રૂપિયા માગ્યા. કુન્દન કને તેટલી રકમ તૈયાર ન હોવાથી મારવાડીએ દસના વીસની ચીઠી લખાવી, અને બે દિવસ પછી અગ્યાર રૂપિયા આપવા ઠર્યા. બીજી ચીઠી દા-ગીનાની કરાવી, ને તે પેટે ટ્રસ્ટડીડ જાંગડ રાખ્યું છે, એવું લખાવ્યું. મનગમતી શરત, મનગમતું વ્યાજ, ને મનગમતી મહેરબાનીનો લાભ લઇને મારવાડીએ કુન્દનને ત્રણ દાગીના આપ્યા, **માણેક** પોતાના પતિની રાહ જોઇ રહી હતી. કુન્દન તમાચો ખાઇને લાલ મોં કરી હસતો દેખાવ કરતો આવ્યો. પ્રિયાને રાજી કરી, અને **નીલમ** પાછી આવતાં માણેક તેની સાથે બાબુલનાથ ગઈ. કુન્દને રાત્રે વાલકેશ્વર આવવા વિચાર રાખ્યો. **માણેકે** ઉતાવળમાં કુન્દનને દાગીનાની કરેલી ગોઠવણ માટે કશું પૂછયું નહિ. તેઓ તત્કાળ છુટાં પડયાં.

નિર્મળ માણેક શું જાણે કે પતિએ તેને માટે કેવી આકરી સરત કબુલ કરી છે, અને એક ઝેરી સાપના મોનું વિષ ગ્રહીને પોતાના પતિએ પત્નિને રાજી રાખવાનો યત્ન કર્યો છે! તે એટલુંજ જાણતી હતી, કે મારવાડીએ જાંગડ આપ્યા હશે.

આબરૂદારની ગૃહસ્થાઈની ભીંતનો અંદરનો ભાગ જ્યારે નબળો પડી જાય છે, ત્યારે તેની મુશ્કેલીનો કશો સુમાર રહેતો નથી. કેવળ કંગાળ હાલત ભોગવવી સર્વથી સારી છે, પણ ધનવંત હાલત પરથી મધ્ય સ્થિતિએ ટકી રહેવું, એ છુપા ડંખ જેવું છે. કુન્દનલાલની હાલત એવીજ થઈ પડી છે. સાડસતી પનોતીએ તેને માથે બહુ સંકટ વેરવા માંડયાં છે. ગવર્નમેન્ટની સખ્તાઈનું તહોમત સારે નશીબે ઉતરી ગયું, તોપણ તે સ્થિતિને લીધે નજર કેદ રહ્યો, એ દશા કેવી કઠોર ને અઘરી આવી ગણાય? વળી તેજ પ્રસંગને લઇને મારવાડીઓના દમામમાં રહેવાનું સરજીત થયું, એ ડંખ કેવો દુઃખદ ગણાવો જોઇએ? સારે ભાગ્યે તેને માણેક જેવું રત્ન હાથ લાગ્યું છે, નહિ તો કોઇ નબળો પ્રધાન, ગૃહરાજ્યને છિન્ન–ભિન્ન કરી નાખે! આહા! કુન્દનની રાજવંશી સાહ્યબી અને હાલની છુપી પણ મીઠી છરીનો ઘા કેમ પડ્યો, એ પણ પ્રસંગોપાત જાણવા જેવું છે.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### જંગલમાં મંગળ! મંગળ કાર્યનું શુભ પરિણામ. લીલુ ને રતનનો વિવાહ.

સૂર્યનો ઉદય થાય છે, ત્યારે અંધારાનો નાશ થાય છે. ઝેરી જંતુ મરી જાય છે, ઝાડપર નવું તેજ દેખાય છે. પુષ્પ–કળીઓ ખિલવા

માંડે છે. નદીના નિર્મળ જળ વહેવા લાગે છે, અને માનવનાં મન પ્રફુલ્લિત દેખાય છે. એજ રીતે જ્યારે શુભ સંજોગ આવી મળે છે, અણચિંતવી સહાય મળે છે, મિત્ર અને સગાં કુટમ્બનો સમુહ મળી જાય છે, અને એક શુભ કામમાં બીજું મંગળ કાર્ય થઇ જાય છે. આ સારા વખતનું પરિણામ છે.

રત્નલાલ ઝવેરીએ પોતાના પૌત્ર માટે મોટો મહોત્સવ કર્યો. તેણે નવલરાયનાં લગ્ન કર્યાં; તે વેળાએ ઘટતી ધામધુમ કરી હતી, પણ આ પ્રસંગ તે કરતાં નિરાળોજ હતો. પોતાની પુત્રી તુલ્ય કુળ-વધુ પર તેમની સંસ્કારી માયાએ, અને એકના એક કુળદીપક પૌત્રના આનંદે તેને આનંદી બનાવ્યો હતો. નીલમપર તેનો પિતા તરીકેનો પ્યાર હતો, ને બનારસથી પાછી આવ્યા પછી નમણી નીલમ પર તેની સાત્વિક માયાએ માળો કર્યો હતો. પૂર્વના સંસ્કાર વિના કદાપિ કોઈનો સત્ય-પ્રેમ સંધાતો નથી. પોતાનાં બાળકો જોડે કલેશ ને દ્વેષ-રાગ જ્યારે ઉત્પન્ન થાય છે, તો પછી પર-બાળકો સાથે શી રીતે માનસિક સ્નેહની પ્રેમ-લક્ષણા ભક્તિ ઉત્પન્ન થઇ શકે? અને તે પણ નિઃસ્વાર્થ પ્રીત કેમ બાઝી શકે? એ સર્વ પૂર્વના સંસ્કારનોજ સંબંધ છે.

રત્નલાલની મમતા જેટલી નીલમપર હતી, તેટલી નવલપર ન હતી. કેટલાક અદેખા અને પાપી પુરૂષોએ જોડી કહાડેલી કથા પાતકી હતી. રત્નલાલ જેવા દુષ્ટ મનના પણ સુધરેલા વિચારના ગૃહસ્થ ઉપર પુત્ર-વધુ સાથે આડો વહેવાર રાખવાનું તહોમત મૂકીને નિંદતા હતા, અને રત્નલાલના સુધારાપર ફિટકાર નાખતા હતા. આ ટોળકી પેલા જુના વિચારના વેણીલાલે ઉભી કરી હતી. જ્યારે નીલમ ન્હાશી ગઈ, અને ફરીને પાછી આવી, ત્યારે વેણીઆએ જુનું વેર લ્હેવાની બહુ તજવીજ કરી હતી. રતાંધળા પુત્ર કાન્તિ-

લાલનો વિવાહ માણેક જોડે કરીને પછી તોડી નાખ્યો હતો. તે કસુર બદલ નાતીલાએ તેનો માનસિક દંડ કર્યો હતો, ને શેઠાઈનું પૂછડું બાંડું કરી દીધું હતું; તે અવસર લક્ષમાં રાખીને નીલમ વટલી ગએલી છે, એવો આરોપ ઉભો કરી દરેક નાતીલાને ઉશ્કેર્યા હતા, ને રત્નલાલ ઝવેરીનું ઘર નાત બહાર કરવાનો ઠરાવ કર્યો હતો. વળી પેલી સુંદર વહુએ આપઘાત કર્યો હતો. એ દોષ નવલપર મુકયો હતો, ને તે દોષ સારૂ વેણીઆએ તથા કમળી કાકીએ નાતીલાંઓને ઉશ્કેરી દીધાં હતાં, પણ એ પ્રસંગે સુરતના એક આગેવાન સુધારક અને નામદાર ગાયકવાડ સરકારના એક જુના પેન્શનર મી. વીરેન્દ્રલાલ માળવીએ એ કામમાં બહુ મહેનત લીધી હતી, ને ઉશ્કેરાઈ ગયેલા નાતીલાઓની શુદ્ધ ઠેકાણે લાવવામાં અને વેણીઆનું કાવતરૂં ઉઘાડું પાડવામાં બહુ મથન કર્યું હતું. આ પ્રસંગે એ ગૃહસ્થ પોતાના બે કિશોર બાળકોને લેઇ મુંબઈ આવ્યો હતો. એમના સુઘડ પુત્ર રાજેન્દ્રલાલ અને સુરેન્દ્રલાલ મેટ્રીકની પરિક્ષામાં બેઠા હતા. વૃદ્ધ વયે વિરેન્દ્રલાલને જોડીઆ પુત્રની બક્ષીસ મળી હતી, અને તે પછી ગાયકવાડ સરકારનો વિશ્વાસ મેળવીને પ્રભુ ભજનમાં વખત ગાળી, પોતાના પુત્રોને ઉમદા કેળવણી આપવાના કામમાં રોકવાને નિમિતે વડોદરા રાજ્યમાંથી છુટા પડયા હતા. જાતે કાયસ્થ હતા, અંગ્રેજી ને સંસ્કૃત કેળવણીના ઉમદા અભ્યાસી હતા, જન્મથી ગરીબ હતા. જાતી બળથી ચડેલા હતા, રત્નલાલ અને વીરેન્દ્ર સ્કુલફ્રેન્ડ હતા. કેટલાંક વર્ષ સુધી બન્ને મિત્રો ધંધાને લીધે છુટા પડયા હતા, અને તે પછી ફરીને જુના મિત્રો નવી મિત્રાચારીથી જોડાયા હતા. સુરતમાં વિરેન્દ્રલાલ ચડતી પંકતીના શેહેરી ગણાતા હતા. ધાર્મિક વૃત્તિંવાળા ને પરોપકારી પુરૂષ હતા. તેની સન્નિષ્ટાથી એકજ દીવસે જોડ પુત્ર અવતર્યા હતા, અને ઈશ્વર કૃપાથી આજે

તે બાર વર્ષના રામ–લક્ષ્મણની જોડી જેવા જણાતા હતા. વીરેન્દ્ર-લાલે એ માટે પ્રભુનો પાડ માન્યો હતો, ને ઉત્તરકાળ પુત્રોને કેળ-વણી આપવામાં, ને સુરતની જાહેર સેવા બજાવવા ઉપરાંત હિંદની સાર્વજનીક સેવા કરવામાં એ ભાગ લ્હેતા હતા. કાયસ્થ ન્યાતીમાં વીરેન્દ્રાલ અને રત્નલાલ બે નમુનેદાર ગૃહસ્થો હતા, અને તેમની ગૃહસ્થાઇ એક નમુનેદાર ગણાતી હતી. વિરેન્દ્રલાલનાં પત્નિ સૌભાગ્ય બહેન પણ એક ઠરેલ ગૃહિણી હતાં, ને તે પણ સુરતમાં એક 'સ્ત્રી–સમાજ' સ્થાપીને સંસાર સુધારાની સેવા બજાવતાં હતાં.

આજના સમારંભમાં આ બંને કિશોર બાળકો સહિત વિરેન્દ્રલાલને આવવાનું આમંત્રણ હતું, ને માંગળીક પ્રસંગે રત્નલાલ અને વિરેન્દ્રલાલની મિત્રાચારી એક અગત્યના કુટમ્બ સંબંધથી જોડવાનું દૈવી નિર્માણ્ય હતું.

બાબુલનાથની કૃપાથી બાબુ જેવું પુત્ર–રત્ન સાંપડયું, એ માટે યથા ઘટિત શંકરની માનસિક પુજા કરવા માટે રત્નલાલે આજે કમ્મર કસી હતી. રત્નલાલ બાબુલનાથના ટ્રસ્ટીમાંહેના એક હતા. જંગલમાં મંગળ કરનાર રત્નલાલ ઝવેરી હતા. વેરાન રાન પર એક પુરાણા ને જીર્ણ થઈ ગયેલા ડુંગરપરના શિવાલયનો દશકો ફેરવનાર રત્નલાલ ઝવેરી હતા. ચોપાટીની સામે આવેલા ડુંગરો જે દશકામાં ભયાનક જંગલો તરીકે ઓળખાતા હતા, તે ધીમે ધીમે જન વાસના સહવાસમાં આવ્યા હતા. પારસીઓને અવલ–મંજલ પહોંચાડવા માટે ડુંગરપર એક નાની સરખી કેડી હતી, ને તે આધારે મૃત–શબ લઇને ખાંધીઆઓ ધીમે પગલે ચડી દોખમે મૂકતા હતા. આજે એ રસ્તો સ્હેલો થઈ પડયો છે. સર જમશેદજી બાટલીવાળાની સકમાઇ ને પુન્યવંત ધન વડે, એ સ્મશાન સારી સ્થિતીમાં કાયમ ટકી રહેલું હતું, એ દખમા જોડે બાબુલનાથના ટ્રસ્ટીઓને લડાઈ થઈ હતી!

બ્રિટીશ રાજ્યના અદલ ઇન્સાફમાં ઉભય પક્ષને ઇન્સાફ મળ્યો હતો! અને બન્નેના હક તથા ડુંગરોની ચાલ હાલ માટે એક બીજાને કોઈ પ્રકારે લાગણી ન દુઃખાય, તે રીતે નિર્ણય થયો હતો. અને એ તકરાર પછી શ્રી બાબુલનાથકી જય બોલાવા લાગી હતી. બાબુલનાથનું નવું મંદિર, ડુંગરપર પગથીયાં, અને ધર્મશાળાઓ તથા ગૌશાળાએ, અને બ્રહ્મપૂરી બંધાવા લાગ્યાં હતાં. દરિયાના મુખડાપર ગિરિશ્રૃંગ ને ગગન જોડે મંદિરનો સોનેરી કળશ રમણ કરતો હતો. એક બાજુ દીવાદાંડી ને બીજી બાજુ બાબુલનાથના શિખર તરફ વિરાજતી વીજળીક દીવાની વચ્ચે ચન્દ્રમા, નીધિજળમાં વિચિત્ર લાગતો હતો. ચોપાટી સી ફેર ઉપર ફરનારા વનચરો ઘણીવાર ઠગાતા હતા. વિશેષ કરીને ગોરી પ્રજા તો અંદેશામાં પડી જતી હતી. તેને મન આ ચન્દ્રમાનું તેજ લાગતું હતું. અને સાયન્સમાં ન ભણેલો ખગોળ વિદ્યાથી અલગ પ્રકટેલો ફેરફાર જોઇને વિસ્મય થતા હતા. જ્યારે બાબુલનાથ મહારાજ મેહેરબાની કરતા, ત્યારેજ તેનો સંશય દૂર થતો હતો. અને ઘણીવાર એ દેદીપ્યમાન શિવાલયની રચના તથા તે માંહે ચાલતી શ્રાવણી પુજાનો બહાર જોવાને, પર જ્ઞાતીનાં સ્ત્રી પુરૂષો આવતાં હતાં. વાલજી મહારાજ ઉત્સાહી પુરૂપ હતો; તેણે ફંડ ઉભું કરાવ્યું હતું; ને તે પોતે તન મન ધનથી મહાદેવની સેવા બજાવતો હતો. તે નવા નવા જનોને આ કીર્તી—મંદિરનાં દૂરથી દર્શન કરાવતો હતો, અને ધનવાનોનાં ધન વડે આ વૈભવી મહારાજથી બાબુલનાથની ધ્વજા ટોંચપર ચડી હતી. જગત યશ--લોભી છે, અને વાલજી મહારાજ પણ એ રીતે સમયોચિત કામ લેતો હતો; પણ જે નાસ્તિક જમાનો ચાલે છે, તેમાં આ ભપકા ને ઠાઠથી લોકદૃષ્ટિ અંજાવીને ખોટી—સાચી—પણ તેણે શ્રદ્ધા બેસાડવાનો યત્ન કર્યો હતો. ભક્તિ તો બાજુપર રહી, પણ મેળો તો જમાવ્યો હતો. આ યત્નમાં હીન્દુ

ધનવંતોએ નાણાંની સારી રકમ આપી હતી. તેણે પુન્યદાન ખાતર અમૂક નામ રાખીને નહિ, પણ કીર્તીના પથ્થરો કોતરાવીને અમર નામ કરવાની ધારણાએ નાણાં આપ્યાં હતાં. રત્નલાલ માત્ર એકજ નર એવો હતો, કે તે બાબુલનાથની ગુપ્ત સેવા બજાવતો હતો, ને તેનું ફળ તેને તત્કાળ મળ્યું હતું.

**નીલમ** પોતાનાં અતલગનાં સગાંઓને ખાસ આમંત્રણ કરવા નગરમાં ગઇ, અને રત્નલાલ તથા નવલરાય પોતાના કુટમ્બીઓ અને દોસ્તો સાથે બાબુલનાથમાં આવી પહોંચ્યા. ગોરની સાથે પ્રથમથીજ સેવા–પુજા ને બ્રહ્મભોજનની ગોઠવણ કરી હતી. એ કામ માટે મુનીમ નિમાઇ ગએલો હતો, એટલે તે વ્યવસ્થા માટે રત્નલાલને કે ઘરનાં માણસોને ચિન્તા ન હતી. રત્નલાલ પોતાની ગાડીમાં મહાત્મા શ્રી સચ્ચિદાનંદ સરસ્વતીને લઈ આવ્યા. તેમણે મંદિરમાં બેસીને ષોડ્શોપચાર પુજા કરી, વિપ્રો સહિત વેદમંત્ર ભણ્યા, અને એક બાજુ ગાયત્રી તથા બીજી બાજુ રૂદ્ર જપ ચાલુ થયો. સવાલક્ષ ગાયત્રીનો જપ કરવા માટે વિપ્રોને ધર્મશાળામાં બેસાડી દીધા, અને રૂદ્રજપ માટે કેટલાકોને શિવાલયમાં બેસાડી દીધા. કેટલાકની માન્યતા એવી હતી કે, બ્રાહ્મણો માટે બ્રહ્મ કર્મ થવું જોઈએ, તેથી અષ્ટાધ્યાય રૂદ્રી અને વૈશ્ય–ક્ષત્રી માટે મહિમનઃની રૂદ્રી થવી જોઇએ. મહાત્માજીએ વિપ્રોની ઇચ્છા પ્રમાણે જપ શરૂ કરાવ્યા. એક તરફ વેદ મંત્રોચ્ચાર થવા લાગ્યા, બીજી બાજુ નોબત ને શરણાઇના સ્વરો ગર્જવા લાગ્યા, અને ત્રીજી બાજુ આમંત્રેલા પરોણાંની ગાડીઓના ગડગડાટ થવા લાગ્યા. આ સ્થળે રત્નલાલે માત્ર નામનાંજ સગાંને તેડયાં હતાં; કેમકે અહીં તો એક કલાકનું કામ હતું. ભોજન વ્યવહાર તો વાલકેશ્વર બંગલામાં હતો.

રત્નલાલ તથા નવલના કેટલાક મિત્રો આવ્યા, ને તે પછી

વિરેન્દ્રલાલ પોતાના બે પુત્રોને લઈને આવ્યા. આ મનોહર બાળક તરફ સર્વેનું ચિત્ત આકર્ષાયું. કિશોર કુમાર પ્રત્યે રત્નલાલની પણ અમૃત દૃષ્ટિ પેડી. બાર વર્ષની વયે સંસ્કૃત ભાષા સાથે મેટ્રીક પસાર કરવા સારૂ રત્નલાલે તેને આશિર્વાદ આપ્યો. વિરેન્દ્રલાલે આ બન્ને ભાઇઓને '**સીવ્હીલર સર્વીસ**' પરિક્ષા માટે વિલાયત મોકલવાનું નકી કર્યું હતું. તે હવે પછીનો અભ્યાસ ઈંગ્લાંડમાં કરાવવા ઠરાવ કર્યો હતો.

પુરૂષ વર્ગ પધાર્યા પછી સ્ત્રી સમુહ આવવા લાગ્યો. **નાલમ** અને **માણેક** પોતાના સુકુમાર બાળકો જોડે આવ્યાં. જેમ રત્નલાલનું મન રાજેન્દ્ર તથા સુરેન્દ્ર પર લાગ્યું હતું, તેમ વિરેન્દ્રલાલનું મન લીલમ તથા રતન પર ચોંટયું. બન્ને બાળાઓની મધુર કાન્તિ અને તેની નાજુક નમણાઇ જોઇને તેને એમ લાગ્યું, કે આ ઉભય બાળા જો પોતાની પુત્ર–વધુ થાય, તો કેવું સારૂં? જે શુભ ચોઘડીએ આ શબ્દો બહાર પડયા, તેજ સમયે રત્નલાલે બન્ને બાળાઓને બોલાવીને વિરેન્દ્રની પિછાણ કરાવી. કેમ જાણે રત્નલાલે વિરેન્દ્રની અંતર્ગત જાણી હોય! વિરેન્દ્રે આ બાળાઓ સાથે પુત્રનું ઓળખાણ કરાવ્યું. જો કે આ સુકુમાર બાળકોને પરસ્પર એકવાર સુરતમાં પ્રસંગ પડયો હતો, ને તેથી ખાસ નવીન પિછાણ જેવું તો ન હતું, તોપણ વિવેક ને સુધારાને ખાતર તેમ કરવું પડયું હતું, અને રત્નલાલે સંમતી આપી. કેમ જાણે બન્ને ગૃહસ્થોનાં અંતરમાં બાબુલનાથની એક સરખી કૃપા ઉતરી હોય! એજ પ્રમાણે રાજેન્દ્ર ને રતન અને સુરેન્દ્ર ને લીલમનાં અંતર ભેદાયાં!

બાબુને રત્નલાલે નજીક બોલાવ્યો. વિરેન્દ્ર કુમારો સાથે ઓળખાણ કરાવ્યું. હસમુખા બાળકોએ શેકહેન્ડ કરી, અને બાળ વિધીનું કામ શરૂ થયું. ગોર આવ્યો. હજામ આવ્યો. ફુર્ઈ ન હતી,

એટલે રતને પોતાના વ્હાલા ભાઈના વાળ ઝીલવાનું કામ કીધું. રતન લાડકડી હતી, એટલે તેણે રઢ લીધી. ભાઇના વાળ ટહાડા કરવાની મહેનત માગી. રન્તલાલે રતનની ડોક માંહેની મોતીની માળા તેને બક્ષિસ આપી દીધી. " તું પરણીશ, ત્યારે હું પણ ત્હારી કનેથી કંઇ લઇશ ! " બાબુએ મંદહાસ્યે ગુસ્સો કરીને કહ્યું. પોતાના વાળ ઉતરાવતાં રતને અટકાવ્યો, તેથી ભાઇને બ્હેન પર નિર્દોષ ગુસ્સો લાગ્યો. "લ્હેજે-લ્હેજે ! ભાઇને સારે અવસરે બ્હેન લ્હાણુ ન લ્હેય કે ? વાહ ! જો ભાઈ ગુસ્સે થયા તે ! " રતને ઠણકો કર્યો. સર્વ લોકો બાળ ચેષ્ટા જોઇને હસવા લાગ્યાં. અને ભાઈ બ્હેનના નિર્મળ પ્રેમનાં વખાણ કરવા લાગ્યાં. પા કલાકમાં આ વિધી પૂરી થઈ. બાબુને સ્નાન કરાવ્યું, અને શિવમૂર્તિ કને લઇ ગયા. ત્યાં તેને મહાત્માએ તિલક કર્યું, અને સર્વ સમક્ષ '**ચિન્તામણી**' એવું બાબુનું નવું નામ પાડયું. સર્વ જય જયકાર બોલ્યાં. વિપ્રોએ આશિર્વાદના મંત્ર ભણ્યા, અને બહાર આવ્યાં. રત્નલાલે બાબુને રૂપા વડે તોળ્યો, અને એ વસ્તુ બાબુલનાથ મહારાજને અર્પણ કરી. આજની ખુશાલીમાં બાબુ નિમિત્તે ફંડ ખાતે રત્નલાલે એક હજાર રૂપિયા આપ્યા, ને દરેક વિપ્રને એક એક રૂપિયો દક્ષણા દઈ, સાધુ સંત તથા અંધ અપંગને સંતોષ્યા.

આ કાર્ય પૂરૂં થયા પછી સર્વને ઘેર જવાનો વખત આવ્યો. એવામાં રત્નલાલે કુન્દલાલને યાદ કર્યા. કંઈક રોકાણથી અહીં ન આવી શકયા, પણ બંગલે આવશે, એમ ઉત્તર મળ્યો. રત્નલાલે **માણેક** તથા **નીલમ** નજીક જઇને રાજેન્દ્ર તથા સુરેન્દ્રને બતાવ્યા, અને ધીમે સાદે કહ્યું.

" આ રામ-લક્ષમણની જોડી લીલમ ને રતન માટે ખરીદેલી છે ! " **માણેક** ને **નીલ**મે સ્મિતહાસ્ય કરી નીચું જોયું. રત્નલાલે તેની ઇચ્છા પરખી લીધી.

" એ કોણ ? " **નીલમે** પિછાણતાં છતાં અજાણી થઇને પુછ્યું.

" એ આપણા વિરેન્દ્રલાલભાઇના કુમારો છે. મેટ્રીકની પરિક્ષા માટે આવ્યા છે. વિલાયતમાં સિવ્હીલ સર્વીસ માટે જવાના છે. આજે મંગળ મુહુર્ત છે. ચાંલ્લો કરી દઇએ તો ? "

" જેવી મરજી. " **માણેક** તથા **નીલમે** કહ્યું."

" વિરેન્દ્રલાલ ? બાળકોને લઇને અહીં પધારો ! " રત્નલાલે સર્વેને બોલાવ્યા, અને **નીલમને** કંકાવટી લાવવા સમસ્યા કરી. વિરેન્દ્રલાલ નજીક આવ્યા. તેવીજ **નીલમ** કંકાવટી લાવી. રત્નલાલે વિરેન્દ્રલાલને ચાંલ્લો કર્યો, અને એક રૂપિયો હાથમાં આપ્યો. વિરેન્દ્ર તો વિસ્યમ થઇ ગયા.

" **નીલમ** ! **માણેક** ! અહીં આવો ? આ બન્ને કુમારોને ચાંલ્લો કરો, " રાજેન્દ્રને **નીલમ** કને ઉભો કર્યો, ને સુરેન્દ્રને **માણેક** કને ઉભો કર્યો. બન્ને બ્હેનોએ એ બન્ને ભાઇઓને ચાંલ્લા કર્યા, અને તરત રત્નલાલે લીલમ તથા રતનને નજીક તેડીને ચાંલ્લો કરાવ્યો, તથા રૂપિયો રૂપિયો આપ્યો.

" આ શું રત્નલાલભાઇ ? " વિરેન્દ્રલાલે ખુલાસો પુછ્યો."

" બાબુલનાથની ઇચ્છા ! તમારા બાળકો કરી ચુકયા, આપણે સંબંધી થઈ ચુકયા. "

" હેં ! રત્નલાલભાઇ આ શું કર્યું ? છોકરા હજી બાળક છે. તમારા જેવા સુધારકનું આ સાહસ ? "

" એવો વખત ફરીને નહિ આવે. મંગળ ટાણે મંગળ કાર્ય ! છોકરાંઓની બુદ્ધિ ન પહોંચે, તો રાંક બાળકો સંસારમાં ગોથું ખાઇ જાય. માફ કરજો, વિરેન્દ્રભાઈ ! હવે હું નિર્ણય કરૂં છું. રાજેન્દ્રલાલને મારી પૌત્રી રતન વરાવું છું. ને સુરેન્દ્રલાલને અમારી **નીલમની** બ્હેન **માણેકની** પુત્રી 'લીલમ' વરાવી છે. લીલમના પિતા કુન્દનલાલ હાજર નથી, પણ તે મ્હારૂં વચન લોપનાર નથી, અને

હવે તમારાં માણેક વેવાણુ તો આ રહ્યાં!" **માણેકનો** હાથ પકડીને રત્નલાલે વિરેન્દ્ર આગળ રજુ કર્યો, **માણેક** હસી શરમાઈને નીચું જોઈ રહી. વિરેન્દ્ર હર્ષ બતાવીને લીલુ તથા રતનને એક એક રૂપીયો આપ્યો, ને તે સાથે બાબુ તથા મણી ઉભા હતા, તેને પણ રૂપિયો રૂપિયો આપ્યો. સર્વેમાં આનંદ પથરાયો. વિરેન્દ્રે આ ખુશાલીમાં વિપ્રોને દક્ષણા દીધી. અકસ્માત્ દૈવી યોગ ઉત્પન્ન થયો, અને આ મંગળ કાર્ય પાર પડયું. સર્વે હસતે મુખડે વાલકેશ્વર વિદાય થયા. વિરેન્દ્રનું મન પણ રાજી થયું, છોકરાં પણ ખુશી થયાં, ને **નીલમ-માણેકને** પણ સંતોષ થયો.

રત્નલાલ તથા વિરેન્દ્રલાલ જેવા સુધારકનું આ પગલું ગેરવાજબી ન હતું. પસંદગીનાં લગ્ન અને વયમાં આવેલાં જોડાના સમાગમની અંગ્રેજી રૂઢી કરતાં સહજ અંદાજમાં રહેલી હીન્દુ સંસારી રૂઢીને ઉત્તેજન આપવાનું આ ઉભય સુધારકોએ યોગ્ય વિચાર્યું. વળી બાળકોનાં મન કંઇ નવાં સંયોગી ન હતાં. પરસ્પર સંબંધમાં આવેલાંજ હતાં, ને વળી જોડી સરખી હતી. વયમાં, રૂપમાં, ગુણમાં ને સ્નેહમાં સમાન હતાં. માબાપો પણ યોગ્ય હતાં. હીન્દુઓમાં આવી જોડી કદાચજ મળી શકે!

## પ્રકરણ ૧૧ મું.

### નીલમ-બાગમાં બાળ-ક્રિડા!

"જોડી વિણુ જન્મ વૃથા જગ જાણ;
પુષ્પ જેમ સુગંધ વણુ પરમાણુ—ટેક.
ચપળ કમળ દળ બેઉ બન્યાં પણ મહિં કીકીની તાણ;
ચંદર મુખ સુંદર અંદર પણ નહિ નાક નિશાન—એમ માન માન—જોડી."

દૈવી સંજોગ અણધાર્યો આવે છે. જો એવો સંજોગ શુભ અવસરે આવે તો જાણવું, કે તેનું શુભ પરિણામ આવશે. વિરેન્દ્રલાલનું મુંબઇ આવવું, રાજેન્દ્ર ને સુરેન્દ્રની પરિક્ષા થવી, ને પરિણામ સુધી સર્વેનું થોભવું, તેજ ટાંણે બાબુના વાળ ઠંડા કરવાનો સમય આવવો, ને એ પ્રસંગે મેળાવડામાં સર્વે પધારીને તેઓનાં એકજ અંતર ઉભરાવાં, એ તો ઇશ્વરની અલૌકિક કૃપા વગર બનેજ નહિ. પુન્યવંત કુટમ્બની સમય-સાનુકૂળતા પ્રથમથીજ પરમાત્માએ નિર્માણ્ય કરી મુકી છે. પ્રભાત થવાની આશા કંઇ કેવળ કૂકડાના બોલવાથીજ રખાતી નથી. પણ ઇશ્વરી નિયમનું ચક્ર નિયમસર ચાલ્યાજ કરે છે, અને તે રીતે દૂધનું દહીં ને તેમાંથી માખણ, ઘી મળ્યાજ કરે છે. બાબુના વાળ ટાહડા કરવાનો ઉત્સવ તો એક કોરે રહ્યો, અને અહીં તો નવોજ આનંદ પ્રગટયો. બાબુલનાથની પુજા કરીને સર્વે વાલકેશ્વર આવ્યાં. ત્યાં પણ શિવનાં દર્શન કરીને ધર્મદાન કર્યું. મહાત્મા શ્રી સચ્ચિદાનંદની માનસિક પુજા કરીને રત્નલાલે તથા કુટમ્બ વર્ગે ચર્ણામૃત લીધું. મહારાજે બાબુને ખોળામાં બેસાડીને ચિરંજીવ મંત્રથી આશિર્વાદ આપ્યો.

બાબુલનાથમાંથી બહાર નીકળતાં રત્નલાલે બે વાત યાદ કરી. એક કુન્દનલાલને તેડવા ગાડી મોકલી, ને બીજું વિરેન્દ્રલાલનાં પત્નિને સુરતથી તેડાવવાનો અરજંટ તાર કરાવ્યો. જ્યાં સર્વે બંગલામાં આવ્યાં, ત્યાં કુન્દનલાલ આવ્યો, અને લીલુના વિવાહની ખબર કરી. કુન્દનલાલ આનંદ પામ્યો. પોતાની નબળી ને દઝાયલી સ્થિતીમાં પોતાની લાડકલી લીલુનો વિવાહ વિરેન્દ્રલાલ જેવા પ્રવીણ ને પ્રખ્યાત કુટમ્બીને ઘેર થયો, એથી વધારે આનંદ થયો. બન્ને વહેવાઇની મુલાકાત થઇ. રત્નલાલે વિવેક કરીને કુન્દનલાલને કહ્યું કે, "તમારી રજા વગર મેં લીલુનો વિવાહ કર્યો છે." કુન્દને હસીને ઉપકાર

માન્યો, ને રત્નલાલને વડીલપદ આપ્યું. બન્ને વહેવાઇ સુધરેલા હતા, એટલે નવી નવી વાતોમાં ગુંથાણા. જમવાનો સમય થયો, એટલે રત્નલાલ સઘળાં સગાંને લઇને, અને **નીલમ** સઘળી સ્ત્રી મંડળીને લઇને રસોડામાં ગયાં. રત્નલાલ જેવા ધનાઢ્યને ત્યાં કંસાર–પુરીનાં જમણ થાય, પણ પાંચ દસ વાની વધારે ન હોય, તો સુરતીનું જમણ શેનું? ને સારા ઘરની શેઠાઈ શેની? વિધવિધ વાનીઓ હઠ હઠથી જમ્યાં. વિરેન્દ્ર તથા બાળકોનું પહેલું અહિંજ મુહુર્ત કર્યું, ને ન્યાત–રીત પ્રમાણે વિવાહ ઠરાવી દીધા. સુરતી જુની રીતને બાજુએ મૂકી, અને વગર નાતીલાએ મનસ્વી કાર્ય કરી લીધું. લોકોમાં વાત પ્રવર્તી; સુરતીયો આ નવી રીત માટે નિંદા કરવા લાગ્યા, પણ શુભ ચોઘડીયે શુભ કામ થઇ ગયું, અને પાન સોપારી લઇને સૌ અહીં તહીં ગપ્પાં ઉડાવવા લાગ્યા. વિશાળ બંગલા પાછળ વળી રત્નલાલે **નીલમ**–બાગ બનાવ્યો હતો, અને તે સાથે જનાવરોનું સંગ્રહસ્થાન તથા નાનું સરખું મ્યુઝીયમ ગોઠવ્યું હતું; ત્યાં સૌ હરવા ફરવા લાગ્યાં, સ્ત્રી પુરૂષો પરવાર્યાં, અને સૌ શાન્તિ લઇને મનગમતી જગ્યાએ ગોઠવાઈ ગયાં. ચંચલ મનનાં છોકરાં કંઇ સ્થિર થઇને શાન્ત બેસે નહિ. તે અહીંથી તહીં મસ્તી કરવા લાગ્યાં. પણ બાળકોને માળીએ બાગમાં પેસવા દીધાં નહિ. માત્ર રાજેન્દ્ર ને સુરેન્દ્ર તથા લીલમ અને રતન ચાર બાળકોને **નીલ**-મબાગનો લાભ મળ્યો. માળીને તથા નોકરોને નવા સંબંધની ખબર પડી હતી, તેથી બન્ને કુમારોને તેણે અટકાવ્યા નહિ. લીલુ ને રતનનું તો પોતાનુંજ હતું. બન્ને માસી–માસીની દીકરીઓ હવે તો એકજ ધનવંત ઘરની રાણીઓ થઈ. એકજ માતાના ઉદરમાંથી પેદા થએલા બાળકો સાથે વરવાની વાત થઇ ગઈ. ભવિષ્ય નિ-ર્માણ્ય થયું.

રતન બાર વર્ષની હતી, લીલુ દશ વર્ષની હતી, **નીલમ**ની કન્યા રતન ગંભીર ને શાન્ત હતી, **માણેક**ની પુત્રી લીલુ લગાર ચપળ ને બોલકણી હતી, **નીલમ** જ્યારે છટાદાર હતી, ત્યારે રતન રાંક સ્વભાવની ને શરમાળ હતી, **માણેક** જ્યારે શાન્ત હતી, ત્યારે લીલુ લગાર છટાદાર ને બ્હાદુર બંકી હતી. આ બન્ને મનોહર પંખીડાં બાગમાં પોતપોતાની મન-ગમ્મત કરવા આવ્યાં હતાં, પણ તેઓને ખબર ન્હોતી, કે પોતાના ભવિષ્યનાં સાથીડાંની જોડ સાથેજ પ્રવેશ થઈ હતી. રાજેન્દ્ર ને સુરેન્દ્ર પંખીઓ જોતા જોતા છુટા પડી ગયા. એક બાગ જોવા, ને બીજો પંખી જોવા ચાલ્યો. એજ રીતે રતન ને લીલુ પણ વિખુટાં પડી ગયાં, રાજેન્દ્ર બાગ જોવા ગયો, તે તરફ લીલુ ચાલી. અને સુરેન્દ્ર પંખી જોવા ગયો, ત્યાં રતન ગઇ. આ અદ્ભૂત પ્રસંગે નવીન બાળ–ક્રીડાનું નાટક શરૂ થયું. બાળકો નવીન પ્રીતમાં શું સમજે? તે તો વર–વહુ થયાં, કે શરમાય! હજી બાળક ખરાં કેની? **માણેક** તો લાડાના પાડા જેવડી હતી, એટલે કુન્દનનો પ્યાર ખેંચી લીધો હતો. લીલુ કંઈ એવડી ન હતી, તે છતાં બાપુ **માણેક**ની દીકરી તો ખરીજ કેની? મા તેવી દીકરી. તેનામાં પણ કંઈક પ્રેમી સંસ્કાર સ્ફુર્યો હતો. જો કે હજી વય વધતું ન હોવાથી, ને પ્રેમાઓને પિછાણ્યા ન હોવાથી સંકોચાતી હતી, તોપણ બન્ને બાળાઓને ભિન્ન ભિન્ન પ્રસંગ સાંપડ્યો હતો. લીલુ ને રાજેન્દ્ર, ને રતન ને સુરેન્દ્ર મળ્યાં હતાં. એકનો વર બીજાને, બીજીનો વર પ્હેલીને મળ્યો હતો. બન્ને ભાઈ મિત્ર રૂપ હતા. બન્ને બ્હેનો સખી સરખી હતી. પરસ્પર જોડીઓથી રૂબરૂ વાત તો ન થઇ, પણ જુદી જુદી રીતે એક બીજાનો મન–પ્રવાહ છુટો થઇ ગયો. નિર્મળ જળનો ઘુંટડો આંખ મીંચીને પણ પીધો. દૂર રહીને, બીજાને હાથે, સ્વહસ્તે સરખા પ્રેમથી પીધો. અંધારે ગોળ ખાધો, તોપણ ગળ્યો લાગ્યો.

રાજેન્દ્ર બાગની રચના જોતો જોતો કુંજમંડપ કને આવ્યો. વેલીની લતાપર છવાઇ રહેલી મધુરી સુવાસ જોઇને વસંતને યાદ કર્યો.

**વસંત તિલકા.**

વા'રે વસંત વર તું વરણાગીઓ છે !
વેલી કુમારિ વરીને ઠણુકી ગયો છે;
જોડી સુશીલ સુકુમાર હરી ગયો છે,
આનંદ ઘાટ પર શાન્ત થઇ ગયો છે.

રાજેન્દ્રની આ ચંદ્ર રોશની જેવી શિતળ પણ તેના વેગ જેવી તીવ્ર–રસ–કડીઓની ધ્વની એક રસિલીના કર્ણમાં પેઠી, ને પડધાનો પ્રત્યુત્તર પેદા થયો.

કાં ! કાં ! કરે કઠણુ શોક રસીક રાગી ?
વેલી વરી નથી વસંત તને સુભાગી ?
ચોરી કરી મધુર વેલી તણી વસન્તે,
આપે કીધું હરણુ રત્ન, ઝવેરી ? અન્તે !—

રાજેન્દ્રની કર્ણેન્દ્રિયોમાં ધ્વની ગયો. તે ચમકીને ચોમેર જોવા લાગ્યો.

"હાઃ હાઃ હાઃ વાહરે, વસંતવર વાહ !" લીલુએ હસીને રાજેન્દ્રની મશ્કરી કરી. રાજેન્દ્ર શરમાયો. પોતાના વરના જેષ્ટ બન્ધુની શરમ તોડીને લીલુ તેની નજીક ગઇ. કંઇકિ બાળક ને કંઇક કેળવણી, કંઇક સુધારો ને કંઇકિ જમાનો ! એવા પ્રતિસ્પર્ધાપણાના નૂતન સંસારે બાળ–મનને દોડતું કર્યું. રાજેન્દ્રની ઇચ્છા લીલુ જોડે વાત કરવા ચાહી. લીલુએ રાજેન્દ્રને બોલાવ્યો. સમસ્યાથી રાજેન્દ્ર સમજીને નજીક ગયો.

"તમે અહીં કેમ આવ્યાં ?" રાજેન્દ્રે પૂછ્યું.

"વેલીને અને તેના વરને જોવા ?"

"એટલે ?–એ તો જાણે સમશ્યા વાદ કહાડયો ! તમે શું સંસ્કૃત ભણ્યાં છે ?" રાજેન્દ્રે નવો માર્ગ શોધી કહાડયો, ને મર્મ-વાકયથી અંતર ભેદ કળવાનો યત્ન કર્યો.

"સંસ્કૃત તો હજી હમણાંજ મ્હારી દાદીજીની પાઠશાળામાં અમે શરૂ કર્યું છે. પણ બાગમાં તો ઘણીવાર ફરીએ છીયે, ઋતુનું જ્ઞાન તો ઘણું થયું છે."

"ત્યારે તો સારૂં ! ઋતુના રાગ તમે એકલાંજ શીખ્યાં છે કે ?"

"ના રે, તમારાં વહુજી પણ શીખે છે, એમ સમશ્યા ભેદે શેના સવાલ કરો છો ? કહોની કે મ્હારી વહુ શીખે છે કે ?" લીલુ બહુ બોલી હતી. રાજેન્દ્રની મનની વાત કળી લેવાથી તેણે બિચારા જુવાનને શરમાવી દીધો હતો.

"તમે તો બહુ ચતુર લાગો છો, હં ! આજ કંઇ નવા રંગમાં છો ?"

"હા, નહિ તો વળી બિચારી ગરીબ વેલીને કોણ યાદ કરે ? પણ પેલું શું ?'

"વા'રે વસંત વર તું વરણાગીયો છે ?" લીલુએ ચાળા પાડીને રાજેન્દ્રનું ગીત ગાયું.

"જાઓ, તમે તો મશ્કરી કરો છો ?" રાજેન્દ્ર ચાલવા જતો હતો, એવામાં લીલુએ તેને અટકાવીને કહ્યું.

"ઉભા રહો, એમ તે જવાય કે ? જવાબ આપો, શું અમે નહિ ગમતાં હોઇએ. અંગ્રેજી ભણ્યા, એટલે દેશીને વીસરી ગયા હશો ? વિલાયત જઇને ગોરી ગોરીઓને પરણવું હશે ?" વિવેક ને વિચાર વગર બાળાએ ગમ્મત કરી, પણ ભેદમાં ભરમ ફુટયો. જે જાણવું હતું, તે રાજેન્દ્રના મુખથી જાણ્યું.

"હા. વિલાયત તો જવું છે, પણ ગોરી લેવા નહિ. હા. ગોરી સર્વીસ લેવા જવી છે, પણ દેશીને વિસારીને નહિ !"

" તથાસ્તુ, સફર સફળ કરજો, પણ કોઈ દહાડો યાદ તો કરજો!" લીલુ બોલી. રાજેન્દ્ર એક તરફ ગયો, ત્યારે લીલુ બીજી તરફ ગઈ. રાજેન્દ્ર જ્યારે સુરેન્દ્રને શોધવા ગયો, ત્યારે લીલુ, રતનને શોધવા ચાલી. બ્હેનને બ્હેન ને ભાઇને ભાઈ મળે, તે દરમ્યાન તો સુરેન્દ્ર અને રતનનો વિનોદ શરૂ થયો હતો. સુરેન્દ્ર પંખીઓના પિંજરાઓ જોતો જોતો એક આંબા તરફ આવ્યો, એવામાં કોયલ ટહુકી, ને સુરેન્દ્રનો રાગ ઉછળ્યો.—(**મલ્હાર.**)

કોયલડી ? ટહુકે સુણાવે—
સહેલી સુર મધુરા ઉઠાવે મધુવન
હરખે ગજાવે—
નિરખી જનને સુર અંતર છુપાવે, હૃદય મારૂં અમુઝાવે–**કોયલડી.**
કોયલડી ! બોલ–બોલ, મનોહર સુર ખોલ—
બે'ની બતાવ સુર, શીખીએં ગાતાં મધુર;
સરસ સરસ ગાતું પ્રિયાનો સંદેશ–**કોયલડી.**
એવામાં તેને પણ ધ્વની થયો.

**કલ્યાનડો–દેશ.**

કોઇ મને શ્યામ બતાવે-
જો કોઈ લાવે–મુખ બતલાવે-
મન ગમતું મૂલ પાવે—કોઇ.
તરસી ગાય તરફડીયાં મારે,
પાણી આરો જણાવે–**કોઈ.**
પ્રિતી વાટે ભૂલી પડી છું,
પ્રેમ–માર્ગ કો ચલાવે !–**કોઇ.**

" એ કોણ ?" સુરેન્દ્રે ચમકીને મન સાથે વાત કરી.

" એ તો હું !" રતને નાટકનાં પાત્ર પેઠે હોઠ કને આંગળી અડકાડીને વાંકી ડોક કરી જવાબ આપ્યો.

" ઓહો ! તમે છો ? ભૂલી પડેલી પંખિણી છો ! આવો, આવો ! ક્યારથી ને ક્યાંથી ભૂલાં પડયાં છો ? "

" તમે જુગલ જોડીને જોયા ત્યાંથી. "

" જુગલ નામ તો જગદીશનું છે, ને તેને જોઇને તો રાધાજી હસી પડયાં હતાં. "

" રાધા-કિશોરજ તો ! હા. "

" તો પેલા કુંજમંડપની વાટે જાઓ. ત્યાં તમારો પંખી ગયો છે ! "

" ને તમારી કોયલડી ક્યાં છે ? "

" પિંજરામાં ! "

" કોયલને વળી કોણ પાળતું હશે ? "

" જેને ગરજ હોય તે ! "

" પકડી ક્યારે, ને પાળીએ ક્યારે ? "

" લોચને પકડી ને મનડાંએ પાળી. જ્યારે પકડી ત્યારથીજ પાળવા માંડી. "

" ભલે પાળવા માંડી, પણ પ્રેમ-ફળ ખવરાવતા રહેજો, ધોળી પોપટડી જોઇને કાળી કોયલડીને વિસરશો નહિ ! "

" ધોળી પોપટડી ! એ વળી કયા દેશની ? "

" વિલાયતની ! "

" અં હં ! સમજ્યો. ચિન્તા નહિ. પિંજરાની બહાર ભલે તે ઉડયા કરે ! સ્વતંત્રતા પર કોઇનું બન્ધન છે, વારૂ ! ગુલાબની કળી દરેકની આંખે સારી લાગે, પણ જેના હાથમાં જાય, તેનેજ સુગંધ આપે. "

" કદાચ તમે કેતકીનું પત્ર નહિ થઈ જાઓ ! કેમકે કેતકી એ આ દેશનું નામીચું પુષ્પ છે, ને વળી પરસુગંધ દેનારૂં છે. પ્રદેશમાં એકલા રહેવું ભારે પડે, માટે સહવાસ મેળવવા મન–કેતકીનો ઉપયોગ કરી લ્હેવાય. વળી ચામડી–ભેદ લાગે, એટલે લગાર મજા પણ મળે ! કેમ ન બોલ્યા ? હેં ! હાઃ હાઃ હાઃ " રતને વળી હદ કરી.

" પણ તમને કદાચ કોઈ સુડાઓ મળી જશે, તો ? "

" બાળાઓનાં મન તો કોમળ ! જો તમે એમ ધારતા હોય, કે સ્ત્રી જાત નબળા મનની છે, તો તેને સદૃઢ કરવા માટે વારંવાર પ્રેમ–પત્રનું આચ્છાદન કરતા રહેજો. હરનીશ હરનામ જપે. તેને વહેમ કે પાપ ન નડે ! "

"સમજ્યો, આ વાત તમને તમારી સખીએ સમજાવી હશે."

"અને કોઇના પ્રશ્નનો જવાબ દેવાનું તમને તમારા ભાઇએ શીખવાડયું હશે ! "

"અલી રતન ! અમથી શું માથું ફોડે છે ? આમ આવની ?" લીલુએ વગર જોયે સાદ કર્યો.

"અરે સુરેન્દ્ર ! આમ આવ તો, પેલી બે પોપટડીઓ માંહોમાંહે ખેંચ–તાણ કરે છે !" રાજેન્દ્ર, લીલુનો સાદ સાંભળીને સુરેન્દ્રને બોલાવ્યો, રતન લીલુ કને ગઇ. સુરેન્દ્ર રાજેન્દ્ર કને ગયો.

"અલી તને પોપટજી પાયો કે ?" રતને લીલુને કહ્યું.

"તને વસંત વર મળી ગયો હશે, ખરૂં ! હાઃ હાઃ હાઃ" લીલુ હસી પડી, અને બન્ને બ્હેનો પોતપોતાના વરને જોતી જોતી ચાલી ગઇ.

"અરે એ હંસરાજ ! કોઇ ભૂલી પડેલી હંસણીને વાટ બતાવી કે ?" રાજેન્દ્રે સુરેન્દ્રની મશ્કરી કરી.

"અને તેં કોયલડીને દમ ભરાવ્યો, કે? હેં! હાઃ હાઃ હાઃ" સુરેન્દ્રે હસીને રાજેન્દ્રની મશ્કરી કરી. તેઓ પોતાની ભવિષ્ય પત્નિને જોતા જોતા ચાલ્યા ગયા, અને એ રીતે **નીલમ** બાગની બાળ-ક્રીડા પૂરી થઇ.

---

# પ્રકરણ ૧૨ મું.

---

## સરસ્વતી મંદિરનો મેળાવડો—મીસ મેનીંગના સ્ત્રીકેળવણી સંબંધી વિચાર.

રત્નલાલ ઝવેરીના બંગલામાં આજે લગ્નોત્સવ કરતાં અધિક આનંદ વર્ત્તાતો હતો. સર્વે સગાંઓ તથા મિત્રમંડળે બપોરે ભોજન લીધું. નાત-રિવાજ પ્રમાણે **નીલમે** જ્યાં જ્યાં આપ લે કરી, જ્યાં ત્યાં સર્વેને ભાણાં મોકલાવ્યાં. લીલમ અને રતનનો વિવાહ નકી થયો; તેની નાતને લ્હાણી કરવાની હતી, તે તો સુરતથી સૌભાગ્ય બ્હેન આવ્યા પછી દિવસ સારો જોઇને આપવાનું હતું, આજે તો માત્ર ચોકસ ઘેર પીરસણું મોકલવાનું હતું. અને તે પ્રમાણે નિયમસર **નીલમે** પોતાનું કાર્ય કરવા માંડયું હતું. વળી **માણેકની** મદદ હતી, એટલે તેને દરેક રીતે સગવડ થતી હતી. **માણેક** પોતાના મન-દુઃખની વાત વિસરીને ઉત્સાહથી કામકાજમાં ગુંથાણી હતી. બન્ને બહેનો જ્યારે ઘર-કામ કરતી હતી, ત્યારે રતન અને લીલમ જુદાજ કામમાં ગુંથાણી હતી. ઘર-વહેવારનું સઘળું કામ ચાર વાગતાં પૂરૂં થઇ રહ્યું. આ કાર્યમાં ફતેહ મેળવ્યા પછી **નીલમ** અને **માણેકને** માથે બીજી ફરજ આવી હતી. બાળુના આજના ઉત્સવ નિમિતે સરસ્વતી મંદિર પાઠશાળાની બાળાઓને ઇનામ આપવાનો મેળાવડો કરવાનો ઠરાવ થયો હતો, ને તે મુજબ આજે પાંચ

વાગે મીસ મેર્નીંગના પ્રમુખપણા તળે ઇનામ આપવામાં આવનાર હતાં. તે વેળાએ સ્ત્રી મંડળને આવકાર આપવા સારૂ બન્ને બહેનોને હાજર રહેવાનું હતું તેથી ચાર વાગે કામથી પરવારી ન્હાઈ–ધોઈ, ચોટલો ઓળી કપડાં બદલીને ઠાઠમાઠથી તૈયાર થયાં હતાં. તે જોડે લીલુ ને રતનને પણ તૈયાર થવું પડયું હતું, કેમકે તે બન્ને સરસ્વતી મંદિરની વિદ્યાર્થિનીઓ હતી. વળી આજના મેળાવડામાં તેમનું મોટું કામ હતું. વિદ્યા–લક્ષ્મીના સંવાદમાં લીલુ ને રતન હતી. ગરબા ગવરાવવામાં પણ બન્ને બ્હેનો સામેલ હતી. વળી આ શાળાની વડી શિક્ષક સુંદર હતી. વાંચનારને યાદ હશે, કે સુંદર નામની **નીલમ** ને **માણેક**ની જે સખી, **નીલમ**ના બંગલામાં **માણેક**ના લગ્નને બીજે દહાડે આવી હતી, ને તેની કને **માણેકે** મન વિનોદ કર્યો હતો, કે જે સુંદર એક ગરીબ વિપ્રની દીકરી અને એક ગરીબ બ્રહ્મ પુત્રની સુધર્મ પત્નિ હતી. સુંદરનો સંસાર ગરીબ હતો, પણ તે બહુ ડાહી ને ચતુર હતી. **નીલમે** પોતાની સખીના ગુજરાન માટે આ પાઠશાળાની અધ્યક્ષની બનાવી હતી, ને તે આ પાઠશાળામાં શિક્ષક તરીકે ફતેહમંદ ઉતરી હતી. સ્ત્રી શિક્ષક તરીકે તે જન–સમુહમાં વધુ પંકાણી હતી. તેની રહેણી કરણી ને નીતિ રીતિ બહુ ચડતા પ્રકારની હતી.

સાંજના પાંચ વાગ્યા. સર્વે જણ સરસ્વતી મંદિરના મેળાવડામાં ગિરગામ જવા સારૂ તૈયાર થઈ ગયાં. સગાં–વ્હાલાંઓને તથા વિરેન્દ્રલાલ ને તેના બાળકોને નગરમાં મુકીને ગાડીઓ આવી પહોંચી. મહાત્માશ્રી તથા રત્નલાલ શેઠ સાથે ગયા. નવલ અને કુન્દન સાથે છોકરાઓ ગયા. અને **નીલમ** તથા **માણેક** પોતાની બન્ને દીકરીઓને લઇને ચાલી. આજનો મેળાવડો લગાર ભપકો ભરેલો હતો, અને વળી આજે **નીલમ** અને **માણેક** બન્નેનાં નામનાં નોતરાં કહ-

કાવ્યાં હતાં, એથી આ મંડળનો મોટો મેળાવડો થનાર હતો. પુરૂષો માત્ર નામનાજ હતા. અને તે મિત્ર વર્ગ તથા પિછાણદારોનેજ રત્નલાલે બોલાવ્યા હતા. કેટલાક કેળવણી ખાતાના અધિકારીઓ, માસ્તરો અને તેમાં ભાગ લ્હેનારા બીજા ગૃહસ્થો હતા, અને તે અંગ્રેજ પારસી તથા એકાદ બે નામના મોહમેદન ને હિન્દુ ગૃહસ્થો હતા.

આ મંડળનો સમુહ મોટો હતો. મીસ મેનીંગ, મીસીસ વીનસેંટ, અને થોડી મીશનરી બાનુ શિક્ષકો હતી. એ સિવાય આગેવાન પારસી બાનુઓમાં સર બાટલીવાળા, સર પીટીટ, સર રેડીમની, વહાડીયા, વાચ્છાગાંધી, પાંડે, જસાવાળા, દાવર, કાબ્રાજી, શેઠના, અને તેવાં બીજાં કુટમ્બોની બાનુઓ હતી. કેટલાક ભાટીયા અને કપોળ ગૃહસ્થોની બાનુઓએ હાજરી આપી હતી. પાંચ વાગતાંજ મીસ મેનીંગ આવ્યાં. શાળાના મેળાવડાનું કામ શરૂ થયું. ઈનામ અને ચાંદો ગોઠવી રાખ્યા હતા. શરૂઆતમાં બાળાઓએ સંસ્કૃત તથા ગુજરાતી ઈશ્વર સ્તુતિ ગાઈ. તે પછી સંગીત સતી–મંડળમાંથી કેટલોક વિનોદ બોલ્યાં, અને બાળશિક્ષણ ગરબાવળીમાંથી એક એક ગરબી તાલ–સ્વર સાથે બાળાઓએ ગાઈ.

ગાયનનું કામ પુરૂં થયા પછી રીપોર્ટ વાંચવામાં આવ્યો. તેમાં આર્ય ધર્મ–નીતિનાં શિક્ષણથી, તથા ઘર–સંસારી શિક્ષણથી બાળાઓને જે જે મોટા લાભ થયા હતા, તે વિષે વર્ણન કરવામાં આવ્યું. શાળા ફંડની વધતી જતી રકમ માટે સંતોષ જાહેર કર્યો. અને સંસ્કૃત શિક્ષણ, તથા ભરત–ગુંથણ ને રાંધણકળા માટે ખાસ વર્ગો ઉઘાડવા ઉપરાંત ગાયન વિદ્યાની ખિલવણી કરવાનો જે નવો વર્ગ ઉઘાડયો હતો, તે વિષે જાહેર કરવામાં આવ્યું. રિપોર્ટ વંચાઇ રહ્યા પછી પ્રમુખ મિસ મેનીંગે પોતાના વિચાર ઇંગ્રેજીમાં જણાવ્યા. મિસ મેનીંગ બોલ્યાં કે "આજ હું આ મંદિરમાં આવીને બહુજ આનંદ

પામી છું, પણ તે સાથે લગાર દિલગીર થઇ છું. મને આનંદ એ-
ટલા માટે થાય છે, કે આજથી કેટલાક વર્ષ પર જ્યારે હું મુંબઇમાં
આવી હતી, ત્યારે હજી આ શાળાની સ્થાપનાર બાનુ આ શુભ યત્ન
માટે પ્રયાસ કરતાં હતાં, પણ આજે એ કામનું ઉત્તમ પરિણામ આવેલું
જોઇને આનંદ થાય છે. મને ખેદ એટલોજ થાય છે, કે મરનાર સરસ્વ-
તીબાઈ આ ઉન્નતી જોવાને વધુ વખત આ સંસારમાં રહી શક્યાં નહિ.
મ્હારે જણાવવું જોઇએ, કે આજે આ શાળામાં આગેવાન ભાગ લ્હેનારી
બે કેળવાયલી હિન્દુ બાનુઓ નીલમ અને માણેક, કે જેઓ મુંબઇની
મ્હારી પ્હેલી મુલાકાત દરમ્યાન બાળ જીંદગી ગુજારતી હતી, ને તે-
મની માતાએ આ બાનુઓને કેળવવા માટે કિન્ડરગાર્ટનની પ્રસિદ્ધ ને
ઉત્તમ રૂઢી વડે શીખવવા માટે મને સલાહ પુછી હતી. તથા મેં તેમને
તે શિક્ષણ આપવા માટે સલાહ દીધી હતી, એટલુંજ નહિ પણ
વિલાયતથી કેટલાંક પુસ્તકો ને સામાન મોકલવાનું મને માન મળ્યું
હતું. એ બાળાઓ આજે એક ઉત્તમ પ્રકારની ગૃહિણી થઈ છે,
અને જેમ તે પોતાના સંસારની તેમ જાતની ને દેશની મોટી સેવા
કરનારી નીવડી છે, તેજ રીતે તેમની બન્ને કન્યાઓ લીલમ ને રતને
આજના મેળાવડામાં ઉત્તમ ગૃહિણી તરીકેનું ભવિષ્ય બતાવી આનંદ
આપ્યો છે. આ રીતે માતા કેળવણીથી આપણે જે લાભ મેળવવાના
છે, તે આ બન્ને પવિત્ર ને વિચારશીલ સુંદરીઓએ પોતાનો સંસાર
ચલાવીને, અને પોતાની બાળાઓને હિન્દુ ધર્મ, ને પ્રાચીન રીત
પ્રમાણે શિક્ષણ આપીને એક દેશી મંડળમાં ઉત્તમ દાખલો બેસા-
ડયો છે. આ રીતે જો હિન્દુ કન્યાઓ કેળવાય, અને સારી ગૃહિણી
નીવડે, તો થોડાજ સમયમાં હિન્દમાંથી ઇર્ષા, કલેશ, સંતાપ, દુઃખ,
મરકી ને દુકાળ નાશ પામે, અને લોકોમાં તેજ, સંપ, કળા–કૌશલ્ય
વિદ્યા–હુન્નર, ને ધન વધી પડે! વળી મારે વિશેષ કહેવું જોઇએ, કે

હીંદુ કન્યાઓને લાયક શિક્ષણ આપવા માટે આ શાળામાં ઉત્તમ ગોઠવણ કરી છે. માનસિક અને શારિરીક શિક્ષણ ઉપરાંત નીતિ જ્ઞાન આપવાની જેટલી આ દેશની સ્ત્રીઓને અગત્ય છે. ખાસ કરીને હીંદુ સંસારને યોગ્ય છે, તેવી રીતે શિક્ષણ આપવાની ગોઠવણ કરી છે, એ આર્ય સ્ત્રીઓની ઉન્નતી કરનારૂં છે. હિન્દુઓની નિર્મળ અને વ્યવહારૂ રીત, કસરત તથા શિક્ષણથી ભરેલી છે. તેમને અંગ્રેજીનું ભાષાજ્ઞાન આપવું જરૂરનું છે, પણ ભાષા તરીકે પૂરતું થઈ પડે; વિશેષ કરીને તેઓને વ્યવહારિક જ્ઞાન વધારે અગત્યનું ગણાય છે, ને તેથી તેનો સંસાર સફળ નીવડે છે, તો તે જ્ઞાન અહીં અપાય છે. હિન્દુ ધનવંતોએ પોતાનાં નાણાંનો આ માર્ગે પૂરતો ઉપયોગ કર્યો નથી, તેમ સ્ત્રી કેળવણીપર સંભાળભરી કાળજી રાખતા નથી, તેને માટે આ કન્યાશાળા દાખલા રૂપ થઈ પડશે. હજી હિન્દુ ધનવંતોને લક્ષમાં રાખવાનું છે, કે તેમણે ગરીબ વિધવાઓને આશરો આપવા માટે એક ખાતું સ્થાપવું જરૂરનું છે. મને માલમ પડયું છે, કે એ શુભ કામ માટે એક આગેવાન સુધારક યત્ન કરે છે, ને તેને ઘણા સુધારકોએ ટેકો આપવાની જરૂર છે. એમ થવાથી હિન્દુ સંસાર આ જમાનાના ઉડતા રોગમાંથી બચી જઈને તેની અનર્થની સામે લડત કરવા, તથા પ્રદેશીઓને અનુકરણ કરવા લાયક થઈ પડશે.”

મીસ મેનીંગનું આ અસરકારક ભાષણ પુરૂં થયું. નીલમે તેનો ઘટીત જવાબ આપ્યો. અને બાળાઓને ચાંદ તથા ઇનામો વહેંચી આપવાની માણેકે મીસ મેનીંગને વિનંતી કરી. ઘર–વહેવારી કામમાં લીલુએ સ્વર્ગસ્થ સરસ્વતી માતાનો સોનાનો ચાંદ લીધો, અને સંસ્કૃત માટે રતને રૂપાનો ચાંદ લીધો. તે પછી ઉત્તરોત્તર બીજી બાળાઓને તેના શિક્ષણની ફતેહ માટે, ચુંદડી, ચોળી, પુસ્તકો તથા નાની બાળાઓને કિન્ડરગાર્ટનનો સામાન વગેરે આપ્યું. અને છેવટે પ્રમુખનો

ઉપકાર માની રાજ્યગીત ગાઇને મેળાવડો વિસર્જન થયો. મીસ મેનીંગ જેવાં વૃદ્ધ બાનુ જેમણે કેળવણી પાછળ પોતાની જીંદગી અર્પીને દેશ વિદેશનો અનુભવ મેળવ્યો હતો. તેનાં મુખ વચનો દેશી તેમજ અંગ્રેજી પેપરમાં છપાયાં, અને તેથી સરસ્વતી મંદિરની પાઠશાળા માટે તેમજ **નીલમ** ને **માણેક** માટે પ્રજા મત ઉંચું માલમ પડયું. કદાચ જુના વિચારનાં સુરતીઓ સુધારાને નામે નિંદતાં હશે, બાકી તો સર્વે જણે તેઓના સંસાર-ધર્મનાં વખાણ કર્યાં.

**નીલમ-માણેક** અને બીજાં સર્વે ઘેર જવા નીકળ્યાં. મેળાવડો વિસર્જન થયો. ત્યાં ખબર મળી, કે સૌભાગ્ય બ્હેન આવ્યાં છે, એટલે **નીલમ** ને **માણેક** તેને મળવા ગયાં. અને બીજે દહાડે **નીલમ**ને ત્યાં સૌભાગ્ય બ્હેનને તથા **માણેક**ને આવવાનું આમંત્રણ કર્યું.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### ચન્દ્રમાના ચકાવાપર કાળું ધાબું! હીન્દુ સંસારની પ્રચલિત રૂઢીનો નાટક!

રત્નલાલના પૌત્રનો પંચ-વાર્ષિક મહોત્સવ પુરો થયો. મુખ્યત્વે કરીને સુરતી પ્રજાએ આગેવાન ભાગ લીધો. પુરૂષો કરતાં સ્ત્રીઓનો મોટો મેળાવડો કરવામાં આવ્યો હતો. કમળા શેઠાણી ગુજરી ગયા પછી, ને **નીલમ**ની રાજધાની સ્થપાયા પછી, સંસારી વ્યવહાર કરવાનો એકે પ્રસંગ આવ્યો ન હતો. પ્રભુએ જ્યારે પુત્રદાન દઇને સારો દિવસ દેખાડયો હતો, ત્યારે રત્નલાલે નીલમની ઇચ્છા તૃપ્ત કરી હતી. **નીલમ** દેશાટણ કરી આવ્યા પછી પોતાની અખંડ સાહ્યબીનો દમામ દેખાડવા માટે આ તકે અનેક સુરતણોને એકઠી કરી હતી.

આ મેળાવડામાં સુધરેલા વિચારની જો કે સેંકડે એકાદ બે બાનુઓ હતી, પણ ઘરડી ડોસીઓ ને રાંડીરાંડ જુવાનડીયો પણ મોટે ભાગે હતી. જમવાનું ને જોવાનું બન્ને હતું. રત્નલાલને ખાડો આવે, તેવું ન હતું, ને **નીલ**મનો આગ્રહ હતો. વળી વાલકેશ્વર લાવ-લઇજા કરવા માટે વાહનોની સગવડ કરેલી હતી. આ ધામધુમ કરવામાં **નીલ**મનો હેતુ પોતાનો વૈભવ ને આવડતાં વખાણ કરાવવાનો નહિ, પણ રત્નલાલને યશ અપાવવાનો તથા પોતાને માથેથી કાળી ટીલી દૂર કરવાનો હતો, પણ કંઇ સુરતણો કાચી હોય ! તેણે તો રજનું ગજ કર્યું !!

બીજે-ત્રીજે દહાડે મહારાજના મંદિરની ભગતડીયોએ **નીલ**મ પુરાણ ઉખેળ્યું, અને પાનના ડુચા મોંમાં ભરીને બોખી બડબડતી ડોસીઓ મંદિરને ઓટલે કથા કરવા લાગી. દર્શન તો દર્શનને ઠેકાણે રહ્યાં, અને નિંદાખાનાનો નાટક શરૂ થયો. ભલી સ્ત્રીઓએ તેમાં ભાગ ન લીધો, પણ નિંદાખોર સ્ત્રીઓને તો તે દહાડાએ અપચો થયો હતો, એટલે પોતેજ નિંદા-વિતંડાવાદનો જુવાબ લીધો. વૃથા વાતચિતથી બીજાના સંસારને હાની પહોંચે, ને ઘડીકની ગમ્મતથી અથવા નિર્જીવ હાંસીથી પરજનપર આક્ષેપ ચડે, એ કામ શા માટે કરવું ? તથા કોઇને દુરાચારી બનાવીને તથા સદ્માર્ગીને કુમાર્ગી કહીને નિંદવામાં સંસારમાં શો લાભ છે ? એ ન સમજનારી અદેખી અબળાઓએ ખાઇને ખોદવાનો રસ્તો લીધો.

“અલી લલિતા, સાચું કહેજે ! કંસારમાં ઢંગ ધડો હતો?”

“બળ્યો એનો કંસાર ? ઘી તો જાણે ચરબી ? બા ! છોકરાં તો એવાં માંદાં પડયાં કે બે દહાડાથી ડાકટરનું ઘર આળસ્યું નથી.”

“વાહરે ! રંડાઓ ખાતાં હાથ પાછો નહોતી કરતી, ને છેવટે ખાઈ ખાઇને માંદાં પડયાં, ત્યારે પારકાપર આળ ઓઢાડયું !” એક ભલી સ્ત્રી પ્રિયંવદાએ પોતાની સહિયરને કાનમાં કહ્યું.

"અને પુરીઓ! વેણીગવરી? તેં કોઈ દહાડો જોઈ હતી?"

"નાં રે બા? રડયા રેઢીયાર ગુજરાતી ભટ્ટા! પૂરી કરતાંયે ન આવડે! જાણે મોટા દેકા ને ઢળીયા! એ તો પૂરો કે પૂરી?" એક ચીબાવલી બોલી. બાપ જન્મારે પૂરી કરીને બીજાને ચખાડી હોય ત્યારે કની?

"અને શીખંડ તો જાણે જલેબીનું ખીરૂં! બાપરે! ખાય તેજ મરે! મારા કીકાને તો ત્રણ દહાડાથી તાપ આવે છે."

"કંસારનાં સુંદર ઘી મૂકીને ખીરૂં ખાવાના તે ભોગ લાગ્યા છે? હમે તો બા તેના પર હાથ દીધો. શીખંડ કરતાં તો કંસાર સારો?" બીજીએ ટાપસી પૂરી.

"બા, હમારે તો દાંત નહિ તે શું કરીએ? કંસારના બે કોળીયા ગળ્યા!" એક મરજાદણુ ડોશી બડબડી! "જો કે ઝાડો તો થયો હતો!" ડોકરીએ છેવટ એટલું ઉમેર્યું, પણ તેણે એમ વાંક ન સ્વિકાર્યો, કે સાઠ વર્ષે હોજરીનું બળ ઘી પચાવવાને અસમર્થ થયું છે. માટે વધારે ખાવાથી જુલાબ થયો!"

"અરે એ તો ઠીક, પણ લાજે નહિ ને ગાજે; તેમ પેલી **નીલમડી** જોઈ કે? હીરા ને મોતી તો જાણે એણેજ જોયાં હશે? નાકની વાળીને સીધી કરવાની મિષે વારંવાર હીરાની વીંટી કેવી દેખાડતી હતી? તેને શરમ છે! બાવા સાધુ સાથે નીકળી ગઇ હતી, તે દહાડા તો ભૂલી ગઈ?"

"મોટાને મન કંઈ મરમ કે શરમ હોયજ નહિ! વાઘના મોમાં કોણ હાથ નાખે? બિચારો વેણીલાલ એકલ, એટલે તેની કોણ પીઠ થાપે? બાકી **નીલમબાઈ** ન્યાતમાં ફરત તે તો સૌ લોક જોત! ક્યારનીયે છટે ખૂણે છુપાઈ રહી હત!"

"અરે આગળ ક્યાં જોવા જાઓ છો? પેલી માણેક જુઓની? ઘરમાં તો વાંસ ફરે, પણ હાલ્લુ જડતું નથી, ને ઠણુકો કેવો? જાણે નવલખી નાગરદાસની છોકરી! બળ્યું આપણાથી તો એમ લાજ ન મૂકાય!" આ રંડા એમ કાં નહિ બોલી હોય, કે પોતાનામાં આવડતનો એકડો નથી, ને ગરીબ સંસારે રીતભાતવાળો સંસારી દમામ દેખાડવાની શક્તિ નથી?

"તે પણ **નીલમ** કરતાં **માણેક** ધીરી ને વિવેકી ખરી? સારા વખતમાં પણ તે કદી છલકી નથી?" એક ભલી બાઈ બોલી.

"પણ તેના ભવાડા ક્યાં ઓછા થયા હતા! કુંવારી હાલતે કુન્દન સાથે બારીમાંથી ચેષ્ટા કરતી હતી. તેનાં લક્ષણ પણ ક્યાં પાધરાં બળેલાં છે. હજી પેલા જયન્તની વાતો ક્યાં બહાર પડી છે? એ તો બધુંયે ઠીક છે. મોટાના મોટા ઘોટાળા!" આ અભાગણીની જીભ પણ તૂટી ન પડી. **માણેક** જેવી નિર્દોષ ને જયન્ત જેવા શુદ્ધ માણસ માટે અજીઠો અપવાદ મૂકતાં આ ડોકરી ડરી નહિ.

"હશે, બાઈ! એ તો રત્નલાલનું જોઇયે, તો ત્યાંયે એવું. એ કરતાં તો **માણેક** ઠીક!"

"કૂતરાનું મોં ગધેડે ચાટયું! **નીલમ** વળી સસરાની સેવા કરે, ત્યારે **માણેક** વળી વરના મિત્રની સેવા કરે! સૌ ધનનાં પુજારી છે."

"કહે છે કે અંગ્રેજ ને પારસીઓને બોલાવીને, એની માને નામે સ્થાપેલી કન્યાશાળામાં મેળાવડો કર્યો, ને મોટાં ભાષણો કર્યાં. હાઃ હાઃ હાઃ" સુરતણો હસી પડી.

"અરે ભાષણ તો સારાં! ઓલી બળે રે, પેલું શું! શીખંડ શીખંડ કરે છે! સાહેબોના હાથ પકડી પકડીને મોં રસ લેતી જાય છે!" ડોકરીયો શું જાણે કે 'શેકહેન્ડ' તે શું! વાહરે સુરતી શીખંડ!

"બાઈ, ઘેર ઘેર માટીના ચુલા છે! હવે તો વળી કૂહાડામાં હાથો ભળ્યો. ઓછામાં પુરૂં હતું તે, વિરેન્દ્રલાલ જેવો વટલેલ વેવાઇ થયો! એ પણ એક નાટક! ને વળી વિવાહ તે કયાં કર્યો? બાવા સાધુના મકાનમાં! બાબુલનાથના દેહરામાં! હાઃ હાઃ હાઃ"—

"પેલો સુધરેલો વીરલો કે? કહે છે કે છોકરાને વંઠાડવા સારૂ વિલાયત મોકલે છે!"

"હા. શ્રાદ્ધ સરાવવાનું શીખવા મોકલે છે!" એની જાણે બલા કે '**સીવ્હીલ સર્વીસ**' તે શું?

"બાપુ! ન કરે તે ઓછું. પૈસાવાળાને પ્રભુ પ્હોંચે!"

"ને નિંદ્રાખોરોને તો પ્રભુએ ન પહોંચે. પ્રભુ જ્યાં હોય, તો ત્યાં લગાર ડર હોય, પણ છડેછોક નિર્ભયપણે કોઈ નિર્દોષપર આરોપ મુકતાં ડર નથી લાગતો. પ્રભુના મંદિરમાં દર્શન કરવા આવ્યાં છે, પાપ ધોવા આવ્યાં છે, કે ગાંસડો બાંધવા આવ્યાં છે? જાઓ, પાપનો પસ્તાવો કરો. જો દર્શનના દરવાજા ઉઘડયા!" એક ભલી બાઇએ નિંદાખોર ટોળાંને બોધ કર્યો. દર્શન ખુલ્યાં. ને ડોકરીયો મંદિરમાં પેઠી! પુરૂષોના ધક્કા મર્યાદશીલ ગણ્યા. નિંદા તો પ્રભુનો પ્રસાદ ગણ્યો. તેને પાપનો ભેદ શું હોય? પ્રભુ એવી અજ્ઞાની સંસારી સ્ત્રીઓની સોબતથી કુળવધુને બચાવે!

---

## પ્રકરણ ૧૪ મું.

---

**કુન્દનના મન તાપ ઉપર માણેકની જળ છાંટ. સ્ત્રી તો એજ!**

"વિકટ વાટ સંસાર તણી ત્યાં સુખનો એક વિશ્રામરે,
ભવજંગલમાં મંગળરૂપે જોડી છે જળ-ધામરે;

દે તું દયાનિધી ! દયા કરીને જુક્તિ જોડીનું દાન—
સકળ સુખ ખાણ—જોડી વિણ જનમ વૃથા જગ જાણ." D.

મન-તાપની તીવ્રતાથી ઉત્પન્ન થયેલો ધનુર્વાયુ કહો, કે સન્નિપાત અથવા એવા સમયમાં શાન્તિ દેવા આવેલો હર્ષ સન્નિપાત કુન્દનની સર્વ શક્તિઓને ઉશ્કેરતો હતો. ઉપલું મુખપદ ગાતો હતો. રત્નલાલને ત્યાં છેક બપોરના મિષ્ટાન પાન કરીને કન્યાશાળાના મેળાવડામાં જઈ તરત ઘેર આવ્યો હતો. રાત્રે જમવાની કોઈની ઇચ્છા ન હતી. બાળકો થાકી જવાથી સુઈ ગયાં હતાં. રાત્રીના નવ વાગ્યા હતા. **માણેક** પોતાની વહેવાણુને મળવા ગઈ હતી, કુન્દન તેની રાહ જોતો હતો. પ્રભાતમાં પોતે જે જે અપરાધ કર્યા હતા, તેની ક્ષમા માગવા માટે **માણેક**ના આવાગમનની રાહ જોતો હતો. **માણેક**નાં માબાપની લક્ષ્મી, પતિના અભાગ્યે ઉડી ગઈ હતી, એટલુંજ નહિ પણ **માણેક**નો સૌંદર્ય—શણગાર, હીરા મોતીના હાર, ને વિવિધ અલંકારો પણ પર ઘેર પડયા હતા, અને છેવટે **માણેક**ના માબાપનો એક બંગલો જે આ વિરલ દમ્પતી વાપરતાં હતાં, ને જેનું ટ્રસ્ટ હતું; તે ટ્રસ્ટડીડ પણ કુન્દને બે દીવસ માટે મારવાડીને ત્યાં મૂકયું હતું. આ સર્વ ગુપ્તભેદ ખુલ્લો કરીને, **માણેક**ના આશાવંત હકક માટે જે જે અપરાધ કર્યા છે, તેની માફી માગવા તૈયાર થયો હતો. એકલો મન સાથે બકતો હતો.

" નિર્દોષ **માણેક** ! ભલી **માણેક** ! તું રંગુન દેશની વખણાયલી ખાણમાં પાકયું છે ! એક કુળવાન, ગુણવાન, ને બુદ્ધિમાન માતાના ઉદરમાં પાકયા પછી, તું જે ઉસ્તાદને હાથે તાલીમ પામી, તેને ધન્ય છે ! ત્હારા ઘડનાર બ્રહ્માને, ત્હારી કર્મ દેવીને, ને ત્હારા વિધીને ધન્ય છે. કોઇ દિવસ શોક નથી, કોઇ દિવસ રોગ નથી; કોઈ દહાડો ઉદાસી નથી, કોઈ દિવસ અમુક પદાર્થની પ્યાસી નથી.

સ્ત્રીઓને તો ઘડી ઘડીએ માન જોઇએ, માયા જોઇએ, પ્રેમના ઉમળકા જોઇએ, શણગાર જોઇએ, અલંકાર જોઇએ, અને વળી સુધરેલીઓને તો ઠણુકા, નાણુંના મણકા, ને રણઝણાટવાળી સરદારી જોઇએ. ગરીબની સ્ત્રીને નવાં નવાં વસ્ત્રાલંકાર, ખાવા-પીવાનાં, ને મિજાજ જોઇએ. ધનવંત સ્ત્રીને દીન-રાત કપડાં, જણુશો, ને વસ્તુઓ ખરીદવાનું, નાટક ચેટક વગેરે રંગ રાગ જોવા જવું જોઇએ. આ સઘળી વાતથી તું વેગળી છું. કાં! શું તું માનવ પ્રકૃતિની નથી? શું તને આશા ને ઉમેદ નથી? શું તને વૈભવ પર અદેખાઈ છે? શું તું તને પોતાને સજેલી ને શણુગારેલી જોઈ શકતી નથી? શું તું બીજાની આંખો અંજાવવા ખુશી નથી? હાં. ખરેખર તું બીજાની આંખ અંજાવા ખુશી નથી. ત્હારા રંક કે ધનવંત પતિની આંખમાંજ રમણ કરવા રાજી છે. તને સર્વ વૈભવ ગમે છે, પણ તેં એકજ માનસિક પદાર્થ ઉપર શ્રદ્ધા રાખીને બીજા પદાર્થોનો ત્યાગ કર્યો છે. એ પદાર્થ કયો, **માણેક**!" આવેશમાં **માણેક**ને જાણે પુછ્યું!!

"એ પદાર્થ આ મ્હારો પ્રાણાધાર પીયુ, અને તેનો પ્રેમ!" **માણેક** ઘેર આવીને પોતાના વ્હાલા પતિની પછવાડે ઉભી ઉભી કુન્દનના મનતરંગ સાંભળતી પીયુડાને ભેટવાની રાહ જોતી હતી, ને કુન્દનના છેલ્લા લોહચુંબકવેણ વડે પોલાદ જેવી કોમળ પણ હિમ્મતવાળી **માણેક** ખેંચાઇને પ્રત્યુત્તર દેતી કુન્દનને વળગી પડી, ને પારસમણીના સ્પર્શથી તે ખરેખર કુદન્દમાં મળીને કુન્દનરૂપ થઈ ગઈ.

"કોણ **માણેક**?" કુન્દને જોઇને અચકાતે શબ્દે કહ્યું.

"હા **માણેક**! પેલું રંગુનની ખાણનું મનરંજન માણેક!" **માણેકે** હસીને મશ્કરી રૂપે કહ્યું.

"ચોરની પેઠે છુપી ઉભી રહીને શું ચોર્યું?"

## કુન્દન અને માણેક.

(૪)



માણેક ખેંચાઇને પ્રત્યુત્તર દેતી કુન્દનને વળગી પડી.

ભા. ૩. પૃ. ૧૨૨

"માણેકને જડવાનું કુન્દન!"

"જે કુન્દન પીતળ કરતાં પણ હમણાં કિમ્મત વગરનું થઈ પડયું તે! એમાં તે તેં શું વૃથા યત્ન કર્યો?"

"વૃથા? ના–ના કોણ કહે છે, વૃથા! જો મેં એ યત્ન ન કર્યો હોત, તો મ્હારા વ્હાલાનાં વેણથી હું આ વેળા જે અભિમાની બની ગઇ છું. તે બની ન હોત, મ્હારૂં કુન્દન તે કુન્દનજ!"

"અકરમી દીકરો બાપને સારો લાગે! વિષનો પ્યાલો વ્યસનીને વ્હાલો લાગે!"

"એમજ, એમજ છે વ્હાલા! હું ખરેખર વ્યસની છું, ને તેથી એ પ્યાલો મને ખરેજ વ્હાલો છે. જે કુન્દન–મન મેં ચોર્યું છે, તેમાં પ્રેમ–માણેક જડાવીશ, ને તે પ્યાલામાં હું પ્રેમનું જળ સીંચી સીંચીને પીશ.—"

"ત્યારે તો તું મધમાખી! પેલું ગાયન–જો મને યાદ છે. હા.

"જો રે પેલી ચુસે મધુર મધ–માખ
પ્રેમ રસ પુરી પુરી પુન્યવાન—ટેક.
વા'રે એની ખુબી રસીલી ગુણવાન;
ધીમે ધીમે પીએ પ્રીતિ–જળ પાન—
એ તે ખરી વ્હાલી ગંભીર કરે ગાન;
એણે કીધું સાચું પ્રેમી અનુમાન.
મીઠા રસની મધુરતા મધુરીથી જણાય;
સંગ્રહવું, સંભાળવું ખાવું તેથી થાય.
આહા! જેણે સંચર્યું ને જાળવ્યું તે સાથ,
ભાવ ધરી ભોગવ્યું–પ્રેમી સુખ—ખાણ.

"આ તો તમે કંઈ અજબ રંગમાં છો, મ્હારા લાલ!" માણેક પીયુને લાડમાં લડાવ્યો.

"હા, મ્હારાં રત્ન! આવ. લગાર અહીં વિસામો લઇએ." કુન્દને માણેકનો હાથ પકડીને નજીકના બાંક પર પોતાની જોડે બેસાડી.

"નાથ! તમને મેં વશીકરણ કરી દીધું હોય, તેમ મને લાગે છે?"

"ને મને પણ એમજ લાગે છે. વશીકરણ ને જાદુ, મેસમેરીઝમ, અને નજરબંધી બધું સાથે થયું છે, પ્રિયા!"

"એ બધું મેં કેમ કર્યું, તેની મને કશી ખબર પડતી નથી, પ્રાણ!"

"રાંધનારને ખારા—મોળાની ખબર ન પડે, એ તો ખાનારનેજ ખબર. વૈદ તો નાડી જોઇને ખરૂં ખોટું કહે, પણ રોગની પીડા તો રોગીનેજ ખબર. માબાપ તો દીકરીને વરાવીજ જાણે, ગુણની તો પિયુને ખબર."

"મને કહોની વ્હાલા! મેં તમને કેવી રીતે જાદુ કર્યું?"

"તને યાદ નથી? આ સળીઆવાળી બંગલાની બારીમાંથી પેલી ચાલીમાં રામે જેમ સપ્તતાડ વિંધીને અસુરને ન્હોતો મારી નાખ્યો! તેમ તેં મ્હારા કામ—અસુરને પ્રથમ વીંધી નાખ્યો. જ્યારે તેમાંથી વિષયી ઝેર નીકળી ગયું, ત્યારે પ્રેમનો મલમ પટો કરીને પછી તેં એ ઘા સાજો કર્યો. એટલું છતાં ત્હારૂં નજર—બાણનું ઝેર તો રગેરગમાં પ્રસરી રહ્યું, એટલે તેં ત્હારી ધારેલી ઇચ્છા પ્રમાણે ચાલવા માંડયું. અને તે પછી જ્યારે તેં શરીરને સ્પર્શ કર્યો, ત્યારે તો હું કેદી પેઠેમ ઝકડાઇ ગયો. અહીં સુધી હું શુદ્ધિમાં હતો. પણ જ્યારે તેં અધર—ચુંબનનો આકરો રસ પાઇને વચન—જીભથી વશ કીધો, ત્યારે હું ભાન ભૂલી ગયો, તોપણ થોડીવારે ભાન આવ્યું. ભાન છતાં હું ત્હારી મીઠી ને મધુરી માયાને વળગી રહ્યો. જેમ જેમ હું સ્થિર થઇ રહ્યો, તેમ તું તો આંબાને વેલી વીંટળાય, તેમ વિંટ-

બાતી ચાલી. મેં જોયું કે તું કોઈ પ્રચંડ તપસ્વીની છે કે શું? ધીરે ધીરે મેં ત્હારાં લક્ષણો જોયાં, તો ત્હારી માયા મને મીઠી લાગી. વળી મેં જોયું, કે તું સ્વાર્થી તો નથી કેની? તેમાંયે હું ઠગાયો. તેં તો કેવળ નિસ્પૃહ પ્રેમ–દોરીથી મને ઝકડયો હતો. છેવટે મેં જાણ્યું, કે તું પૂર્વની કોઈ કર્મદેવી છે, અને માતૃભાવે પતિ સરજીને મ્હારી સાથે જડાઈ છે. આ ત્હારી કર્મકથા ને આ ત્હારૂં જાદુ! જો તને યાદ હોય, તો ખરૂં માનજે, નહિ તો ના પાડીને સંતોષ માનજે!"

"હા પણ કહું છું, ને ના પાડીને સંતોષ માનું છું. આ સઘળી અંગ્રેજી કેળવણીનો પ્રતાપ છે. રસાયણ વિદ્યા (Science) ની આ સઘળી ખુબી છે, પણ કહો, નાથ! આજે તમે બહુ આનંદમાં આવી ગયા છો. મને કંઈ અદભૂત પ્રેમ–રસ પીવરાવવા યત્ન કરતા લાગો છો." માણેકે મૂળ વાત યાદ કરી.

"હા. દિલદાર! હું એજ યત્ન કરૂં છું. લાયક માન દેવા ચાહું છું."

"હવે વળી નવું માન શું દેવાનું છે? પરણીને આવી, તે રાત્રે કંઇ થોડું માન આપ્યું છે? પ્રેમ દાન દઇને કંઇ થોડું બાકી રાખ્યું છે, કે નવું માન આપવા યત્ન કરો છો! લોકમાં મને પૂજાતી કરી, ત્રિલોકમાં મને પંકાતી કરી, સ્થુલ દેહથી તારી, જીવ–માયાથી તારી, અને વૈભવમાં ઝુલાવીને મ્હારી સઘળી આશા પૂરી પાડી. હવે શું બાકી છે? હજી મનનો કયો ખુણો અધુરો રહેલો છે, કે માન દેવા ચાહો છો, પ્રિયાનાથ!"

"મેં તને સઘળું માન દીધું, દાન દીધું, ને પ્રેમ–પાન દીધું; પણ તેં મ્હારા મનના ઉભરાનું વચન–પાન પીધું છે?"

"શા બદલામાં?"

"જ્યારે આપદ્કાળ આવે, ત્યારે ધિરજ, હિમ્મત ને સંતોષ રાખીને પીયુની શરમ જાળવવા યત્ન કરી, યશ અપાવવા સહાય કરી, તેના બદલામાં? વ્હાલી! તેના બદલામાં?" કુન્દને માણેકને પડખામાં લઇને દાબી, અને ગોરા ગાલ પર એક કોમળ અંગુલી ફેંકી!—

"જાઓ જાઓ, આજ તો તમે રંગમાં આવી ગયા છો! ફરજ ને ધર્મ કંઇ માન મેળવવા માટે નથી. એ તો તમારા જશ-લોભી શેઠીયાઓને કહો! સોના–રૂપાના ચાંદ અને અંગ્રેજી A. B. C. D.ના પુંછડાં મેળવવા માટે દવાખાનાં ને દારૂખાનાં બંધાવીને માન ખાટે! મ્હારે વળી સ્ત્રી ધર્મ બજાવીને માન શેનું લેવાનું? મ્હારા વ્હાલા ખાતર મ્હારે કદાચ કંઇ કરવું પડે તેમાં શું? જો કે હજી સુધી તો મેં કંઈ મ્હારા મનની ઉમેદ પાર પાડી નથી, ને પ્રભુ એવો અવળો પ્રસંગ નજ આપે, કે આપદ્કાળમાં હું સહાય થઇને પતિનો ચાંદ મેળવું, તોપણ કદી હાલની આપણી મનની નબળી હાલતમાં જો હું મ્હારૂં ઘર સંભાળું, તો તેમાં મેં મ્હારો સ્વાર્થ સાધ્ય કર્યો છે. કાં કે જો મને મ્હારૂં ઘર સંભાળતાં ન આવડે, તો મ્હારી આવ-ડત ને આબરૂનાં વગોણાં થાય, મ્હારી લોક નિંદા થાય, અને મને અળખામણું થવું પડે. કદાચ મેં કરકસર કરી હશે, તો તેમાં મ્હારો સ્વાર્થ હશે. અનાજની કરકસર કરીને મેં વીણવા ચુંટવાની મહેનત બચાવી હશે. દાગીના સંભાળીને મેં ભાંગ–તોડથી મ્હારા દાગીના ખરાબ થાય, ને અવસર વેળા બેસી રહેવું પડે, તે માટે મેં સંભાળ રાખી હશે. કપડાંનો ખર્ચ વધુ ન કર્યો હશે, તો તે પૈસા કોઇકિ વેળા મને કામ આવશે, એ માટે વિચાર કર્યો હશે. અને જો બે સારાં વચન કહ્યાં હશે, તો તે મેં જશ મેળવવા યત્ન કર્યો હશે; કહો તેમાં મેં મ્હારા ભરથાર શો ઉપકાર કર્યો, કે તમે મને મોટું માન આપવા તૈયાર થયા! વાહરે વાહ! એમ કહીને મ્હારી મશ્કરી

કરો છો કે, હેં!" **માણેક** પોતાના પીયુને ચુંબન કરવા ગઇ, કુન્દનથી મોં ફેરવી જવાયું, તેને ક્ષમા માગવી પડી.

"**માણેક**! એ ત્હારી બધી દલીલ ખરી, પણ મ્હારે ખાતર તેં ત્હારા મનને વાળી લીધું હોય તો?"

"તો તે મ્હારી ફરજ હોવી જોઈએ, કારણ કે સર અવસરે સમય સંભાળી લ્હેવો, એ સ્ત્રી માત્રની ફરજ છે. જો એમ ન હોત, તો સ્ત્રીઓ પરણતજ શું કરવા? પુરૂષો જો ઘરની વ્યાધી વ્હોરે છે; તે પોતાનાં એવડાં–ત્રેવડાં સુખ સારૂ. આ ભવ સારૂંજ નહિ, આ લોક સારૂજ નહિ, બીજા ભવ સારૂં, ને ત્રિભુવન સારૂં! એ તો ભલા વર પોતાની વહુને નાહક વખાણે! પેલી ભોળીને હસાવા ને નિવૃત્તિનો કાળ પસાર કરવા ચડાવે! કોઇ બિચારી મ્હારા જેવી હોય, તો ચડે, ને પડે! પછી સૌ હસે, ને—

"**માણેક** રડે! ના, હસે!" કુન્દને કહ્યું.

"વારૂ, નાથ! એ બંધુ તો હવે આપણે જુવાનીમાં બહુ જોગવી લીધું–ભોગવી લીધું. હવે તો આપણે આપણાં બચ્ચાં તરફ નજર કરવી જોઇએ!"

"આપણી રંક નજર શું કરી શકે? દીન દયાળ કીરતાર સમર્થ છે, તેણેજ પેદા કર્યા છે ને તેજ પાળશે?"

"એમ તો બાગમાં ફૂલ પેદા કરનાર પરમેશ્વર છે, પણ જો માળી તેને ન સંભાળે, તો તે નાશ પામે. ગાયને પાળનાર ધણી છે, પણ જો ગોવાળ જતન ન કરે, તો ગાય હડીલી થઇ જાય. સમજ્યા, શાણા?"

"પ્રભુનું કામ પ્રભુ કર્યે જાય છે. લીલુનું નશીબ જાગ્યું, ત્યારે વાર ન લાગી! કયાં વિરેન્દ્રલાલ, કયાં તેની સાહ્યબી, કયાં તેના મોટા દમામદાર વિચાર! કયાં આપણે તેની જોડ! કયાં વખત ને કયાં વાત!

એકદમ પ્રભુએ કૃપા કરી, અને લીલુનો વિવાહ થઇ ગયો. હવે મણી માટે ચિન્તા નહિ. જમાનો સુધરેલો છે. ભલે પચીસ વર્ષનો થાય, ભલે તેની કમાઇ કરીને પરણે. એનું કંઇ મેણું નથી. વળી લીલુને હમણાં પરણાવવાની ચિન્તા નથી. જ્યારે વખત આવશે, ત્યારે વળી તેને નશીબે જે માંડયું હશે, તે થશે. આપણે તો નરસિંહ મહેતા પેઠેમ શ્રી દામોદરનો ભરૂંસો રાખીશું. તેણે શામળશાને પરણાવ્યો, ને કુંવરબાઇનું મોસાળુંએ પૂર્યું. હા, નિર્વાહનું સાધન શોધી રાખવાની જરૂર છે, ને તે માટે હું લાચાર બની ગયો છું. અનેક વિકલ્પ કરવા છતાં રોજગારનો કશો માર્ગ સુજતો નથી. જે કામ કરૂં છું, તેમાં પાછો પડું છું. સારા અવસરમાં સો ધંધા, ને નબળી દશામાં એક પણ નહિ. જે કામ કરૂં છું, તેમાં ધક્કો! જ્યાં જાઉં છું, ત્યાં મુગો માર! માણેક! માણેક! મેં ત્હારૂં છેવટનું સુખ બગાડયું!"

"હું તમારો વૈભવ જોઇને પરણી નથી. ગરીબ કુટમ્બની રાંડીરાંડ બાઇના અનાધાર વણિક પુત્રને પરણવામાં મેં વૈભવ જોયો નથી! કોણ જાણતું હતું, કે આપણે ધનવાન થવાનાં છીયે! કયે દહાડે જાણ્યું હતું, કે સાકર ને દૂધ સરખી રીતે આખી જીંદગીમાં અચળ રહેશે! યાદ કરો, વ્હાલા! નળ ને હરિશ્ચંદ્રને યાદ કરો. પાંડવ ને રામ જેવા મહા સમર્થ દેવની દશા તરફ નજર કરો. તમારૂં શું ગયું છે ને જવાનું છે, કે દિવસ-રાત તરફડીયાં મારો છો? શું સઘળું સુખ પૈસામાંજ સમાયલું છે? પૈસો ગયો છે, તેથી શું તમને સુખ નથી કે?"

"છે. વ્હાલી! એક ત્હારૂં અખંડ સુખ છે, ને તેજ સુખ વડે આ મ્હારી અકારી ને વિકારી દશાને વારી રાખું છું. દેવી! આ સમયે મને ત્હારીજ સહાય ને ત્હારીજ ઓથ છે. હું ત્હારો અપરાધી છું." કુન્દનની આંખમાં આંસુ આવી ગયાં.

"નાથ! આજ આમ ઘેલા કેમ થઇ ગયા? મને નાહક આ વચનથી પાપમાં નાખો છો?"

"હું ખરૂં કહું છું. મ્હારાથી ત્હારો અપરાધ થયો છે. મને ક્ષમા કરીશ? કહેની, વ્હાલી! મને તું માફ કરીશ?" કુન્દને, માણેકના ગળામાં બે હાથ નાખીને નીમાણે મ્હેરે, રડતી આંખે, જળભર શબ્દે ને કંગાળ યાચનાએ કહ્યું.

"આજની તમારી ચેષ્ટાઓ કશી સમજાતી નથી. મને કહો નાથ, તમે દીલ ખુલ્લું કરીને કહો. તમારી જે વાત હોય, તમારૂં જે દુઃખ હોય, તમારી જે આફત હોય, તમને જેની જરૂર હોય, ને તમને હું જે રીતે ઉપયોગી થઈ પડનાર હોઉં, તે બધી વાત કરો. એમ સમજો, કે આજથી આપણો નવો વહીવટ; તમે જુનું બધું ભૂલી જાઓ. તમે આગલું પાછલું બધું વિસરી જાઓ. જુઓની, તમે કેવા કૃશ થઇ ગયા છો? તમેજ મને હમણાં શીખામણ દીધી, કે આપણે તો નરસિંહ મહેતા પેઠેમ પ્રભુનો આશરો રાખ્યો છે, તો પછી રાત દહાડો શેની ચિન્તા કરો છો? ઉંઘતાં ને જાગતાં બસ એકજ વાત ને એકજ વિચાર! જાણે જગત સઘળુંજ સુખી હોય, જાણે આપણુંજ ધન હરાઇ ગયું છે, ને બીજાનું લુંટાતુંજ ન હોય; જાણે આપણેજ ગરીબ થઈ ગયાં છીયે! જોઇએ છીયે તો ખરાં, કે રસ્તામાં રઝળતાં કંગાળ લોકો, જેને ખાવા અન્ન કે પહેરવા વસ્ત્ર નથી. રહેવા ઝુંપડી કે બેસવા ઓટલા નથી. એ કરતાં આપણે નબળાં નથી. લાજ છે, તો પૈસો જવાથી શું? માન છે, તો વૈભવ જવાથી શું? સ્નેહ છે, તો સુખ છે. સંપ છે, તો વૈભવ છે. આરોગ્યતા સારી હોય, બાળકોની બક્ષિસ હોય, વૃત્તિ ઉંચી હોય, અને ધર્મમાં સદા સન્નિષ્ટા હોય, તો તે પર પ્રભુની પ્રસન્નતા છે. જ્યાં દ્રવ્ય છે, અને જો કલેશ છે, તો ધન નકામું છે. જ્યાં મરતબો છે,

પણ આરોગ્યતા નથી, ત્યાં ધન નકામું છે. આપણે સર્વ વાતે સુખી છીયે. સંતોષ રાખીશું, તો સુખમાંજ રહેવાશે. ધનથીજ કંઈ સુખ નથી. એક કવિ કહે છે, કેઃ—

"કંઈ નથી સુખ સાધન ધનમાં,
સાપ બહુ વસતા ચંદનમાં;
સ્વામીજી સુખી વસે વનમાં—
સાહ્યબી શી શંકરને છે!
પાર્વતી કંઈ સુખિઆં કમ છે!
લોક તો મૂરખ એકદમ છે,
ગોળ ખોળની કંઈ નહિ ગમ છે;
વૈભવ ઝાંઝવાનાં જળ છે. સ્વામી ભવ વનમાં–" D.

"તોપણ હું તો આ ટાણે કઠિઆરા જેવો નબળો થઈ પડયો છું. તુજ સરખાં રત્નને ધૂળમાં રોળી નાખ્યું છે. કસ્તુરીને કાંદા જોડે વાવી છે. કાંદાનો વાવનાર કસ્તુરીની કદર કેમ કરી શકે? જે કસ્તુરી ઝવેરીના દાબડામાં રહે, તે એક ગાંધીના હાંલ્લામાં સબડતી પડી છે. એની તે કંઈ કિમ્મત?" કુન્દને પ્રિયાને માની કરી.

"વ્હાલા! તમે ભૂલી જાઓ છો, કેમ? કસ્તુરી ગમે ત્યાં પડી હશે, પણ તેની કિમ્મત તો તેની સુગંધ ને ગુણ ઉપર છે, પછી ભલે ઝવેરી ચળકતા દાબડામાં રાખીને દેખાડે, કે ગાંધી હાંલ્લામાં મૂકીને વેચે, પણ કસ્તુરી તે તો કસ્તુરી. સોનું ધૂળમાં વેરાયું, તેથી તેની કિમ્મત નથી ગઈ! ધૂળમાં વેરાયું, તોયે આફ્રિકાની ખાણનું સમજવું. આમ ને આમ મ્હારી ચિન્તામાં સુકાતા ગયા. મેં લાખ વાર કહ્યું, કે મ્હારો વૈભવ, સુખ ને જીવન તમે છો. તમે રંક હો વા શવ, મને તમ સુધી વૈભવ છે, પ્રભુ!"

"શાન્ત થા, સાધ્વી! શાન્ત થા. ત્હારા પતિ પ્રત્યેના આકળા ને ઉતાવળા સ્નેહથી બ્હાવરી ન થા, અગ્નિ રૂપ ન થા, શાન્ત થા. હું ત્હારી પરિક્ષા કરવા, કે ત્હારો પ્રેમભાવ જોવા, અથવા ત્હારી કસોટી કરીને તને તાવવા માગતો નથી. તેમ ત્હારી શક્તિનાં વખાણ કરીને તને ઉન્નત કરવા ચાહતો નથી, હું તો માત્ર મ્હારા દોષની માફી માગવા ચાહું છું. મેં તને સુખમાં રાખી કે દુઃખમાં મુકી; તે મ્હારા સ્વાર્થ માટે, યશ માટે, ને સંતોષ માટે કર્યું છે; પણ મેં ત્હારા હક્ક અને ત્હારાં સુખને જો છીનવી લીધું હોય, તો હું અપરાધી ખરો કેની? જો હું અપરાધી છું, તો પછી મ્હારે ત્હારી કને ક્ષમા માગવી કે નહિ?"

"મ્હારો હક્ક તે તમે પોતે, તમારા પર મ્હારો એટલોજ હક્ક કે તમારી મ્હારે સેવા ઉઠાવવી, ને તમારે મને દર્શન દેવું. મ્હારા દેવના દેવ, ને મ્હારી સેવની સેવ સર્વ તમે છો. મ્હારા મનમંદિરના તમે મહાદેવ, મારી કામ વાસનાના તમે દયાળુ દાતા પ્રભુ, ને મ્હારા ત્રિભુવન તારણ–જગ ઉદ્ધારણ તમે મ્હારા નાથ, મ્હારો એજ હક્ક! એ હક્ક તમે નહિ દો, ત્યારે હું જાણીશ, કે મ્હારો દોષ થયો. મ્હારો હક્ક ગયો. તે હક્ક લેવા તમે ના કહેશો, તોપણ હું માગી લઇશ. ને નહિ દેશો, તો ક્ષમા ચાહીને બળજોરીથી લઇશ."

"વ્હાલી! એ બધું ઠીક, પણ મ્હારી વાત સાંભળીશ! જો જરા શાન્ત થઈ સાંભળજે. આ ત્હારા રંક ને નમાયા પતિ તરફ મીઠી નજરે જોતી આવી છે, તેમ જોઇને મ્હારૂં વચન સાંભળજે. મેં એક ખોટું કામ કર્યું છે."

"ઠીક, તમે ધર્મ તો ચુકયા નથી કેની? એક શુદ્ધ પત્નિવ્રત પાળવા માટે તમે જે પ્રતિજ્ઞાથી બંધાયલા છે, તેથી તો વિમૂખ થયા નથી કેની? ને જો કદાચ કઠણુ સંજોગે કામવશ થઇને એવી પણ

ભૂલ કરી હોય, તો આ વખતે એ ભૂલ પણ તમને માફ છે. માણસ માત્ર ભૂલને પાત્ર છે, ને ઇશ્વર પણ ભૂલ કરે છે. મ્હાદેવજી સરખા દેવ, ભીલડીના વેશમાં ભૂલા પડયા હતા, તો માનવનું શું ગજું? બસ, હવે તો બસ!" માણેકે સ્ત્રીયત્વ બતાવ્યું. માત્ર કુન્દનની કંપતી વાણી પરથી અને હદ બાહેર compliments આપતો હોવાથી માણેકે શંકા બાંધી, કે પ્રેમી પુરૂષનો મોટામાં મોટો એ દોષ હોય, ને કદાચ ભામાવડે ભાન ભૂલ્યા હોય! જો કે માણેકને તો ખાત્રીજ હતી, કે કુન્દન કદી તેમ ન કરે!

"ના, પ્રિયા! એ ભૂલ મેં નથી કરી. એવી ભૂલ હું કરવાનોજ નથી. મ્હારી કામ વાસના તો તેં જીતી લીધી છે, એટલે બીજે સ્થળે જો હું સપડાઇ જાઉં, તોપણ મ્હારી વૃત્તિને ડાઘ લાગે તેમ નથી, કારણ કે બીજી સ્ત્રીના કૃત્રિમ પ્રેમનો મ્હારો કામ તરસ્યો નથી. હું ભૂલો પડયો છું, તે જુદેજ માર્ગે! દશાના વાયુથી ભૂલો પડયો છું."

"ત્યારે તેની મને કશી ચિન્તા નથી. હું પણ ધારતીજ હતી, કે આપ પ્રાણ જતાં સુધી તેવું કામ ન કરો! હવે બીજું બોલો?"

"મેં ત્હારા દાગીના મારવાડીને ત્યાં મૂકયા છે, તેની તને ખબર છે. ઘરના ખર્ચના વાંધાને લીધે મ્હારે તેમ કરવું પડયું છે. મે ધાર્યું હતું, કે હું કોઇ દિવસે ધંધો કરીને ધન મેળવી ત્હારા દાગીના લઇ આવીશ; પણ આ પ્રસંગ આવી ચડયો; ત્યારે મેં સમરાવવાનું બહાનું કહાડયું, અને મારવાડીને દાગીનો આપવા સમજાવ્યો, પણ હરામી વ્યાજખાઉ વરૂએ દાદ ન દીધી. અંતે બંગલાનું ત્હારૂં ટ્રસ્ટ ડીડ તિજોરીમાંથી ચોરીને મારવાડીને દીધું છે, ને દાગીના લાવ્યો છું; અફ્સોસ!" કુન્દને નિસાસો મૂકયો.

"એજ કે! તેનોજ અફ્સોસ કે! હાઃ હાઃ હાઃ" માણેક હસી પડી, પણ નિસાસો મુકયો. "અફ્સોસ!"

"ખરે! તું અફસોસ કરે છે?"

"તમને એટલી બધી તસ્દી પડી કેની, તે માટે!"

"ને મેં તને ઠગી તેનું કંઇ નહિ કે?"

"પણ તે તો મને રાજી રાખવા માટેજ કેની?"

"વારૂ મેં તને કયે દહાડે રાજી કરી છે?"

"આજે હું જેવી રાજી થઈ, તેવી કોઈ દહાડે નહિ!"

"ખરેખર, આજ મેં તને નિરાશ કરી, ટળવળાવી, જુઠું બોલીને ઠગી, અને વળી મેં મ્હારા વૈભવ તથા શકિતનો તમાશો દેખાડયો, તેવો કોઇ દહાડે બતાવ્યો નથી. પણ હવે મને માર્ગ બતાવ! આંધળાને રસ્તો દેખાડ, ભૂલા પડેલાને દિશા બતાવ."—

"નાથ! તમને હું શું માર્ગ સુઝાડું? વ્હાલા, મને ઠીક બનાવો છો? માણેકે હજી પણ મનની મોટાઇ ન મુકી, મર્યાદાનો ત્યાગ ન કર્યો, સદ્‌ગુણને ઓછો ન કર્યો.

"મને આ ટાણે ત્હારી સલાહ જોઇએ છે."

"મ્હારૂં માનશો? વચન આપો, કે હું કહું તેમ કરવું!"

"વ્હાલી! મને ત્હારાપર સંપુર્ણ ભરૂસો છે. સંકટમાં સહાય કરનારી ને વિપદ્દમાં ખાંડા પેઠેમ ટટાર થઇ ખડી રહેનારી ભગવતી દેવી જેવી તું નકી મને સરળ માર્ગ બતાવીશ. હું આપદ્દકાળથી મતિમૂઢ થઈ ગયો છું."

"પ્રાણનાથ! એટલી હદ સુધી હું વખાણને પાત્ર નથી. આપ જાણો છો, કે સ્ત્રી જાત હઠીલી, લાલચુ, દુરાગ્રહી ને મૂર્ખ કહેવાય છે. આપ મને માન આપો છો, અને ભરૂંસો રાખીને મ્હારૂં કહેવું માન્ય કરવા તૈયાર થયા છો, તો યાદ રાખજો, કે માન્ય કરવુંજ પડશે, તમને ન રૂચે તોપણ માન્ય કરવું પડશે."

"મને માન્ય છે. મ્હારી માણેકનું વાકય મને માન્ય છે."

"આપણે માથે મારવાડીના કરજનો જે બોજો છે, તે ઉતારી નાખો. દાગીના વેચીને વ્યાજનો બોજ ટાળી નાખો. આપણી દશા સુચવતી નથી, કે હાલમાં આપણે દાગીના છોડવી શકીએ. અને જ્યારે એમ છે, તો પછી નાહક દાગીના ઘસાવા દેવા, ને વ્યાજ ચડવા દેવું શા માટે? એ કામ કરતાં કદી થોડી રકમ રહે, તો તે લઇને કોઇ દેશાવર નીકળી જવું સારૂં છે. ત્યાં ગમે તે હાલતે રહીયે. દેશ તજીને પરદેશ બીખ! દાગીના તો પાછા થશે. જીવતો નર ભદ્રા પામશે. હાલ તો તેમ કરો. દરજીનો દીકરો જીવે, ત્યાં સુધી શીવે. બાળકોનાં નશીબ મોટાં છે. પછી આપની ઇચ્છા!"

"મ્હારો પણ એજ વિચાર હતો. માત્ર ત્હારી સંમતિનીજ જરૂર હતી. જયન્તિલાલ સાથે મારવાડીને જુની પિછાણ છે, એટલે તેને વચમાં રાખીને કામ લઇશું, તો આપણને ફાયદો થશે. કેમકે તેની શરમ વધારે અસર કરશે."

"આજ સુધી જયન્તિલાલને કશી વાત જણાવી નથી, તો પછી છેવટે શા માટે કહેવું?"

"હા, મારવાડીને પણ મેં સોગન આપ્યા છે, તેથી તેણે તેને કહ્યું નથી, તોપણ ફાયદો થતો હોય, તો કહેવામાં લાભ છે. તે પરાયો નથી, મ્હારો પ્રાણ મિત્ર છે, ને તું પણ તેનો ઉત્તમ ગુણ જાણે છે. અરે તે જાણે તો વળી મારવાડીને ત્યાં દાગીના મુકવા દે? પોતેજ નાણું ન આપે? પણ પૈસા સંબંધી કામમાં મિત્રને વચ્ચે ન નાખવો."

"જેમ મરજી. તેઓ કાશી તરફ જવાના હતા. તે જો ગયા હોય તો સારૂં, કે કશી વાત જાણવામાં ન આવે! રખે કન્યાની શોધ કરવા ગયા હોય!" માણેકે હસતાં હસતાં કહ્યું.

"હશે, હવે સવારે જે હશે, તે જણાશે! ચાલો, રાત બહુ ગઇ છે. ઉંઘ પણ આવે છે!" આમ સંસારી મુકદ્દમાનો ચુકાદો કરીને વિનોદ કરતાં દમ્પતી પોઢી ગયાં.

---

# પ્રકરણ ૧૫ મું.

---

## કુન્દનને ઋણ મુક્ત કરનાર અભેદ્ય ભેદુ.

શ્રીકૃષ્ણ ભગવાને મિત્ર સુદામાની ભાવટ ભાગીને વૈકુંઠનો વૈભવ આપ્યો, એ પણ એક મિત્રતા માટે જીવ પ્રાણ આપનારાં પ્રાણીઓનો શુદ્ધ સ્નેહ સ્વર્ગનાં શિતળ સુખ સમાન અવર્ણનીય ગણાવો જોઇએ. મિત્રની ખરી ખુબી આફત કાળે જણાય છે. પત્નિ એ એક જેમ સાચો સ્નેહી છે, તેમ મિત્ર પણ સંકટ સમયે સાચો મિત્ર છે. ચાંપરાજ હાડાનો મિત્ર પહાડસિંહ, જોધપુર ઠાકોર અભયસિંહજીનો મિત્ર કલાજી રાઠોડ એ પણ એક મિત્ર ! જેઓ ખરે વખતે પોતાનો જીવ દેવા તૈયાર થયા. વસંતસેના નાયકા અને ચારૂદત્તનો પ્રસંગ મૃચ્છકટિક નાટકમાં વર્ણવીને મિત્ર–ધર્મનું જે દર્શન કવિએ કરાવ્યું છે, એ સર્વ પરથી સિદ્ધ થાય છે, કે સ્નેહની અલૌકીક ખુબી તેમાંજ સુધાકર સમાન સમાયલી છે.

કુન્દનલાલનો મિત્ર જયન્ત પોતાના શાન્ત મનના સ્નેહીના ઋણથી માહિતગાર ન્હોતો. મારવાડીને આ ટ્રસ્ટ ડીડ મારગેજ મુકીને જે દાગીના લાવ્યો હતો, તેનો આજે ત્રીજો દિવસ હતો, ને તે દહાડે માણેક તથા કુન્દનના આગલી રાત્રીના સંકેત પ્રમાણે સઘળાં દેવાનો નિકાલ કરવાની ગોઠવણ હતી. પણ એ ગોઠવણ અમલમાં આવે, તે પહેલાં મારવાડી પોતે દાગીનાની પેટી ને ટ્રસ્ટ ડીડનું બંડલ લઇને બંગલામાં આવ્યો. કુન્દન પ્રભાતે ચા પીને બંગલાની બહાર ઉભો હતો, તેવામાં મારવાડી આવ્યો. મારવાડીને જોઇને કુન્દનને ત્રાસ પડયો. રખે એ ઘાતકી વરૂ જીવતું લોહી પીવા આવ્યો હોય ! રખે લ્હેણાની તાકીદ કરવા આવ્યો હોય ! સારે નશીબે પોતાની

છુપી કર્મ કહાણી માણેકને કહી હતી, એટલે એ દોષ ભય ને દુઃખ-માંથી તો તે નિર્મળ થઇ ગયો હતો, પણ લાજ અને શરમ આગળ કુન્દન બકરી જેવો ગરીબ લાગતો હતો. મારવાડીએ જેગોપાળ કર્યા. કુન્દને હસતે મુખડે તેને બોલાવ્યો, અને બંગલાની પછવાડે લઇ જઇને બાંકપર બેસાડયો. મારવાડીએ દાગીનાની પેટી અને ટ્રસ્ટ ડીડ કુન્દનને આપતાં કહ્યું.

"શેઠજી ! આ તમારા દાગીના લ્હો, ને તે સંભાળી લઇને મને તેની પહોંચ આપો. તે સાથે આ ટ્રસ્ટ ડીડ તથા બીજી ચીઠીયો સ્વાધીન લ્હો, ને તેની પણ રસીટ આપી હિસાબ ચૂકતે કરો. ?"

"ભાઇ ! હાલ તું તારી પાસે રહેવા દે. હું બપોરે ત્હારે ત્યાં આવીને સઘળો નિકાલ કરી જઇશ." કુન્દન કંઇ મારવાડીના કહે-વાનો મૂળ અર્થ સમજી શકયો નહિ. તેણે તો જુદોજ અર્થ કર્યો.

"શેઠજી ! હવે મ્હારાથી તમારૂં જોખમ રાખી શકાય, તેમ નથી !" મારવાડીએ ઠાવકા શબ્દે કહ્યું.

"પણ મ્હારી કને રાખવા નથી, તેને વેચી નાખવાના છે."

"તમારે મરજી પડે તેમ કરો. તમે તેના માલિક છે." અહીં તો આંધળે બ્હેરૂં કુટાય છે. મારવાડી ભસી મરતો નથી, કે હવે મ્હારૂં લેણું કંઈ સહેલું નથી, તેથી સઘળું પાછું આપું છું. કુન્દન સમ-જયો, કે મારવાડી પૈસા માગે છે, ને દાગીના પાછા આપવા આવ્યો છે. પૈસા ન હોવાથી દાગીના વેચીને રકમ વસુલ કરવા માટે વિ-વાદ ચાલે છે.

"શેઠજી ! મ્હારે ખાતર બપોર સુધી રાખો, હમણાં વખત નથી."

"જો દાગીના વેચવા હોય, તો શરાફોની દુકાન ઉઘડેલી છે. ચાલો, મને બે ટકા દલાલી આપજો. હું વેચી આપું ?"

"સઘળા દાગીનાની કેટલી રકમ પાકશે, વારૂ ?"

"હું ધારૂં છું કે આશરે પંદરથી વીસ હજાર પાકશે. પણ કુન્દનલાલ શેઠ! તમે નાહક ઉતાવળા થાઓ છો, તમારા હીરા મોતીના દાગીના એટલા તો કિમતી છે, કે હાલમાં ચડેલા ઝવેરાતના ભાવ વેળા જો જાળવી રાખશો, તો પાછળથી બેવડી કિમ્મત મેળવી શકશો."

"ભાઇ! ઉંટ દમડે વેચાય, પણ વખતનાં વાજાં છે, પેટમાં ભૂખ ને જમવાની ના કહેવી. એ ચાલી શકે? તું જાણતો નથી. કે હું કેટલો કરજદાર છું? મ્હારા ઘરમાં કંઇ રોકડ તો નથી, નહિ તો વળી ગઇ પરમ દિવસે એ દાગીનાના ભાડાના દસ રૂપિયાની બેવડી ચીઠી તને શા માટે લખી આપત?"

"હોય! એ તો વખતની વાત છે. શેઠજી! પણ હવે શા માટે ઉતાવળ કરો છો? મને તો દલાલી મળશે, પણ તમને મોટું નુકસાન થઇ જશે."

"ભાઇ! પિંડ સલામત તો પઘડીયાં બ્હોત! લાજ રહી, તો સૌ મળશે. દાગીના મેળવનાર જો હૈયાત હશે, તો દાગીના ઘણા. જો ઘરમાંજ રાખવા હોત, તો ત્હારે ત્યાં શા માટે આવત? માટે એ તો 'થ્રી ટેમ' કરી નાખવાજ જોઇશે."

"તમે કહો તો હું ખંડી લઉં!"

"તમારી લ્હેણી રકમ કરતાં મને વધારે શું આપશો?"

"મારી રકમ હતી, તે કરતાં એક હજાર વધારે!"

"તારી રકમ હતી, એટલે હવે ક્યાં ન્હાશી ગઇ છે! વાહરે મારવાડી! તારા તો બોલીમાંજ પૈસા છે, હોં?"

"શેઠજી! હવે મારી રકમ શેની હોય? હમારૂં કામ દગલબાજીનું નથી, કે બેવડી ચીઠી લખાવી લેવા છતાં મુળ નાણાં મળે, તો પછી બીજી રકમ લઈ મુકીએ!"

"પણ મૂળ રકમ તો લઇશ, કે તે પણ દાન કરી દઇશ!"

"ગરીબ મારવાડીની મશ્કરી કરો છો, શેઠ! તમારાં નાણાં તો ગઈ કાલેજ વસુલ થઇ ગયાં છે?"

"શું નરસિંહ મહેતાની કૃષ્ણ ભગવાને હુંડી સ્વિકારી, તેમ મ્હારી દેવાની રકમ કોઈ આપી ગયું છે?" કુન્દને હસીને મશ્કરીમાં કહ્યું.

"હા. બાપુ! તમારે ગમે તેમ માનવું, પણ તમારી કને મ્હારી જે રકમ લ્હેણી થઈ, તે વ્યાજ સહિત દમડીયે દમડી વસુલ થઇ ગઇ છે, અને તેથીજ આ દાગીના ને તમારૂં ટ્રસ્ટ ડીડ તથા ચીઠીયો તમને દેવાને અને પહોંચ લેવાને આવ્યો છું!"

"અરે એ શું બોલે છે? તેં કંઈ ભાંગ તો પીધી નથી?"

"અરે પણ શું છે?" માણેક અંદરથી અકળાતી આવી.

"આ મારવાડી ઘેલો થઇ ગયો લાગે છે." કુન્દને માણેકને કહ્યું.

"બ્હેન! તમારા દાગીના પાછા આપવા આવ્યો છું, તો શેઠજી કહે હું ઘેલો થઇ ગયો છું! હાઃ હાઃ હાઃ" મારવાડી મુછમાં હસ્યો.

"પણ દાગીના તે કંઇ દામ વગર આપશો?"

"મ્હારા દામ મને મળી ગયા!"

"કોણ આપી ગયું?"

"જે આપી ગયું છે, તેણે મને નામ આપવાની ના કહી છે."

"કોણ રત્નલાલ ઝવેરી?" કુન્દને પુછયું; મારવાડીએ ડોકું ધુણાવ્યું!

"ત્યારે કોણ નવલરાય?" મારવાડીએ ના પાડી.

"તો પછી ત્રીજો અભેદ ભેદુ કોણ?" માણેકે પુછયું.

"મને તેણે નામ દેવાની ના કહી છે."

"ત્યારે અમે દાગીના કેમ લઈ શકીએ? કંઈ તરકટ જેવું તો નથી?" કુન્દને શક લીધો.

"શક લેવા જેવું કંઈ નથી, શેઠ! જે છે તે એક ભરૂસાદાર ગૃહસ્થ છે."

"કોણ જયન્તિલાલ!" કુન્દને ગંભીરતાથી કહ્યું. મારવાડી હસી પડયો.

"જયન્તિલાલ વિના બીજા કોઇ નહિ હોય!" માણેકે કહ્યું.

"જયન્તિ તો કાશી જવાનો હતો ને?" કુન્દને કહ્યું.

"તમને પાડા–પાડીનું કામ છે કે દુધ–ઘીનું! મારા શેઠ મજા કરોને? અને જોઇએ તો વધુ રકમ ઉપાડોને?"

"એટલી બધી શાહુકારી કેમ માની લીધી? કોઇએ જામીનગીરી આપી છે શું?"

"હા, તમારા મિત્ર જયન્તલાલે મનગમતાં નાણાં ધીરવાની જામીનગીરી આપી છે."

"અને દાગીનાનો હિસાબ પણ એજ ચુકવી ગયા છે?"

"હા. જ્યારે કહેવરાવવા બેઠા છે, તો તેનુંજ નામ દઉં છું!"

"કેટલા રૂપિયા આપી ગયા?"

"રૂપિયા પંદર હજાર ને એકસો અગ્યાર–રોકડાનો ચેક આપ્યો છે, જુઓ આ ચેક?" મારવાડીએ જયન્તનો લખેલો ચેક બતાવ્યો.

"મેં કહ્યું એજ!" માણેક બોલી.

"જયન્તને આ રકમની ખબર કેમ પડી?"

"માફ કરજો, શેઠજી! ગઈ કાલે સાંજે મને એ તેમની ઓફીસમાં મળ્યા, ત્યારે મ્હારાથી વાતમાં વાત થઇ ગઇ, કે ટ્રસ્ટ ડીડ મુકીને એ દાગીના કુન્દન શેઠ લઈ ગયા છે, પણ હજી આવ્યા નથી. તે પછી—"

"હત્ તારૂં સત્યાનાશ થાય! મ્હારી છુપી વાત કહી દીધી?"

"પણ શું કરૂં, શેઠજી! જયન્તિલાલે સોગંદ દીધા, એટલે મેં સઘળું કહી દીધું! પણ તેમાં તમારૂં શું ગયું?"

"મૂર્ખ! મ્હારી લાજ ગઈ, મ્હારૂં જીવતર બંધનમાં પડયું, ને શરમથી જોવાનું રહ્યું!" કુન્દને નિરાશ થઇને કહ્યું.

"પણ હજી કયાં વહી ગયું છે? તેમને બંગલે જઇને સમાધાન કરજો. જયન્તિલાલભાઇએ હિસાબ ચુકતે કર્યો, એટલે આપણે હવે એ પીડા તો ટળી. તેમણે નાણાં આપ્યાં, તો તે નાણાં આપણે મારવાડીને આપવા બદલે તેને આપવાં!" **માણેકે** ફડચો કર્યો.

"નાણાં આપવા કાશીએ જવું પડશે!" મારવાડી બોલ્યો.

"શું જયન્તિલાલ કાશી સિધાવ્યા! અમને ખબરે ન કરી?"

"તે તો ગઈ રાતની ટ્રેનમાં ગયા, ને મને કહેતા ગયા છે, કે કુન્દનલાલને જેટલાં નાણાં જોઇએ, તેટલાં આપવાં. હું એક માસ પછી આવીશ."

"વાહરે મિત્ર!" કુન્દનલાલની આંખમાંથી હર્ષાશ્રુ પડયાં. તેનું હૈયું મિત્ર–ભાવથી ભરાઇ આવ્યું!

"લાચાર, ત્યારે તેઓ આવ્યા પછી વાત; હાલ તો સર્વ સંભાળી લઇએ!" **માણેકે** પૂર્ણતા કરી. કુન્દને, મારવાડી કનેથી દાગીના ટીપ પ્રમાણે તપાસી લીધા, પોતાની ચીઠીઓ લીધી, ને ઘટતી રીતે પહોંચ આપવાની હતી, તે આપી. મારવાડીએ નમીને રજા લીધી. કુન્દન ને **માણેક** આનંદ પામ્યાં, અને અભેદ્ય ભેદુ મિત્રના ઉપકારથી દબાઇને ઋણ મૂક્ત થયાં. ઈશ્વરે જ્યારે માર્ગ કરી દીધો, ત્યારે આ દમ્પતીએ સ્વિકાર્યો. ગઇ રાતની વાત સત્ય નીવડી-નરસિંહ મહેતાની અંતર્ગત જાણીને જેમ પ્રભુ વ્હારે ચડયા, તેમ કુન્દનની દાદ સાંભળીને જયન્ત વ્હારે ચડયો. કુન્દન મુંબઇમાં મિત્રજપ જપવા લાગ્યો, ત્યારે જયન્ત કાશી માર્ગે પાપમોચની ગંગાનું ચિંતવન કરવા લાગ્યો. પોતાની લાડકડી બાળા રમાને પણ સાથે લીધી.

---

# પ્રકરણ ૧૬ મું.

## ગુલશનનું ગુલાબ ! બુલબુલનો મેળાપ !

તુ મુજ સુંદર ગીતડું, હું ત્હારૂં બુલબુલ;
કામ કાજ સુઝે નહિ, મન પ્રેમે મશગુલ–
પ્રેમ દબે પાતાળે, તોપણ નભ સ્નેહ ન્યાળતો આવે;
ગગન શશિ ઉન્નત પણ, ભૂમિ પરનું કુમુદ પ્રફુલાવે.

જયન્ત કાશી તરફ રવાના થાય, તે પ્હેલાં તેના હૃદય–પિંજરમાં એક પોપટડીએ જાણે માળો કર્યો હોય, એવી તેને વાસના ઉત્પન્ન થઇ હતી. તે પોતાની મૃત–પ્રિયા સુમતિના શોકમાં ગરકાવ હતો. તે પોતે તેનાં અસ્તિ ગંગા–જળમાં પધરાવવા માટે ગયો હતો, તોપણ ત્યાં નિવાસ કરનારી એક મધુરિકા પ્રત્યે તેની નજર દોડી હતી.

માયાનો ચમત્કાર અદ્દભૂત છે, ગર્ભમાં મહા કષ્ટ પામતી વખતે, જન્મ–મરણમાંથી છુટવાનાં જીવનાં ફાંફાં એવાં આક્રંદજનક હોય છે, કે ફરીને ગર્ભમાં પ્રવેશ ન થવા માટે, ને યોનીનો પરિતાપ દૂર કરવા માટે મહા પશ્ચાતાપ કરે છે; પણ જ્યારે ભવ–મહાલયના માયાવી વૈભવમાં પડયો, કે મૂળ પશ્ચાતાપ વિસરી જાય છે. માનવનો સ્મશાન–વૈરાગ્ય મૃગજળ સમાન છે. અપવાસીની શ્રદ્ધાની પૂર્ણાહુતી ક્ષુધાના રણ–યજ્ઞમાં પર્યાપ્તિ પામે છે; અને એજ રીતે કદી જયન્તની મન–વ્યાધીની પૂર્ણાહુતી, કાશીવાસી સુંદરીના દૃષ્ટિ–રાગ સુધીજ લંબાય, તો કંઇ નવાઇ જેવું નથી. સંસારીઓ સદા માયાના પુજારી છે. તેને વૈભવ વ્હાલો છે. સ્વાર્થ સાથે તેનો સંબંધ છે. ક્રીડા તેની તૃપ્તિ છે. માયાના પડમાં દબાયલી મન–કળી જ્યારે દબાયલી હોય છે, ત્યારે સુગંધહીણ હોય છે, પણ જ્યારે પવનની

લ્હેર લાગી, ને પાંખડી પ્રફુલી, ત્યારે તે સુગંધપ્રદ થઇને બગીચામાં મ્હેંકે છે! વિશ્વામિત્ર જેવા તાપસી અને સુક જેવા યોગેન્દ્ર પુરૂષોને મેનકા અને રંભાએ જો પતિત કર્યા, તો પછી જયન્ત જેવા પ્રેમાભિલાષી પુરૂષનું મન ચલિત થાય, તેમાં નવાઇ નથી. પોતાનો લક્ષ્મીવંત વૈભવ, પોતાની યુવાન ઇચ્છાઓ, અને પોતાની શારીરિક તૃપ્તિઓથી ઉન્નત બનેલું મન હજી કોઇક સત્સંગીની ઇચ્છા રાખતું હશે, કારણ કે મોહ–માયા ને આશા–મોહિનીમાંથી એકદમ વિમુખ થવું કઠણ છે. મહા તપસ્વીયોને કાઠીણ્ય લાગે છે, તો જયન્ત કોણ?

જયન્તે જે મનહર સુંદરીના સ્વરૂપને અલક્ષ્ય લક્ષથી મર્મેન્દ્રિયમાં જગ્યા આપી છે, તે કુમારિકાની છબી Men and Women of India નામના પ્રસિદ્ધ માસિકમાં પ્રકટ થઈ હતી. આ છબી એવી તો નાજુક અને એવી તો મોહક હતી, કે ચિત્રકારે તેને જેમ ઘણા વ્હાલથી ચિતરી હશે, તેમ તેના ઘડનાર બ્રહ્માએ ઘણા લક્ષથી ઘડી હશે. આ છબી કદાચ અનેક માયાવી અને લોભી પુરૂષોના હૃદય પટમાં પથરાયલી હશે, પણ તેનો ભોગી ભ્રમર તો કદાચ કોઇકજ જયન્ત જેવો ભાગ્યશાળી ભરથાર થશે. આ સુંદરીનું નામ ગુણવંતી હતું. ખરેખર તેના ગુણ પ્રમાણેજ તેનું નામ હતું. માસિક ટીકાકારે આ બાળાનું વખણાયલું સ્વરૂપ ચિતાર્યું હતું. સુરતની કાયસ્થ જ્ઞાતીમાં આ બાળાએ મેટ્રીકયુલેશનની પરિક્ષા પહેલ વહેલીજ પસાર કરી હતી, ને તેથી તેણે જે મહાન પ્રાઇઝ મેળવ્યું હતું, તેનો આ માસીકદ્વારા કીર્તિ સ્થંભ ચિત્રવામાં આવ્યો હતો, ને તેમાં જેમ રૂપ તેમ ગુણનો દેખાવજ પ્રત્યક્ષ દેખાડયો હતો. આ માસિક પત્રમાં તેના લેખકે આ રીતે શીરનામું કર્યું હતું. મીસ ગુણવંતી યોગેન્દ્રલાલ માળવી ઓફ ધી કાશી! આ વન ઓફ ધી એજ્યુકેટેડ લેડી ઓફ ધી કાયસ્થ કૉમ્યુનીટી!!"–આ હેડીંગ સાથે તેની બાળકારકીર્દિ અને

ગુણવંતી.

( ૫ )



ગુણીયલ બાળા ગુણવંતી- (મેટ્રીક્યુલેટેડ) ભા. ૩. પૃ. ૧૪૭

તેના રૂપ ગુણની પણ બહુ તારીફ કરી હતી. જયન્તના વાંચવામાં આ વૃતાંત બહુ મોહક લાગ્યું હતું. પોતાની સ્વજ્ઞાતિયમાં આવી એક કેળવાયલી ને સ્વરૂપા કુમારી સદ્‌ગુણથી ભરેલી હોય, ને જેને ત્યાં તે પરણીને જાય, તેનાં પ્રારબ્ધ ખરેખર ભાગ્યવંત ગણાવાં જોઇએ. આ ઉદ્‌ગાર તેના પ્રાણ વાયુમાંથી બહાર પડયાં હતાં. પોતાને કાશી તો અવશ્ય જવું હતું, એટલે આ વેળા તેણે વહેલું જવાની ઇચ્છા કરી. જોકે હજી સુમતિના સ્નેહનો જપ તો મુખ ને જીવ્હામાં ચાલુજ હતો, પણ સંસારના સુખની અભિલાષા હતી. મન વિકારમય હોવાથી સંસાર અસાર અને ક્ષુલ્લક લાગતો હતો. ભૂમિમાં દટાયલા લોખંડ જેવી માયા કાટ ખાયેલી જણાતી હતી, પછી પારસમણીને સ્પર્શ થતાં સુવર્ણમય થાય ને જીવ લલચાય, તો નવાઈ ન હતી; પણ ગુણવંતી સંબંધી બીજો કશો વિચાર કર્યો ન હતો. કાશીમાં જવું છે, તો એવી એક સ્વજ્ઞાતિય બાળાને જોવી, ને તેને તથા તેના પિતાને ધન્યવાદ આપવો, એટલી આતુરતા વધી હતી. કોણ જાણે કુદરત તેના મનને નચાવતી હોય, કે કોણ જાણે સંસ્કારી સ્નેહ તેની આશાને આન્દોલન કરતો હોય, અથવા તો તેનાં ભાવીએ તેની અંતરપીડ ટાળવા ઉન્નત કર્યો હોય, પણ કંઇક ચમત્કારિક અસર થવાથી તે કાશી તરફ ઉપડી ગયો હતો. જયન્તને પણ સ્પષ્ટ સમજાતું ન હતું, કે ગુણવંતીનું વૃત્તાંત વાંચ્યા પછી તેની ચિત્તવૃતિ તે તરફ કેમ ખેંચાઈ ગઇ હશે? દાવાનળથી દગ્ધ થયેલાં ક્ષેત્ર મૂળ વર્ષાના જળથી પુનરોદ્ભવ થવા લાગ્યાં હશે. જેમ જયન્તને આ બાળા પ્રત્યે કંઇક પ્રેમ લગની ઉત્પન્ન થઇ હતી, તેમ કાશીવાસી યોગેન્દ્રલાલ તથા તેની કન્યા ગુણવંતીને પણ અસર થઈ હતી.

જયન્ત એક સારો ગુજરાતી લેખક હતો. જાહેર લેખક છતાં છુપા નામે, અને તે પણ કોઈ કોઈ વેળા કોઇ માસિક વગેરેમાં

કવિતા લેખ આપતો હતો. સૌભાગ્યવંતી સુમતી ગુજરી ગઈ, તેના વિયોગમાં તેણે '**મનનો મેળો**' એ કવિતા રચીને **ભારત જીવન** નામના માસિકમાં પ્રગટ કરાવી હતી. આ કવિતા કાશીમાં યોગેન્દ્રલાલે વાંચી હતી, ને તે પછી તેણે તેના લખનારની ખાનગી તપાસ કરી હતી, કેમકે એ વખતે પોતાની પ્રિયા પણ ગુજરી ગઈ હતી, ને તેથી પેલી કવિતાની અસર પ્રેમાળ લાગણી બહુ ઉંડી ઉતરી ગઇ હતી. પોતાના જેવાજ સોબતીના ઉદ્‌ગારો તાદૃશ્ય ચિતરાયલા હોવાથી પરસ્પર મન–શાન્તિ મેળવવા યત્ન કર્યો હતો. યોગેન્દ્રલાલની તપાસમાં જયન્ત પોતાની સ્વજ્ઞાતિનો યુવાન અને તે પણ એક કેળવાયલો પુરૂષ લાગ્યો. આ પરથી તેણે પોતાની કન્યા આપવા ઇચ્છા રાખી. હજી તેણે વધુ તપાસ કરી, તો જયન્તના દગ્ધ મનને સંસારમાં વિવ્હળ થયેલું જોયું નહિ, એટલે યોગેન્દ્રલાલ શાન્ત રહ્યા. વળી ગુણવંતીનો અભ્યાસ પુરો કરાવવા ઇચ્છા રાખી હતી, ને અંતે તેણી મેટ્રીકમાં પાસ થઈ, ત્યાં સુધી જયન્તે ફરીને લગ્ન નથી કર્યું, એવી ખબર મળી હતી. પોતાની જ્ઞાતિમાં પોતાની ઇચ્છાને અનુસરે તેવો યુવાન યોગેન્દ્રના જોવા જાણવામાં બીજો કોઇ ન આવ્યાથી તેણે જયન્તને પસંદ કર્યો. જયન્તમાં ત્રણ ગુણ તેણે જોયા. પ્રથમ તો યોગેન્દ્રલાલના મત પ્રમાણે આ સંસારના સ્નેહ–સરોવરનો એક સાચો હંસ તે જયન્ત હતો. બીજું તો તેની સ્થિતી કાયમ સ્વતંત્ર ને સુખપ્રદ હતી, ને ત્રીજું તો તેની અવસ્થા યુવાન હતી. બાળકવયના છોકરાઓનું ભવિષ્ય માત્ર માબાપની ઇચ્છા પર રહેલું જોવાનો યોગેન્દ્રનો મત ન હતો. તે તો છોકરાનું પાણી પહેલું તપાસતો હતો, ને તે તપાસમાં જયન્ત પહેલે નંબરે આવ્યો હતો, એટલે તેને મેળવવા ધીમે પગલે તેણે ગુપ્ત પ્રયત્ન આદર્યો હતો. જયન્તે પણ હવે પુરૂષાર્થ ચાલુ કર્યો હતો. ફળિભૂત થવાનું પરમ પ્રભુના હાથમાં

હતું, અને એજ રીતે પ્રભુ ઇચ્છાથી ગંગા–યમુનાનો સંગમ થઇ ગયો હતો !

જયન્તની ગુપ્ત વિદ્યામાં સમાયલી વૃત્તિયો કદાચ જાહેર સંસાર્ણવપર ફરીને આશા–નાવ ચલાવવાની નહિ હશે, પણ કુદરતની કદી ઇચ્છા હશે. જયન્તે ધાર્યું ન હશે, તોપણ માયાવી મન, મોહન સુંદરીના સ્વરૂપથી લોભાઇને આ કુદરતના બગીચાનાં ગુલની મીઠી સુગંધી લ્હેનારાં બુલબુલને કાં આમ કહેતું હશે, કે—

"સરસમાં સરસ સાર-સંસારે શું છે ?
મનની લગનમાં મગન રહેવું એ છે—ટેક.
બનાવ્યો બગીચો આ જોબનં જગતમાં,
નહિ બુલબુલોના વિના શોભશે એ—૧
મીઠી પ્રેમ–વાયુની લ્હેરો વહે છે;
ભલા ભાગ્યશાળી સમજ તેની લ્હે છે–૨
ભૂલી ભાન બુલબુલ પુકે મન ભમે છે;
લગન લાગી તે લાગી, નહિ તે છુટે છે." D.

---

# પ્રકરણ ૧૭ મું.

---

## કાશી ક્ષેત્રમાં જયન્તનો પ્રવાસ.

હીરાની ખંડીત થયેલી કોર પેઠેમ જયન્તનું હૃદય સુમતીના વિયોગે ખંડિત થયેલું છે; અને તેની મન–કળી સહજ સંકોચાયલી છે, એટલુંજ નહિ પણ રમા હજી બાળક છે. એ બાળા પોતાની પ્રિય પત્નિનું સ્મરણ–સ્વરૂપ છે; તેને લગારે દુભાવવાની નથી. જો કોઇ સ્વેચ્છાચારી કુમારિકા સાથે સંબંધ બંધાઇ જાય, અને રમા એક સાવકી માતાના ક્રોધનું બલિદાન થઇ જાય, એ માટે જયન્તને બહુ

બહુ વિચાર આવતા હતા, પણ એ સઘળા મર્મભેદી હોવા છતાં ગુણવંતીની છબી જોયા પછી પ્રેમ-ડંખના ઘા ઉપર કોઇ વિચિત્ર જાતનું પડ બંધાયલું તેના જાણવામાં આવતું હતું. જો કે ગુણવંતી જોડે પરણવાની અથવા તો સંબંધ જોડવાની તેની અધીરાઇ કે આકાંક્ષા કેવળ ઉતાવળી થઇ ન હતી, પણ તેણીની મુખમુદ્રા જોવા, તેણીના કેળવાયલા મનની ધિરજ જોવા, તેના સદ્‌ગુણનું સ્વરૂપ જોવા, તેની મર્યાદા જોવા, ને તેના સુધરેલા વિચારો જે પ્રકારે ઉન્નતિ પામ્યા છે; તેનું ભવિષ્ય જોવા ગયો હતો. ખાસ કરીને તેણે કાશી પ્રયાણ કર્યું ન હતું. તેને કાશી જવાનું તો હતું જ, અને તે પ્રસંગ તત્કાળ આવ્યો હોવાથી એક પંથ ને બે કાજ એ પ્રમાણે કલ્પના ગ્રહીને ગયો હતો. તેની ઇચ્છા તો એકવાર ભારતની પ્રદક્ષિણા કરવાની હતી; બદ્રિકાશ્રમ, કાશી, જગન્નાથ, શ્વેતબિન્દુ રામેશ્વર અને દ્વારિકાં થઇને મુંબઈ આવવું હતું, પણ બાળા રમા એકલી રહેવાને હઠીલી થઇ હતી. આખરે કાશી ઘાટણ પણ રમા સાથે કાશી સ્નાન કરવા આવી હતી. કોણ જાણે કાશીનો દેહ કાશીમાંજ પડવા સર્જીત હશે, ને તેથીજ રમા હઠીલી થઈ હશે. કોણ જાણે જયન્ત અને ગુણવંતીનો પૂર્વ સ્નેહ પ્રફુલ્લિત થવાનો હશે, ને જયન્તની ચિન્તા રમાથી ટળવાની હશે. કોણ જાણે જયન્તે રમાની જે ચિન્તા કરી છે, તે ચિન્તા ગુણવંતીના સુગમ સમાગમથી ટળવાની હશે, કે કોણ જાણે કુદરત જયન્તપર પ્રસન્ન થઇ હશે, પણ એ વિકલ્પી સંજોગે આ પ્રવાસ શરૂ થયો છે.

જયન્તે કાશી પ્રયાણ કર્યું, તે માત્ર ચાર કલાકનાજ વિચારમાં નિર્માણ્ય થયું હતું. મોજી મહારાજને બંગલો સોંપીને, તથા રમાને કાશી દાસી સાથે અમદાવાદ લઇ જઇ ત્યાં મામીને સોંપીને જયન્તે જવા ધાર્યું હતું, પણ રમાના આક્રંદથી અંતે તેને કાશીપુરી લઈ જવી

પડી હતી, ને તેથી જયન્તે માત્ર કાશી મથુરાં વગેરે સ્થળોમાં યાત્રા કરીને આવવાનું ધાર્યું હતું. અમદાવાદથી ઉપડતાં પહેલાં કાશીના ભીમદેવ ગોરને તારથી ખબર આપી હતી, અને તે ટ્રેન આવવાને વખતે સ્ટેશનપર હાજર થયો હતો. યોગેન્દ્રને આ વાતની કશી ખબર નહોતી.

જયન્ત, પ્રિયાના પ્રેમની પુર્ણાહૂતી કરવા અર્થે કાશીપુરીમાં આવી પહોંચ્યો. કાશીના સ્ટેશને કાયસ્થનો ગોર આવેલો હતો. તેણે જયન્તને હાથ કર્યો, અને પોતાને ઘેર લઇ જવા નિમંત્રણ કર્યું. પણ રમા અને કાશી વગેરે સાથે હોવાથી, જયન્તે ગંગાઘાટથી લાંબે પુરીમાં જવાની અનેચ્છા દેખાડી, એટલે ગોરે એક ધર્મશાળામાં અલહાયદો ઓરડો ઉઘડાવી આપ્યો. જયન્તે ઉતારો લઇને તેજ દહાડે સુમતીનાં અસ્તિ ગંગા જળમાં નાખ્યાં. પિતાનું શ્રાધ સરાવ્યું, અને પ્રાયશ્ચિત પ્રયોગ કરવા મણિકર્ણિકાના ઘાટપર ગયો, ત્યાં બેસીને પાપ–મોચન કર્યું. પ્રિયાનાં અસ્તિને ગંગાર્પણ કરી, તેના આત્માને શાન્તિ આપી, અને છેવટ એટલો પણ અણધારેલો સંકલ્પ કરી લીધો, કે "મને–કમને, જાણ્યે–અજાણ્યે, જો મ્હારાથી કોઈ દોષ થઇ જાય, મ્હારો પ્રેમ, સંસારને શરણે થઇને કોઇ કન્યાપર લૂબ્ધ થઇ જાય, તો તું મને ક્ષમા કરજે. મ્હારો દેહ, મ્હારૂં મન અને મ્હારો સંકલ્પ દૃઢ છતાં જો કર્મયોગ વિમૂખ હશે, ને તે મને નવા સંસારમાં ઘસડી જશે, તોપણ હું ત્હારી પ્રેમવાંચ્છના તજીશ નહિ. ત્હારૂં માંસલ તે મ્હારૂં રત્ન રમા તેને હું પ્રાણ સાટે સાચવીશ. જો જીવતી જીંદગીયે મ્હારો દોષ થયો હોય, તો ક્ષમા કરજે. વળી કોઇ સંસ્કાર અપુર્ણ હશે, તો સંસ્કારી થઇશું." આ રીતે જયન્તની આશાએ તેને મહા માર્ગ દેખાડયો. પ્રભુની ભવિષ્યેચ્છા આગળ જયન્ત જેવું પામર પ્રાણી કોણ ગતિમાં? તેનું મન

ફેરવતાં, તેના વિચાર ડોલવતાં ને તેને વમળમાં નાખતાં, તેને ચક્કર ખવરાવતાં પ્રભુને વાર શી ? જયન્તે અહીં આગલા સંસાર–જન્મની પુર્ણાહૂતી કરી. સુખ–દુખનાં પાંચ વર્ષ પુરાં થયાં. હવે પછી નવું કર્મ અને નવો સંસાર ચલાવવાની પ્રતિજ્ઞા કરી. પણ જગતમાં માનવોના વિચાર એકે પાર નથી પડતા ! માણુસ ધારે છે એક, ને ઈશ્વર બનાવે છે બીજું !

એ દહાડે પ્રભાતે તો માત્ર એટલુંજ કાર્ય કરીને વિરામ લીધો. જયન્તનું ચિત્ત પેલી કુમારિકા પરથી ખસ્યું ન હતું, પણ પોતે જે કામ માટે આવ્યો હતો, તે પુર્ણ કરીને પછીજ નિવૃત્તિએ તે તરફ નજર દોડાવવા ધાર્યું હતું; સાંજે તેણે કાશીપુરીનાં સહસ્ત્રલિંગ શીવલિંગોની પ્રદક્ષિણા કરી, શ્રીકૃષ્ણ ને રાધાનું રમણ–સ્થાન જોયું, મધુવનની મુરલીયોનાં નૃત્યો અને રાસલીલા પણ નીરખ્યાં. હવે તો જયન્તને પુન્ય–ફળ મળવાનુંજ જાણે બાકી રહ્યું હોય ! પ્રયાગમાં જઈને માતૃશ્રાદ્ધ કરવાનું હતું, તથા ગોકુળ–મથુરાં તરફ જવાનું હતું, પણ તે પહેલાં કુદરતે અદ્‌ભૂત સંજોગમાં જયન્તને ડોલાવ્યો. આખરે તેનો પણ સમારંભ થવા લાગ્યો. જયન્તના ભાગ્યની બિડાયલી પુષ્પ–કળી ખિલવનારો માયાવી પવન ફુંકવા લાગ્યો, પણ તે પહેલાં એક નવોજ બનાવ બન્યો. તેના જાણવામાં એક પૂર્વે બનેલી જુની વાત આવી. મથુરાંની ધર્મશાળાનો એક લાલચુ ને હરામી વિપ્ર, જે પેલા જુગારી ચીમનનો ઓળખીતો હતો, એ તેને અકસ્માત મળ્યો. જયન્ત રાત્રીના સંધ્યા–સ્નાન કરીને ગીતાનો પાઠ કરતો હતો, એવામાં આ લબાડી વિપ્ર આવ્યો. તેને ખબર મળી, કે મુંબઈથી કોઇ ગૃહસ્થ આવ્યો છે. આ વિપ્રના મનમાં એમજ હતું, કે મુંબઈના સધળા ગૃહસ્થો શોખીનજ હોય છે. અને મોટે ભાગે વ્યભિચારી હોય છે ! વિપ્રનો તેમાં વાંક નહોતો. કેટલાક દુષ્ટ યાત્રાળુ

તિર્થમાં પાપ ધોવાને બદલે કર્મ બાંધવા માટે બહુ આવતા હશે! વિપ્રે, જયન્તને નમસ્કાર કર્યો. જયન્તે મૌનમુખે શીશ નીચું નમાવ્યું, ને આંખના અણુસારાએ આસન લેવા આગ્રહ કર્યો. વિપ્ર નિરાંતે બેઠો. ઘડીવારે જયન્ત પુજામાંથી પરવાર્યો, અને વિપ્રની નજીક આવ્યો. વિપ્રે વિભૂતિનો ઠાટ વાળ્યો હતો, તેથી જયન્તે જાણ્યું, કે આ કોઇ કાશીનો પંડિત મહાત્મા હશે.

"નમસ્કાર મહારાજ!" જયન્તે નમીને આસન લીધું.

"નમસ્કાર, આશિર્વાદ!" વિપ્રે હિમગિરી જેવા બે શબ્દો કહ્યા. જયન્તે જાણ્યું કે વિપ્ર કંઇક લાલચે પધાર્યા જણાય છે.

"આપ અહીંના પંડીત હશો?" જયન્તે પુછ્યું.

"હા, મ્હારૂં નામ વ્યાસજી છે, હું હાલમાં મણીકર્ણીકાના ઘાટપરની મથુરાવાસી ગૃહસ્થની ધર્મશાળામાં રહું છું."

"આપ કુટુમ્બ સહિત નિવાસ કરો છો? મૂળ વતન કયું અને આપનો નિર્વાહ શું?"

"હું મૂળ વતની મેમદાવાદનો છું. કુટુમ્બમાં કોઇ નથી. અનાથ હાલતે અહીં આવ્યો હતો, પણ એક ગૃહસ્થે દયા કરીને મને મથુરાંની ધર્મશાળામાં સદાવ્રત આપવા, અને કોઇ યાત્રાળુ આવે, તો તેની સેવા કરવા રાખ્યો હતો. કેટલાક સમયથી હું અહીંની એક કાશી-ભૂવન ધર્મશાળામાં સદાવ્રત આપવા રહેલો છું. મથુરાની હવા માફક ન આવવાથી અંતે આ ઘાટપર રહેવા આવ્યો છું. કાશી ક્ષેત્રમાં દેહ પાડવા ધાર્યું છે. મથુરાંમાં મુંબઇવાળા પેલા ચીમનલાલ મ્હારે ત્યાં આવી ગયા છે. તેની મેં સારી સેવા કરી હતી. તેનું મન પ્રસન્ન થયું હતું!" જયન્ત, ચીમનનું નામ સાંભળીને ચમક્યો, ને બોલ્યો.

"ચીમન કયો વારૂ?"

"**નીલમબાઇનો** પ્રેમી! રત્નલાલ ઝવેરી કરીને કોઇ ગૃહસ્થ મુંબઇમાં છે? તેની પુત્રવધુ **નીલમ** ને તેનો પ્રેમી તે ચીમનલાલ! એ હાલ કયાં છે વારૂ?"

"હશે, હું તેને પુરો ઓળખતો નથી. માત્ર તેના નામ-કામ જાણું છું. આપને તેની સાથે વધારે પિછાણ હશે!"

"હા, તે અહીં યાત્રાર્થે આવ્યા હતા. પ્રસંગ એવો બન્યો કે તેમને એક નાયકા સાથે ખાનગી આશ્રમ જોઇતો હતો, તે મેં પુરો પાડયો. પાછળથી જો કે મને દુઃખ થયું, પણ મ્હારો બહુ વિશ્વાસ બેસી ગયો, ને મને બે પૈસે પિછાણ્યો. તે વિશ્વાસના આધારે **ની-લમને** સંભાળવા માટે મને પત્ર લખ્યો હતો. યાત્રામાં ધણાં માણસો આવે. તમે જેવા કંઇ કામ બતાવે, તો કર્યા વગર ચાલે?"

"શું યાત્રાર્થે આવે, તે કાળાં કર્મ પોતાની સાથે આ અધર્મ કરીને લઇ જતાં હશે!"

"ભાઇ! તેમાં કયાં ખોટું કામ કરવાનું છે! સ્ત્રીપુરૂષનાં મન મળે. તો પછી કાળું કામ શેનું કહેવાય! બળાત્કાર એ દોષ છે, પણ મનની મરજીનું કામ થાય, તેમાં દોષ શેનો?"

"તમારે ત્યાં અહીં પણ સ્ત્રીયોને આશરો મળતો હશે, ખરો?"

"હાજ તો! આપની કંઇ ઇચ્છા છે?"

"પ્રભુ એથી બચાવે!"

"તો બે ધડી પાન-સોપારી માટે પધારશો?"

"ક્ષમા કરો, મહારાજ! કાશીપુરી જેવાં ક્ષેત્રમાં આ પ્રકારનો અધમ ધંધો લઇ બેસતાં તમારૂં અંતઃકરણ કંપતું નથી? મનુષ્યા-વતાર આ જીવન માટે મુક્તિનું સ્થાન છે. એ કાચી માટીનો દેહ આપણો નથી. પલકમાં પાંદડા પેઠેમ ખરી જતાં વાર લાગવાની નથી. જીવોનાં કષ્ટ ગર્ભમાં કળાય છે, ને તે ગંદા ગર્ભવાસમાંથી

છૂટવા માટે પ્રભુએ મનુષ્યાવતાર આપ્યો છે. તેમાં સદ્વૃત્તિ રાખવાનીયે તક મળતી નથી! વળી તમારો બ્રહ્મ-દેહ એ તે કયા પુન્યે સાંપડયો હશે, તેની ખબર છે, મહારાજ! આવા અમુલ્ય દેહે કિમતી વખત સંભાળી લ્હો! ઘડી ઘડીએ કંઇ માનવ અવતાર મળી શકતો નથી. ચોરાશી લક્ષ યોનીનો જીવડો એકજ વાર માનવદેહ ધરે છે, ને તેમાં જો મોક્ષદ્વાર ન દેખાયું, તો પછી ઘાણીના બળદ પેઠેમ ચક્કર ફરો, ને પાપ ભરો! ક્ષમા કરજો, મહારાજ! પણ કહ્યા વિના નથી ચાલતું, કે આ કાશીક્ષેત્રનો મહિમા, ને ગંગાજીનું સત્વ, તમારા જેવા અધર્મી, અકર્મી ને પાખંડી વિપ્રો તથા તેવા નીચ વૃત્તિથી ફરનારાં યાત્રાળુઓને લીધેજ ઘટી ગયું છે. મ્હારી તરફથી તો તમે કશી આશા રાખશો નહિ. હું તમારૂં ભલું તો કરવાનો નથી, પણ ભુંડું એ કરવાનો નથી, પણ સ્મરણ રાખજો. ચેતજો. તમને કોઇક માણસ એવી જાળમાં ફસાવશે, કે હવે પછીનું તમારૂં જીવતર આ દેહે અઘોર કર્મનું ભોગ થશે. આ અવતારમાંજ તમે તમારાં કુડાં કર્મનું ફળ રાજદરબાર મારફતે ભોગવશો. ભેંશનાં શીંગ ભેંશને ભારે! કરશે તે ભરશે, મહારાજ! ઉત્તમ અવતારનો સદુપયોગ કરો. પેટને ખાતર નાહક પાપનો બોજ ન વધારો. એકના એક જીવ માટે શું કરવા આવું કર્મ કરવું? રાવણ ને દુર્યોધન જેવા પુંવના પુન્યશાળી રાજા વિષયાંધ થઇને રાજ-પાટ ગુમાવી મહા કષ્ટે મુવા, તો તમારૂં શું ગજું? જાઓ, કૃપા કરીને હવેથી તમારૂં દર્શન ન દેખાડશો. જો હું એમ પ્રથમથી જાણત, તો મ્હારા પ્રવાસાશ્રમની એટલી જમીન પણ અપવિત્ર થવા ન દેત! મ્હારે આ વેળા સ્નાન કરવું પડશે!" જયન્ત ખરેખર સ્નાન કરવા ઉઠયો. પેલા વિપ્રને ભોંય ભારે પડી, ને અંતે પ્રતિજ્ઞા લઇ ગયો, કે આ દેહે જે કંઇ ધર્મ પળાય તે પાળવો!

જયન્તના ઉપદેશથી વિપ્રને બહુ ઉંડી અસર થઇ, અને તેણે મન સંકલ્પ કર્યો, ને પ્રતિજ્ઞાથી પાળીને છેવટનું જીવન સાર્થક કરનારો નિવડયો. પવિત્ર મનના જયન્તે આ પાપી કર્મ સાંભળીને પોતાના કર્મેન્દ્રિયને અપવિત્ર ગણી, ને મનને ઉલટે રસ્તે ગએલું જાણીને તન શુદ્ધ કર્યું. એવામાં ગોર ત્યાં આવ્યો, અને જયન્ત સાથે સહર્ષે વાત કરવા બેઠો.

"ભાઇજી! આપ તો વિદ્વાન ને સમર્થ માણસ છો, એમ મને આજે વધુ ખબર થઇ. ક્ષમા કરજો, મ્હારાથી આપની બરદાશ થઇ શકી નથી!"

"આપે આજે એ ક્યાંથી સર્વ સાંભળ્યું!"

"ભાઇજી! અહીંના કલેકટર સાહેબની હારીસના મોટા અમલદાર યોગેન્દ્રલાલ નામના કાયસ્થ ગૃહસ્થ છે. તેમની કને પ્રસંગોપાત વાત નીકળી. અને મેં આપનું નામ આપ્યું, ત્યારે તેમણે આપને ઓળખ્યા. તેઓ પણ લગભગ દશ વર્ષથી આ શહેરમાંજ રહે છે. સાહેબની તેમનાપર બહુ પ્રીતિ છે, અને તેઓએ મને આગ્રહ મૂળથીજ કરેલો છે, કે કોઈ પણ સ્વદેશી વા જ્ઞાતિબન્ધુ આવે, તેને તેમને પોતાને બંગલે લઈ આવવા. વાહવા! શું કહું ભાઇ! યોગેન્દ્રલાલ ભાઈની ઉદારતાને ધન્ય છે! તેની સદ્વૃત્તિને, પરોણાગત કરવામાં, દેશીઓપર તો જીવ પ્રાણ આપે છે. પણ જ્યાં દાણા ત્યાં બાળા નહિ? માત્ર એક યુવાન કન્યા છે. પણ કન્યા તે કન્યા! રૂપ ને ગુણ તો પ્રભુએ તેનેજ સમર્પણ કર્યું છે. કોણ જાણે કેટલા ચન્દ્રનું તેજ એકઠું થયું હશે!" નામદેવ ગોરે નિર્દોષપણે વર્ણન કર્યું, જયન્તે તે વર્ણન મૌન મુખે આતુરતાથી સાંભળ્યું. જે કન્યાને જોવાની તેની ઇચ્છા હતી, તે વિના યત્ને હાથ ચડી ગઈ. જયન્તે પ્રત્યુત્તરમાં એટલુંજ કહ્યું.

"ગોરજી, મ્હારે હવે વધારે દિવસ રહેવું પરવડે તેમ નથી, એટલે થોડા દિવસ સારૂ શું કામ તેમને તસ્દી આપવી! તોપણ આવતી કાલે અનુકૂળ વખતે તેમને મળવા જઇશું. એ ગૃહસ્થની કીર્તિ મેં સાંભળી છે, તેમ તેમની કન્યા બહુ ગુણી છે, એ પણ મેં જાણ્યું છે. ભાગ્યવંત પિતા કે જેને ત્યાં પ્રભુએ આવું નવરત્ન આપ્યું."

"ખરેખર–ભાઈ! ત્યારે હવે આપ શયન કરો. હું પ્રભાતે આવીશ." ગોર નમીને ગયો, અને જયન્ત છેલ્લા વિષયનાં સ્વપ્નમાં જોતો નિન્દ્રાધીન થઈ ગયો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### તાર વિનાનો તાર–તે પ્રેમ-તાર.

કુદરતના અભેદ્ય ભેદનો પાર પામવા કોઇ સમર્થ નથી. લાલસાથી વિંટળાયલાં માનવો સદા જય અને આનંદને ઇચ્છે છે. સંકટ ને શોક સદાય દૂર રહેવાની પ્રાર્થના કરે છે. કદાચ કોઇવાર કુસંજોગને લીધે ખોટું થાય છે, તો તેથી ખેદ પામીને નિરાશ થઇ જાય છે, પણ એજ ખરાબી મોટું સુખ ઉપજાવે છે.

જયન્ત બીજે દહાડે પ્રભાતમાં વ્હેલો ઉઠીને ગંગા–સ્નાન કરી આવ્યો, અને રમા તથા કાશી જાગૃત થાય, તે પ્હેલાં સ્નાન–ધ્યાન કરીને પરવાર્યો. રસોઇયો વ્હેલો વ્હેલો આવ્યો, અને દૂધ તથા ચા તૈયાર કરવા લાગ્યો. એટલામાં રમા ઉઠી, અને તે પ્હેલાં કાશી ગંગામાં સ્નાન કરવા ગઈ. રમાએ કાશીને બોલાવી, પણ પ્રત્યુત્તર ન મળવાથી મોટે સાદે બૂમ પાડવા લાગી. જયન્તે તે સાદ આગલા ખંડમાં સાંભળ્યો, ને ત્યાં દોડી ગયો. રડતી રમાને પડખામાં લઇને

જયન્તે કાશીની ખબર પુછી. રસોઇઆએ કહ્યું, કે તે તો ગંગા કાંઠા તરફ જતાં હતાં. કાશી કદાચ ત્યાં વાર લગાડે ને રમા વધારે રડે, તે માટે કાશીને બોલાવવા માટે રસોઇઆને આજ્ઞા કરી. રસોઇઓ ગંગા કાંઠે પહોંચતાં કાશી શબ રૂપ થઇને પડી હતી. કેટલાક નાગરિક લોકો તેને વિંટળાઇ વળેલા હતા, અને પ્રદેશી યાત્રાળુ તરીકે પારખતા હતા. રસોઇઆની નજર પડતાં તેણે નિસાસો મૂકયો, ને લોકોનાં ટોળામાં બૂમ પાડી ઉઠયો, કે "એ તો સામેની ધર્મશાળામાં ઉતરેલા યાત્રાળુની દાસી છે. ઉભા રહો, હું તે શેઠને બોલાવી લાવું." એટલું તે બોલીને ઉતાવળો ઉતાવળો જયન્તને ખબર આપવા દોડયો. જયન્ત તથા રમા વાટ જોઈ રહ્યાં હતાં. રસોઇયાએ ગભરાતે ચ્હેરે ને ધ્રુજતે અવાજે કાશીના અકસ્માતની ખબર આપી. જયન્ત ચમકયો. રમા રડવા યાગી. જયન્તે તેને શાન્ત કરી, ને તેણીને રસોઇયાને સોંપીને પોતે ગંગા કાંઠે ગયો. કાશીનો પગ પગથીયાં પરથી લપસી જતાં તે જળમાં પડી, પણ તરત બીજા કોઇ યાત્રાળુઓ જે સ્નાન કરતા હતા. તેણે બહાર કહાડી. પાંચ મિનિટ માત્ર જળમાં રહી, ને તેટલામાં તેનો આત્મા દેહથી છુટો થઈ ગયો. માયાને લીધે જયન્તનું દીલ દુઃખી થયું, પણ તેનો દેહ કાશીમાં પડયો, એટલે જયન્તે તેને ભાગ્યશાળી ગણી. અને મજુર લોકો કને તરત તેનો મૃત સંસ્કાર કર્યો. રમા તો કાશીના નામનો જપ જપતી હતી, પણ કાશી તો કાશીક્ષેત્રમાં મુક્તિ પામી હતી. જયન્ત ઉતારામાં આવ્યો, અને રમાને વિવિધ વાતે સમજાવીને તરત વેળા તો તેના મનનું સમાધાન કર્યું. કાશી ગુજરી જવાથી જયન્તને માથે એક બોજ વધારે આવી પડયો. રમાને મુંબઈ પહોંચાડવાની તો ધારતી ન હતી, પણ પોતાને યાત્રા પરિક્રમણ કરવાની જે ઉત્કંઠા હતી, તે મંદ પડી ગઇ. કુદરતની ઇચ્છા કોઇ અન્ય માર્ગે દેખાડવાની હતી. સંસાર મુક્તિનાં

સાધનો તો જયન્તને લાભ મળવા બદલે સંસારની શાન્તિનો લાભ મળવાનું તેના પ્રારબ્ધે, કાશીના મરણ પછી નિર્માયલું હશે, તેથી આ બનાવ બન્યો. કાશી પણ ભાગ્યશાળી કે ગંગામાં દેહ પડયો. રમા એકલી થઈ પડી; પણ ભૂંડું થાય, તે ભલા માટે, તેમ યોગેન્દ્રની સાથે પિછાણુમાં આવતાં ગુણવંતીની પરિક્ષા કરવાની, ને તેની સાથેના પૂર્વ સંસ્કારથી જોડાવવા પહેલાં રમાની ઉછળતી મન-કલ્પના શાન્ત કરવાની આ દ્વારા તક મળી ગઇ.

નામદેવ ગોર આજે યાત્રાળુઓના કામને લીધે વ્હેલો આવી શકયો નહિ-તે પ્રભાતમાં યોગેન્દ્રને ત્યાં કામ પ્રસંગે ગયો, ને ફરીથી જયન્તની વાત નીકળી. ગોરે કહ્યું કે જયન્ત પોતાની કન્યા સાથે મૃત પત્નિનાં અસ્તિ ગંગામાં પધરાવવા આવ્યા છે, પણ તેવામાં તેની દાસી ડુબી જવાની ખબર મળી છે.” યોગેન્દ્રના મનમાં તો તે રમણ કર્યા કરતો હતો. ને તેને આ નિમિત્તે ઓચિંતો મેળાપ થવાની તક મળી ગઇ, એટલે તરતજ તે ગાડી જોડાવીને ગોર સાથે જયન્તને ઉતારે આવ્યા. જયન્તે ગોરને ગાડીમાં જોયો, ને તે સાથે જે ગૃહસ્થ હતો, તે પરથી તેણે યોગેન્દ્રલાલનું સ્વરૂપ કલ્પી લીધું, અંતે એજ નીકળ્યું. યોગેન્દ્ર તથા ગોર અંદર પધાર્યા. જયન્ત તેને લેવા ગયો. જયન્તે નમન કર્યું, અને બેસવાને આસન આપ્યું. સર્વે સાથે બેઠા. “ઉપકાર પ્રભુનો કે આપની ભેટ થઇ-પધારો. સેવકની પર્ણકુટી પાવન કરો. આપનું પ્રખ્યાત નામ હું વર્તમાનપત્રમાં વારંવાર વાંચું છું, હું જાણતો હતો, કે તમે બહુ મોટી વયના હશો, કેમકે તમારા પુખ્ત લેખોની બહુ તારીફ થાય છે. પણ હવે મને લાગે છે, કે આપ તો યુવાન છો.” યોગેન્દ્રે અંતરભેદ દર્શાવ્યો.

“ એઓ યુવાન છતાં બહુ લાયક ને હરેલ ગૃહસ્થ છે. આજના અંગ્રેજી કેળવણીના જમાનામાં વર્ણાશ્રમ ધર્મના ત્યાગ વેળા આપણા

આ યુવાન ગૃહસ્થ મનની ટેક ને ધર્મની પ્રનાલિકા જાળવીને વર્ત્તે છે, એ બહુજ સંતોષકારક ગણાય !" ગોરે વધારે પુષ્ટિ આપી.

"હું હવે બે ત્રણ દિવસમાંજ વતન તરફ જવાનો છું. કન્યા સાથે છે."

"ને તેટલા દિવસનો સમાગમ તો જીવને મહાનંદ દેનારો થઇ પડશે. વળી મ્હારી સુકન્યાને તો બાળકોપર બહુ પ્રીતિ છે, એટલે આપ સાથે આવેલી આપની બાળાને જોઇને તે બહુજ રાજી થશે. વળી મને આપના જેવા રાગીનો નિર્મળ સત્સંગ મળશે, તો હું પણ બહુ આનંદ પામીશ !" યોગેન્દ્રલાલની બોલવાની રીતપરથી જયન્તને પરખાણું કે પોતાની કન્યાને પ્રસંગમાં લાવવાનો આ યત્ન છે, જ્યારે એમજ છે, તો પોતે માત્ર જગતના અનુભવને ખાતર જોવા જવું.

"જો આપનો એટલો બધો આગ્રહ છે, તો આપની કૃપાનો અવશ્ય લાભ લઇશું." હજી વાતચીત થાય છે, એવામાં રમા ત્યાં આવી. યોગેન્દ્રની નજરમાં રમાનું વ્હાલ ઉડી આવ્યું. તેણે હસતે મુખડે સ્નેહથી તેને બોલાવી. રમા શરમાતી, હડહડથી યોગેન્દ્ર કને ગઈ. યોગેન્દ્રે પુછ્યું, "બ્હેન તને અહીં ગમશે કે ?" રમા જવાબ આપે તે પહેલાં જયન્તે કહ્યું. 'રમા બ્હેનની દાસી પગ લપસી જવાથી ગંગામાં પડી, ને ગુજરી ગઇ. હમણાંજ તેને મૃત સંસ્કાર કર્યો." "હા—મને હમણાંજ અહીં આવતાં ખબર મળી. અફસોસ" સર્વે જણે નિસાસો નાખ્યો. યોગેન્દ્રનું મન હર્ષથી ઉછળ્યું. રમા એકલી હોવાના નિમિત્તે જયન્તને લઇ જવાની તક મળી, તે બોલ્યા. "ત્યારે તો તમે મ્હારે ત્યાં પધારો, રમા બ્હેન સચવાશે." યોગેન્દ્રે કહ્યું. "અને કદી આપને પ્રયાગ કે ગોકુલ જવું હશે, તો નિરાંતે જઇ શકાશે." ગોરે પુરવણી કરી. જયન્તને તે વધારે ગમ્યું. રમાના નિમિતે ગુણવંતીને મળવાની તક મળી ગઇ, ને તે તેણે સ્વિકારી લીધી. તેણે વાત લંબાવ્યા વિના યોગેન્દ્રના આમંત્રણનો

સ્વિકાર કર્યો, ને યોગેન્દ્રની સાથેજ તે રમા સહિત ગયો. ધર્મશાળાનો ઉતારો ખાલી કરવાની ગોરને યોગેન્દ્રે ભલામણ કરી, અને સર્વે ત્યાંથી યોગેન્દ્રને ત્યાં ઉપડયાં. પ્રભુની અદ્‌ભૂત લીલા છે. રમા પણ હસતે ચ્હેરે ગઇ. તેના મનમાંએ કુદરતની ઇચ્છા વસી હશે. જયન્તનું હૃદય પણ હર્ષ પામ્યું, ને જયન્ત આ નવરત્ન સંબંધી અનેક તર્ક કરવા લાગ્યો. દૃઢ મન છતાં ચંચળ ચિત્ત કંઇ કંઈ ગોથાં ખાતાં વૈરાગ્યથી છવાયલી વૃત્તિ, ને કાશી નગર જેવું પાપમોચક ધામ છતાં મર્કટડાં મનડાંએ તરેહવાર વિચાર કર્યા. તેણે જાણીને ન કર્યા, પુર્વના સંસ્કારે તેને કર્મ–તંત્રપર ઘસડયો. યોગેન્દ્રલાલના મનમાં પણ એજ વિચાર આવ્યો. લાયક ને યુવાન કન્યા માટે સારો વર જોઇએ, પણ પ્રદેશમાં એટલે શી રીતે મેળવી શકાય? જયન્તનું આવાગમન સાંભળ્યું. એજ પ્રેમી જો સુકન્યાને મળે ને ઉભયનું મન મળે, તો સંસાર સુખી નીવડે. આ અંતરની લાગણીનો યત્ન યોગેન્દ્ર ચાલુ કર્યો હતો. પ્રભુની ઈચ્છા હતી. નહિ તો બીજા અનેક યુવાન કાયસ્થો તેમને ત્યાં આવતા હતા, પણ કોઇના પ્રસંગમાં પોતાની કન્યાને આવવા દીધી નથી. તેમનાં મહાકુંવર નામનાં ગુણિયલ પત્નિ ગુજરી ગયા પછી ગુણીને તેણે અંગ્રેજી કેળવણી આપવા ઉપરાંત સંસ્કૃત શીખવવા માટે એક પંડિત રાખ્યો હતો. આ વૃદ્ધ અને પ્રવીણ શિક્ષાગુરૂએ તે કન્યાને પ્રાગલ્ભા બનાવી હતી. પોતાની પુત્રી પેઠેમ પ્યારથી શીખવતો હતો, અને કુમારિ પણ તેવીજ સ્વરૂપા ને વિચિક્ષણ બુદ્ધિની હતી, એટલે નાની વયમાં ઉંડું જ્ઞાન સંપાદન કર્યું હતું. તે આ વર્ષે મેટ્રીક થઈ હતી. તેનું અંગ્રેજી જ્ઞાન પણ ઉંડું હતું. જયન્તે હજી કન્યાને જોઇ ન હતી, અને સ્વાભાવીક રીતે તેનું દીલ કન્યાને જોવા ઉશ્કેરાયું હતું. તેને તત્કાળ લગ્નેચ્છા ન હતી, તોપણ ગુણિયલ કન્યાના પ્રસંગમાં આવવાની તેની આતુરતા સ્વપ્નદ્વારા જણાતી હતી.

# પ્રકરણ ૧૯ મું.

## રૂપાળી રાજ હંસા કે ગુણીયલ ગુણવંતી!

પ્રભુની બક્ષિસ વિના રૂપ અને ગુણ એક સરખાં મળતાં નથી. સોનું અને સુગંધ બન્ને સાથે મળતાં નથી. યોગેન્દ્રલાલની માયાળુ અને મનોહર કન્યા ગુણવંતીમાં બન્ને ભાવ સ્થાપિત થયલા છે, તેનાપર કુદરત પ્રસન્ન છે. માત્ર તે મા વિનાની છે, તોપણ શુદ્ધ ને પ્રાચીન આર્ય ધર્મની પ્રનાલિકાના ધોરણે કેળવણી પામ્યાથી એક યુવાન મુગ્ધા છતાં લાયક ગૃહિણી બની ગઈ છે. તેનામાં રૂપનો મદ નથી. તેનામાં વિદ્યાનો અહંકાર નથી. તેનામાં ગુણનું અભિમાન નથી. તેણે અંગ્રેજી કેળવણી ઉંચા પ્રકારે સંપાદન કરેલી છે, તે છતાં તેનામાં સુધારાનો ખોટો પવન પ્રસર્યો નથી. તે એકાન્ત નિવાસ કરતી હતી, તે છતાં મન-મર્યાદાથી નબળી થઇ નથી. તેનામાં યૌવન-મદનો કામ પ્રફુલ્લિત છે, પણ કોઇની સામાન્ય દૃષ્ટિએ મોહ પામતી નથી. તેને કોઇ મોહ પમાડી શકતું નથી. તે સરિતાના પ્રવાહ પ્રમાણે પર્વતમાંથી નીકળીને સમુદ્રમાંજ ભળવાનો પાઠ પઢ્યા કરે છે. પર્વત પિતા, કેમકે ત્યાંથી તે જન્મ લ્હે છે. કર્મ વ્હેણા પ્રમાણે સાગર-સ્વામિને મળવું, એ તેનું મન પુષ્પ-કળીના સુગંધી પવન સમાન મિશ્ર થઈ ગયું છે, એટલે પ્રેમભક્ત રાજાને શોધવાને આ પ્રવીણ પ્રધાન મથન કરે છે. લોકો કહે છે, કે કેળવાયલી માતાના હાથ તળે તાલીમ પામેલી દીકરીઓ સંસારને લાયક થઇ પડે છે. ખરી વાત છે. ઘર સંસારની રહેણી કરણીઓની તાલીમ માતાને હાથેજ કન્યાને મળે છે. પણ માતા ગુજરી જવા પછી પિતા જો પ્રવિણ હોય, અને કાળજીવંત હોય, તો કન્યાને લાયક ગૃહિણી બનાવવામાં નિષ્ફળ નીવડતો નથી, પણ તેવા કેસ સેંકડે થોડાજ

સુધરેલા લાગે છે. પિતાનો વ્યવહાર સ્ત્રી જેવો ઘરગથ્થુ નથી. વસ્તુનો જમાવ કરવાનું કામ પુરૂષનું છે, ઘરનો સંગ્રહ વધારવાનું કામ સ્ત્રીઓનું છે. ગુણવંતી પ્રદેશમાં અને કેવળ પિતાની દેખરેખ તળે રહી છતાં તે અભ્યાસમાં સદા સાનુકુળ રહેતી, છતાં ઘર વ્યવસ્થામાં તે એટલી તો અનુકુળ ને પ્રવીણ થઈ, કે કુટમ્બોમાં અને ન્યાતીલામાં તથા સુવિચારી પાડોશીઓમાં વસનારી બાળાઓ કરતાં ચડતો દરજ્જો ભોગવતી થઇ. ગુણવંતીના કર્મયોગે શાસ્ત્રી એવો તો પ્રૌઢ, બુદ્ધિવંત ને પુખ્ત મળ્યો, કે કુદરતી મુગ્ધાને સંસાર સુખના માર્ગ બતાવીને માનસિક વૃત્તિ સદૃઢ કરી દીધી. ધર્મ, વિવેક, મર્યાદા, ધિરજ, માયા, અને દયા એટલા સદ્‌ગુણો ગુણવંતીના કંઠહાર થઈ પડયા, ને તેના શરીરપર એવા મોહ પામી ગયા, કે લગાર પણ છુટા થઈ શકયા નહિ. જયન્ત અથવા તો તેવાજ કોઈ લાયક વરની શોધમાં ગુણીના લગ્નને ઘણો વખત વીતી ગયો હતો, પણ પ્રદેશના નિવાસને લીધે, ને ઘરમાં સ્ત્રી ન હોવાથી ગુણવંતીનું વય વધી ગયું હતું. વળી પ્રદેશી તરીકે રહેતા હોવાથી પર જ્ઞાતિમાં એવડી મોટી વયની કન્યા માટે કોઇ બોલતું નહતું. જો જ્ઞાતિ સમુહમાં રહેવાનું હોત, તો કાયસ્થી સ્ત્રીયો ફોલી ખાધા વિના રહેત ખરી કે ? અને જો જ્ઞાતિમાં રહેવાનું હોય, તો કન્યા એટલી મોટી થાય પણ ખરી કે ? પ્રદેશને લીધે કન્યા મોટી થઈ, પણ એવી સ્વતંત્રતા છતાં કન્યાના મગજમાં બિલકુલ અવિચાર કે અનાચાર પ્રવેશ થવા પામ્યા નહિ ! યોગેન્દ્રે એ બાબતમાં બહુ નજર રાખી છે, ને પોતાની કન્યાને જેમ બને તેમ લાયક બનાવવા પાછળ પૈસાની કે મહેનતની કશી કચાસ રાખી નથી. પિતાજીની રાત્રીની કથાપરથી ગુણવંતી ચેતી ગઈ હતી, કે મુંબઇના કોઈ વિદ્વાન ગૃહસ્થ પરોણા તરીકે પોતાને ઘેર આવનાર છે. પિતાજીની ખાનગી ઇચ્છા મુજબ જો તે

પ્રેમી હશે, તો જીવન-સુખનો આધાર થઇ પડશે; એમ ધારીને તેણે લાયક પણ કંઇક ખુબીવંતી આશા ધારણ કરી. પોતાની પ્રત્યે જોનારને એવું ન લાગે, કે તેણી પોતાનું રૂપ વા ગુણ દેખાડવાનો ખાસ યત્ન કરે છે. પોતાની વિદ્વતા કે આવડતનો આડંબર કરે છે. કેવળ શાન્તિ ને ધીરજ રાખીને મર્યાદશીલ વર્તન ચલાવવાનું હતું, ને તે માટે તેને નવોજ યત્ન કરવાની બહુ જરૂર ન હતી.

જયન્ત, યોગેન્દ્રલાલને ત્યાં રમા સહિત આવ્યો. યોગેન્દ્ર કુમારિના રૂપ-ગુણ વિષે ગોરને મુખે સાંભળેલી વિશેષ ને ખાત્રીપુર્વક તારીફથી તેનું મન, તેને નિહાળવાને અધીરૂં થઇ ગયું હતું. તપસ્વી જન મોહનીમાં અંજાઇ જાય, તેમ સંસ્કારી માયાના સ્વપ્નામાં જયન્ત ગુંથાઇને સંસાર-નાવ પર પ્રવાસ કરવા તૈયાર થયો હતો. જો કે તેણે હજી માયામાં બંધન થવાનો માર્ગ કળ્યો ન હતો, પણ ભ્રમ થયો હતો. અને એ ભ્રમ વડે તેને એમ થતું હતું, કે દુષ્યન્ત પેઠે પોતાને શાં શુભ ચિન્હો થાય છે? યોગેન્દ્ર ગાડીમાંથી ઉતરીને રમા સહિત ઉપર ચડયો. ગુણવંતીએ પિતાને દાદર પર ચડતા જોયા. તેના હાથમાં બાળક હોવાથી જાણ્યું, કે તે પરોણું હશે. ગુણીએ સુંદર બાળાને જોઇને હસાવી, ને જયન્ત ધીમે ધીમે બંગલાની રચના જોતો જોતો પાછળ ચડયો.

ગુણવંતી નિત્ય નિયમ પ્રમાણે સવારમાં વ્હેલી ઉઠીને નાહી ધોઇ પુજા-પાઠ કરીને મહાદેવીનાં દર્શન કરવા ચાલી. પોતાની નોકરડીના હાથમાં પુજાનો થાળ આપ્યો, ને પોતે હાથમાં જળની ઝારી લીધી. દાદર પરથી નીચે ઉતરતાં જયન્તને જોયો. જયન્ત હજી પહેલું પગથીઉં ચડયો, ત્યાં નુપુરનો અવાજ સાંભળ્યો, ને નીચે ઉતરી ગયો. ગુણવંતીની દૃષ્ટિ પડતાં તે તાકીદે નીચે આવી. છેલ્લા ને પહેલા પગથીયા પર દૃષ્ટિરાગ થયો. ગુણવંતીએ હસતે મુખડે

શીશ નમાવ્યું, અને જયન્તે પણ તેજ પ્રમાણે નમન કર્યું. ગુણવંતી શરમાતે મુખડે નીચી નજર કરીને રૂમઝુમ કરતી બહાર નીકળી. જાણે રામને વરવા સીતા અધીરી થઇ હોય ?

જયન્ત ફરીને નમ્યો. બીજી વાર પ્રેમ–દૃષ્ટિએ બન્નેએ પરસ્પર જોયું. જયન્ત ઉપર ચડયો, ને ગુણવંતી જુવાનીના પૂરમાં બહાર નીકળી. જ્યાં સુધી જયન્તની દૃષ્ટિ પડી, ત્યાં સુધી તેણે નજર રાખી. જયન્તે આ વેળા શું જોયું ? ખરેખર ઉર્વસી, રંભા કે મેનકાના રૂપ કરતાં ચડતા પ્રકારની કોઈ દેવાંગના ! “ ગોરા–ગોરા પગની પાની પર રણઝણાટ કરતી ઘુઘરીયો કેવી ભાગ્યશાળી હશે ?” જયન્તે છેવટે મનને કહ્યું. મોહબાણ આબાદ લાગ્યું. મર્મને ભેદી નાખે, તેવો મનહર ચહેરો, સૂર્યનાં કીરણ માફક ચમકતો જોઇને જયન્ત અંજાઇ ગયો. પાંચ આંગળીનો પોંચો સમાઇ જાય, તેવું અષ્ટમી ચન્દ્ર જેવું મોટું કપાળ ને તે પર બરાબર ધનુષ્યાકાર ભ્રમર જોઇ. તે સાથે તેની મૃગલા જેવી ચંચળ ચર્મ–ચક્ષુ, તેના પ્રફુલ્લતા ગોરા ગાલ અને તેમાં સ્મિત હાસ્યથી ગાલમાં પડતા ખાડા જોયા. શુદ્ધ ચન્દ્ર–રશ્મીની ઉજ્વળતા જેવા દૂધીઆ દાંત, ને હંસ–ગ્રીવા જેવી મુગ્ધાની ગરદન હતી, અને પૂર્ણ યુવાનીમાં આવ્યાથી તેનાં ઉર–ઉપસણનો ઘેરાવ, ધીમે શ્વાસે વધતો હોય, તેવી રીતે આભાસ આપતો હતો. મનહરણી રેશમી ચોળી જોડે રમત કરતા હાથ, ને તે કરતાં કરનાં કંકણુ ખરેખર ભાગ્યવંત લાગ્યાં. તેનો એક સરખો ઘાટ, ને તેની ધીમી ચાલ તો જાણે રાધા ! ગોકુળની સ્વરૂપ–સ્ત્રીઓ ગોપાંગનાની શુદ્ધ માટી માંહેનુંજ આ પૂતળું બનાવ્યું હોય, એમ જયન્તને લાગ્યું. ખરેખર તે મુંબઈની ભાત ખાઉ પીળી પચક ને ટાપટીપથી દીપતી સુંદરી ન હતી. કુદરતી શિતળાથી ઉદ્ભવતાં લોહીમાં ઉછરતી આ બાળા તેના નાજુક ને કોમળ બાંધાને દીપા-

વતી હતી. તેની ચામડી લોહીના રમણુથી કસકસતી હતી. તે કોમળ છતાં તેની ચામડી પકડનાર લોહીથી છુટી કરી શકે તેમ ન હતો, એટલે ચોંટી ગએલી હતી. વળી યુવાનીનો બહાર તેનાં કપડાં અને ઘરેણાંને પણ ઝગમગાવતો હતો. કપાળમાં હિંગળોકનો ચાંલ્લો કરીને કોઇ રૂપિ કન્યા જાણે દેવ પુજન કરવા જાય, તેવી લાગતી હતી. જયન્ત જો આ સુંદરીને જોઇને ચળિત થાય, તેમાં પણ નવાઈ શી હતી?

વિશ્વામિત્ર જેવા પ્રચંડ તપસ્વી અગ્નિમાં બેસીને તપ કરતા છતાં જો મેનકાની માયામાં લુબ્ધ થઈ ગયા. સુક જેવા બાળ-યોગી રંભાના પ્રેમપાશમાં પડી ગયા, ને પેલો રાગ-ભોગી સરસ્વતીચન્દ્ર યોગીની ધુંસરીપર બેસીને ભેખને વગોવતો છેવટે કામદેવને શરણે થઈ ગયો, તો આ જુવાન જોગી એક પ્રેમાળ મૂર્તિનો પુજારી બની જાય, તો નવાઇ શી હતી! ખરે ગુણીયલ ગુણવંતી એવીજ નિર્મળ મનની ને સુંદર તનની હતી. તે કામબાણથી કોઇને અંજાવતી ન હતી, પણ તેનાપર જે પ્રભુની કૃપા–પ્રભા હતી, તેથી તેની મનોહર મૂર્તિપર મોટા મહાજનોએ લોભાયા હતા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### જયન્ત અને ગુણવંતીનો પહેલો પ્રસંગ!

अर्थो हि कन्या परकीय एव
तमद्य निक्षिप्य करे गृहीतु।
जात प्रकाम विशदो समार्यं
प्रत्यार्पितन्यास ईवान्तरात्मा ॥

"કન્યા તો પારકું દ્રવ્ય છે. તેના ગૃહણ કરનારના હાથમાં તેને આજ આપી દઇને તેને સાચવવાની ચિન્તાથી મુક્ત થવા પુરૂષનું ચિત્ત જેવું ચિન્તામુક્ત શાન્ત થાય, તેવો મ્હારો આત્મા શાન્ત થશે."

યોગેન્દ્રની આ વાંચ્છના સત્ય છે. યુવાન કુમારિકાના પિતાની આ ચિન્તા વ્યવહારિક છે.

જયન્ત, ગુણવંતીનું સૌંદર્ય જોતાં, જેમ કાદમ્બરીરૂપી ચન્દ્ર-લેખાનું સૌંદર્ય જોતાં, ચન્દ્રાપીડનું હૃદય સમુદ્રજલ પેઠે ઉછળવા લાગ્યું; તેમ જયન્તનું મન ઉછળવા લાગ્યું, ને તે પણ એજ રીતે બોલ્યો કે—

**किमिति लोचनमयान्येव ममाऽगानि न कृतानि विधिना ॥**

"બ્રહ્માએ મ્હારી બીજી ઇન્દ્રિયો પણ કેમ લોચનમય ન કરી કે હું અનેક આંખ્યોએ તેનું સૌંદર્ય જોઇને તૃપ્તિ મેળવી શકત? પ્રજાપતિયે સર્વ રમણીયતાનો આ એકજ ભંડાર કેવો વિચિત્ર ઉત્પન્ન કીધો છે? આવા અતિશય રૂપના પરમાણું ક્યાંથી આણ્યા હશે? મને લાગે છે કે આ કોમળાંગીને ઘડતાં ઘડતાં પ્રજાપતિના કરસ્પર્શથી થતા દુઃખને લીધે અશ્રુબિન્દુ પડયાં હશે; તેમાંથી કુમુદ, કમલ, કુવલય તથા સૌગંધીક વન ઉત્પન્ન થયાં હશે! આહા! એની કૃષ્ણ-કેશની લટ, વસંત ઘેલી વેલીની લતા પેઠેમ નિતંબ સુધી પથરાયલી જણાય છે. જાણે મહા તપસ્વી જેમ યોગમાં પ્રેમ પરાયણ થઇ જવાથી જટા ને દહાડી જમીનમાં પથરાઇ રહી હોય, તેમ ગુણી-યલનું મન દર્પણમાં પથરાઇ રહ્યું છે, ને તેના વાળ હીંચોળા પેઠેમ ઝૂલવા લાગ્યા છે. રખે કોઈ જીવડું એના પતિના પ્રેમ ભાવનાવાળા અધિકારનો ભંગ કરીને, અંગને સ્પર્શ કરે! તેથી વાળ આમતેમ ઉડતા ફરે છે, પવન તેને સ્હાય આપે છે." આહા! દુષ્યન્ત સમાન જયન્ત મનમાં આમ વદે છે.

"અધર કુંપલીયા જેવા, ભૂજ કોમળ જેવી વૃક્ષની ડાળ;
પુષ્પ સરીખું યૌવન, જોતાંમાં મન હરે છે તત્કાળ!"

જયન્તે નિરખીને સમસ્યા કરવામાં ગુણવંતીનો યત્ન કાદમ્બરી જેવો હતો. ચન્દ્રાપીડને હૃદયગામી ગણવા માટે તે નિર્દોષ હતી, કેમકે મહા પ્રેમની વ્યથા પ્રેમીયોથીજ જાણી શકાય! એમ પ્રેમ જીવન કવિ કહે છે કે, Love at first sight અને તે કહે છે કે,

"Whatever of love sinks the deepest is felt at first sight; it streams on us abrupt from the cloud, a lightning fiash a destiny revealed to us-face to face."

જયન્તે જ્યારે ગુણવંતીનો ચ્હેરો નિરખ્યો, ત્યારે નેત્રના સ્પર્શ લોભથી તત્કાળ ત્યાં ભેગી થએલી રાગયુક્ત પંચેન્દ્રિયો વડે બીજી જાણે અંગુલીગોથી યુકત હોય, એમ ઉભયનાં હૃદયને માલમ પડયું. જાણે કાદમ્બરીના મનમાં ચંદ્રાપીડને તામ્બુલદાન દેતાં એવી અવસ્થા પ્રાપ્ત થઇ. શેકસપિયરે પોતાના Love's Labours Lost ના બીજા અંકના બીજા સીનમાં જણાવ્યું છે, કેઃ—

All senses to that sense did make their repair,
To feet only looking on fairest of fair,
Methought all his senses were look'd in his eye,
As jewels in crystal for some prince to buy.

પ્રેમના હૈડામાં ભય છે, કંપ છે, હર્ષ છે, અશ્રુ છે, સુખ છે, દુઃખ છે. જ્યારે પ્રેમીયો મળવા તલ્પે છે, ત્યારે ભય પામે છે. પરસ્પર દષ્ટિરાગ થાય છે, ત્યારે કંપે છે, તે ભેટે છે, ત્યારે હસે છે. તે છુટાં પડે છે, ત્યારે રડે છે. તેનું સુખ સ્વર્ગીય છે, તેનું દુઃખ અનિવાર્ય છે. મહાસાગરથી પણ અધિક છે, પ્રેમ તીવ્ર છે. કોમળ

છે. તે જ્યારે આવેશમાં આવે છે, ત્યારે તેની કઠોરતા કહી ન જાય, તેવી હોય છે. મહા રણમાં, મહા યુદ્ધમાં પત્નિની સ્હાયતાથી પતિ બળવંત બને છે. પતિ માટે સંગ્રામ કરવામાં, અને પ્રેમી પ્રેમદા માટે જીવ આપવામાં બ્હાદુર બને છે. જો કે તે લુટારો હોય, કે ખુની હોય, પણ પ્રેમાંગના કને કોમળ કેળ જેવા થાય છે. ભલે તે ભલો શહેનશાહ હોય, પણ કંગાળ પ્રેમીલી પ્રિયાને તાબે થઇ જાય છે, રણધીર યોદ્ધાની તરવાર પ્રેમી પ્રિયાના સ્નેહ કને નબળી બની જાય છે. પ્રેમીયોના એકાન્ત રસમાં એવું તો ઝેર રહેલું હોય છે, એવો છુપો આમ પ્રકટેલો હોય છે, કે અગર જો ભૂલચુકથી કોઈ ત્યાં પ્રવેશ થવા પામ્યો હોય, તો પ્રેમીઓના મહાકોપનું બલિદાન થઇ જાય છે! દ્રૌપદીનો સુવિચારી પ્રેમ, ત્રિભુવનની પ્રમદાને શિક્ષણીય થઇ પડયો છે. પાંચ પતિના સમાગમમાં, પ્રેમ સમયે જે પતિના વિલાસમાં તે રમણ કરતી હોય છે, ત્યારે એ સતી એજ પતિનું ચરણામૃત પીને મસ્તાન બની જાય છે. પ્રેમના સાત્વિક ધર્મનું જો કોઇ પણ સત્ય સ્વરૂપ હોય તો તે સતી દ્રૌપદી છે. જેનું પ્રેમભૂવન સદા નિર્મળ અને સ્વર્ગીય સૌંદર્યમય છે.

મૃત્યુ લોકમાં કળિકાળના હાલના ચાલતા સમયે કેવળ પ્રેમમૂર્ત્તિ પ્રિયા મળવી કઠણ છે; બાહુલ્ય છે. કુબજા જેવી સ્ત્રીને કૃષ્ણ પરમાત્માએ માત્ર પ્રેમ ભાવેજ પત્નિ સ્વિકારી હતી; એવા પ્રેમીયો આજે થોડા હોય છે. આજનો પ્રેમ ખાંડના ખાજાં જેવો છે. કામાંધીઓ માત્ર ખાંડ ખાઇને સંતોષ માને છે, પ્રેમીયો મોળું ખાજું ખાઇને રીઝાય છે. મોહ જો હોય, તોજ પ્રેમ પસંદગીરૂપ થઈ પડે છે. કેવળ ગુણને જોઇને રૂપનો પરિત્યાગ કરનારા ઘણા થોડાજ નીકળશે, અને હશે તે વીરલા ગણાશે. પ્રભુની પુર્ણ પ્રસાદી પામેલા કોઈ પુન્યવંત નર હશે, અને એ જોડું વૈકુંઠના વૈભવથી આ લો-

કમાં પણ સુખી હશે! પણ કાણ? માણેક અને કુન્દન! જયન્ત ને સુમતી! ના, આ બન્ને કરતાં જયન્તને જો ગુણવંતી પરણે, તો તે જોડું લાયક થશે!

જયન્ત મોહથી વિંધાઇને, મનહર મુગ્ધાને તાબે કરીને મેડી ઉપર ગયો. કાશીપુરીમાં જઇને કેવળ આત્મ સન્યાસ ધારણ કરવાની આતુરતાથી આવેલો આ માનસીક તપસ્વી અંતે રાગી બન્યો. પ્રિયાનાં અસ્તિને ગંગાજળમાં પધરાવીને પોતે વિરાગી થવા ધારતો હતો, તે વિમૂખ થયો. જયન્તને પ્રેમી કહીશું કે નહિ?

ભ્રંગ–પતંગ કુરંગ કોહિંગમ, કુંજ શિખા સુર પુની લહેહે,
ચાતક મોર ચકોર સુપંકજ, ધોર તૃષા શશિ સુર સહેરે,
હારળ મીન મરાળ ઝરાફ્ હી, કાષ્ટ સુલંછન ઝુરી ઝરેહે,
દેહકું છેહ દીયે ઈતને સબ, નેહકું છેહ કબી ન દીયેહે.

અને જે પ્રેમીયો મરે છે, તે ઝુરી ઝુરીનેજ મરતાં જોયાં છે. પણ આ માનવ દેહ સંસ્કારી છે, કર્મવાદી છે, એક જન્મમાં અનેક જન્મ થાય છે. પ્રેમીયોને મરવું એ તૃણવત્ છે.

O star of strength! I see the stand,
And smile upon my pain;
Thou beckonest with thy mailed hand,
And I am strong again.

सन्तोऽपि सन्तः क किरन्तु तेजः
क्वनु ज्वलन्तु क्वनु च प्रथन्ताम्।
विधाय रुग्वा ननु वेधसैव
ब्रह्माण्डकोणे घटदीपकल्पाः॥

જયન્તનું વિંધાયલું ચિત્ત ચોતરફ કર્ણ ને નેત્રદ્વારા ચમકતું હતું. યોગેન્દ્રલાલ સાથે વાર્તા–વિનોદ કરતાં પેલી મુગ્ધાના પાયને

રણુકો સાંભળવા મન-કર્ણને ફરતા રાખ્યા. ઘડીવારે તે મુગ્ધા આવી પહોંચી. તેના હૃદય પર કંઇક જુદોજ ઉત્સાહ વધી પડયો. તેના પાયમાં કંઈક નવીન લોહી આવી ચડયું. તેના શરીરમાં વિચિત્ર જુસ્સો ઉભરાઈ નીકળ્યો. કપાળપર તેજ, ભમરપર વીજળી, ને આંખમાં ઉછળતી લાલી ભરાઈ ગઈ. તેના બોલવામાં, તેના ચાલવામાં, તેના હસવામાં કુદરતી આનંદ પથરાઇ રહ્યો, એક પ્રેમી મુગ્ધા--નાયિકા, જેમ નાયકની ભેટ કરવાની તૈયારી કરતી કરતી પ્રેમોર્મિ દેખાડતી હોય, તેવી રીતે ગુણવંતીની સ્થિતિ થઈ. તેણી આ ચમત્કારનો ભેદ તે પણ કશી રીતે કળી શકી નહિ! કેફની ધૂનમાં જેમ કેફી મસ્તાન બનીને જે જે કૃત્ય કરે છે, તેનો તે અનુગામી હોઈ શકતો નથી. તેવીજ રીતે ગુણવંતી બ્હાવરી બની ગઈ. કેમ જાણે પરણ્યો પતિ, ઘણે પ્રદેશથી આવ્યો હોય, અને સંસારી કુટમ્બીયોના ભયથી મળવા માટે વિલંબ થતી હોય, ને અધિરાઇએ અકળાવ્યાં હોય, આતુરતાના ઉકળાટે બ્હાવરાં બનાવ્યાં હોય, તેમ ઉભય પ્રેમીયોના મુખપરની સ્થિતી જણાતી હતી. જયન્તનો ચ્હેરો કંઈક ભેદાયલો, ને મન કંઈક ધડકેલું ન હોય! તેમ યોગેન્દ્ર સાથની વાતચિતમાં જણાતું હતું. જો કે તે ચેષ્ટા યોગેન્દ્રથી કળી શકાણી નહિ, પણ ગુણવંતી પરખી ગઈ. જયન્તના બોલવામાં બહુ શબ્દો તૂટતા હતા, હસવામાં મુખ શરમાતુ હતું, અને પ્રસંગની દલીલ કરવામાં પાછળ હઠતો કંપ તેને પ્રેમીની સ્થિતી સુચવતો હતો. એજ રીતે ગુણવંતીની હાલત પણ દુર્ઘટ થઇ હતી. યોગેન્દ્રને ત્યાં જયન્ત કરતાં વધારે સ્વરૂપવાન યુવાનો આવ્યા હશે, પણ મુગ્ધા ગુણવંતીએ કોઇની સામે દૃષ્ટિ કરી ન્હોતી, તેમ આ રીતે કોઇથી ઝકડાઈ ગઇ ન હતી. આ પ્રસંગે પોતે કેમ દિગ્બંધ થઈ ગઇ છે, તે પોતે પણ જાતે કંઇ કળી શકતી ન હતી. જયન્ત જેવો તાપસી પણ માનુનીના

માયામાં લુબ્ધ થઈ ગયો હતો. ગુણવંતી આજે દેવીને પગે પડતાં તેની આશા ઉર્મીએ વર માગ્યો હશે, ને તેથીજ તેણીએ ઘરમાં પ્રવેશ કરતાં ફરીને જયન્તની દૃષ્ટિનો રાગ વ્હોરી લીધો. ગુણી રણકો કરતી કરતી અંદરના ભાગમાં ચાલી ગઈ.

"બ્હેન! આપણે ત્યાં પરોણા આવ્યા છે, માટે દુધ મોકલાવો." યોગેન્દ્રલાલે પોતાની ગુણીયલ કન્યાને મોટે સાદે કહ્યું.

"પિતાજી, હું પોતે લાવું છું?" ગુણવંતી અંદરના ભાગમાં જતાં દરવાજા પાસે આડી ઉભી રહીને જવાબ દીધો.

કોયલ કરતાંએ મધુર, ને સતારના તાર કરતાંએ બારિક સ્વર જયન્તના કર્ણમાં પડયો. રૂપ અને યૌવનના બ્હારમાં લચકેલી પોપટડીના મધુર કંઠનો તાર રણઝણાટ કરતો, જયન્તની આશાના હારમાં મોતીડારૂપે પરોવાઇ ગયો.

"મ્હારી એકની એક આશાવંતી બાળા, તમારી રમા પેઠેમ મ્હારા આ એકાન્ત ભાગનું આધાર રૂપ પંખીડું છે. એ મ્હારી ગુણીયલ કન્યાનું હસતું મુખડું જોઇનેજ હું આ પ્રદેશમાં નિરાંતે જીવન ગાળું છું. મ્હારી એ ગુણવંતી કન્યા મ્હારા આ ઘરનો એક દીવો છે, પણ તે પારકું ધન, કોઇ ઉદારચિત્ત પ્રેમીના ઘરમાં પ્રકાશ આપે તો પ્રભુનો પાડ!" યોગેન્દ્ર ખરા અંતઃકર્ણથી ને શુદ્ધ મનથી, સ્વતંત્ર વિચારથી, અને સુધરેલા જમાનાની કંઇક દેશી વિદેશી કેળવણીના પ્રભાવથી મન-વૃતાંત જણાવ્યો. જયન્તે માનપૂર્વક સ્વીકાર્યો, ને કહ્યું.

"તમારા જેવા પુન્યવંત પિતા ખરેજ ભાગ્યશાળી ગણાવા જોઇએ."

"અને ખરેખર ભાગ્યવંત તો એનો ભરથાર ગણાશે; કેમકે વાડીના રખવાળ માળી તરીકે મેં તો આ કોમળ કળીને ઉછેરી છે, ખિલવી છે, પણ તેના સગુણ ગુણોનો ભોકતા તો તેનો પતિજ ગણાશે.

મને એટલો સંતોષ છે, કે આ બાળા જે ઘરમાં જશે ત્યાં મ્હારા ને તેના પતિના નામને કીર્તિવંત કરશે. સાવિત્રી સમાન આ સુકન્યા ઉભયકૂળ તારશે, પણ મને માત્ર એકજ ચિન્તા છે, કે તેને લાયક વર કયારે મળે ?"

"જ્યારે તેનું ભાગ્ય જાગશે, ત્યારે ઘર બેઠે વર આવી મળશે" આ શબ્દો જયન્તના મુખમાંથી નીકળતાંજ ગુણવંતી દુધના પ્યાલા લઇને બહાર આવી. વર્ષાદની કાળી રાત્રીમાં વિજળીનો જેમ ચમકારો થાય, તેમ આ સ્થળમાં ગુણવંતીનો ચ્હેરો પ્રકાશવા લાગ્યો.

"પિતાજી ! હું દુધ લાવી ?" એક ટેબલપર મુકતાં ગુણીયલે કહ્યું.

"તું પણ અહીંજ દુધ પીએ તો કંઇ હરકત છે ?"

"ના–પિ–તા–જી !" ગુણવંતીએ અચકાતી જીભે શરમાઇને નીચું મોં કરી કહ્યું. "પણ રમા બ્હેન અંદર દાસી પાસે છે, તેને બોલાવું ?"

"ના, હું અહીંજ દુધ પીશ." રમાએ અંદરથી જવાબ દીધો.

"રમા તમારી જોડે એટલી વારમાંજ હળી ગઇ છે શું ?" જયન્તે નવાઇ બતાવી.

"રમા બ્હેન બહુ માયાળુ ને ડાહી છે. કોણ જાણે શા કારણે પણ મનેજ વળગ્યા કરે છે ?"

"બાળક નિર્દોષ પશુ જેવું છે. તેને દીલ દેવામાં આવે છે, તો તે પોતાનું થઇ શકે છે. સાચી પ્રેમ–ભક્તિનો એ પ્રતાપ છે." યોગેન્દ્રે ગુણવંતીની સ્થાપિત કીર્તિ કરી. હાથ કંકણને આરસીની જરૂર ન હતી. ગુણીના ગુણ ને રૂપ જયન્તને અસર કરવા માટે બસ હતાં, તોપણ અધીરા મનના યોગેન્દ્રને આ યત્ન કરવો પડયો હતો.

"તમે બાપ બેટીનો અમારાપર બહુ ઉપકાર થયો છે."

" ઉપકાર ! " યોગેન્દ્ર હસ્યો.

" તો તમારી કનેથી કોઈ વેળા બદલો લઈશું ? " ગુણી હસતે મુખે બોલી.

" મ્હારી ગુણીને ઠેકાણે પાડી દો, એ તમારો બદલો ! " ગુણી શરમાઈ ગઇ.

" પ્રભુ મને જશ આપે ! બેસો, ગુણવંતી ! " જયન્તે અંતરાત્મીક આગ્રહ કર્યો. ગુણી બેઠી, ને દુધ પીતાં વિનોદ કરવા લાગી.

"જયન્તિલાલ ! ભારત–જીવનમાં તમારી કવિતા મેં વાંચી ! કેવું રસીક ગાયન ! પ્રેમના વિયોગની જે જે ઘડીઓ જતી ગઈ છે, તેના રસનું આલેખન કરીને અનુભવીનાં અંતરને ચીરી નાખે છે. "

" મને તો એ ગીતની બહુ અસર થઇ હતી. મ્હારી પ્રિયાના તાજા મરણથી મને તે વેળા ઘણું લાગી આવ્યું હતું; જો કે હું હવે અવસ્થાએ પહોંચ્યો છું, પેનશનને લાયક થયો છું, વાનપ્રસ્થાશ્રમ કાયમ રાખવા ચાહું છું. માયાના ભ્રમને હવે મ્હારે ઉત્તર કાળમાં ત્યાગ કરવાનો છે, તે છતાં એ ગીતે મને બહુ અસર કરી હતી. મને લાગે છે કે આપનાં પ્રેમી–પત્નિના સંબંધમાં હશે ! "

" પોતાનાં કે પારકાનાં સંબંધમાં હોય, તેની લેખકને દરકાર હોતી નથી. માનવ સ્વભાવનું તે કાળનું માત્ર ચિત્ર દોરેલું છે ! "

" તોપણ જાતી અનુભવની સિદ્ધતા તાદશ્ય તેમાં દેખાય છે."

" પ્રેમી તો એજ ! પ્રિયાના મૃત્યુ પછી જે પ્રેમીએ પ્રેમનો કંઇક ઉદ્દગાર દર્શાવ્યો, તેજ પ્રેમી ! પણ હવે દુધ ઠરી જશે. જો દુધ પીતાં વાત થાય તો ઠીક ! " ગુણવંતી એક તરફ ખુરસી લઇને બેસતાં બોલી. સર્વેએ દુધ લીધું, પીધું, અને પાન સોપારી આવ્યાં, એટલે સૌએ લીધાં.

" બ્હેન ! આજ તો તું કંઇક મધુર ગીત ગા ?

" શું ગુણવંતીને સંગીતનું પણ જ્ઞાન છે ? "

"હા, સંગીત ગાવાનું ને વીણા વગાડવાનું બન્ને કામ જાણે છે."

" વાહવા ! ત્યારે તો બહુ આનંદ મળશે !"

" પિતાજી ! ગાવાનું રાત્રીના સમયે રાખીયે તો ?";

આ સમય પ્રભાતનો છે. કશી ચિન્તા નહિ. હજી ભેરવીનો વખત વીતિ ગયો નથી."

" રાત્રીએ વળી બીજું નહિ ગવાય ? અમૃત પિતાં કોણ ધરાય ? "

" જ્યારે જયન્તિલાલનો આગ્રહ છે, ત્યારે વીણા લઇને ગા ? "

" તમે તો સદા મોજ મેળવશો, પણ અમારે ભાગ્યે એ મોજ ક્યાંથી મળે ? " જયન્તે હસતે મુખડે, ને ચમકતાં નેત્રે કહ્યું.

" ભાગ્યવંતના ભેટાથી સૌ સારૂં થાય ! " ગુણવંતીએ જતાં જતાં કહ્યું. તેણી જરા વારમાં વીણા લઇને આસને આવીને બેઠી, અને તારના સુર સાંધ્યા ! પોતાના કંઠના સુર મેળવ્યા, ને જયન્તના કર્મના તારની દાંડી લઇને સંસ્કારનું ગુણ કથન કરવા લાગી. જયન્તને પહેલા પ્રસંગમાં ગુણી તરફથી આ અલૌકિક કુદરતની પ્રસાદી મળી.

" બ્હેન ! પેલા પ્રેમ-બાગનું રસીલું ગીત ગા ? મને તે બહુ ગમે છે ? "

" જેવી પિતાજીની ઇચ્છા ! " ગુણંવતીએ ગાન શરૂ કર્યું."

## ગજલ.

[ અરે કોઈ હાથ મીલાવોને, સલુણા શામળાને મને ]-રાગ.

જગતના બાગમાં ખિલ્યું, રસીલું ફુલ પ્રીતિનું,
દમામે ડોલતું ડાળે, સુગંધે શોભતું દીઠું—ટેક.

કદી કરમાય નહિ કાળે, સડે સંસારમાં નહિ એ;
પરંતુ રેતીના રણમાં, ઉગેલું ગેરરીતિનું—જગત.
પ્રીતિ-જળ જો પડે સિંધુ, મળે મુલવાન મોતીડાં;
પડે લોખંડ પર જો તે, ટકે નહિ એક પળ ભીનું—જગત.
પ્રીતિના વેગ-વાયુમાં, પતંગો પ્રેમીયો છોડે;
કળાથી જો રમાડે તો, સરસ સુખ લ્હેય નીતિનું—જગત.
અજબ ખુબી પ્રીતિમાંહે, દીઠી કુમુદ ને ચન્દ્રે;
કમળ ઉગે કીચડમાંહે, રવિ સંગે રમે સીધું—જગત.
પ્રીતિની દોરી પાતાળે, રહી ખેંચાય આકાશે;
સીધો સંબંધ સાંધેલો, વિભુએ વિજળીથી શું—જગત.

ગુણવંતીનું ગાયન પુરૂં થયું, અને રસોઇઆની આજ્ઞાથી આવેલા સેવકનો સ્વર સંભળાયો.

" મહારાજજી ! ભોજન સમય હો ગયા હય ? "

" અચ્છા, તૈયારી કરો. " સેવકને યોગેન્દ્રે હુકમ આપ્યો.

" યોગેન્દ્રલાલ ! હું ભાગ્યવંત થયો, કૃતાર્થ થયો, મને તમારાં અને તમારી વિદ્વાન પુત્રીનાં દર્શન થયાં."

" સૌ સમયને આધીન છે. તમારા જેવા લાયક ગૃહસ્થની અમને મુલાકાત થઇ, એ પણ કંઈ ઓછો આનંદ નથી!"

"પિતાજી ! આપણા મહેમાન હાલ તો થોડા દિવસો રહેશેજ ?"

" તેમને તો જલદી ચાલવું છે, પણ મ્હારો વિચાર થોડા વધુ દિવસો રોકવાનો છે. આપણે એવા દૂર દેશમાં પડયાં છે, કે આપણા કુટમ્બીયોનાં દર્શન તો ભાગ્યેજ કરી શકીએ. તેમાં વળી અનાયાસે આ રત્ન તો સાંપડયું છે, તેને એકદમ કેમ જવા દેવાય ? " જરા યોગેન્દ્રે આડકતરો આગ્રહ કર્યો.

"આપના ઉત્સાહ ભરેલા આગ્રહ ને માનવંત મેહમાની તજીને કોણ અભાગી જાય? પણ આજે રાતે મને મેલ ટ્રેનમાં પ્રયાગ જવું છે. રમા અહીં રહેશે. હું કાલે તો પાછો આવતો રહીશ."

"વારૂ, હું ગોઠવણ કરી આપીશ. આજનો દિવસ નિરાંતે થાક ખાઓ, પછી વાત. ચાલો, જમવાનું તૈયાર છે. અને વળી મ્હારે આજે ઓફીસમાં જલદી જવાનું છે. મ્હારા સાહેબની સ્વારી આજે ડીસ્ટ્રીકટમાં ઉપડનાર છે."

"પિતાજી? ત્યારે કાલથી તો તમે છુટા થશો. અને મહેમાનની પરોણાગતનો બોજો મ્હારા શીરપરથી ઉતરી જશે." ગુણવંતીએ મોં ઉપરથી જીભને જશ દેવા કહ્યું. તેના અંતરે એ બનાવ જોવાને ના પાડી.

"બેટા! હવે તો જોખમ વધારે ગણાશે, કેમકે સાહેબની હાજરીમાં ગમે તે થાય, પણ તેની ગેરહાજરીમાં તો પુરેપુરી દેખરેખ રાખવી જોઇએ. હવે તો મને ઘડી નિવૃતિ નહિ મળે. જો સાહેબ અહીં હાજર હોત, તો જયન્તિલાલની કોઇને ચિન્તા ન હતી. જો કે હું તજવીજ તો રાખીશ, તોપણ તેમને ઓછું ન આવે, એ બોજો તો ત્હારે માથેજ છે" યોગેન્દ્ર સર્વને લઇને રસોડા તરફ જતાં જતાં કહ્યું. ગુણવંતીના અંતરમાં આનંદ થયો, જયન્તને બેવડો આનંદ થયો, તે તો મૂળ તપ પણ ભૂલી ગયો, અને પ્રેમ કુંડમાં રસબસ થઈ ગયો. ગુણવંતીએ પોતાની ચતુરાઇના નમુના બતાવવા માટે ભોજન થાળની વિવિધ રચના કરી. જયન્ત અને યોગેન્દ્રલાલ જમવા બેઠા. યોગેન્દ્રે પોતાની વ્હાલી કન્યાને પોતાની જોડે જમવા બેસવા આગ્રહ કર્યો. પિતાજીના આગ્રહને માન દઇને ગુણી પણ બેઠી, અને અંતે ત્રણે જણ આનંદે બેઠાં. જયન્ત વિવેકથી તૃપ્ત થઈ ગયો. યોગેન્દ્રલાલની અંતઃકરણપૂર્વક મહેમાનગીરીથી છવાઇ ગયો.

એક તરફ માનવંતી મહેમાનગીરી ને બીજી તરફથી ભાવ સહિત મુગ્ધાનો ભેટો ગયો. પુરૂષ અને પ્રવાસીને એ કરતાં વધારે સુખ શું જોઇએ ! હવે હરહડથી જમ્યાં, અને રસીલી ગુણવંતીએ પોતાને હાથે કરેલાં પાન-બીડાં યોગેન્દ્ર તથા જયન્તને આપ્યાં. પાનમાં બરાસ, કસ્તુરી ને અત્તર છાંટયું હતું. જયન્તને સંપુર્ણ રીતે પરોણાગત થઇ. નવલ જોડાંએ સાથે બેસીને દુધ પીધું, પ્રેમ ગાન કર્યું, ભોજન લીધું, અને પરસ્પર પાન પણ ચાવ્યાં. હવે તો માત્ર તેમના સ્નેહનો એકજ અંગ-સ્પર્શ બાકી રહ્યો. જો તેઓ સપ્રેમે પરસ્પર ભેટે, અને ઇશ્વર કૃપાએ, સાચા દીલથી, જીવન પર્યંત એકત્ર રહેવાની પ્રતિજ્ઞાએ જો તેઓ પ્રેમાલીંગન કરે, તો દમ્પતી સ્નેહ-સુખની અવધી પુરી થયલી ગણી શકાય.

યોગેન્દ્રલાલ મુળ સુરતના વતની ને કાયસ્થ જ્ઞાતિના હતા. સુરતમાં પોતાની કન્યાને વરાવવા કરતાં બહારગામ થોડે દૂર કોઇ લાયક સ્વજ્ઞાતીય યુવાનને વરાવવાની તેની ઇચ્છા હતી, અને તે માટે તપાસમાં હતો, એવામાં જયન્તની સ્ત્રી ગુજરી જવાના ખબર મળ્યા. તે દિવસથી પોતે ખાનગી તપાસમાંજ હતો, પણ સંજોગ ન મળવાથી એ વિષે વિશેષ યત્ન કરી શકયો ન હતો. ઇશ્વરી કૃપાથી આ અનાયાસે રત્ન મળી ગયું, ને તેથીજ આટલી હદ સુધી તેણે જયન્તની મહેમાનગીરી કરવા માંડી. જયન્તના સંબંધમાં યોગેન્દ્રે જે પ્રથમ વરાવવાનો વિચાર બાંધ્યો હતો, તેની ગુણવંતીને કશી ખબર ન હતી. તેણીએ તો હમણાંજ જાણ્યું હતું, કે આ આવેલો યુવાનવર પોતાને લાયક છે. તે બીજવર છે, એ તો યોગેન્દ્રે સ્મરણ કરાવ્યું હતું, કેમકે તે પ્રેમાળ વૃત્તિનો છે, એ સુચન કરવાની અગત્ય હતી. આ કુદરતની ઇચ્છા યોગેન્દ્રના મનમાં વસી. યોગેન્દ્રે માન્યું, કે કુદરત મહેરબાન થઈ છે.

યોગેન્દ્રલાલ ઓફીસમાં જવા નીકળ્યા, અને પોતાના એક વૃદ્ધ નોકરને જયન્તની બરદાશ કરવાનું સોંપી ગયા. તે ઉપરાંત ગુણવંતીને પણ બે બોધક શબ્દોમાં લાયક સમસ્યા કરી. ચતુર ચતુરા ચેતી ગઇ, અને યોગેન્દ્રલાલ ઓફીસમાં ગયા. જયન્તને બંગલા માંહેનો એક સુંદર ઓરડો સુવા બેસવા માટે આપ્યો. અગાઉથી યોગેન્દ્રલાલે તેમાં સઘળી ગોઠવણ કરાવી હતી. એક ટેબલ, તે પર ડેસ્ક, અને પલંગ તથા કોચ પણ રખાવ્યાં હતાં. દરેક રીતે સુધરેલા ગૃહસ્થની રીહાસત પ્રમાણે ગોઠવણ થઇ હતી, જયન્તે ત્યાં નિવાસ કર્યો, રમાને રમાડવામાં ગુણવંતી મશગુલ હતી. રમાને તેડીને જયન્ત કને જતી આવતી હતી, ને રમા બન્નેનો પ્રેમ નિશ્ચય કરવાનું પાત્ર થઈ પડી હતી. તે બપોરનો સમય નિરાંતે ગાળવા લાગ્યો. પોતાની નોકરીમાં પેલો વૃદ્ધ ભૈયો રામસિંહ હાજર રહેતો હતો. રામસિંહને એક રીતે પઢાવી રાખ્યો હતો, એ પઠન કંઇ જીવ્હાના ઉપદેશથી આપ્યું ન હતું; પણ કર્તવ્ય કર્મ તથા સુધરેલા વ્યવહારથી એ યોગેન્દ્રના ઘરની રીતભાત શીખી ગયો હતો, તેથી દીવાન ખાનામાં બેઠેલાં જયન્ત કે ગુણવંતીની ખાનગી મુલાકાત માટે રામસિંહ ભૂલભરેલી નજરે જુએ તેમ ન હતો, જયન્ત તો જુદાજ વિચારથી અહીં આવ્યો પણ અહીં તો નવોજ ભવ પ્રકટ થયો હતો. તે મુંબઇ જેવી અલૌકિક નગરી છોડીને એક ગ્રામ્ય–ભૂવનમાં પધાર્યો હતો, પણ તેને તે વૈકુંઠ મળ્યું હતું. ખરેખર કાશી જેવા ધામમાં ગંગા સ્નાન તથા ધ્યાન ધરનાર પુરૂષને જયન્ત જેવી વિના યત્ને વૈભવી મોજ મળે, તો તે કેવો સદ્દભાગી કહેવાય?



# પ્રકરણ ૨૧ મું.

## પ્રેમ-પંખીડાંનો બીજો પ્રસંગ! અંતરના અત્તરની ખુશબો!

જયન્તનાં ચટપટીયા મનપર કંઇક જાદુઇ અસર થઇ ગઇ. ગુણવંતીના સદ્‌ગુણો તો પ્રસંગ પડયે જાણી શકે, પણ તેના ગૌર મુખારવિંદ માંહેની મોટી આંખપર ફરતી વાળના ગુચ્છાવાળી ભારે અને તેના ગાલમાં હસતાં હસતાં પડતા ખાડાએ જયન્તને એવો તો મ્હાત કરી દીધો, કે તે સુમતીના સ્નાનને પણ વિસરી ગયો!!

"શું આ મુગ્ધા મ્હારા જેવા બીજવરને વરે ખરી?" આ શબ્દ વારંવાર મનેચ્છાના વિવિધ પડદાઓ આગળ મોટાં ઢાંકણ (Drop Scene) ડ્રોપ-સીન જેવો થઈ પડતો હતો. જયન્ત બપોરે જમીને નિરાંતે પલંગપર પડયો, પણ હ્રીકર્ણ તો ગુણવંતીના રણઝણાટ કરતા અવાજ સાથેજ રમણ કરતા હતા. બપોર મધ્યાન્હે રમા જ્યારે નિદ્રાવશ થઈ ગઇ, ત્યારે આ એકાન્તને શાન્ત બંગલામાં વસતી રાધિકાએ, કૃષ્ણને જાગૃત કરવા એક ધ્વની કર્યો.

### કાફી-ઠુમરી.

ઘુંઘટ પીયા ધીમે ધીમે ખોલ,
ધીમે ધીમે ખોલ—ઘુંઘટ.
પ્રેમ-પિંજરના પોપટ પ્યારા-મીઠું મીઠું બોલ—ઘુંઘટ.
વેણુ વગાડી મધુવન વ્હાલા, કામણગારા ચોર;
ઘેલી કરી તેં રસીયણ રાધા, અંતરમાં તું ડોલ—ઘુંઘટ.
બંસીના મૃદુ નાદથી, ભેદાયે મૃગ અંગ;
તુજ પ્રેમીના તીરથી, ઉછળો અંગ અનંગ—ઘુંઘટ.

જયન્તને આ ગીત ધ્વનીથી ગુણુવંતીને ભેટવાનો નવો માર્ગ મળ્યો તેને કંઈક નિમિત જોઈતું હતું. નિદ્રાને પરહરીને પ્રેમીનો પ્રસંગ પાડવા કલ્પના કરતો હતો, તેવામાં ગુણુવંતીના ગાને તેને માર્ગ કરી આપ્યો. ગુણુવંતી દિવાનખાનામાં સતાર લઈને નિયમ પ્રમાણે અભ્યાસ Practice કરતી હતી. જયન્ત તેનું ગીત સાંભળીને બહાર આવ્યો, ને ગુણુવંતીએ સતારને જગ્યાપર મુકયો. જયન્તને જોઈને શરમાળ સુંદરી સાડીની કોર સંભાળી એક તરફ શરમાતે મુખડે, હસતે ચહેરે ઉભી થઈ ગઈ.

"મ્હારા આવવાથી તમારા અભ્યાસમાં વિઘ્ન પડયું હોય, તો મને ક્ષમા કરજો." જયન્ત, થંભી જઈ દૂર ઉભો રહીને બોલ્યો.

"એ તો મ્હારો ચાલુ અભ્યાસ છે, માત્ર આજનું એકજ ગીત પુર્ણુ કરવાનું હતું અને તે પુરૂં થતાંજ મેં બંધ કર્યું છે. આપ સંકોચાશો નહિ."

"તમારા મૃદુ કંઠની વીણાએ લગાર આનંદ આપ્યો, તેથી લાલચુ મૃગ ઘસડાઈ આવ્યો!"

"ચિન્તા નહિ! પધારો. આ કોચપર પધારો!" ગુણુવંતીએ સત્કાર કર્યો. જયન્તે બેઠક લેવાને આંચકો ખાધો.

"આપ લગારે સંકોચાશો નહિ! આપ પરાયા નથી. મ્હારા પિતા હાજર નથી, તેથી શું થયું? પધારો!" ગુણુવંતીએ તેને સમશ્યામાં સમજાવ્યો. જયન્ત કોચપર બેઠો.

"ભૈયો વૃદ્ધ છે, તેને બપોરે બે ઘડી જંપવાની ટેવ છે, તેથી આપની સેવામાં હાજર રહી નહિ શકયો હોય, જો ઇચ્છા હોય તો જળપાન લાવું!" ગુણુવંતીએ બીજી સમશ્યાથી જયન્તને નિર્ભય કર્યો.

"આપના કહેવાથી મને સર્વ સત્કાર થઈ ગયો, માત્ર જો આપ મ્હારા નિવૃત્તિના વખતમાં કિમતી વખત રોકીને વિનોદ કરવા બેસો, તો એ થોડું નથી!" જયન્તે પણ સમસ્યા કરી.

"આપ અમારા મહેરબાન છો!" ગુણવંતીએ બેસતાં કહ્યું.

"જીવ એક મુસાફર છે. દેહ એક ધર્મશાળા છે, અને આપણે સર્વે પંખીનો મેળો છે."

"ખરી વાત છે. મ્હારા પ્રવીણ ગુરૂજીએ પણ મને એક વેળા એવો બોધ કર્યો હતો. એ મુસાફરી વેળા મેળાપ થએલા પંખીનો સત્કાર કરવો, એ સ્થાનિક નિવાસી ધર્મશાળાવાળાનો ધર્મ છે."

"આપનો હાલ શું અભ્યાસ ચાલે છે?"

"હાલ કંઇક ધર્મ–શાસ્ત્ર સંબંધી વ્યવહારને લગતા વિષયોની ચર્ચા ચાલે છે. પિતાજીની કૃપાથી મને મ્હારા સંસારને યોગ્ય કેળવણી મળી ગઇ છે, એમ તેઓ પણ માને છે, એટલે વધારે અભ્યાસ કરવા દેતા નથી. જો કે મનુષ્ય જીવન તો છેવટ અંતકાળ પર્યંત અભ્યાસી છે?"

"હાલ કયું વાંચન ચાલે છે? પેલું પુસ્તક કયું છે?"

"આપને તે જાણવાની ઇચ્છા હશે, તો હું આપીશ."

"તેમાં શું વિષય સમાયલો છે, વારૂ!"

"એ પુસ્તકમાં ન્યાય, જ્યોતિષ, વૈદક, કાવ્ય, સંગીત, અને વ્યવહારાદિક ગ્રંથોનો સંગ્રહ છે."

"એ ગ્રંથનું ગુંથન શું છે?"

"પ્રેમ! ખરૂં કહીએ તો નાયિકા ભેદ? ને વધુ કહું તો પ્રેમ–શાસ્ત્ર!"

"પ્રેમ–શાસ્ત્રમાં પડગ્રંથનો સમુદાય શી રીતે એકઠો થયો છે, વારૂ?"

" સાંભળો ! નાયિકા પોતાના પ્રેમી ભરથારની ઝંખના કરે છે. પ્રેમીને પ્રેમ–ભોજન કરાવતાં અથવા સત્કાર કરતાં દોષ થાય, તો તેને કેટલીકને કયા પ્રકારની શિક્ષા થવી જોઇએ, એ આ ન્યાયમાં સમાયલું છે."

" વાહ વા ! પછી જ્યોતિષમાં શું હેતુ રહેલો છે ? "

" પ્રેમી ક્યારે પધારવાના છે, તેની ઘડી અને શુકન જોવાય છે. જો વાર લાગે, તો શિક્ષા થાય છે, એ માટે તેણી વાટ જુએ છે ! "

" શાબાસ, પણ વૈદકની તેમાં શી અગત્યતા છે ? "

" પ્રેમની તીવ્રતાથી, અને કામની વેદનાથી કેવા કેવા રોગો પ્રાપ્ત થાય છે, તેનું નિદાન અને ઔષધ તેમાં રહેલું છે. "

" આહા ! આ ગ્રંથ તો મહા કિમતી લાગે છે. વારૂ, પણ કાવ્ય શા માટે સમાવેલું હશે ? "

" નિવૃત્તિનો સમય કઠણ થઈ પડે, તેથી પ્રેમી–વિયોગી પ્રમદાને શી શી ચેષ્ટા સુઝે છે, તેનું ચિત્ર કાવ્યમાં કેમ દોરવું, તેનો વિસ્તાર કરેલો છે. "

" ધન્ય રે ધન્ય ! એ ગ્રંથમાં સંગીતનું શું કામ હશે ? કેમકે વિયોગીને તે વ્હાલું નથી ! "

" જો વ્હાલું ન હોય, તો આપ પુરાયલા પિંજરના પોપટ પેઠેમ ઓરડામાંથી બહાર કેમ આવ્યા ? "

ગુણવંતીએ મનનો નિર્ણય કર્યો, અને જયન્તનું હૃદય રસબસ થઇ ગયું. વધુ વિનોદ શરૂ કરે, ત્યાં રમા જાગૃત થઈ, અને આંખ્યો ચોળતી બહાર આવી. જયન્તને બદલે ગુણીને બાઝી પડી. ગુણીએ પ્રેમથી પાસે લીધી, અને આ પ્રસંગ આકળી આતુરતા છતાં એટલેથીજ બંધ પડયો !

પ્રેમીઓના અમુલ્ય એકાન્તમાં ભંગ પાડનાર, પ્રેમીઓનો કેવો શ્રાપિત થતો હશે, તે પ્રેમીઓથી કશું અજાણ્યું નથી !

આ નવલ કિશોર પ્રેમીઓ મૂળ વાત પરથી રમાના વિનોદ-પર ચડયાં.

"રમા બ્હેન! તમે કોની કને ઉભાં છો? તમે તેમને ઓ-ળખો છો કે?" જયન્તે લાડકવાયી ભાષામાં કહ્યું.

"એમનું નામ ગુણી બા! દાસી કહે કે તે તો તારી બા જેવાં છે!" રમાએ નિર્દોષપણે કહ્યું. જયન્ત અને ગુણી હસી પડયાં.

"હા, તેમને બ્હેન કહીને બોલાવજે, પણ તે તો બે દિવસનાં સાથી છે. પછી તો આપણે મુંબઇ જઈશું, ને તે અહીં રહેશે?"

"ના–આપણે તેને મુંબઇ લઇ જઇશું? ગુણીબા! તમે મુંબઇ આવશો કે? જો નહિ આવો, તો હું અહીંજ તમારી કને રહીશ." રમા ગુણીને ભેટી પડી.

"એક દીવસના અરધા–ભાગમાં તમે ખુબ જાદુ કરી દીધું!" જયન્તે ગુણીને કહ્યું.

"પ્રભુની કંઇ એવીજ ઇચ્છા હશે! કદી રમાના શબ્દ ખરા પડવાના હશે! કદાચ મ્હારો નિવાસ મુંબઇમાં થવાનો હશે!"

"જો તમે મુંબઈમાં પરણો તો સારૂં?" જયન્તે વ્યંગમાં કહ્યું.

"પણુ મ્હારા બંગલામાં રહેવું પડશે, હું સાથેજ રહીશ?" રમાએ હદ કરી. જયન્તે જાણ્યું, કે રખે વાત વધી પડે, તેથી ટપાલ લખવાને બહાને ઉઠી ગયો. રમા ને ગુણી નીચે બાગમાં ફરવા ગયાં. ગુણવંતીનો જયન્તપર, ને જયન્તનો ગુણવંતીપર પરસ્પર પ્રેમ પ્રેમ–લગડાના પરવાળા પેઠેમ મળ્યો. હૃદય માંહે દ્રાક્ષના ઝુમખા પેઠેમ મનની મીઠાશ મળી ગઇ. ગુણવંતીની કૌશલ્યતા વિષે યોગે-ન્દ્રલાલને ઉંચું મત હતું. યોગેન્દ્રનો વિચાર પોતાની કન્યાને પહેલી તકે જયન્તને વરાવવાનો હતો. ઘર બેઠે ગંગા આવી, ને લક્ષ્મી ચાંલ્લો કરવા આવી, તો હઠ કેમ કરવી? એ તો સમય જોઇને

સત્કાર કરી લ્હેવો. એમ ગણી જયન્ત સાથે ગુણીને પ્રસંગમાં લાવવાનો સમય આપ્યો હતો. એમ થવાથી જયન્તના મનમાં પોતાની કન્યાની ઉચ્ચ વાસના વાસો કરે, એમ તે ઇચ્છતો હતો. ગુણુવંતીની કન્યા રમા તેની સાથે હોવાથી પરસ્પર વિવેક જળવાશે, એમ યોગેન્દ્રે માન્યું હતું, ને તેથી પોતાની ગેરહાજરી છતાં મધુરી ગુણુવંતીને જયન્ત સાથે પ્રસંગમાં આવવાની મુગી છુટ આપી હતી. ગુણુવંતીને આડકતરી રીતે જયન્તના સદ્દગુણને મહત્તા સંબંધી વિચારો જણાવ્યા હતા, ને પ્રસંગ મળ્યે, તે કન્યાને એવોજ પતિ મેળવવો, એવા ઉદ્દગાર બહાર પડવાથી ગુણી સમજી ગઇ હતી. જયન્તને વરાવવાની પિતાની ઇચ્છા પરખી ગઇ હતી. સારે નશીબે મન મર્યાદા જાળવી શકાય, એ માર્ગ સરળ થઈ ગયો હતો. રમાને રમાડવા, ખવરાવવા પિવરાવવા ને તેની બરદાસ કરવાનું નિમિત્ત હાથમાં રાખીને, ગુણુવંતી જયન્તના પ્રસંગમાં આવવા લાગી. તેણી વધારે છુટ મેળવવા એકાન્તમાં યત્ન કરવા લાગી. રમાને પોતાની દાસી સાથે મેળવી દીધી. પોતાની વ્હાલભરી દેખરેખ, ને માયાભરી મીઠી મમતા ચાલુ રાખી. જે ટાંકણે રમા પોતાના મહાલયમાં આવી, તે સમયથી તેનું ચિત્ત પોતે હરી લીધું. યોગેન્દ્ર રમાને તેડીને મેડીપર આવ્યા, ને ગુણી પુજન કરવા જતાં મળી. તે વખતે રમાનો નિર્દોષ, નમણો ને સુઘડ ચ્હેરો જોઇને તેણીએ પોતાની છાતી સાથે દાબી, પિતાના હાથમાંથી રમાને ઝડપી લઇને મુખ ચુંબન કર્યું, કેમ જાણે ઘણુાજ પ્યારનું પોતાનું ગુમાયલું બાળક લાંબે વખતે મળતું હોય? યોગેન્દ્રે પણ ખાસ કરીને ગુણુવંતીનો રમાપર પ્રેમ બેસાડવાજ આ યત્ન કર્યો. દાદરપર ચડતાંજ યોગેન્દ્રે રમાની ઓળખાણ કરાવી, ને ગુણુવંતીએ તેને ચુંબન કર્યું. જાણે કુદરતજ સર્વને પ્રસન્ન થઈ હોય!

કાશી ઘાટણ ગુજરી જવાથી વીલી પડેલી રમા, ગુણવંતી ને તેની દાસીના હાથમાં જવા પછી તે જાણે પોતાનાજ ઘરમાં આવી હોય, તેમ હળી ગઈ. તે બાળાને પોતાની કરી લ્હેવાની ગુણવંતીને અગત્ય હતી. જયન્તનું વિહ્વળ થયલું મન, તત્કાળ સ્થિર કરવા, અને રમાની સાવકી માતા ખરેખર તેની મૃત માતાજ હોય, એવો પ્રેમ રાખીને સ્વાધીન કરવાની ગુણીની ઇચ્છા ભવિષ્યના ભરથારને પોતાનો કરવાની હતી. જયન્ત, રમાને ગુણવંતી સાથે હસતી રમતી જોઇને આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયો. થોડા કલાકની પીછાણમાં એ બાળા પ્રદેશી મુગ્ધા સાથે પોપટડી પેઠેમ હળી મળી ગઇ, તેથી તેની ભવિષ્યની ઇચ્છાઓને પુષ્ટી મળી. ગુણવંતીની ચેષ્ટા, યોગેન્દ્રનો હાવભાવ ને પોતાની શ્રદ્ધા એકત્ર થઈ. તેજ રીતે રમાના મનમાં એમ થયું, કે ‘ ગુણવંતીની કનેથી હવે છુટવું નહિ ! કાં તો અહીં રહેવું, ને કાં તો તેને સાથે લ્હેવી ! આ પણ એક સંસ્કાર ! રમા દ્વારા, સુમતીની મૃત–વાસનાનાં બિન્દુ તરીકે, તેની બાળાનીજ હઠથી કેમ જાણે જયન્ત ગુણવંતીને પરણવાનો હોય, કેમ જાણે તેને ફરજ પડી હોય, કેમ જાણે સુમતીની પ્રેમ–ભક્તિનો કોલ કાયમ રાખીને તેનીજ ઇચ્છાથી પોતે નવો સંસાર જોડતો હોય, એ રીતે ઘટમાળ બંધાવા લાગી. માયાના કૂપમાં પ્રેમનો રેંટ ચાલવા લાગ્યો, અને તે રેંટ જોડવાનું નિમિત રમા થઇ પડી. જયન્તને લાગ્યું કે, રમા હવે શાન્તિથી ગુણી કને રહે છે, એટલે પ્રયાગ પોતે–માતૃ ગયા જવા વિચાર કર્યો. રમાને બોલાવવા, હસાવવા, લગાર તપાસ કરવા માટે વારંવાર ગુણવંતી કને જવાની તક મળતી, ને તે પ્રસંગે ગુણીનું મન, ચેષ્ટા, ભાવ, પ્રીતિ, મર્યાદા, વિચાર ને સદ્‌ગુણ જોવા મળતા હતા. જયન્ત જેવા વિરક્ત, ને સુમતી સરખી ગુણીયલના સ્નેહ તથા સદ્‌ગુણના અનુભવીને ગુણવંતી ચડતા પ્રકારનું પાત્ર

લાગી, ને રમાની સંભાળ વિષે તેનો સંદેહ દુર થયો. જયન્ત પ્રેમ જાળમાં ફસી પડયો. પ્રયાગ અને યાત્રા તો ગુણવંતીનું પ્રેમ–મંદિર થઇ પડયું. મુંબઇ જવાની ઉતાવળ દીલમાં પડી. રમાની દાસી કાશી ગુજરી જવાથી રમાને સંભાળવાની ચિન્તા ટળી ગઇ. રમાને કાશી લાવવાની અનેચ્છા છતાં તે સાથે આવ્યાથી જયન્તને કેટલીક સગવડ ને સરસ તક મળી ગઇ. તેને મનમાં જે ઉલટ હતી, તે પૂરી થઈ. યત્ન વિના ભાગ્ય ફર્યું. સહ્ભાગી જયન્ત બહાર આવ્યો, એવામાં યોગેન્દ્ર ઓફીસમાંથી ઘેર આવ્યા. સૌ જણે સાથે બેસીને બે ઘડી વિનોદ વાર્તા કરી. રમાને રમાડી. એ નિમિત્તે જયન્તની લગ્ન સંબંધી આન્તરિક ઇચ્છા જાણી લીધી. કંઇક હઠ, કંઇક ઇચ્છા, ને કંઇક આગ્રહ લાગ્યો. રાત પડી. સર્વે જણે આનંદથી વાળુ કર્યું. રમા જલદીથી દાસી કને સુઇ ગઇ, અને જયન્ત તથા બાપ–કન્યા વાતોપર પડયાં. ઉભય પ્રેમીયોના મનમાં એમ થયું કે આજ રાત્રીએ યોગેન્દ્ર બહાર ગયા હોય તો! બપોરે મળેલી એકાન્ત પ્રમાણે અધુરો વિનોદ પુરો થાય, ને છેવટનો કદાચ મન ભ્રમ અથવા મન–સંકલ્પ સ્પષ્ટ થઇ જાય. આખરે એમજ થયું, પલંગપર પિંડ નાખીને નિદ્રા દેવીને શરણ થવાની થોડીજવાર હતી, ત્યાં સિપાઇએ આવીને યોગેન્દ્રલાલને ખબર આપી કે " સાહેબને અકસ્માત્ થયો. મુસાફરી દરમ્યાન ઘોડો મસ્તીપર ચડવાથી ગાડી એક ઝાડ સાથે અથડી ગઈ છે, અને સાહેબને ઇજા થઇ છે." સ્વારની આ વાત સાંભળીને યોગેન્દ્રલાલ ચમકીને ઉઠયો.

" બ્હેન ગુણવંતી! આ વેળાએ મ્હારે જરૂર સાહેબને લેવાને જવું પડશે. માટે તું સંભાળીને રહેજે? જયન્તીલાલ! ક્ષમા કરજો. જો કે આપને માટે સુવાની સઘળી ગોઠવણ થઇ ગઇ છે, ને માત્ર નિદ્રાવશ થવાનું છે, તોપણ હું હાજર રહી શકતો નથી,

માટે ક્ષમા કરજો. ભૈયા ! તુમ શેઠકી તહેનાતમેં રહો, મયે સાહબકો લ્હેનેકો જાતા હું, મધ્ય રાતકો આઉંગા, તીન મૈલકા તડાકા હય ! અગર સાહેબ બેભાન ગાફીલ હોગા સો વ્હાં રહના પડેગા ! ધરકી રખ્ખવાલી કરના ?"

"કુચ્છ ફિકર મત કરીયેં, મહારાજ !"

"ચિન્તા નહિ, પિતાજી ! ઘરની ફીકર ન કરશો ? પણ તમે રાત વેળા સંભાળજો ?" ગુણવંતી બોલી. તેને મન તો પ્રભુ પાયા, કેમકે એકાન્તનો તો તેને ખપ હતો.

"જો આપ પ્રભાતે સીધારો, તો ?" જયન્તે શાહુકારી દેખાડી. ચોરને શાહુકારીનું ડોળ કરતાં બહુ આવડે.

"એમ ન થાય. સાહેબ કરતાં મડમ વધારે તોફાની છે. એક ઘડીના છઠ્ઠા ભાગમાં મૂળ છેદી નાખે." એટલું બોલીને યોગેન્દ્ર કપડાં પહેરવા લાગ્યો, તેટલામાં ગાડી પોતાના દરવાજા પાસે આવી. યોગેન્દ્રલાલે ફરીને ગુણીને સંભાળથી રહેવાની સર્વેને સુચના કરી, ને પોતે એક સ્વાર સાથે સાહેબને લ્હેવા ઉપડી ગયા. જયન્ત અને ગુણવંતીની દાદ પ્રભુએ સાંભળી. પ્રેમીયોના અંતરમાં પરમાત્મા વસે છે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો કહેવાય !

---

## પ્રકરણ ૨૨ મું.

---

### આશા–મોહિની ! પ્રેમ–હિંચોળે ઝુલતાં પંખીઓ !

ઘુંઘટમાં રહેલું મુખડું, હાથની મુઠીમાં છુપાયલી વસ્તુ, ને કંઠમાં રહેલું ગાયન જેમ મનને અધીરૂં બનાવે છે, તેવીજ રીતે ભાણામાં પીરસાયલી પ્રસાદી, રસિયાના મનનો વિયોગ ટાળવા ને

પ્રિયાને મળવા દેવાને હઠીલી થતી રાતડી સતાવે છે! પણ પ્રેમી-યોનાં અંતર એવાં તો શુદ્ધ હોય છે, કે તેનો મેળાપ થતાં વાર લાગતી નથી. પ્રેમી ભક્ત પ્રભુનું એક ધ્યાન ધરીને, એક તાર મન બનાવી દે છે, ત્યારે પ્રત્યક્ષ દેવ દર્શન થાય છે. તેવીજ રીતે માયાના આત્માનું સ્વરૂપ જે પ્રેમ છે, તે ખરાં પ્રેમીને તરત મેળવી દઇ શકે છે, અને એ પ્રેમી ભેટ્યા પછી લોઢું ચુંબક જોડે જેમ ચોંટી રહે છે, તેવીજ રીતે તે છુટાં પડી શકતાં નથી. ઇશ્વરના પ્રેમાંશી અંશની એ એક અજબ ખુબી છે. સ્ત્રી ને પુરૂષમાં તેવી પ્રેમ–ભક્તિ રહેલી છે; પછી માયા, મોહ ને સ્નેહ ગમે હે હોય; પરંતુ પુરૂષ જાતિમાં પણ તેવો સ્ત્રી સૌંદર્યરૂપ મોહ છે. ચકોર ને ચન્દ્રનો પ્રેમ જુઓ! ચકોરીના ટળવળાટની તરફ ન જોતાં, આ અખંડ પ્રેમી ચકોર પોતાના મિત્ર ચંદ્રને સંપુર્ણ દૃષ્ટે ભક્તિ–રાગ દેખાડે છે. અને આ વાત તો સિદ્ધ છે, કે સ્નેહની ઉત્પત્તિ કંઇ સંસ્કાર વિના થતી નથી. પછી તે સંસ્કારી સ્નેહનું પરિણામ નષ્ટ ભ્રષ્ટ હોય, કે ઉચ્ચ ઇષ્ટ હોય, તે કર્મ–ગતીની વાત છે. પારકા પ્રદેશમાં પરબંધનમાં રહેલી પોપટડી, આ પ્રદેશી પ્રવાસીના સ્નેહમાં બંધાઈ ગઇ છે, એ શું સંસ્કાર નથી? મોહ–રત્ન ખરે મનને લલચાવે છે, પણ તે મૃગજળ પેઠેમ તરત જમીન જોડે પ્રસરી જાય છે. સ્નેહ-રત્ન ડંખ્યા કરે છે, ને કાં તો છેવટે ટળવળાવીને પણ પાછો એજ પ્રેમીઓને અર્પણ થાય છે. ભાગ્યેજ કોઇ દાખલો નિષ્ફળ નીવડયો હોય! પણ સત્ય પ્રેમાંશી માટે તો સંસ્કારી સ્નેહ–બંધન સત્ય નીવડે છે.

પ્રેમીયોની દૃષ્ટિમાં અદ્દ્ભૂત ઝેર છે. એ ઝેરને ગળે ઉતાર-નાર વચનરૂપ જળ છે. જ્યારે એ ઝેર કંઠમાંથી શરીરમાં પ્રવેશ થાય છે, ત્યારે તે રગેરગમાં હળાહળ પ્રકટી નીકળે છે. તે ઝેરી

પ્રાણી નિર્બળ બની જાય છે, તેના મગજમાં એવી તો આકરી અસર થઈ જાય છે, કે જ્યાં સુધી પોતે દષ્ટે પડેલા પ્રેમી કને જાય નહિ, ત્યાં સુધી તે કદી પણ બળવંત બનતો નથી, એ મેળાપ ભયંકર અને કાઠિણ્ય થઈ પડે છે. પ્રભુની કેવી લીલા? સ્વતંત્ર મનપર પરતંત્રતાનું બંધન માનવના જીવનને કેવું કેદી બનાવી દે છે?

આહાઃ! કેદખાનામાં સબડતો કેદી પણ ભીંત ફાડી, ચોકીવાનોની આંખ્યો અંજાવી, નિર્બળ છતાં સબળ બનીને પોતાની પ્રિયાને મળે છે. આ જોસ કેવળ પ્રેમના ઝેરનું છે. પ્રેમ જે અમૃતરૂપ છે, તેનો વિયોગનો પાસ લાગી ઝેરી બની જાય છે, ને તે વખતે મસ્તાન બનીને પ્રેમાઓ શુરવીરતાનું રૂપ ધારણ કરે છે. જ્યારે તે ખરા રંગમાં ઝળકે છે, ત્યારે તે પ્રેમી અંધ બની જાય છે, નિષ્ઠુર ને નફ્ટ બની જાય છે. તેને લોક–મર્યાદા કે વડીલના વિવેક તરફ લક્ષ જતું નથી. તે અંધ બનીને અપંગ છતાં ધસડાઇને વીજળીના તાર પેઠેમ મળી જાય છે. ધન્ય છે, પ્રેમીઓ! તમારી હિમ્મતને! ધન્ય છે વિરલ વિરાંગના પ્રેમદાઓને! ઘણા કહે છે, કે સ્ત્રીના રૂપમાં પુરૂષો અંજાઇને જીવન બગાડે છે, પણ પ્રેમાંકુરમાં એવો ભેદજ નથી. અનેક સ્ત્રીઓ પુરૂષોની પાછળ ગાંડીઘેલી થઈ ગઇ છે. (જુઓ–નવલ ગંગા) કામાતુર કામિનીયો મનની તૃપ્તી અર્થે વિરહ ઘેલી ગોપી પેઠેમ કદી કૂટીલ કામીઓનો સંગ કરે, એ માત્ર કહેણીનો આ ભેદ નથી, પણ સીતા જેવી સુશીલ ને શુદ્ધમતી કુંવરીનો રઘુ–રામ સાથે સ્નેહ લાગેલો હોવાથી રાવણ જેવા લંકપતિના વૈભવની ગણના ન કરતાં પ્રેમીનેજ વર્યાં, તેનો આ સિદ્ધાન્ત છે.

ગુણીયલ ગુણવંતી આ ભાગ્યવંત જયન્તની પાછળ ગાંડીઘેલી બની ગઇ, એ મોહ કે પ્રેમ કરતાં સંસ્કારનો પ્રતાપ વધારે છે.

યોગેન્દ્રલાલની ઇચ્છા પ્રભુરૂપ પતિપરાયણ કરીને પોતાની કન્યાને યોગ્ય વર સાથે, પસંદગીનાં લગ્નથી પરણાવવાની છે. તે હજી આ યુવાન પંખીઓનો મન–મર્મ કે પ્રેમ–ભેદ જાણતો નથી, પણ આડકતરી રીતે મર્યાદા સહ ઉભયને સંબંધમાં લાવવા માટે મનનો યત્ન થાય છે. જયન્ત કરતાં વધારે ગુણી અને બાળયુવક સ્નેહીની કાયસ્થ જ્ઞાતિમાં ખોટ નથી, પણ પોતે પ્રદેશી હોવાને લીધે અને કન્યાનું વય વધી જવાને લીધે, પોતાને ત્યાં અનાયાસે આવી ચડેલો લાયક યુવાન જામાત્ર થતો હોય, તો ઋણમુકત થઇ જવાય! વળી જયન્ત સંસારની પરનાળિકાનો પ્રવાહ જાણી ચુકેલો હોવાથી અને ગુણવંતી સાથે ભેટો થવાથી તેનો જીવન–કાળ સુખમાં જાય, એવી માનવંત ઇચ્છા ધરાવતો હતો, અને એજ રીતે ગુણવંતી પણ આ લાયક વરને આડકતરી રીતે પોતાનો પ્રેમી સ્થાપવા મથન કરતી હતી. જયન્ત આ મુગ્ધાને જોઇને મૃતપ્રિયાના પ્રેમનું દૃષ્ટિમાં દર્શન છતાં માયાના બળે, સંસ્કારના બળે ભૂલીને મોહમાં મસ્ત બની ગયો હતો. કેટલાક કલાકના પ્રસંગ પછી સુમતીના સ્વરૂપને ગુણ સાથે સરખાવતાં ગુણવંતી વધારે લાયક લાગી હતી. સુમતીની ચામડી ગોરી છતાં લગાર ભીનેવાન હતી, અને તેના વાળ સુંવાળા છતાં નાજુક હતા. તેની કપાળ રેખા લગાર મંદ હતી, ચક્ષુ છેક કોયલ જેવી ન્હાની હતી. મુખમાં મીઠાશ છતાં, કેળવણીની અછતથી મુખની માધુર્યતા મધુરી ન હતી. અમદાવાદના વસવાટથી સુમતીની ભાષા, સુધરેલી સુરતણ જેવી ઠાઠમાઠવાળી, ને ચટકદાર ન હતી. સુમતી બહુ સાદી હતી. તે જનદૃષ્ટિની જાદુભરી ગોળીનો માર સહન કરવા શક્તિમાન ન હતી. પોતાને સાદા સંસારી વેશમાં રહેવું બહુ ગમતું હતું. માત્ર તેનામાં પ્રેમાળપણાનો ઉત્તમ ગુણ હતો, તેથી તે પતિને વ્હાલી થઈ પડી હતી, અને વિવેકી, શાન્ત, તથા

મધુરી હોવાથી જન સમુહમાં ને કુટમ્બ કબીલામાં નાની ઉમરે, પુખ્ત વિચારની ને પ્રિય ગણાવા લાગી હતી. ગુણુવંતીમાં નવા જમાનાનો કંઇક વિવિધ ચમત્કાર હતો. તે વિશેષ કેળવાયલી હોવાથી તેના કપાળની રેખા ચમકતી હતી. તે સુંદર ગૌરવરણી હતી. તેની સૌંદર્ય–ઘટા કોઇ પણુ દૃષ્ટિને અંજાવી નાખે તેવી હતી. જો એવી રૂપવંતી સ્ત્રી ઘરમાં હોય, તો ઘરને, વગર વૈભવે દીપાવે તેવી હતી. તેની માતાના સુરતી સહવાસથી ને પિતાના સુધરેલા વિચારથી તેનામાં નવીન જમાનાના નવીન ગુણો પ્રવેશ થવા પામ્યા હતા. તેનું શરીર નીરોગી ને લઠ્ઠ હતું. તે અણીશુદ્ધ ને ખોડ વગરની હતી. હાથ, પગ, મોં, નાક, અને કમ્મર અનુક્રમે ઘટાદાર ઘડાયલા હતા. તેના વાળ છેક ગંડસ્થળ સુધી ઝુલી રહેતા હતા. જ્યારે તે છુટા વાળ મૂકીને સતાર વગાડતી, ત્યારે સરસ્વતીનું સ્વરૂપ ધારણુ કરતી હતી. એ નિર્દોષ કુમારિકા એકંદર રીતે મધુરી અને નમુનેદાર બાળા હતી. સ્વરૂપમાં મસ્તાન હોવાથી ને શરીરમાં મદમસ્ત હોવાથી તથા યુવાનીના અંકુરો પ્રફુલ્લવા લાગ્યાથી કામ વિકારે લગાર તેને બહાવરી બનાવી હતી ખરી, વિવેક ને ધર્મ, ટેક ને નેક તજીને કેટલીક નબળા મનની કુમારિકાઓ પેઠમ પદભ્રષ્ટ થવા આકળી બનતી ન હતી. સુમતી લગાર શરૂઆતમાં આકળી પડી ગઇ હતી, તેવી રીતે ગુણુવંતી અધીરી બનીને પ્રેમ–ચુંબન કરાવવા તલપતી ન હતી. તે પ્રેમીની કસોટી કરવા ચાહતી હતી, ને જયન્ત તેની પરિક્ષા કરવા ચાહતો હતો. જયન્તને જે શંકા થઈ હતી, તે આ વખતે ઉલટાજ રૂપમાં પ્રકટી હતી, ને તેથીજ આ ઠરેલ તથા બૂદ્ધિશાળી ગુણુવંતીને વરવાને તે કંઇક આતુર દેખાતો હતો. તો પણુ તેનું મન બે પ્રકારે ભેદાયલું હતું, એ ભેદ હવે પછી કયા પ્રકારે પ્રકટાય છે, તે જોઇશું. હાલ તો આ નવલ યુવકોની એકાન્ત

રાત્રી પર દૃષ્ટિ કરીએ. બન્ને આશા-મોહનીના વેમ્માનમાં સ્વાર થઈને પ્રેમ-પ્રદેશની વાટે પડયાં છે, હવે જોઇએ કે તે પ્રીત-નગરમાં કેવી રીતે પ્હોંચ્યાં!

યોગેન્દ્રલાલ પોતાના સાહેબને બંગલે ગયા, અને જયન્ત પોતાના શયનગૃહમાં ગયો. ગુણવંતીને કેમ મળવું? તેનો તે તરસ્યો બપૈયો મેઘની પેઠેમ રાહ જોવા લાગ્યો. મુરલીપર ઘેલા બનેલા નાગ પેઠમ આમ તેમ ડોકીયું કરીને માર્ગે જોવા લાગ્યો. મુરલી તરફ જવાને ફાંફાં મારવા લાગ્યો. પેલા ભૈયાજીની વચમાં ચોકી હતી, એટલે લાચાર બન્યો. પણ કુદરતે તેને તક આપી. ગુણવંતી બિછાનાપર ગઇ તેનું મન એકાન્તમાં વિહ્વળ થયું. આ સમયની એકાન્ત નિદ્રાને દાનમાં દેવાને હઠીલી થઈ. તેણી ઘણી સંકોચાવા લાગી, પણ ભૈયાજીની ચોકીથી ડરીને, તેણી વિચાર વમળમાં ગુંચાવા લાગી.

---

## પ્રકરણ ૨૩ મું.

---

### પ્રેમીઓની વિરહ અવસ્થા-આશાની ઉન્નતિ-ને મોહનો રાગ!

પિતાજીની મર્યાદાના બન્ધનને લીધે રાત્રીનો પહેલો પ્રહર તો આમ તેમ પલંગપર આળોટીને પુરો કર્યો, ને તેજ રીતે જયન્તનીએ અવસ્થા થઇ. મન ગમતી એકાન્ત છતાં, ને પ્રેમ-જળથી ભરેલું સરોવર છતાં, તરસથી તરફડતી પંખીણી લાભ લીધા વગરની રહી જાય છે; એ વિચારોએ તેની ઘેલછા વધી પડી. ગુણવંતી શાન્તિને ધિરજધારક છતાં, મનેન્દ્રિયોથી વિહ્વળ બની. તે કામાતુર

ન થઇ, પણ પ્રેમાતુર થઇ, અંતે એજ ચિન્તનામાં નિદ્રાવશ થઇ. નિદ્રામાં અને એજ ચિન્તવન ઘડી પ્રતિ ઘડી સ્મરણમાં આવાગમન કરવા લાગ્યું. ગુણવંતીને પ્રેમીની મૂર્તિ દ્રષ્ટિગોચર થઈ. તેણીને સ્વમ ભાસ થયો. જાણે જયન્ત ડર તજીને એકદમ પોતાના પલંગ નજીક આવ્યો, અને ગભરાયલી, ધડકતી છાતીએ અમુઝાયલી બાળાના ગોરા ગાલ ઉપર હાથ ફેરવીને ધિરજ દેવા લાગ્યો. એક હાથ માથાપર ને બીજા હાથની હથેળી ગુણીની હડપચી નીચે રાખીને પોતાના હોઠ જ્યાં ગુણીના ગાલોને સ્પર્શ કરવા ગયો, કે યોગેન્દ્રનો સ્વર સંભળાયો. અબોલ્યે ચાલ્યે જયન્ત નાસવા જતાં ગુણવંતી ચમકી, ને તેનો હાથ પકડયો. જયન્ત જો બોલે, કે જવાબ દે, તો યોગેન્દ્રના કાનમાં જાય, એટલે ' મૂળ ' એટલા ધીમા શબ્દો સમજાવીને બહાર ન્હાશી ગયો. ગુણીથી સ્વપ્નમાં ન સમજાયું, કે તે ચોર હતો, કે જયન્ત ! તે ધન–ચોર ! હતો કે તન ચોર ! તે ખરૂં હતું, કે સ્વપ્ન !

વિહ્વળ મનની રસીલી કુમારી પ્રેમ–મદમત્ત થઇ હતી. વિરહથી ઘેલી બની હતી. તેનું સ્વપ્નું ખંડિત થતાં તે ધડકતી છાતીએ જોવા લાગી. તે મનમાં વિમાસણ કરવા લાગી, કે " આ ચમત્કાર શો ? શું આ સ્વપ્નુંજ ! વળી ફળીને પ્રેમીનું ચિંતવન કરતી ફુલશય્યામાં તે સૂતી, મનનો વ્હેળો સ્વપ્નામાં વહેવા લાગ્યો. અને વિખૂટી પડતી મૃગલી પ્રિય પ્રત્યે આમ બોલી–" શું અંતે છેવટ આમ રઝળાવીને ચાલ્યાજ જશો ? હું તો હવે નહિ જવા દઉં ? " બાળાને એકદમ મન–માર્ગે સામો પ્રત્યુત્તર મળ્યો. " બાળા ? આ નવી પ્રેમ–સૃષ્ટિમાં હું કેવળ અજાણ પંથી છું ! આ હૃદય–મંદિરમાં શોભતી સુંદર સ્નેહ–મૂર્તિને મેળવવા હું આતુર છું, પણ આ વિકટ પ્રેમના પંથમાં ભૂલો પડવાનો મને બહુ ભય રહે છે. આ સંસાર

વગડામાં કોઇ સાચો સાથી નજરે પડતો નથી, કે તેની સોબત વડે હું મ્હારો પંથ પૂરો કરૂં ! કહે છે, કે આ પ્રેમ-પંથમાં વાઘનો ભો ઘણો છે ! કેટલાક ચોર ને લૂટારા રહે છે. કેટલાક ઠગારા ને ધૂતારા વસે છે. પ્રેમમાર્ગના નાકાપર વિક્રાળ પશુઓની ચોકી છે, ત્યાંથી આગળ ચાલતાં ઝાડોના ઝુંડથી વિંટળાયલો વગડો આવે છે. અને તે પસાર થાય છે, તો મોટા મોટા પ્હાડ, ગરાડ ને ગુફાઓ આવે છે. આ દારૂણ માર્ગમાં ગમાર પ્રેમી ગોથાં ખાય છે. ત્યાં કોઈ પ્રવાસીનો ભેટો થતો નથી. ત્યાં કોઇ સાથી મળી શકતો નથી. ત્યાં તાપ બહુ પડે છે. ત્યાં તૃષા તૃપ્ત થઇ શકતી નથી. ત્યાં ક્ષુધાને માર્ગ મળી શકતો નથી. જ્યારે આ મહા કાઠિણ્ય પંથ પસાર કરવામાં આવે છે, ત્યારે કાયા નગરનો પ્રેમબાગ નજરે પડે છે, અને શાન્તિ-ભૂવનની સ્નેહ છાંયડીમાં બે ઘડી વિશ્રામ-ઠામ મળી શકે છે. બાળા ! એવા ભયંકર વગડામાં હું અજાણ પંખી કેમ જઇ શકું ? હું પ્રેમ-તૃષિત બપૈયો છું ખરો, હું પ્રેમભક્ત યોગી છું ખરો, હું શાન્તિભુવનનો સેવક છું ખરો, પણ નવલ સ્નેહથી કેવળ અજ્ઞાત છું. નૂતન પ્રેમ પાઠશાળામાં પઢયો નથી. પ્રેમ બગીચાની સૃષ્ટિ સૌંદર્યતાના વિવિધ પદાર્થનું નવીન અવલોકન કરી શકયો નથી. મને પ્રેમના વિકટ પંથનો અનુભવ મળ્યો નથી. હજી મને પોલાંકુનો ઉદ્યોગ નજરે પડે છે. કસ્તુરીની વાવણી કેમ થતી હશે, તે હું જાણુતો નથી. હજી મેં પોલાદની ખાણો જોઇ છે, પારસમણી ક્યાં હશે, તેની મને ખબર નથી. હજી હું પ્રેમ-સરોવરના કિનારાપર ગયો છું, સ્નેહસિંધુના તરંગની મને પિછાણ નથી એ પ્રેમમંદિર કેવાં હશે, સ્નેહમૂર્તિ શી હશે ? કલ્પતરૂનાં અમૃતફળ કેવાં હશે. તેમ તૃવેણીનો પ્રવાહ કેમ ચાલતો હશે ? પ્રેમમહાલયનાં યોગમંદિરમાં માર્ગીય સાધુનો ને મહાત્માઓનો સત્સંગ કેવો હશે ? પ્રેમધુનિમાં, પ્રેમપ્યાલામાં ને

પ્રેમયોગમાં શી મજાહ હશે, એનો કશો નવો અનુભવ મને થયો નથી. સુંદરી ! તમે તો આ નવા પ્રેમનગરમાંજ વસો છો. પ્રેમગ્રંથનું ગુંથન કર્યું છે. પ્રેમબાગમાં નિત્ય નિત્ય ફરો છો, સ્નેહ–સરોવરમાં સદાય ન્હાઓ છો. તમે વિકટ પ્રેમના પંથોમાં પ્રવાસ કર્યો છે. એ મહા માર્ગ તમે પસાર કર્યો છે. હું અભિજ્ઞ છું, માટે મને મૂકી દો ? પ્રેમ વ્યાપારની જેને સમજ નથી, તેની કને વ્યાપાર કરાવવો શું કામનો ? મૂળાક્ષર આવડે નહિ, તેને પંડિતની પંકિતમાં મૂકવો શા ખપનો ? પુષ્પ પરિક્ષા નહિ, તેને માળીની ઉપમા આપવી શા કામની ?" જયન્ત, આ ગુણવંતીના સ્વપ્નામાં તેના પ્રેમની પરિક્ષા કરવા બોલ્યો; જાણે તે કેવળ શુક જેવો બ્રહ્મયોગી ને અજાણ હોય, તેમ વદવા લાગ્યો. ગુણવંતીએ તે માન્યું. તેને માનવું ન હતું, તોપણ પોતાની પ્રવીણતા દેખાડવા અથવા પોતાની શકિતની જયન્ત કને પરિક્ષા કરાવવા માટે પ્રત્યુત્તર દેવાનેજ આ યત્ન કર્યો. તે કંપતી કંપતી કહેવા લાગી. કુમારીકાના કોમળ કરમાંથી તે છુટવાનો પ્રયત્ન કરવા લાગ્યો. બાળા જાણે તેનું શાન્તવન કરતી હોય, તેમ બોલી " મહેમાનજી ! ચિન્તા ન કરો. જન્મતાંજ કોઇ સૃષ્ટિ શિક્ષણ મેળવી આપતો નથી, અનુભવને અંતેજ વીર પુરૂષ પ્રેમપંથની પરિક્ષાએ પંકાય છે. સ્વભાવિક શિક્ષણ મનુષ્ય માત્રમાં હોય છેજ, માત્ર તેના ભેદ ખણવા જોઇએ છે. બાળક સરખુંએ એટલું તો સમજે છે, કે કંઇટ ચળકે છે, ને પ્રકાશે છે, પણ તે ચંદ્ર છે, સૂર્ય છે, દીવો છે, પતંગીયું છે, કાચ છે, કે હીરો છે, તેનો ભેદ માત્ર જાણવાનો રહે છે. સોળ શીખેલાને સાત શું શીખડાવવું ? આપે તો એક પ્રેમ–ભવનું સુખ અનુભવ્યું છે, તે છતાં જો બાળક વયની બુદ્ધિહીણ બાળાની પ્રેમ–પરિક્ષા કરવી હોય, તો મ્હારૂં અલ્પજ્ઞાન જુઓ. પ્રેમવિદ્યા ગહન છે, પ્રેમપંથ વિકટ છે, પણ પ્રેમ-

મંદિર પવિત્ર છે. જે અપવિત્ર કહે છે, એ અનુભવહીન જનનો કુટીલ સંપ્રદાય છે, અને પ્રેમબાગ અરસિક છે, એ અનુભવવાને કદાચ અજાણુ પંથીને આપદા વેઠવી પડતી હશે, પણ આવો–જુઓ હું તમને પ્રત્યક્ષ વસ્તુથી પ્રેમ–મંદિરનો માર્ગ બતાવું. એ જમીન કે જળનો માર્ગ નથી. મ્હારો અનુભવ માત્ર અનુભવીઓના લિખિત વિચારોનો છે. પ્રમાણુ સહ નથી. પણુ એ ગગન કે પવનનો રસ્તો નથી. એ સ્થળે એક વિજળીક યંત્રમાં બેસીને જવાય છે! એ અદૃષ્ય માર્ગ છે. એ સુક્ષ્મ નથી, મોટો નથી, જીવ–પ્રાણી નથી, શુન્ય નથી, માત્ર વિજળીક બળનો તેમાં કંઇક ચમત્કારિક પ્રભાવ છે, ને તેથી કાયા–નગરમાં વસતા અનેક જીવોને પ્રેમ–સૃષ્ટિના દરેક પંથનું ભાન કરાવે છે. આ વિલાસભુવન છે. તેમાં પ્રેમી દમ્પતીઓ અહોનિશ આનંદ વાયુની લ્હેરો લ્હે છે. એની જોડે કલ્પતરૂ મંદ મંદ પવનની સાથે ગેલ કરતું ને દમામભર ડાળીઓએ ડોલતું દેખાય છે. તેની શિતળ છાંયડી વિરહથી તપેલા પ્રેમપંથીને વિશ્રામ આપે છે. એનાં મધુર ફળો, ક્ષુધાતૂર પ્રવાસીને શાન્તિ આપે છે. જુઓ, એની નજીક ખારા સમુદ્રની અંદર જેમ મીઠી વીલડી હોય, તેમ પ્રેમ–પર્વતની તળેટીમાં સુંદર જળથી ભરેલી પ્રાંત તળાવડી છે. એની ચોતરફ હંસ, પોતાની પ્રેમી હંસણી જોડે વિનોદ કરે છે, રમણ ભ્રમણ કરે છે, ક્રિડા કરે છે! કોઇ તપેલો તપસ્વી આવ્યો હોય, તો તેને શિતળ કરે છે, સ્નાનથી–પાનથી તૃપ્ત કરે છે. પેલી પુષ્પ–વાટિકા છેક મનોહર સુગંધપ્રદ પુષ્પો પોતપોતાના પ્રેમ–સંગી સાથે ગેલ કરે છે. પેલા ભ્રમરો પેલી માલતીને મનાવે છે. માલતી કહે છે કે “ રે ભોળા ભ્રમર! રખેને માલતીને મૂકીને ચંપકકળીનો ભોગી થતો? પોતાનું અનુભવેલું સુખ તજીને પરસુખ ગ્રહવા જઇશ તો અજાણુ પંથમાં પટકાઇ પડીશ!” પેલો ઝેરી નાગ, કેતકીની

કળીપર ડોલે છે. પેલો બુલબુલ, ગુલાબના કાંટાનો માર સહન કરે છે, પણ તેની મીઠી વાસના તજતો નથી. કુળવાન ગુલાબની પાંખડીયે પાંખડીયે પરાગ છે. પેલી વેલી જોબનમાં આવી છે. પેલી કદળી જાણે જુનાનીના જોરમાં ઝુલતી જુવતીઓની જંઘા જેવી લચકાતી દેખાય છે. ચાલો—હવે પ્રેમની પાઠશાળા જોઇએ, આ શાળા માંહે પ્રેમના ષડદર્શનનો યોગ શીખવવામાં આવે છે. ષડશાસ્ત્રનો વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે. પ્રથમ ન્યાયશાસ્ત્ર શીખવે છે. પ્રેમ બન્ધનનો ધારો તોડનારને શી શી શિક્ષા થાય છે, તેનું શાસ્ત્ર ભણાવે છે. પછી કાવ્ય શીખવે છે. પ્રિયાના પ્રેમભાવ અને પ્રીત—સૃષ્ટિનું સૌંદર્ય વર્ણવવા માટે આ વિદ્યા ફળીભૂત કરવામાં આવે છે. પછી વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરાવે છે. વિરહ અને વિયોગ રોગનું નિદાન સમજવું પડે છે. પ્રેમરોગની ઔાષધી ને ઉપચારનો પ્રયોગ શીખવાડે છે. તે પછી જ્યોતિષ શાસ્ત્ર શીખવું પડે છે. પ્રેમની ઘડીઓની ગણતરી ને તે-પરથી પ્રિયાની વાટનું નક્ષત્ર—યોગ વગેરે કહાડવાનું બતાવવામાં આવે છે. એ પછી વ્યવહારોપયોગી શિક્ષણ શીખવે છે. તેમાં પ્રેમોદમ્પતીની મર્યાદા, વિવેક, ધર્મ, અને સંસારનું બંધન બતાવે છે, અને છેવટે પ્રેમ—યોગીનો યોગ શીખવે છે. જે યોગશાસ્ત્રને નામે પુષ્પાહુતી પામે છે. એ યોગની ધૂની કેમ પ્રકટે છે, તેમાં અમૃત કે વિષના પ્યાલા કેમ પીવાય છે, અને એ પ્રેમ—પ્યાલાના નિશાથી પ્રેમ—સાધના કેમ સંધાય છે, તેનો ભેદ દેખાડે છે. જો, એ પાઠ-શાળામાંથી બહાર નીકળતાંજ યોગ—મંદિર કે જે પ્રેમ—મંદિરનું નાકું છે, તે દેખાય છે. અત્ર માર્ગીય સાધુડાંઓ અનાદિ કાળથી બે ભાગમાં વ્હેંચાયલી પ્રેમપ્રનાળિકામાં પ્રવેશ કરે છે. તેમને પ્રેમદાન દેવામાં નથી આવતું, પણ પેલા મહાત્મા સાધુજનો, જેની ચિત્તવૃત્તિ, સદાકાળ ચિદાનંદ પ્રેમચર્ણમાં રટતીજ પડેલી છે, તેને જ્ઞાનદાન

દેવામાં આવે છે. એ સુખી પંખિ પ્રાણ, પોતાની ભકિત પ્રિયાના સંસર્ગમાં અહોનીશ આનંદ મેળવશે. તેમનું તપ તેના તેજને વધારશે, તેની પ્રેમશકિત તેના પૂર્વ સંસ્કારને ખિલવશે. તેનું પ્રેમબળ, વિકટ પ્રેમપંથમાં પ્રસરીને માર્ગ કરતું વહેતું જશે. તેની પ્રેમસુગંધી ચોગરદમ ફેલાતી જશે. તેનો પ્રેમપ્રવાહ, સર્વસ્વ શાન્તિ ફેલાવતો જશે. તેનો છેવટનો પ્રવાસ, પાછો આપણા શાન્તિભૂવનનાં વિલાસસ્થાનને શોભાવતો, પ્રિયાની પ્રેમ પ્રસાદીને પોષતો, ને પ્રેમમૂકિતના મીમાંસાનું પઠન પાઠન કરતો પરમ પ્રભુ પ્રેમમૂર્તિના પંકજસમ પાયને પંપાળતો પંપાળતો ગતી પામશે, ને સ્નેહી અર્થાત્ ભકિતને શરણ થઇને મૂકતી પામશે. પ્રભુજી! હવે હું તમારી કિંકરી–શિષ્યપદને લાયક થએલી, એક પ્રેમપંથી પંખિણી છું. તો હવે મને સ્વિકારશો!” એટલું કહીને તેણે જયન્તના રસિક કંઠને મૌકિતકમાળા પેઠેમ કોમળ હસ્ત વીંટાળી દીધા. ગભરાયલે ચહેરે જયન્તે તેના હાથને દૂર કર્યા, અને વધારે આગ્રહી બનીને ગુણવંતીને તારવા બોલ્યો–“બાળા! તમારા સરખી ઉત્તમ પ્રતિની પ્રીત અભ્યાસી કને હું ગમાર નહિ શોભું. હા, હું એક પુષ્પકળીનો ભોગી ભ્રમર છું. પણ મને સુગંધીની સમજ નથી. તમે કોઈ વિદ્વાન ભ્રમરની ભાકતીક ભમરી છો. કુંભાર કદાચ ગર્ધવ કંઠે સ્ફાટિક મણી બાંધે, તો તેથી તે ઘોડો થશે? મૂર્ખ માળી કદાચ કાંદા જોડે કસ્તુરી રાખે, તો ફળ શું? મને જવા દો, મને પ્રવીણ થવા દો, મને આ સ્વર્ગીય શોભા જોવા રહેવા દો, મારાં અહોભાગ્ય કયાંથી, કે આવી પ્રવીણ પ્રમદાનો ભર્થાર થવાને હું ભાગ્યશાળી થાઉં! હું એવો સંસ્કારી કયાંથી, કે આ સુગંધીદાર ખિલતી કળીનો હું ભોગી થાઉં? હું એવો તપસ્વી કયાંથી, કે આ અખંડ રત્નનો હું અધિકારી થાઉં? મને તો બહુએ ગમે છે. ગમાર તો રાજ વૈભવને બહુ ચાહે છે,

પણ તેનો કાર્યભાર કરતાં આવડવો જોઇએ, નહિ તો શોભતી સાબ્બી સમુદ્રમાં અટવાઈ જાય. કાગ તો ઘણું ચાહે છે, કે પોપટની પંક્તિપર બેસું, પણ ગિરિવરપર પોકાર કરવાથી હંસની ગણનામાં આવે છે? બાળા! આ રસાળ ભૂમિકામાં આવા સુંદર સ્વદેશી પ્રેમ બગીચા હશે, તેમાં આવાં નિર્મળ નીર-પવિત્ર પાણી વહેતાં હશે, એ તો આજેજ જાણ્યું! વારૂ, તમે મને પ્રેમ પહાડની ગુફા તો દેખાડી નહિ? તેમાં શોર કરતા વાઘ કે વાઘણને તો બતાવ્યાં નહિ? હા. હા. તમે તો કઠોર માર્ગ તજી દીધો, ને પ્રેમ-બાગ માત્ર દેખાડયો, પણ શું આ પ્રેમબાગ લૂટાઇ જવાના ભયથી ત્યાં કોઈ રક્ષપાળ રહેતો ન હશે? મને લાગે છે, કે તમે મને મર્મમાં કહ્યું ખરૂં! અખંડ સૌભાગ્ય રહો? બાળા! મુજ પંથીનો આશીર્વાદ છે. હવે મને રજા આપો, જવા દો, ક્ષમા કરો!" "નહિ જવાય? મહેમાન છો, યજમાન છો, પ્રેમ-મંદિરનો પ્રસાદ ચાખવો પડશે. અનાદર કરવાથી શ્રાપ મળશે. જગન્નાથજીના ભકતમંડળમાં વર્ણાશ્રમ ભેદ રાખવામાં નથી આવતો-વળી પ્રસાદમાં ક્રમોદ વગર બીજું આપવામાં નથી આવતું-પ્રેમપ્રસાદમાં સ્વર્ગીય સ્વાદ છે. તેમાં શર્કરા કે મુખવાસની જરૂર નથી. તેમાં શીતળ સરિતાનાં જળનું કામ નથી. એ તો સ્વાભાવિક સંતોષનાં કલ્પતરૂનું અમૃત ફળ છે. આ પ્રેમ-પ્રસાદ લઇને, પ્રિયાના શાન્તિભૂવનમાં સહજ શાન્ત થાઓ, થાક ગાળો, ને પછી જવું, હોય તો જાઓ. હમણાં તો હું નહિ જવા દઉં? મારા સમ! હઠિલા ન થશો? આપણે હવે અન્ય નથી. ના કહેતાં જીભ તૂટી જાય-હાથ તરછોડતાં દીલ દાઝે!-જુઓ આ પ્રેમ મંદિર છે. પ્રેમનું સત્ય પાત્ર હસ્તકમાં લઇને રાધિકા, કૃષ્ણ પ્રભુ સંગે ક્રિડા કરે છે. પ્રેમના પોષાક શ્રી કૃષ્ણ બીજી તરફ રૂકમણીનું હરણ કરવા ચાહે છે-ત્રીજી બાજુ યમુના તટપર મુરલીધર ગૌ ચારે છે. ગોપીઓ પ્રેમ વિરહે તલપે છે, તેને શાન્તિ આપે છે. હવે પ્રેમ મં-

દિરના પાછલા ભાગમાં જુઓ; પેલો અર્જુન, સુભદ્રાના પ્રેમથી પિ-
ખાઇને સાધુરૂપે ખડો રહેલો છે. પેલો દુષ્યન્ત, શકુંતલાના વિસ્મ-
રણથી પ્રેમ–બાગમાં આંબાકળી જોડે વિનોદ કરે છે. પેલી તારામતી
હરિશ્ચંદ્રના હાથમાં અપરાધની શિક્ષા ભોગવે છે. પેલી સીતા, રામના
વિયોગથી અશોક વનમાં જપમાળ જપે છે. પેલી દમયંતી, નળરા-
યના વિયોગે નગર વાટમાં ભટકે છે. પેલી માલતી, માધવના વિયોગે
રાક્ષસના કરમાં ઝકડાયલી છે. પેલી મદાલસા, ઋતુધ્વજના પ્રેમ પ્ર-
સંગથી શરમાળ બનીને પ્રેમતાપથી સંદિગ્ધ થએલી દેખાય છે!
જો તેના અંગમાં અનુકંપ જણાય છે. પ્રેમના વિવિધ પાત્રો લઈને
આ પ્રેમ–મૂર્તિઓ ખડી રહી છે. પ્રેમના અનુભવની ગ્રંથપોથી પઢ-
વામાં હવે તેને કાઠિણ્યતા લાગતી નથી. પ્રેમશાસ્ત્રના સર્વ શ્લોકો
અન્વય સહિત તેને મૂખપાઠ થઈ ગયા છે. સંસારભૂવનમાં તેમણે
અનુભવતા અનેક વેશો જોયા છે. જુઓ એ પ્રેમકળાનો અહીં નાટક
થાય છે, રાસલીલા થાય છે. પ્રથમ પ્રેમના નાટ્યનો સુત્રધાર તેના
કાઠિણ્યપંથનું દિગ્દર્શન કરે છે, અને પછી તેનો પ્રીત–પડદો ઉઘડે છે.
નાયક અને નાયિકા પોતપોતાનું વીતક કહી જાય છે–સુખ અને
દુઃખની જોડી તો જન્મથીજ જન–કર્મે જડેલી હોય છે. તાપને છાયડી
તો સાથેજ રહેલી હોય છે. દશા ને દીન તો દેખાતોજ છે. આ મહા
પ્રયોગ પ્રેમનું ભાન કરાવે છે. જ્ઞાન આપે છે, ને દેહદાન દઈને જીવિત-
પ્રાણને દૃઢ બનાવે છે. પ્રેમ–મંદિરનો આ પણ એક ઉત્કૃષ્ટ અનુભવ
છે." આ પ્રકારે હઠ કરતી પ્રેમી બાળા, પ્રિયતમને મનાવતી હતી!
તેણે જાગીને જોયું! એ પ્રિતમ હતો? એ પ્રેમપંથી હતો? પ્રેમી બા-
ળાના મનમાં તેનું પવિત્ર દર્શન પ્રકટ થયું હતું? ના. એ મનહર પં-
ખીઓ પ્રેમ–નગરના બગીચામાં પ્રેમચુંબન કરતાં હતાં. પ્રેમપ્રસાદી
મેળવીને એ પ્રેમીયો મન–મહાલયના પલંગપર બેસી પ્રીત–પોથી વાં-

ચતાં હતાં. શું એ સ્વપ્ન હતું, સુષુપ્તાવસ્થા હતી, કે જાગૃત અવસ્થામાં વિનોદ થયો હતો? બાળાને સંભ્રમણા થઇ હતી. જાગૃત છતાં સુષુપ્તી હતી. તેમાંજ તે વિનોદ કરતી હતી. તેણી જાગૃત થઇ. સંભ્રમણા પણ ટળી, પણ મન વેદના ઉદ્દભવી. સીતા, જેમ રઘુવીરના વિયોગે અશોકવનમાં એકલી ટળવળે, તેમ ટળવળતી હતી.

## પ્રકરણ ૨૪ મું.

### પ્રેમનો આન્તરિક પડછાયો–સ્નેહ–સરોવરનાં રાજહંસલાં!

ગુણવંતીની જાગૃત અવસ્થામાં તેના સ્વપ્ન–દર્શનનો ભાવ લગાર પીડારૂપ થઇ પડ્યો. "પિતાજી બહારથી આવ્યા ન હશે; નહિ તો જયન્તીલાલ ઓરડામાં આવવા હિમ્મત કરે નહિ!" આ ભણકારા તેના મગજમાં ભ્રમણ કરવા લાગ્યા. નિર્દોષ બાળા હજી સ્વપ્નામાં બનેલો બનાવ ખરો ગણવા લાગી. પોતે જાગૃત છતાં તેના મનમાં એ ખ્યાલ તટસ્થ રહ્યો. આ બનાવ ખરો છે કે ખોટો તેનો નિર્ણય કરવા સંકલ્પ કર્યો, પણ આ વખતે શી રીતે જયન્તને મળી શકાય? આમ સોચતી પલંગપર પડી, અને ઓશીકા તરફ હાથ લંબાવતાં કંઇક જીવડા જેવું આંગળીને અડકયું. ભીંત પર નજર કરી તો વીંછી? તેને બ્હાનું મળ્યું, ને તેણીએ બુમ પાડી.

"ઓ મા રે?" આ બુમ સાંભળતાંજ ભૈયાજી જાગૃત થઇને દરવાજા કને આવ્યો. તેના મનમાં શંકા થઇ, કે રખે મહેમાનજી નિર્દોષ બાળાની ખબર લ્હેવા ગયા હોય? પણ કમાડને હાથ લગાડતાં બારણું ઉઘડી ગયું, ને ગુણવંતીને અટુલી ડંખના દુઃખથી હાથની આંગળી બીજા હાથે દબાવીને પલંગ પર બેઠેલી જોઈ. ગુ-

ણીનો ગભરાયલો અવાજ સાંભળીને જયન્ત પણ ત્યાં દોડી આવ્યો. કોણ જાણે પ્રેમદેવ ડંખ્યો, કોણ જાણે કામદેવ ડંસ્યો કે કોણ જાણે વીંછી ડંસ્યો, પણ કારમી ચીસ સાંભળીને બન્ને જણ દોડી આવ્યા. પિતાજી આવ્યા નથી, એ તો ખાત્રી થઈ ગઇ. "બા! બા! ક્યા હય?" ભૈયો ત્યાં આવ્યો, તેને જોઇને ગુણી મોં સંકોચવા લાગી. આ શોરબકોર સાંભળીને જયન્ત ઉઠી આવ્યો. જો કે ગુણવંતીને જે ડંસ થયો તે ખરેખરો વીંછીની અળનો ડંસ નહોતો. લગાર વીંછીનું શરીર અડતાંજ તેણી ચમકી હતી, ને નજર કરતાંજ વીંછીને જોવાથી તેને શંકા પેડી હતી. પણ દુઃખ ન થતું હોવાથી તે ચેતી ગઇ હતી, કે માત્ર સ્પર્શ થયો છે; તોપણ તેણે વેદનાનું દુઃખ વધારે બતાવવાનો યત્ન કર્યો હતો. આ મર્મ પોતેજ જાણતી હતી. ભૈયાએ અંદર આવીને પુછતાં ગુણવંતીએ કહ્યું "અરેરે! રડયો વીંછુડો ડંખ્યો, અને સામે ભીંત પર ચાલ્યો ગયો. ભૈયાજી તમે એકદમ દવા લઈ આવો? પિતાજી પધાર્યા?"

"પિતાજી આયે નહિ હય? દવાખાનાબંધ હોગા. ચહીયે તો ઉતારને વાલેકાં બોલાઉં?" ભૈયાજી એકદમ પસાર થયા.

"હા, એ વધુ સારૂં છે. જો નજીક હોય તો બોલાવો? અને તે-ટલી આંગળીપર દોરો બાંધી રાખો, કે ઝેર આગળ ન ચડે?" જયન્તે ઉપાય બતાવ્યો. વ્હાલો તકનો લાભ લેવા મંડયો.

"મેં મ્હારી ડંખીલી આંગળી મજબુત પકડી રાખી છે, પણ જો કદાચ દીલનું ઝેર ઉશ્કેરાઈ જશે, તો અંગનું બળ એકદમ ન-બળું પડી જશે!"

"આંગળી પરનો ડંખ જો એટલેથી અટકયો હોય, તો પછી વધુ પ્રસરી શકશે નહિ, અને એક રીતે તે ભાગ મજબુત પકડાયો હોય તો પછી બીજું લોહી ઝેરી થઇ શકશે નહિ."

"વ્હેમનું ઝેર એવું છે, કે તે પાતાળ ને આકાશ બન્ને ફાડી શકે છે."

"એ ઝેર કયા માર્ગે પ્રસરતું હશે?"

"વિદ્વાનો કહે છે કે નજરમાં વધારે ઝેર છે."

"તમને શું કોઇની નજર તો નથી લાગી?

"હા મને નજર લાગી, ને દીલમાં ઝેર પસર્યું છે, ત્યારેજ કહું છું કની, કે મ્હારો નવો ડંખ વધારે ફેલાવો કરશે! અરરર! એ! પાછો ઠણુકો કર્યો? હાય! હાય! હવે તો મારો હાથ નબળો પડતો જાય છે?" ગુણવંતીએ ચેષ્ટા કરી. જયન્તે સત્ય માન્યું, ને નિર્મળ હૃદયે પણ કંપતી જીભે બોલ્યો.

"હું તમારી કાંડી પકડું, તો કંઈ હરકત છે?" જયન્તે, ગુણીની પ્રીત–મર્યાદા જોવા યત્ન કર્યો. પ્રેમથી જળહળી રહેલી મુગ્ધાએ તેમાં કશો દોષ ન જોયો.

"જરાએ નહિ. આપ જો મ્હારી કાંડી મજબુત પકડો, તો ખચીત મ્હારૂં રક્ષણ થશે. હું ભવ–વગડા માંહેના ઝેરી પ્રાણીઓના ડંખથી બચી જઇશ. અરરર! વળી ડંખ માર્યો?" ગુણીએ ફરી ચેષ્ટા કરી.

"ત્યારે ઔષધ આપતાં સુધી હું તમારી કાંડીને પકડી રાખું છું." જયન્તે સાચા સ્નેહથી નિર્મળપણે ગુણવંતીનો હાથ પકડયો.

સત્ય દીલનો પ્રતાપ જુઓ? કાચી નજરે એક સ્ત્રીનો મોહ પાપી ગણાય છે! પ્રેમી નજરે એજ મોહ નિર્મળ જણાય છે. ગુણવંતીના રૂપ પર મોહવશ થએલા જયન્તની આ અવસરની સ્થિતી કેવળ સાત્વિક ને નિર્મળ દુધરૂપ દેખાય છે. યુવાન મુગ્ધાનો કર–પલ્લવ પકડયા છતાં અને ગોરા હાથમાં ને નાજુક નગરમાં ગૌર વદન ઝકડાયા છતાં તેને લગાર પણ વિકાર ઉત્પન્ન થતો નથી, કેમકે કામની વાસનાથી તેનું

મન આ વેળા કેવળ અજ્ઞાન છે. અજ્ઞાન બાળક પણ એજ રીતે પુન્યવંત ને નિર્દોષ કહેવાય છે.

"હાશ! હવે મને લગાર ટાઢક વળી!" ગુણીએ કહ્યું.

"શું મ્હારા હાથમાં એવો ચમત્કાર છે?"

"હા. પારસમણી જો લોખંડને અડકે, તો સુવર્ણ થાય છે કની!" પરસ્પર પ્રેમ પરિક્ષા થવા માંડી.

"હાથનું ઝેર ઉતર્યું પણ દીલનું ઝેર?"

"તે તો પહેલું ઉતરી ગયું."

"ત્યારે તો હવે તમારો હાથ તમને સ્વાધીન કરૂં છું." જયન્તે તેનો હાથ છોડી દીધો, અને નવીન ચેષ્ટા જોવા તલ્પી રહ્યો.

"અરરરર! વળી ફરીને ડંખ થયો?" ગુણીએ નવીન ચેષ્ટા કરી.

"એટલી વારમાં વળી ફરીને ડંખ તાજો થયો? હવે શું કરીશું? તમારો ડંખ તો ભારે!"

"જે હાથ જીવન-કાળ સુધી શૂરવીરના રક્ષણ સાથે બંધાયલો હોય, તે જો છુટી જાય, તો ડંખ થાયજ!" ગુણીનો મન-મર્મ જયન્ત જાણી ગયો.

"હવે તો બીજો ઉપાય કરવો જોઇએ? કાં તો મંત્રથી ઉતારવો જોઇએ, અને કાં તો ઔષધથી ઉપચાર કરવો જોઇએ."

"એ માંહેનું એક પણ સાધન અહીં હાજર નથી, પરંતુ સત્ય દીલથી જો આપ મ્હારા હાથપર આપનો હાથ વારંવાર ફેરવશો, તો વેદના લગાર મંદ પડશે?"

"ત્યારે ભલે, જો તમારૂં દુ:ખ-દર્દ ટળતું હોય, તો તેમ કરૂં?" જયન્ત પોતાની પ્રેમી પ્રિયાના હાથપર હાથ ફેરવવા લાગ્યો. અધીરી મુગ્ધા હવે શું ચેષ્ટા કરે છે, તેની આતુરતાથી વાટ જોવા લાગ્યો.

"આપનું ચિત્ત કેવું કોમળ ને દયાળુ છે? આહા! મને કેવી

શાન્તિ થાય છે? એવી શાન્તિ શકુન્તલાને વા દ્દોળતાં તેની સખીઓ પ્રિયવંદા કે અનસુયાથી થઈ શકી ન હતી!"

"પણ તેને તો વિરહની વેદના હતી?"

"યુવાન બાળાઓ એવીજ વેદનાઓથી વધુ પીડાય છે, પણ આપ જેવા વૈદ્દો તેને તરત સાજા કરી શકે છે."

"તમે તો સાજાં થયાં, ને ફરીને માંદા પડયાં?"

"દવામાં કંઈક ઔષધ મેળવવું બાકી રહેલું હશે!"

"ત્યારે હજી કહો, તો નવું તત્વ મેળવીએ?" જયન્ત હસ્યો. બન્નેનાં હ્રદય હવે સમજી ગયાં, કે આ યુવાન બાળાની ચેષ્ટા કળી શકયો.

"પાપ વગર આ મહા દર્દ ઉત્પન્ન થતું નથી, ને પુન્ય વિના તે ટળાતું નથી. જે કારણથી તે પેદા થયું છે, તેજ કારણથી તે ટળશે." ગુણવંતી તો હજી જયન્તને અજ્ઞાનજ સમજે છે!

"તે કારણ આપણી કને હોય, તો તરત અમલમાં મૂકીએ?"

"મ્હારા પાપથી મને દુઃખ થયો. હવે જો આપનું પુન્ય-જળ આપો, તો મ્હારૂં દર્દ નાશ પામે!" જયન્ત જાણે બાળક હોયની, તેમ ગુણવંતીએ પ્રશ્ન કર્યો. કેવી નિર્દોષ ને ભોળી બાળા?!

"મ્હારી પાસે એવું કયું પુન્ય હોય, કે જે તમારા દર્દને ઔષધરૂપ થઈ પડે?" જયન્તે ગુણીને બહેકાવી.

"કદી પ્રાપ્ત થયું ન હોય તો નવું પ્રાપ્ત કરો!"

"શી રીતે? મને તેનો માર્ગ બતાવો?"

"એક મુમુક્ષ અબળા પોતાના પ્રભુતુલ્ય દેવના મંદિરમાં જવા ચાહે છે, અને તેને એક અદેખો શત્રુ અટકાવે છે. જો આપ એ શત્રુને દૂર કરો, તો તમને મોહા પુન્ય પ્રાપ્ત થાય, અને એ પુન્ય મને આપો, તો મ્હારૂં દર્દ ટળી જાય!"

"શું તે મ્હારાથી અટકાવ્યો અટકી જશે ?" હવે જયન્તને ખાત્રી થઈ કે બાળા કંઈક પ્રેમ–છળથી છેતરવા ચાહે છે.

"હા. આપ સત્ય અંતઃકરણથી, તેની સામે જઈને ઉભા રહેશો, તો ખચીત તે ચાલ્યો જશે, જો આપ સાચા પ્રેમી હશો તોપણ જો જો ? પેલી અબળાનું રૂપ ને તેજ તમને અંજાવી દેશે !"

"હું તેથી અંજાઈશ નહિ, ને જો તેમ થશે, ત્યારે તો પેલો પાપી ત્યાંથી નાસી જશે કની ?"

"ખચીત ન્હાશી જશે. માત્ર આપનામાં હિમ્મત જોઈએ. પણ જો જો, પેલી બાળા આપને ગળે ન પડે ? રક્ષણકર્તા તરીકે તમને વરવા ન ચાહે ! કારણ કે આપનું મહા તેજ ને મહા પુન્ય જોઈને તે લલચાઈ જશે ?"

"તેની ચિન્તા ન કરશો. મ્હારૂં મન એવું નબળું નથી."

"ત્યારે લ્હો જળ–ને મ્હારા હાથમાં એ પુન્ય–જળ આપો ?" ગુણવંતીએ પલંગ નીચેથી પાણીનો લોટો લઈને જયન્તને જળ આપ્યું. ભાવનાનો ભૂખ્યો જયન્ત આ ગત જાણી ગયો.

"કહો, હું શું કહીને તમને જળ આપું ?"

"આપ માત્ર એટલુંજ કહો, કે એક અભિલાષી અબળાનું રક્ષણ કરવા અર્થે, અને તેને તેના માનીતા દેવ–મંદિરમાં પહોંચાડવા અર્થે, તેને હેરાન કરતા શત્રુને હઠાવવાની હું પ્રતિજ્ઞા લઉં છું, અને સત્ય–વચનને આ પુન્ય–જળ આ બાળાના હાથમાં મુકું છું, જો હું સત્ય દીલથીજ કહું છું, એમ પ્રભુને પ્રતિત થાય, તો આ બાળાનો દુ:ખ નાશ થજો ?" જયન્તે ગુણવંતીની પરિક્ષા કરવાને પાણી મુકયું.

"વાહવા ! આ એક પુન્ય હાંસલ કરવાનો ખરો માર્ગ છે ?"

જયન્તે નિર્મળ ભાવનાએ આ વિચાર માન્ય કર્યો, ને પુન્ય-જળ લઇને ગુણવંતીના હાથમા મુકયું. ગુણવંતી તે જળ પી ગઈ.

" અરે ! એ જળ તો ભૂમિપર છાંટવું જોઇએ ? "

" તો ભૂમિને શ્રાપ લાગે ! આ જળ તો મ્હારા અંગનું રક્ષણ કરનારૂં ચરણામૃત છે, ને તે પીવાથીજ મ્હારૂં લોહી શુદ્ધ થશે."

' જો ! જો પેલો વીંછી પાતાળમાં પેસી ગયો ! " જયન્તે ગુણવંતીની ચેષ્ટા કરી, ને તે હસી પડી. નિર્દોષ જયન્ત હસ્યો.

"ત્યારે હવે તો આપને આરામ થયો કની ? "

" હા આપનો ઉપકાર થયો. આજથી આપ મ્હારા રક્ષણ-દાતા ને જગત્રાતા છો ! " ગુણવંતી પગે પડી.

" અરે ! આ શું કરો છો ?" જયન્તે વિસ્મયતાથી કહ્યું. " ઉઠો, ઉઠો ? " તેણે ગુણવંતીના બે હાથ પકડી ઉભી કરી.

" આપે મ્હારૂં જીવન સંભાળ્યું, ત્યારે હું આપને શરણે આવીને ચરણે ન પડું ?" ગુણવંતીએ બે હાથ જોડીને કહ્યું.

"આપ આમ શું કરો છો ? મને કશી સમજણ પડતી નથી !"

" આપે મને મ્હારા પ્રેમ દેવનાં દર્શન કરાવ્યાં. મુજ સરખા મુમુક્ષુ બાળાને એક કામદેવ જેવા મહા શત્રુના પંજામાંથી બચાવી અને મ્હારૂં રક્ષણ કરવા માટે સત્ય વચને પુન્ય જળ આપ્યું, તો પછી મ્હારા દેવને ચરણે પડવાની મને આતુરતા ન થાય ? "

" ત્યારે મ્હારી કને જે બાળાનું રક્ષણ કરવા માટે પ્રતિજ્ઞા લ્હેવરાવી, તે આપ પોતેજ બાળા ? " જયન્તે હસતે મુખડે પુછયું. ગુણવંતી હવે સમજી ગઇ.

" હા. પ્રભુ ! " ગુણવંતીએ ગંભીર સ્વરે કહ્યું.

" ત્યારે તો હું કૃતાર્થ થયો. એક પુન્ય વડે બે ધર્મ-કાર્ય થયાં !"

" હજી મને કૃતાર્થ કરવાનું કામ બાકી છે?"

"તે શું વારૂ? હજી પણ મહેમાનગીરીનો ઉપયોગ કરવાનો હોય તો તૈયાર છું?" જયન્તે હસીને નિર્મળ ભાવે કહ્યું.

"જેમ મ્હારી કાંડી પકડી છે, તે રીતે હાથનો પોચો પકડો? જે રીતે આ કાંડી ખાનગી રીતે પકડીને સત્ય-વચને રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી છે, તેજ પોંચો પકડીને સેંકડો સજ્જનો સન્મુખ અગ્નિ સામે બેસીને જાહેર પતિજ્ઞા લ્હો.

"શું પાણિગ્રહણ?" જયન્તે નીચું મુખ કર્યું, ને વિચાર વમળમાં પડયો. ગુણવંતી બોલી.

"તમે અમુઝાશો નહિ, વિસ્મય થાશો નહિ, તમે જુગારમાં ધન ગુમાવ્યું નથી, તમે રેતીમાં વાવણી કરી નથી, તમે લોખંડપર જળ રેડયું નથી, તમે તમારૂં વચન-ધન મણિકર્ણિકાના મંદિરોની મૂર્તિને ભેટ કર્યું છે. તમે તમારી મન-આશાની વાવણી કાશી ક્ષેત્રમાં કરી છે. તમે તમારો વૈભવ સંસારના સુખ સાગરમાં રેડયો છે."

"ત્યારે શું તમને પ્રેમ-ડંખ લાગ્યો હતો, ને તે ડંખ-નિર્વાણ કરનાર વૈદ મને ધાર્યો હતો?"

"હા. ડંખે આપનો, ને ઝેર પણ આપનું, તે આપનાથી ટળ્યું. જેમ ગરમીનો રોગ ગરમ દવાથી ટળી જાય, તે રીતે આપણો રોગ આપથી ટળી ગયો."

"ત્યારે તો હવે મને બદલો મળવો જોઇએ?" જયન્તે મુદ્દે ઉઠાવ્યો. પોતાને ચળવાને ગુણીએ પ્રપંચ કર્યો, ત્યારે તેને ચળવા પોતે પ્રયત્ન કર્યો, પણ સ્ત્રી ચરિત બળવાન નીવડયું.

"બાળા! જો તમે પ્રાણ સમર્પણ કરો છો, તો માત્ર એક પ્રેમ-ચુંબન આપો?"

"પ્રેમરાજ! એ બદલામાં આ પ્રાણ આખો આપને સમર્પણ કરૂં છું. આપ મ્હારા અંતઃકરણમાં પ્રભુ તુલ્ય વસેલા છો.

અંતરમાં ઉદ્ભવેલા પ્રેમના આપ પુજનીય દેવ છો. મ્હારો પ્રાણ આપના ઉપકારથી દબાયલો છે. મ્હારા દેવ પર આપે કશો આભાર કર્યો નથી, મ્હારી આંગળીનો દુઃખ નિવાર્યો છે, તો મેં તેના બદલામાં આપને મ્હારો પોંચો પકડાવ્યો છે, માટે દેહ પર ઉપકાર કરીને પછી પ્રાણપરના પડનો અધિકાર ગ્રહી માગણી કરો ?" ગુણવંતીએ સદ્‌ગુણ બતાવ્યો. સ્ત્રીની શુદ્ધતાની કસોટી કરવા આતુર થએલો જયન્ત આ શબ્દ સાંભળીને બાળાની ચતુરાઇ તથા પવિત્રતાપર મોહવશ થઇ ગયો.

" શું પ્રાણ સાથે દેહને સંબંધ નથી ?"

" કેટલાંક કર્મપ્રાણની અનેચ્છા છતાં દેહ કરે છે. દેહનાં દુઃખ દેહને વેઠવાનાં છે, પ્રાણ તો પોતાને માર્ગે જવા દેહને તજી જાય છે !" ગુણવંતીએ કેળવણીના તત્વથી માનવ-ધર્મ સમજાવ્યો, જયન્તે હજી વધુ કસોટી કરવા યત્ન કર્યો. ગુણવંતીએ તેમ તેમ તેના મનપર સદૃઢતાથી વધુ છાપ બેસાડી.

" જો હાથપર સ્પર્શ કરવા માટે પ્રેમી પોતાની પ્રિયાનો અધિકારી થયો હોય, તો દેહના બીજા ભાગ માટે કાં નહિ ?"

"હાથે હાથના સાત્વિક સ્પર્શ માટે વૈદ ને રોગી વચ્ચેનો સંબંધ ગણાય છે. સ્વામુખ ને પરગાલનો સંબંધ એટલી હદ સુધી અધિકાર ધરાવતો નથી."

"શું કુંવારી અવસ્થામાં પ્રેમીઓ પ્રેમ-ચુંબન કરતાં નથી ? ગાલ કે હોઠનો પરસ્પર સ્પર્શ કરતાં નથી ?"

"આર્ય-ધર્મની પરનાલિકાથી આપ અજાણ તો નથી, પણ આપ વિચારો કે મેં આપને મ્હારા આ સ્થૂળ દેહ વડે આલિંગન આપ્યું, અને પાછળથી મારા ભાગ્યમાંથી આપ ખસી જાઓ, તો મારો ધર્મ કેવી અણગમતી હાલતમાં આવી પડે? આપના ભવિષ્યની પ્રેમી

પતિ હોય, તેણે જો કુંવારાવસ્થામાં પરપુરૂષ સાથે પ્રેમ જોડીને, અધર ચુંબન દઇને પછી આપને વરી હોય, તો તે પ્રેમાળ સ્ત્રીનું મન કેવું ડંખ મારે? આપણે હજી પ્રેમના પગથીયાંપર ચડયાં છે, કંઇ પ્રેમમંદિરમાં વસ્યાં નથી, સમજ્યા, મારા શાણા શામળીયા ?"

"મને સ્વપ્નામાં તો આપ મનાવતાં હતાં, વિનવતાં હતાં, તે હવે કેમ વિમુખ થયાં ?"

"શું તમને પણ એવું સ્વપ્નું આવ્યું હતું ?"

"હા. તમને પણ એમજ થયું હશે !"

"હા. તેથીજ મને વીંછુડાનો ડંખ થયો, ને પ્રેમતારથી આપને ખેંચવા પડયા."

"મને ખેંચીને અંતે તમે છુટાં થઇ ગયાં ?"

"ના, હું પહેલી બંધાઇ ચુકી છું. મેં પ્રેમ–દૃષ્ટિથી તમને વધાવ્યા, પછી દૂધ પીવરાવ્યું, પાન ચવરાવ્યું, ભોજન જમાડયું, સંગીત સંભળાવ્યું, અને છેવટે વચન મેળવીને જીવન સાર્થક કરાવ્યું. કહો, હવે ખાનગી પ્રતિજ્ઞાને જાહેરમાં મુકવાનુંજ બાકી રહ્યું, ને તે પછી આ કિંકરીને સ્નેહની સોડમાં સંતાડવાનુંજ બાકી રહ્યું, મારા પ્રાણદાતા !" ગુણવંતીએ હસને મ્હેરે જયન્તની હડપચીપર કોમળ અંગુલી ઉડાડી. જયન્તને હવે પ્રેમાંકુર સ્ફુર્યા, ને મોહનું આલિંગન ગ્રહ્યું. જયન્તે હજી પણ ગુણીની કસોટી કરવા માંડી.

"જો મને બદલો આપવો હોય, તો પ્રેમદાન દેવું જોઇએ ?"

"તમારા અંતરમાં સ્નેહ–જળના તરંગો ઉછળતા હોય, તો કાલે સવારે લગ્ન કરીને આ આખો દેહ તમારોજ કરી લ્હો, ને તે પછી પ્રેમદેવને અને કામદેવને બન્નેને........"

ગુણી મનનો ઉભરો ખાલી કરવા જતાં પાછલા દરવાજા તરફથી ગાડીનો અવાજ સંભળાયો, ને બન્ને ચમકયાં. ભૈયાજીએ નીચેથી બૂમ મારી.

"હાથકી અંગુલીકા બીછું તો બડા ઝેરી નીકલા. દવાઇ તો નહિ મીલી, પરન્તુ હમેરી પાઉંકા અંગુઠાપર ઠેસ લગી, ને હમભી અજારી હો ગયા? રામ જાને અબ કયા હોગા? ઉપર ચડા નહિ જાતા હય?"

ભૈયો રામસિંહ દાદર નજીક આવીને ઓટલાપર બેસી ગયો. જયન્ત ને ગુણવંતી બન્ને ઉપરના દાદર નજીક આવ્યાં, અને ભૈયાની હકીકત સાંભળીને ગુણીએ દાદર ઉપરથી કહ્યું.

"ભૈયાજી! મ્હારૂં દર્દ નરમ પડી ગયું છે. તમે તેની ચિન્તા ન કરશો. આપને માટે હવે શું કરીએ?"

"મયેંને જલકા પટ્ટા લગાયા હય? અભી મયે યહાંજ રહુંગા?"

"વારૂ, પિતાજી આવે, એટલે આરામ થયે ઉપર આવજો."

એવામાં તો પાછલે દરવાજેથી પૈડાંના આવેલા અવાજ પ્રમાણે યોગેન્દ્રની ગાડી આગલે દરવાજે આવી પ્હોંચી, ને રામસિંહે મોટેથી બૂમ મારી.

"શેઠજી આય પહુંચે?"

"પિતાજી આવ્યા? સારૂ થયું! અહીં પધારો?" ગુણી બારી કને આવી.

શા સારૂ? ચોર બનીને શાહુકાર થવા!

જયન્ત દાદર પાસે ગયો. યોગેન્દ્ર ગાડીમાંથી ઉતરીને ઓટલાપર આવતાં સુસવાટો નાખતા ભૈયાને પુછ્યું.

"કયા હય, રામસિંહ? ઠંડીમેં યહીં કયા ફુકતા હય?"

"જનાબ! ગુણવંતી બ્હેનકો બીંછુ ડંખ ગયા! મયે દવાઈ લ્હેનેકો ગયા, બૈદ મીલા નહિ, લેકીન મેરા પાયકા અંગુઠા તૂટ ગયા? રામ રે!"

"બાઇકો કયસા હય?"

"મને સારૂં થઇ ગયું છે, પિતાજી ! ઉપર પધારો ?" ગુણવંતી ઉપરથી બોલી. યોગેન્દ્ર એકદમ ઉપર ચડી ગયો.

"કયા જમાના હય ! જીસકા દીલ લગતા હય વોહી વ્હાં ચડતા હય ? બેટીકો આરામ હુવા, તોભી યહે વ્હાં ગયા, મેરેકું દર્દ સતાના હય, સો પુછનેકો ખડા નહિ રહા ? રામ ! રામ ! રામ !" ભૈયો મનમાં બડબડયો.

"જયન્તીલાલ હજી જાગે છે ?" યોગેન્દ્રે જયન્તને જોઈ કહ્યું.

"હા. હજી ગુણવંતીને હમણાંજ આરામ થયો."

"માફ કરજો, તમને તસ્દી પડી. મહેમાનગીરી તો ઠીક થાય છે."

"હા. આખી રાત એળે ગઇ ?" ગુણવંતીયે કહ્યું.

"તને તો આરામ છે કની, બેટા ?" યોગેન્દ્રે ગુણીને પાસે લઇને પુછયું. પિતાજી શું જાણે, કે કન્યા મન--રંગમાં રમે છે !

"હા. પિતાજી, પણ આપ કેમ છો ?"

"સારી પેઠે છું. સાહેબને પણ આરામ છે." યોગેન્દ્રે કપડાં કહાડતાં કહ્યું.

"ત્યારે આપ પહોંડી જાઓ ? બહુ થાકી ગયા હશો." જયન્તે કહ્યું. ચોરનું મન નબળું !

"હા. ને તમે પણ પોઢી જાઓ, જો કે સવાર તો થવા આવ્યું છે; તોપણ ઉજાગરો ભારે પડશે. હું તો આજ મોડો ઉઠીશ."

"ભલે; પિતાજી ! મને તો હવે નિદ્રા નહિ આવે ?"

"તોપણ ઝંપી જાય તો સારૂં ? જયન્તીલાલ ! તમે પણ સુઇ જાઓ." યોગેન્દ્રે શુદ્ધ મનથી સલાહ આપી.

"હું અરધી રાત સુધી તો સુતી છું, પિતાજી !"

"વારૂ, ત્યારે જેમ મરજી ! હું તો લગાર સુઈ જઇશ." એટલું કહીને તે પોતાના સુવાના ઓરડામાં ગયો, અને જયન્ત પણ અંદર સુવા ગયો. ગુણવંતી હસતી હસતી પોતાના પલંગપર ગઇ,

અને નવા નવા તરંગો અથડાવતી હસતી રમતી આશા–નગરનો કિલ્લો જીતવાની ફતેહમાં પ્રભાતની રાહ જોવા લાગી. જયન્ત કંઇક હર્ષ ને કંઇક શોકમાં પડી ગયો; તેના મનમાં વિવિધ તરંગો ઉડવા લાગ્યા, ને એ રીતે આ કાળી રજનીનો સ્વચ્છ ગગન જેવો ઉજળો અંત આવી ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

---

### પ્રેમ–પ્રસંગનો નવલ રંગ !

"ધન્ય ત્હારી ટેકને, ગુણીયલ !" જયન્ત પલંગપર સ્થૂલ દેહ નાખીને મન–તરંગ ઉછાળતો બોલ્યો. "મૃત પ્રિયાની ભેટ શંકાશીલ–મર્યાદશીલ પ્રેમ–ચુંબનથી પુર્ણ થઇ ! પણ આ દૃઢ મનની બાળા, વિરહ–વ્યાધીમાં ગ્રસ્ત થએલી છતાં સ્ત્રી–ધર્મની પરનાળિકા તજીને પણ કદી મનથી નબળી થઇ શકી નહિ ! એકાન્ત સમયે, યુવાનીના આવેશમાં કામ–વિહ્‌વળા સુંદરી અંત સુધી એકજ વચની ને સ્થિર રહી. શાબાશ છે; જેવું રૂપ, તેવોજ ગુણ છે. તે કદાપિ લાલચ કે મોહથી ચળિત થાય તેવી નથી. તેનામાં કુદરતે સર્વ ગુણો સ્થાપ્યા છે. મનની ઇચ્છા સંસારવૃત્તિ ત્યજીને પરલોક ગમનનો માર્ગ મેળવવા સારૂ નિવૃત્તિ નિવાસ લ્હેવાની હતી, પણ આ મનોહર પદાર્થની–પસગમય પ્રસાદી પ્રત્યક્ષ પડેલી હોવાથી, ને એવાં રાજ–રત્ન શોધવા જતાં જડે તેવાં ન હોવાથી, તથા એમને તજવાને દીલ લગાર હઠીલું હોવાથી મન ચાહે છે, કે સંસારનો અપુર્ણ રહેવો વૈકુંઠી–વૈભવ લેવાને આ સુંદરીનો આગ્રહ ભરેલો સ્નેહ સ્વિકારવો. ધર્મશાસ્ત્ર પ્રમાણે પિતૃને શ્રાદ્ધ દેવા એક પણ પુત્ર નથી. યુવાન અવસ્થામાં વિયોગના કઠણ આવેશને લીધે, ને પ્રિયાના પ્રેમની અદ્વૈતિય લક્ષણની અસર હમણાં સંસાર વિકારી લાગશે, પણ આ ગંદો દેહ

જ્યારે કર્મવિપાકનાં અવલંબન કરતો પરવશ પડશે, ત્યારે સ્ત્રી વિના કોઇ પણ ત્યાં સેવા કરવા ઉભુ રહેવાનું નથી ! ખરૂં ! મેં જ કહેલું છે.

પ્રિયાને છુટકો ન્હોતો, પીધા વણ ઘુંટડો ખારો;
પીધો અંતે જીવ્યા સુધી........

પણ હવે ? હવે આ જીવડાની સંભાળ લ્હેનાર કોણ ? વ્હાલી પુત્રી રમા માટે આ દેહ, સંસારી વૈભવને શરણ કરવો પડશે, અને તેમ કરતાં કેવળ આ જીંદગીને એકલડી–અટુલી કરવાથી ફાંફાં મારતું મન કદાચ અવળે રસ્તે જશે તો ? વિરહ કે કામ દગ્ધ ન થયો, અને કોઇ મન–મોહિની નાયકાને શરણ થયો તો ? અથવા માંકડું મન કોઇ પરસ્ત્રીના પ્રસંગમાં પડીને અધર્મ તથા અન્યાયના ઉંડા ખાડામાં ઉતરી ગયું તો ?" જયન્તે વિચાર કરવા માંડયો........

" શું આ ગુણીયલ મ્હારે લાયક નથી ? શું મૃત પ્રિયા કરતાં તેનામાં અધિક ગુણો નથી ? હા:! રૂપ, રંગ, કેળવણી, વિવેક, ધર્મ, ભાવના, ને પ્રેમની એ એક અલૌકિક પૂતળી છે, વૈભવને દીપાવે તેવી એ દેવાંગના છે, દેહને સંભાળે તેવી એ દેવી છે, વૈકુંઠમાં પહોંચાડે તેવી એ વનિતા છે, દુ:ખને વિસરાવે તેવી એ દારા છે, આફતને ઉલંઘન કરાવે, એવી એ અબળા છે, મનને આનંદ સાગરમાં ડોલાવે તેવી હંસણી છે, અને સદ્‌ગુણ વડે સંસારને શોભાવે, તેવી એ સાધવી છે. સદ્‌ભાગ્ય કદાચ આ રત્નને મેળવા કાં મને અહીં ઘસડી નહિ લાવ્યું હોય ? આહાઃ ! સુમતીની વાસનારૂપ પ્રીતિ, પતિને દુ:ખમાં રીબાતો જોઇને કાં મને આ રત્ન મેળવી આપવા અહીં દોરી લાવી નહિ હોય ? આહા ! મૃત પ્રિયા સુમતીનાં સ્વપ્ન–ભેદી વચનો કેવાં દિલાસારૂપ થઈ પડયાં છે ? સુમતી ! તું મૃત પ્રેમી છતાં, મ્હારા સુખને માટે હજી સજીવન છે. સ્વપ્નામાં તું શું વદે છે ?

" રે વિયોગી સારંગ ! આશા–વન દઝાયલું દેખીને સુખસાગર તરફ જવાને કાં હઠીલો થાય છે ? શું સાગરમાં દાવાનળ લાગશે

યુવાન જીવડાને મૃત પ્રેમી જોડે જડીને યુવાનીનું સુખ શા સારૂ બગાડે છે? હું તારૂં સુખ જોઇને આનંદ પામીશ. કોઇ શાન્તિદાયક તરૂવરોની ઘટામાંથી એકાદા કલ્પતરૂનો આશરો લઈ લ્હે? વ્હાલા! હઠીલો ન થા, વૃથા વ્યાધી વ્હોરી ન લ્હે? હું ત્હારા અવિચળ પ્રેમની પ્રેમાંગના વૈકુંઠમાં ત્હારા નામની માળા જપું છું? હું ઇચ્છું છું, કે મ્હારાં અસ્તિ પ્રેમ ગંગાજળમાં પડયાથી હું મુકિત પામી છું. **પતિના અંતરમાં પત્નિ જો પ્રેમ–સાધ્વી છે, તો તે ખરેખરી વૈકુંઠની અધિકારી છે.** તે મૃત છતાં સજીવન છે. હવે તમારે એ જીવન બગાડવાં નહિ! હું–અરે મ્હારો વાસના દેહ, કે સંસ્કારી સ્નેહ ત્હારા નવલ સુખથી કંપવાનો નથી. મ્હારા વ્હાલાને મેં જીવતાં કદી વ્યથા થવા દીધી નથી, તો પછી મૃત દેહે હું તેને દુઃખિ થતો કેમ જોઇશ? પ્રાણનાથ! હું અદેખી નથી. બીજી પ્રિયા તું જોડે સુખ માણે તે જોઇને હું બળનારી નથી. મ્હારા નાથના સુખ માટે હું સદા આનંદ માનું છું, હા. હું અદેખી થઇશ! મ્હારા નાથને રંજાડનારી કોઇ સ્વાર્થી રમા જો મ્હારાં પ્રથમનાં સુખથી અદેખી થશે તો? પણ નાપ્રેમીને પ્રેમ જોડલુંજ મળશે–યત્ન કરો. ભગીરથ યત્ન કરીને પવિત્ર ગંગાને સ્વગૃહમાં લાવો, ને તપ્તફળ તારો–વ્હાલા!

( છપ્પય છંદ. )

કરશે ક્રોડ ઉપાય, ગઇ તક ફરી નહિ મળશે,<br>
ઉડી ગયું નિજ હાથ, પંખી પાછું નહિ ફરશે;<br>
બગડી બાજી જેહ, ફરી માંડ તોય ફળશે,<br>
કરશે ઉદ્યમ નેક, નકી તન દુઃખડું ટળશે!<br>
જીવતો નર ભદ્રા પામશે, કહેવત જન સાચી થશે;<br>
કર યત્ન ભગીરથ પ્રાણીયા, નકી સંકટ સૌ જશે.<br>
કદી નહિ હરવાર, હોડી ડુબે જળ–સાગર,<br>
કદી નહિ હરવાર, કાચી ફાટે તન–ગાગર;

કદી નહિ હરવાર, આશ—તરૂવર સૂકે થડ,
કદી નહિ હરવાર, તૂટે ગરભાશયનો મળ!
કદી કોઇક કાળે આવશે, આફત કર્મ ગતી વડે,
કાં બની જાય તું બ્હાવરો, તાપ—છાંય ફરતી ફરે.
ધિરજનું ધર નાવ, હલેસું હિમ્મતનું લ્હે,
સાચ્યું મન—સોખાણુ, નીતિ—સઢનું નાખી દે;
વિપદ્ વિજળી વેગ, તણો ચમકારો થાશે,
સુખ દુઃખનું તોફાન, પલક સાગરમાં જાશે;
જે ભગવત ભરૂસો રાખશે, ત્રિવિધ તાપ તે ટાળશે;
રજની પર રજની નહિ પડે, પ્રભાત પ્રકાશ પાડશે.

આ છેલ્લી કડી બોલીને જયન્ત પલંગ પરથી ઉઠવા જતાં ગુણી ગુણવંતીને દરવાજા કને ઉભેલી દીઠી. ગુણવંતી જયન્તનો ગણગણાટ સાંભળીને હજી ઓરડાના દરવાજા કને શંકાશીલ થતી આવી, એટલામાં જયન્તને ઉઠતો જેયો, ને પોતે દીવાનખાનામાં ચાલી આવી. જયન્ત તેની પાછળ પાછળ દીવાનખાનામાં ગયો, અને બન્નેથી પરસ્પર હસી જવાયું! બન્ને જણ સામ સામાં ખુરસીપર હાથ રાખીને ઉભાં. ગુણી બોલી.

"હાથમાં માળા લઇને સુભદ્રા પાછળ જેમ અર્જુન ફરે, તેમ કંઇ આપ પધાર્યા? સીતાની રઢથી રામ જેમ હરણી પાછળ પડે, તેમ તો નહિજ!"

"અને ચંદની જેમ ઝાડનાં પત્રોમાંથી છાંયડીએ બેઠેલા વિરહી દમ્પતી યોગી રામચંદ્રજી તરફ તાકી તાકીને છુપાતી—લપાતી જુએ તેમ તો નહિજ!"

"પ્રભાત થયું. પ્રભુનું દર્શન કરીએ તેમાં કંઇ પાપ?"

"સવારના પહોરમાં ઉઠીને સદ્‌ગુણી માનવનું મોં જેઇએ તેમાં કંઈ પાપ!"

"રજની પાછળ સૂર્ય હશે!"

"કમલિની ભલે જળમાં છુપાઇ જાય, પણ ચન્દ્રને કંઇ વિકસાવ્યા વિના છુટકો છે ?"

"ભગવત પર ભરૂસો રાખશો, ત્રિવિધ તાપ તે ટાળશે એ શું ?"

"એજ તો ! કંઇ રાતપર રાત પડશે ? દુઃખતા પર ડહામ ને પડયા પર પાટુ તો અભાગીનેજ પડે ! પ્રભુ દયાળુ છે !"

"શું આ પ્રચળિત દુઃખનું પ્રતિબિંબ છે ?"

"અને તે બે તરફ ! એક જળમાં, ને જળનું પ્રતિબિંબ દર્પણમાં !"

"એટલે ? મુખનો ચ્હેરો જળમાં, ને જળનો પડછાયો આરસીમાં ? એ તે શું ?"

"મન, મૃત સંજીવિનીમાં, ને પ્રેમ, નૂતન વ્યવહારમાં !"

"આમ થવાનું કાંઇ યથેચ્છિત કારણ તો હશે !"

"કારણ તમે પોતે! એક વચન અને બીજો સ્નેહ !"

"પણ તેમાં વિઘ્નરૂપ નિઃશ્વાસનો ઉમળકો શાથી આવે ?"

"પ્રિયાનાં અસ્તિ ગંગા–જળમાં નાંખીને, મુંબઇથી સન્યાસ ગ્રહવાની ઇચ્છાએ કાશીમાં આવ્યો, અને અહીં તમે પ્રેમ–જાળ પાથરીને વચનથી બાંધી લીધો !"

"તેથી અનિષ્ટ શું થવાનું હતું ? જરા શાન્ત ચિત્તે વિચાર કરો ?"

"ખંડિત થયેલું પ્રેમ રત્ન, અખંડ કરવાના વિચારમાંજ ગોથાં ખાય છે."

"હું લાયક નથી ? ગુણી બોલી.

"સાકરની મીઠાશમાં શું પુછવું ? દુધની સફેદીમાં શું જોવું ? તું ગરવી, ગુણિયલ, ડાહી, ચોખ્ખી ને નમણી ! પણ રમાનો વિચાર?"

"હું તેને મ્હારી નાની બેન જેવી ધણું તો !"

"લોકાપવાદથી ડર લાગે છે. પ્રેમ ને ધર્મનાં યુદ્ધ થાય છે. લોચન ને મનનો ઝઘડો ચાલ્યો છે. બન્નેનાં સંવાદમાં મ્હારો જીવ મુંઝાય છે. વ્યવહાર આગળ આવે છે. વિયોગી મન પાછળ હઠાવે છે."

"પિતાજીની ઇચ્છા છે. સાવકી તરીકે હું બાળાને સાચવીશ નહિ. હું મ્હારૂં પોતાનું તન ગણીશ, તો?"

"તો હું મુંબઈ જઇને તૈયારી કરીશ!"

"ભુલી જશો તો? વિચાર બદલાશે તો? ધર્મ ચુકી જશો તો? વચન પલટાઈ જશે તો?"

"ત્હારા ગુણ એવા છે કે તું નહિ વિસરાય!"

"ભાવતાં ભોજનની તૃપ્તિ પછી ઓકારી થએલી જગ્યાએ જતાં મનહર ભોજનપર અભાવ થાય છે?"

"કદી તેમ નહિ થશે. ખાત્રી રાખજો કે વચન એક, પિતા એક અને પ્રભુ પણ એક!"

"અધીરા મનને વિશ્વાસ ન આવે! તમે એવી ખાત્રી આપો, કે મ્હારૂં મન સ્થિર થાય. કદી તમારી વૃત્તિ ચળે, તોય પ્રતિજ્ઞા પળાય."

આપની કને એક વસ્તુ છે. રમાને અહીં રાખી જાઓ. તે હળી ગઇ છે. બાળહઠથી કદાચ મને વળગશે; માટે અહીં રાખો—હવે તે તમને નહિ વળગે. એ નિમિતે આપ અહીં આવશો?"

"હું વિચાર કરીને પ્રસંગ જોઈ તેમ કરીશ."

"ત્યારે હવે છેવટે હું મ્હારો દેહ પણ આપને સ્વાધીન કરૂં છું. તેને ગમે તો મારો, પાળો, કે તારો—કાં તો પુન્ય હાંસલ કરો, ને કાં તો પાપ મેળવો! હું હવે આપનીજ છું. પ્રતિજ્ઞા અને વચન એના કરતાં બીજો પ્રભુ પ્રત્યેના વિશ્વાસનું એકે સાત્વિક ને ઉચ્ચ સાધન નથી. હું ભોળી નિર્દોષ બાળા છું. હું હજી સુધી કોઇના પ્રસંગમાં આવી નથી. પિતાજીની આન્તરિક ઇચ્છા નિહાળીને આપને હું ચહાતાં શીખી છું. સુધારાના સાચાં કિર્ણો વડે હું પ્રેમના તેજથી તેજસ્વી બની છું. તમે કદાચ મને ગાંડી-ઘેલી ગણશો. ભવિષ્યના ડગમગતા સંજોગને લીધે કદાચ મારા સાચા અંતઃકરણમાંથી ઉદ્ભવેલી પ્રેમની પાખડીઓ પરસ્ત્રી થવાના સંજોગે કોઈ કાળે કરમાયલી માનશો, આપની ચરણરજથી હું વેગળી થઇને મને હૃદય કહે છે કે કદી હું બીજા વરને નહિ વરીશ, ને

વરીશ, તો મ્હારી પ્રેમ–ભક્તિ અવિચ્છિન્ન ન રહેતાં ભ્રષ્ટ થશે, એમ આપ ગણુશો–પણ ના–તેમ માનશો નહિ. હવે હું તમને વ્હાલા કહું છું, મ્હારા કહું છું, વ્હાલા ! હું હવે બીજાની નહિ થઇશ, તમે સાચા હશે, તો હું તમારીજ થઇશ, ને જો હું તમારી છું, તો પછી મ્હારા વ્હાલાને વધાવતાં વાર શી ? જેને હું મ્હારા કહું છું, તેને મળતાં ઢીલ શી? હું હવે તમારીજ છું." એટલું બોલીને આ અધીરી બાળાએ જયન્તના ખભાપર પોતાની નાજુક ગરદન ઝુકાવી દીધી. નિર્દોષ અને સાત્વિક મનની મુગ્ધાએ, પ્રભુ સાક્ષી રાખીને જયન્તનાં વચન એક પ્રભુનો વિશ્વાસ ગણીને તેણે પોતાનું શીર પતિરૂપ પરમાત્માના–અશરણાશરણ નિરંજનના ચરણમાં ગોરક્ષા કરવા અર્થે મૂક્યું, જયન્તે ગદગદતા સ્વરે સ્વિકાર્યું.

"હું તમારૂં રક્ષણ કરીશ." જયન્તે, ભવિષ્યની સાચી પ્રેમાળ પ્રિયાના ગોરા ગાલપર હાથ ફેરવ્યો, અને કોમળ હંસગ્રીવપર ચુંબન કર્યું. એવામાં—

## चक्रवाकवधुके आमन्त्रयस्व सहचरीम् उपस्थिता रजनी ।

આમ દુષ્યન્તને ભેટતી શકુન્તલાને ગૌતમીએ સુચન કર્યું હતું કે "હે ચકવી ! તું ત્હારા પતિને ભેટી લ્હે, રાત પડવા આવી છે !" અર્થાત્ યોગેન્દ્રલાલ જાગૃત થયા છે, એમ ભાગ્યદેવીએ જાણે જયન્ત તથા ગુણવંતીને આન્તરિક સુચન કર્યું, અને ખરેખર એમજ થયું. યોગેન્દ્ર જાગૃત થયાનો શબ્દ આવ્યો, અને બન્ને પંખીઓ છૂટાં થઇ ગયાં. વિરહ વ્યથા શાન્ત પડી. પ્રેમના મેળાપની ઘડી કેવી કાચના બિલોરી ગ્લાસ જેવી નાજુક છે ? કેવી શિયાળાની રાત્રી જેવી ટુંકી છે ? કેવી રમણીય ને શરદ પુનેમ જેવી રૂપાળી ને કોહીનુર કરતાં એ કિમતી છે, તે તો પ્રેમીઓ જાણે ? તે રાજાની મહાન સાહ્યબી કરતાંએ વધારે ચડતી ને સ્વર્ગીય છે. જ્યાં પ્રેમમાં ભય રહેલો છે, તેજ પ્રેમની ઘડી કિમતી છે. ભયથી વિંટાયલા પ્રેમીયોનો

એકાન્ત મેળાપ એજ ખરે કિમતી છે, ને તે કિમ્મત આંકવાને કુદરત સિવાય બીજો કોઇ પણ કવિ શક્તિવંત નથી, પછી રોમીયો ને જુલીયટ જુઓ, કે શીરીન ને ફરહાદનો કિસ્સો રજુ કરો, પણ—

પ્રેમની વ્યથા પિછાણે પ્રેમીયો અને,
પળ–વિપળ ઘડી પ્રતિઘડી વૈરિણી બને.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### પ્રેમ–પુષ્પની ખિલેલી પાંખડીયોપર ઉન્હાળાનો તાપ.

જયન્તના છેલ્લા સત્તાધારી ને આશ્રિત વચનોથી ગુણવંતીને વિશ્વાસ બેઠો, કે હવે પોતે પોતાની આશામાં ફળિભૂત થશે. તે બિચારી એ એકાન્ત ગામડા માંહેની, એક નિરંજન વનમાંહેની નિ-દોંષ કોયલડી હતી. તે કોઇ પણ પ્રેમી સ્ત્રી કે પુરૂષના સંબંધમાં આવી નહોતી. તેનો અભ્યાસ તેનો સાથી હતો. તેનું સંગીત તેનો પ્રેમી હતો, ને તેની મનવૃત્તિ તેની આશા હતી. નવીન કથાઓપરથી પ્રેમના સત્વો જાણવા શીખી હતી. કાદમ્બરી ને શકુન્તલા શિક્ષણે તેને પ્રેમ લગની લગાડી હતી, પણ કામવૃત્તિ મંદ હોવાથી, યુવાની ખિલી છતાં પુરૂષ કે સ્ત્રીનો શૃંગારિક વિનોદ લક્ષમાં આવ્યો ન હોવાથી, વા તેના પ્રસંગમાં આવી ન હોવાથી તેની ચિત્તવૃત્તિ અડગ રહી હતી—ખસી ન હતી. ગુણી ગુણવંતીના સુખ–દુઃખનો વા પ્રેમ–તાપની ગરમીનો આ પહેલોજ પવન ફુંકાયો હતો. ને તેમાં આ ભોળી ભલી બાળા કેટલેક અંશે સફળ થયલી માનતી હતી. જયન્તની મોહ દૃષ્ટિમાં સમાયલી કંઇક ભાવની અજાનથી હજી ગુણી તદન નિર્ભય થઇ ન હતી, તોપણ તે માનતી હતી, કે હવે પોતાને ભાગ્યે જયન્ત સર્જન થયો છે. જયન્ત તો સાચો ને શુદ્ધ પ્રેમી હતો, ને તેથીજ પ્રભુએ ગુણીના અંતરનો ઉછાળો જયન્ત:પ્રત્યે ઉછાળ્યો હતો; પણ જો નવલરાય જેવો કામાંધી પ્રેમના સ્વરૂપમાં, નીલમના પ્રેમભાવથી

વિમુખ બનીને, ગુણી જેવી નિર્દોષ બાળાને અંજાવે, તો આ ભોળી કુમારિકા ઠગાઈ જાય, તેમાં નવાઇ ન હતી. ખરેખર પ્રેમનો અંજામ તો કડણુ, પીડારૂપ અને સંદેહરૂપ થાય છે. હવે જયન્ત ને ગુણીના પ્રેમની વચ્ચે લગારે વિઘ્ન તો પડવાનું નથી, કયા પ્રેમીઓ કેવળ નિર્વિઘ્ને પોતાનો ભાવ નિર્મળ પ્રકારે પાર ઉતારી શકયા છે? જે પ્રેમીઓનું કથન વાંચીશું, ત્યાં સર્વ સ્થળે પ્રેમ–ધર્મમાં વિઘ્ન પડેલું! પરિણામ તો પ્રભુ કૃપાએ લાભદાયક નીવડે, પણ શુભ યત્નમાં કષ્ટ બહુ પડે છે, ને તે છતાં આગ્રહી પ્રેમાળ તેનો અંત લઇનેજ શાન્તિ પામે છે.

જયન્ત ને ગુણી છુટાં પડયાં. ગુણીના મનમાં જયન્તે કહેલી રમાની ચિન્તા અસરકારક થઈ પડી. તેણી:જાણે રમાની માતા થવાની હોય, રમાની ચિન્તા તેણીનાજ શીરપર આવી પડી હોય, તેમ તેણે રમાની સંભાળ કરવા માંડી. રમા પણ ગુણીને પોતાની માતા ગણતી હોય. ગુણી જાણે સદા પોતાની જોડેજ રહેવાની હોય, તે રીતે તેની સાથે છુટથી, પ્રેમથી, માયાથી ને મોહથી વર્તવા લાગી. બાળકને હાલ દીધાથી આ પરિણામ આવ્યું. ગુણીએ રમાને રમાડવા માંડી. તેણીએ પુછયું. "રમા બ્હેન! તમને અહીં ગમે છે કે?"

"મને તો અહીંથી ખસવુંએ ગમતું નથી–મને તમે હવે તમારી જોડે રાખશો?" રમાએ દયામણે સ્હેરે કહ્યું.

"તને મુંબઇમાં ગમતું નથી?"

"એકલું કેમ ગમે? વળી કાશી પણ ગુજરી ગઇ! મારા પિતાજી ઓફીસમાં જાય, એટલે હું તો એકલી. હું ને કાશી, ને ત્રીજી મ્હારી બાની છબી! હું છબી જોઉં, ત્યારે તે મ્હારી બા હસતી હસતી મને જુએ, પણ તે બોલે નહિ હોં! મરી જાય, તે કેમ બોલે? પણ ગુણી બ્હેન, કાશી કાં ગુજરી ગઇ હશે? મ્હારા પિતાજી કહે કે મ્હારી સુમતી બા'ને સંદેશો કહેવા ગઇ છે!" નિર્દોષ ને ભોળી બાળાએ ચંચળ મનની તરેહવાર વાતો કહી દીધી. બાળ–મગજમાં જે જે વિચાર આવ્યા તે કહી દીધા.

ગુણવંતી ને રમા.
( ૮ )



રમા બહેન ! તમને અહીં ગમેછે કે ! ભા. ૩. પૃ. ૨૫૮

" ત્હારા પિતાજીનું કહેલું તું માને છે કે ?"

" તો ! મને તો મ્હારા પિતાજી બહુ વ્હાલા છે."

" કદી ત્હારા પિતાજી બીજી સ્ત્રી પરણે તો ?"

" એટલે ! બીજી સ્ત્રી કોણ ? તે કંઇ પરણવાના નથી ! મ્હારી બા હજી મ્હારા બંગલામાં છે, તો ! ને બીજી તો કાશી છે. કાશી હવે ગુજરી ગઇ, તેથી મ્હારી સંગાથે રહેવા તો તમે આવશો, પછી શા માટે બીજી સ્ત્રી પરણે ? હું એકલી કેમ રહી શકું ? પણ તમે આવો તો ? આપણે ગાડી-ઘોડામાં ફરીશું, ચોપાટી ફરવા જઇશું તમે. મુંબઇ આવોની ? ત્યાં બહુ મજા પડશે. હું તમને વાલકેશ્વર ને મહાલક્ષ્મી લઈ જઇશ. વિકટોરિયા ગાર્ડન દેખાડીશ. તમે મુંબઇ નથી જોયું, ખરૂં કે ? અમારી સાથે ચાલો—ત્યાં તો નાટકો પણ બહુ સારાં થાય. નરસિંહ મહેતો ને મીરાંબાઇ નાટકો બહુ સારાં છે. કુંવરબાઇ સાસરે જાય છે, ને શામળશાના વિવાહમાં ભીમ ને યાદવો આવે છે. તથા એક લોભીયો આવે છે, તે જોવાની બહુ મજા પડે છે. જો તમે આવો, તો હું મ્હારા પિતાજીને સમજાવું !"

" આવું તે તને ગમશે ? તું મ્હારી સાથે રહેશે ?"

" હા. હું તો તમારીજ કને રહીશ. હું તો તમને લીધા વિના જવાનીજ નથી. જો તમે નહિ આવો, તો મ્હારા સોગન દઇને લઇ જઈશ. ચાલો હું મ્હારા પિતાજીને કહું ?" રમા ખરા દીલથી ચાલવા જતાં જયન્તને જોયો, ને રમા તેને ભેટી પડી.

"કેમ, બેટા !" જયન્તે પોતાની પાસે લીધી.

" ગુણી બ્હેનને આપણી સાથે લઇ જઈશું નહિ ?"

એટલું બોલીને રમા રડી પડી. બાળ—હઠ પ્રકટ કરી નિર્દોષ કન્યા બીજી કશી બાબત જાણી શકી નહિ. અણુસમજુને અંદરના ભેદની શી ખબર ? ગુણીને લાગ્યું, કે રખે જયન્તના મનમાં સંદેહ થાય, કે ગુણીએ બાળાને ઉશ્કેરી હોય, તેથી તે વચમાં બોલી. "રમા બ્હેન ! ન રડ ? હું આવીશ ! હવે તો બસ. રમા ! તું કહીશ, તેમ કરીશું હો !

" ત્યારે તો ઠીક ? કેમ ગુણીઆ ! હવે શું કહો છો ?"

" પણ સર્વ સંજોગ પાધરા નીવડે, ત્યારેજ તો ?"

" પ્રભુ પાર પાડશે." એટલું બોલતાં યોગેન્દ્ર બહાર આવ્યા. રમાને રમાડવા નિમિત્ત જયન્ત ને ગુણીની નિર્દોષ એકાન્તપર યોગેન્દ્રને કશી શંકા ન થઈ, પણ પોતે ગુણીના સમાગમમાં આવવાને જયન્ત માટે જે ઇચ્છા રાખી હતી, તે પાર પડી. રમા અંદર ચાલી ગઇ. યોગેન્દ્ર નિમિત્ત કહાડીને આવ્યા, ને દૂરથી બોલ્યા.

" આજના પેપરમાં નવીન ખબર મળી છે. એક કાયસ્થ જુવાન બી. એ. એલ. એલ. બી. મોટા ખાનદાનના કોઇ કાયસ્થ કુટમ્બની એજ્યુકેટેડ કન્યાને વરવા ચાહે છે, હાઃ હાઃ હાઃ "

" એ પણ એક નવો સુધારો." જયન્તે કહ્યું.

" ગુણી! રખે ત્હારે માટે યત્ન કર્યો હોય ?"

" જો તેવો યુવાન મળે, તો ગુણવંતીના ભાગ્ય !" જયન્તે કહ્યું. ગુણવંતીના મનપર શરમનો શેરડો પડયો, અંતર–કમળ સંકોચાયું.

" બીજી ખબર એ કે મુંબઇથી રત્નલાલ ઝવેરીનો તાર આવ્યો છે. તેમનો પુત્ર નવલરાય કાશી–પ્રવાસે નીકળ્યો છે. તેને ઉતરવાનું અહીં છે."

" ને ત્રીજી ખબર વળી કંઈ છે કે ?" ગુણી લગાર કંટાળેલા હાલે બોલી.

" હા. ત્રીજી ખબર એ છે કે કોઇ કુન્દલાલ ચીટણીસ નામના કાયસ્થ ગૃહસ્થ વીરપુર સ્ટેટના યુવાન યુવરાજના પ્રાયવેટ સેક્રેટરી થયા. આપણા કાયસ્થ ભાઇઓ પણ અસલી હુકુમત પ્રમાણે સ્ટેટોમાં ઠીક પ્રવેશ થતા જાય છે."

" કુન્દલાલ ચીટણીસ! મ્હારા મિત્ર તો ન્હોય ! જો એજ હોય, તો પરમેશ્વરની કેવી કૃપા ?" જયન્તનું હૃદય, મિત્રનું હિત સાંભળીને આનંદથી ઉભરાઈ આવ્યું. હજી વાર્ત્તા ચાલે છે, તેવામાં રમાએ ગુણવંતીને બોલાવી. ગુણી દોડતી અંદર ગઇ, અને બન્ને જણ કોચ ઉપર બેઠા. જયન્ત બોલ્યો.

"હવે મને મુંબઇ જવું જોઇએ, મ્હારા મિત્રને મળવું જોઇએ." જયન્તે નિમિત્ત કહાડયું.

"પ્રયાગ–ગયા જવું નથી?" યોગેન્દ્રે કહ્યું.

"હાલ બની શકશે નહિ. વળી બીજી વાર વાત. જો અહીં હવે મુકામ જેવું થયું છે, તો અનેક વખત આવવાનું મન થશે." જયન્તનું મન સંકોચાયું હોય એમ યોગેન્દ્રને લાગ્યું, એમ થવાનું કારણુ યોગેન્દ્રથી કલ્પી શકાયું નહિ.

"એકદમ ઉતાવળા થવાનું શું કારણુ છે? મ્હારે તમારી જોડે હજી કેટલીક વાત કરવાની છે."

"જો તેમ હોય તો ફરમાવોની! કાલ કોણે જોઇ છે. સારા કામમાં સો વિઘ્ન!"

"જ્યારે તમારો આગ્રહ છે, તો હવે મ્હારે ખુલ્લે દીલે કહેવું જોઇએ. શું મ્હારૂં વચન તમે માન્ય કરશો?" આ છેલ્લા કડીપરથી જયન્તે સ્પષ્ટ કલ્પ્યું, કે ગુણીનું દાન કરવાની પણુ આ યાચના છે, પણુ લગાર ધિરજથી કામ લેવું. જો કે નવલ આ તરફ આવે છે, ને તે કેવળ સંસારથી નાસીપાસ થએલો તો નથી, તોપણુ ગુણીને જોઇને લોભાઇ–મોહાઇ જાય, ને હાથ ચડેલો શિકાર છટકી જાય, તો ભારે થાય, માટે હાલ જે પ્રસંગ નીકળ્યો, તેનો લાભ લઇને સ્વાર્થ સ્વાધિન કરી લેવો. એમ કલ્પીને જયન્તે જવાબ દીધો.

"તમે મ્હારી જે પરોણા ચાકરી કરી છે, તેપર નજર કરતાં તમારૂં વચન હવે મ્હારાથી કદાપિ ઉત્થાપાયજ નહિ! બોલો."

"મ્હારી કન્યાનો આપે સ્વિકાર કરવો. ધર્મ–હાથ ગ્રહીને તેને તમારા રક્ષણુ તળે રાખવી!" યોગેન્દ્રે આગ્રહ કર્યો. જયન્ત શરમાઇને નીચું જોઈ રહ્યો.

"ચિન્તા નહિ. મુંબઇ જઇને નિરાંતે લગ્નનું નક્કી રાખજો. જ્યાં પસંદ પડશે, ત્યાં લગ્ન કરીશું, હું સમજું છું, કે તમારા મનમાં તમારાં મૃત પત્નિની વેદના છે, ને કદાચ અનુભવ પ્રમાણે તમે ધામધુમીયાં લગન કરવા ચાહતા ન હોય, તો તમે કહેશો, તેમ કરીશું, પણુ વચન આપો."

" હું આપની આજ્ઞાને તાબે છું. તમે કબુલાત કરાવતા હોય, તો હું વચનથી બંધાઉં છું."

" કદાચ આપણા વચનને સમયકાળ ઉલટાવી નાખે, ને વચનમાં જે અંતર જાય, તે દરમ્યાન મન ફરી જાય, માટે એક બીજાએ પત્રથી બંધાવું જોઇએ."

" તમે આનંદથી પત્ર લખજો, હું જવાબ લખીશ."

એટલી વાત થતાં જયન્તના નામનો તાર આવ્યો. અમદાવાદમાં તેનાં મામી એકાએક આજારી હોવાથી જયન્તને તેજ દહાડે ઉપડવાની જરૂર પડી. યોગેન્દ્રને તાર વંચાવ્યો. જે થાય, તે સારા માટે, એમ ગણીને તેઓએ આગલી ગુણીની વાત પુરી કરી. ગુણી ત્યાં આવી. જયન્તને જવાની વાત જાહેર થઈ, ગુણી મનમાં દીલગીર થઈ, પરંતુ જયન્તે પોતાની હઠીલી રમાને ગુણવંતી કને મુકી જવાની પ્રતિજ્ઞા કરી જયન્તને આમ કરવાનાં બે કારણ હતાં. એક તો ગુણીને વિશ્વાસ બેસાડવો હતો, ને બીજું તો રમા એવી હઠીલી હતી, કે ગુણી સિવાય ડગલું ભરે તેમ ન હતી, પણ એટલું કર્યા છતાં પ્રભુએ એ કામમાં વિઘ્ન નાખ્યું. લગ્નનો મુખથી જે કોલ કરાર થયો, તેમાં લગાર ભંગ પડયો. શી રીતે વિઘ્ન આવ્યું, એ હવે પછી સ્પષ્ટ જણાશે. જયન્ત એજ રાત્રે ગુણીના પ્રેમનો વારસો લઇને, અને તેના બદલામાં કન્યાને રક્ષણ કરવા સોંપીને રવાના થયો. કુદરત તેની કસોટીપર ચડી ! જયન્તે કાશીનગર છોડયું, ત્યારે તેના હરીફ નવલે કાશી વસાવ્યું, નવલ અહીં શા માટે ને કેવી રીતે આવ્યો, તે તરફ હવે નજર કરીએ.

વ્હાલા વાંચક ! આ સંસારની રંગભૂમિપર ભજવાતો પ્રેમીઓને રજની–વિલાસ કેવો સુખપ્રદ નીકળે છે, તે વિષે ઘણું જોવાનું છે વાર્તાની નાયિકા માણેક પ્રેમના–હિંચોળાપર ઝુલવાનો યત્ન કરતાં કર્મના ચક્રથી જમીનપર પડવાની અણી ઉપર હતી, પણ શણીનું કંટક કાંટે ગયું, ને કમળી કાકીને કૈકૈ પેઠેમ સારી બુદ્ધિ સુજી, કે જેથી રામ વિયોગે રાક્ષસોના ત્રાસથી દેવતાઓ છુટયા. તેમ માણેક

પણ છુટી, તે રીતે ગુણવંતી ને જયન્ત સંબંધી શું શું બનાવ બને છે, તે જાણવાનું અપૂર્ણ છે. વળી માણેકની રાજવંશી સાહ્યબી, તેના કર્મમાં જાણે અચલ મુદ્રા સમાન ઝળકતી જણાતી હતી, તે કોઈ કર્મના પ્રભાવે પરની પીડ ભાંગવા જતાં, લક્ષ્મીજીને પર કરમાં દેવા જતાં પોતાને લક્ષ્મીની બ્હેન નિર્ધનતા સાંપડી, તેનો મૂળ ભેદ હજી સૂર્યના તેજમાં છુપાયલા પ્રકાશ સમાન અગૂઢ છે, તો તે પણ જાણવાની જરૂર છે. મહાયોગીની નીલમે મેળવેલું તત્વજ્ઞાન, અને યોગિની એની બિઝંટ તથા ગુરૂ સચ્ચિદાનંદ સ્વામીના ઉપદેશની શી અસર થઇ, તથા તે નવલના હૃદયનું પ્રેમ-પાત્ર થઇ પડવા છતાં, પાછળથી વળી અભાવનું પાત્ર કેમ થઇ પડી, તેના સંસારનો કંઇક ભાગ જાણવાનો અધુરો છે. નીલમ જેવી શુદ્ધ સાધવીના અંતરમાં હવે કશો દોષ કે અણગમો ન રહેવો જોઇએ, તે છતાં પતિ-પત્નિના સાચા સ્નેહમાં શી રીતે વિઘ્ન પડયું હશે, તેનો આન્તરીક ભેદ જાણવાની જરૂર છે. વળી પેલાં નાજુકડાં રમકડાં લીલુ ને રતન તથા રાજેન્દ્ર ને સુરેન્દ્રની ઉછરતી આશા પ્રત્યે પણ કંઇક દૃષ્ટિ કરવી પડશે.

સંસાર સુખનાં મુખ્ય સાધનોમાં, સ્ત્રી એ સર્વોપરી સત્તાધારી ને નેત્રના અંજન જેવી ગણાય છે. તેની રહેણી-કરણીપર પુરૂષોના સ્નેહ-જીવનનો આધાર છે. આ વાર્તાની કુળવંત નાયિકાઓના સંસાર-સાગરમાંથી અનેક તત્વ-મોતી નીકળવાં જોઇએ. તેને મળેલી કેળવણી એક સ્વાતિનાં બિન્દુ જેવી છે, તો પછી તેના સંસારમાંથી શિક્ષણનાં સાચાં મોતી શા માટે ન મળે? આ કથાના પૂર્વ-ભાગમાં ગંગાનું એક પાત્ર જે ગુમ થઈ ગયું છે, તેમ ઉત્તર ભાગમાં એક ગુણી ગુણવંતીનું મૈત્રી પાત્ર ઉત્પન્ન થયું છે. આ પાત્રોમાંથી પણ સ્નેહસૌંદર્યની કંઇક પ્રભા નિહાળી શકાશે. નવલ જેવા કેળવાયલા, પણ પોપટ પંડિત પેઠેમ પઢી ગએલા, ભણ્યા પણ ગણ્યા નહિ તેવા, સત્સંગ અને શુદ્ધ સમાગમની અછતથી એકાન્તમાં મનને અવળે રસ્તે દોરવી ગએલા, એક રમણીય પત્નિના પતિ તરીકે તેણે ઉત્તર ભાગમાં જે જે કર્મ બંધન કર્યું છે, તે

પણ આજની સાંપ્રત નવીન વિદ્યાના—જમાનાના તરંગ તરીકે બહુ જોવા જેવું મળશે. આર્ય સંસારની રહેણી—કરણીપર શુદ્ધ અજવાળું પડશે. આર્ય બાળાઓને આપવા લાયક કેળવણી કેટલી ને કયા પ્રકારની હોવી જોઇએ, તેનો પણ આભાસ આવશે, ને તે માટે હવે આ ત્રીજા ખંડપરથી તું ચોથા વેદપર દૃષ્ટિ દોડાવ ? વાંચક ! નવલ, કાશી શા માટે આવ્યો ? તેની પહેલી તપાસ કરીશું. આર્ય ધર્મનાં તત્વોથી વિંટળાયલા વેદો ચાર, જગતની દીશા ચાર, જન્મ—મરણના પાયા ચાર, અને વધુ કહીએ, તો ચોરીના આંટા ચાર ગણાય છે; માટે વાર્તાની સમાપ્તિનો ચોથો ખંડ જોઇ લ્હે, અને આર્ય સંસારનો ભેદુ બનીને મનેચ્છા તૃપ્ત કરી લ્હે. કન્યાને કેળવવાનો, સુંદરીને સુધારવાનો, અને સંસાર સુખી કરવાનો, આ નવીન પણ સંગીન માર્ગ હસ્તગત કરી લ્હે. વિક્રમ—સંભ્રમના પહેલા ભાગમાં તેં વાંચ્યું હશે.

## ગીતિ.

જામની જ્યમ જ્યમ જામે, ત્યમ ત્યમ ચંદની પ્રકાશ બહુ પામે;<br>
જેમ કસુંબો ઘુંટે, વિલાસીનો રસ અથાગ જગ જામે.<br>
જ્યમ જ્યમ સતાર વાગે, ત્યમ ત્યમ તારો રસિક થઇ જાયે;<br>
જેમ આમ્રફળ ઘોળે, ત્યમ રસ તેનો સમિશ્ર તો થાયે.<br>
કુસુમ કળી જ્યમ ખિલે, ત્યમ તે પરાગ અધિક સુમન દેશે;<br>
મુગ્ધા યૌવન ખિલતી, રસ ભોગી થઇ વિલાસ તે લ્હેશે.<br>
ઉદય રવિ મધ્યાન્હે, મધુર કમળને અનંત વિકસાવે;<br>
પ્રેમ પરસ્પર જામે, ત્યમ કવિઓની સુકલ્પના ભાવે.



દેલવાડાકર–વાર્તામાળા–નં૦ ૧૦.

# નીલમ અને માણેક.

## સચિત્ર–ભાગ ચોથો.

આવૃત્તિ ત્રીજી.

ગીતિ.

છોડ ઉછેરે સ્નેહે, સુંદર મધુ–ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવવી, ઉત્તમ કૂળ–વધુ, સુમાત થાવાને.



લેખક અને પ્રકાશક,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર, મુંબઇ.

અમદાવાદ,
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

વિ. સં. ૧૯૬૮ સને ૧૯૧૨.

रत्नानि विभूषयन्ति योषाभूष्यन्ते वनिता न रत्नकान्ता ।
चेतो वनिता हरन्त्य रत्न नो रत्नानि विनाङ्ग रङ्गा सङ्गात ॥

O woman! woman! thou art formed to bless,
For woman is all truth steadfastness,
Holy, devine, good, amiable or sweet,
Each softest trust virtue there should meet.

કાર્ય–દક્ષ જયમ મંત્રી, સેવક–કર્ણી, જનની સમ દાતા;
શયન સુખદ રૂપ રંભા, ધર્મ અનુકૂળ ક્ષમાશીલ શાના.
એવી ગુણીયલ ગોરી, પિતૃ શ્વસુરકૂળ ઉદ્ધારનારી એ;
કવિજન કથે જગદેવી, હારક–તારક સમાન નારી એ.

## ત્રીજી આવૃત્તિ.

આ સંસારી કાદમ્બરીનો ત્રીજો જન્મ ઉજવાય છે. વાંચક-વર્ગની અનિવાર્ય લાગણીનું આ ફળ છે. નીલમના પૂર્વ ભાગોના નાટકની કદરનાસીનું પણ ફળ છે. પ્રભુ ઇચ્છા બલવાન છે. અસ્તુ.

કિન્ડરગાર્ટન સ્ટોર્સ.
મુંબઈ. } કર્તા.

# પ્રસ્તાવના

સરિતાના નિર્મળ પ્રવાહ પેઠેમ આ વાર્તાનો વ્હેણો શિતળતા આપતો ચાલ્યો જાય છે. અને અનેક ખંડનો સંગમ કરીને છેવટે સાગરને મળશે! 'નીલમ ને માણેક'ની કથા ચાર-ખંડમાં વહેંચાઈ ગઇ છે; તોપણ બીજા પવીત ખંડમાં ફરીને ગંગા જમુનાનો આ પવિત્ર ને મોક્ષદાયી સંગમ આખરે નવા નવા રસાનુભાવ સાથે મંળશે, ને શુદ્ધ ને ભાવીક જનોને પાપહારક તથા બોધદાયક નીવડશે.

'નીલમ ને માણેક' નાં રસદાયી આખ્યાને જન-વર્ગમાં વાચન-રસની અદ્ભૂત અભિરૂચી ઉત્પન્ન કરી છે, અને વાંચક વર્ગના અનહદ ઉત્તેજનથી લેખકની આતુરતા તથા અભિલાષા અલબત હિમગિરી સમાન ઉન્નત થવી જોઇએ! ભારતના આ રસિક સંસારિક કથા પર્વતના ગિરી શૃંગપર પ્હોંચતાં કેટલા ખંડ ઉલ્લંઘવા પડશે, એ કહી શકાતું નથી; આ ચતુર્થ-ખંડના છેલ્લા પાદમાં લખ્યા પ્રમાણે—પ્રભુ ઇચ્છા બલિયસી!

અક્ષય તૃતીયા ૧૯૬૨.

---

## બીજી આવૃત્તિ-સચિત્ર.

નીલમ અને માણેક—નવલ કથાના અભ્યુદયનું આ શુભ ચિન્હ ગુણી ગ્રાહકોના હસ્તકમળમાં આપતાં આનંદ થાય છે. ગુજરાતી સાહિત્યના નવીન યોજકોએ આ કથાને અદલ ઉત્સાહ આપ્યો છે, તેમ તેની નવીન આવૃત્તિમાં રસિક કથા-રસ, અને સુંદર ચિત્રોનો પ્રસાદ પીરસવામાં આવ્યો છે. મનોહર મુદ્રા કાર્ય અને નવીન પ્રકારનો ચિત્ર મુકવાનો શ્રમ તથા વિશેષ ખર્ચ છતાં કિમ્મતમાં કશો વધારો કર્યો નથી, અને એજ રીતે પ્રથમ અને દ્વીતિય ભાગોની ત્રીજી આવૃત્તિમાં પણ તેવાંજ ફોટોગ્રાફી તથા આર્ટીસ્ટિક ચિત્રો મુકવામાં આવશે; કે જે યત્ન ગુજરાતી નવલ કથામાં પહેલોજ છે, એમ ભવિષ્યમાં સ્મરણ થશે.

કિન્ડરગાર્ટન સ્ટોલ—ગિરગામ બેક રોડ, } કર્તા.
દિપોત્સવી, નવું વર્ષ ૧૯૬૩-૬૪.

## અનુક્રમણિકા.

ઢેલવાડાકર વાર્તા-માળા નં. ૧૦.

# નીલમ અને માણેક.

સચિત્ર ત્રીજી આવૃત્તિ.

## ભાગ-ચોથો.

જ્યાં છે સદા સકળ શાન્તિ સુભાગ્યવંતી,
જ્યાં છે સદા અચળ કાન્તિ વિલાસવંતી;
જ્યાં છે સદા અમર નીતિ વિકાર હન્તિ,
ત્યાં છે સદા પરમ સ્વર્ગવતી જયન્તિ.

### પ્રકરણ ૨૦ મું.

### દમ્પતિ—વિલાસ.

કામના રણવાસમાં ધર્મનું મહા યુદ્ધ.

**नूनमाज्ञाकरस्तस्याः सुभ्रुवो मकरध्वजः !**
**यतस्तन्नेत्र संचार सावितषु प्रवर्त्तते ॥***

*આ તો નિસંશય છે કે મકરધ્વજ સ્રીનો હુકમ ઉઠાવનાર નોકર છે, કારણ કે એ કામ, સ્રીના કટાક્ષે સુચવેલા પુરૂષમાં પ્રવર્ત્તે છે.

ગ્રિષ્મની ગરમીથી કામાતુર થયેલા દમયંતી વિદ્રોહી કળી પેઠેમ નવલરાય, પ્રાતઃકાળમાં પરકીયાનું સૌંદર્ય જોઇને પૂર્વાભ્યાસના ભર્તૃહરિ શૃંગારનો શ્લોક બોલતો હતોઃ—

**मुखेन चन्द्रकान्तेन महानीलैः शिरोरुहैः ।**
**पाणिभ्यां पद्मरागाभ्यां रेजे रत्नमयीव सा ॥**

"ચન્દ્રકાન્ત મણી જેવા મુખે, મહા **નીલ**મણી જેવા કેશી અને **પદ્મ**રાગમણિ જેવા હાથે કરીને આ સ્ત્રી રત્નમય હોય, એવી લાગે છે!"

એક પંખીણીપર બે શિકારી જાળ પાથરે, અને જેના પ્રારબ્ધે એ શિકાર મેળવવો સર્જીત હોય, તે લઇ જાય છે. તેમ ગુણીયલ ગુણવંતીપર જયન્તે અને નવલરાય બન્નેએ જાળ પાથરી છે. એક 'નિસ્પૃહી તૃણવત્ જગત્' સમાન કામના રણમાં ધર્મનું મહા યુદ્ધ કરવા યત્ન કરે છે! બીજો એજ રણવાસમાં મદનના યજ્ઞનું બલિદાન દેવા માટે જપ કરે છે. જયન્તે ગુણીયલનું ચિત્ત સ્વાધીન કર્યું છે, ત્યારે નવલ, Men and Women of India માસિકનાં પૃષ્ટપર દૃષ્ટિરાગ વડે મોહ મંત્રથી એક ગુણીયલના ચિત્તમાં પોતે પોતાનું ચિત્ત પરોવવા લાગ્યો છે. ગુણવંતીની છબી તરફ વારંવાર જોતો જોતો મોહના અંગારમાં—એક કામી જીવડાં પેઠેમ ઉડે છે, દઝાય છે, ભસ્મ થાય છે, નિરાશાના ઉદ્ગાર કહાડે છે. મુખમાં મિષ્ટાન છતાં. વાસી ભાખરીપર દૃષ્ટિ કરે છે, સાકરને પ્રવાહી કરીને ખાવા બદલે ઝેરનો પ્યાલો પીવાની આતુરતા દેખાડે છે.

કાયસ્થ જ્ઞાતિની દૂર દેશાવરના એકાન્ત ભાગમાં ખિલતી નવયૌવન કળી, પુર બહારમાં ભપકી નીકળી હોવાથી, અને સ્વકીયાના સ્નેહની દગ્ધતાથી વિખરાયલા મનવાળો નવલ, મધુરી ગુણવંતીને

પોતાની પ્રિયા કરવા આ કલ્પિત મન-સૃષ્ટિમાં વિચાર-પ્રવાસ કરે છે. ગુણવંતીનું વૃત્તાંત વાંચીને નવલ તેની વિદ્યા કરતાં રૂપ પ્રત્યે વધારે આકર્ષાય છે. કામની પીડાથી સંદિગ્ધ થયેલો, પ્રેમની પીડાથી વ્યાકુળ બનેલો, પ્રિયાના પ્રેમથી વિછોડાયલો, માનસિક શક્તિથી નબળો પડેલો, કામ-વ્યાધીથી અકળાયલો, ને ગ્રિષ્મના તાપથી ઉન્નત બનેલો વિષયી પ્રાણી પરકીયાની શોધમાં પડયો છે. પિતાના અંકુશથી દબાયલો, જીવિત પત્નિના ભારથી છવાયલો, એક શરમાળ ધારાશાસ્ત્રી કેવળ વિના દોષે, પત્નિપર અભાવ ધરીને, કામના રણવાસમાં કુદી પડીને, સ્નેહનો ધ્વંસ કરવા તત્પર થયો છે. તેનું ચિત્ત ગુણવંતી પ્રત્યે લાગ્યું છે. જે મોહ જયન્તને પ્રાપ્ત થયો, એજ મોહ નવલને પ્રાપ્ત થયો છે. માત્ર અન્તર એટલો છે, કે જયન્તનો પ્રેમ નિસ્પૃહ ને ધર્મજ્ઞ છે, નવલનો સ્નેહ મોહક અને કામી છે. જયન્તનું મન સ્વતંત્ર છે, અને નવલનું મન પરતંત્ર છે. જયન્તને કુદરત સ્હાય છે, નવલપર કુદરત રૂઠી છે. નીલમ પતિ-ભક્તિની અને ધર્મમાં અનુકૂળ છે. પ્રભુભક્તિમાં તલ્લીન છે. તે ગુરૂનો ઉપદેશ ગ્રહીને અસાર સંસારમાંથી કામ-વાસના ટાળવાનો પ્રયત્ન કરે છે, ત્યારે કામાતુર નવલ આ સંસારને સારરૂપ ગણીને નીલમને કામના રણમાં રોળવાનો પ્રયત્ન કરે છે. આ રીતે વિભિન્ન અંતરાય વડે આ સંસાર્ણવમાં પ્રવાસી યાત્રાળુઓ પ્રેમમંદિરનાં-મુક્તિમંદિરનાં દ્વાર જોવા આતુર જણાય છે. નીલમની ઇચ્છા એવી જણાય છે, કે પોતાના સ્વામીને જીવન-મુક્ત કરવાનાં સાધન મેળવી આપવાં, અને દમ્પતીએ જ્ઞાન-નાવ વડે ભવ-સાગર તરી જવો. નવલની આતુરતા એવી લાગે છે, કે આ જન્મ-જીવનને વૈભવ-વિલાસમાં નિમગ્ન કરવો, અને યયાતિ પેઠેમ સંપૂર્ણ કામ-વાસના તૃપ્ત કરવી. નવલની ઇચ્છા નીલમને અકારી થઇ પડી છે, અને તેથીજ કામા-

તુર નવલ કામવિકારની ઘેલછામાં પરકીયાને શોધતો ફરે છે. પિતા-કૂળની લજ્જાને લીધે તે રૂપાળી નાયકાઓના સ્નેહનો વિકાર કરી શકતો નથી. નવલ પોતાની કામી લાલસામાં સમાયલી ગુપ્ત ચેષ્ટાઓને તાબે થઇને કામ-વિલાસ તૃપ્ત કરી શકતો ન હોવાથી તેણે મન-તંતુઓને નિર્બળ કરી દીધા છે, ને હવે તેનું મન કોઇ સ્વજ્ઞાતિની કન્યા જોડે લગ્ન કરવાને લલચાય છે, પણ હૈયાત પિતા ને પત્નિ છતાં તેનાથી કશો માર્ગ મેળવી શકાતો નથી. કામાંધીને એટલું જ્ઞાન નથી, કે સુંદર જેવી મૃત-સ્ત્રી પણ નવલની અનેચ્છિત કામતૃપ્તિના અંકુશની વિરોધી થઇને છુટી પડી ગઇ, ને નીલમને પણ એજ અભાવ ઉત્પન્ન થયો. દમ્પતિનો વિલાસ-પ્રેમ મર્યાદાની પુષ્પ-કળીમાં સમાયલો છે. તેને જો કામના કાંટાસરીયાથી ગુંથવામાં આવે તો કોમળ તરૂણીઓના નાજુક બદનનો વૈરી થઇ પડે, પણ તે ભાન નવલ ભૂલી ગયો છે, ને અંતે સત્યસુખનો પરિત્યાગ કરીને મૃગ-જળ મોતીનો ચારો ચરવાને મિથ્યા યત્ન કરે છે. તેનું મન સદા શૃંગારમાં તલ્લીન રહે છે, ને તેમાં ગુણવંતીએ તો તેને ગાંડો-ઘેલો બનાવી દીધો છે. તે વૃથા એમ સમજે છે, કે ગુણવંતી સદા કુમારિકા રહેવાનીજ છે ! અને પોતે તેને વરવાને શકિતવંત થાય, ત્યાં સુધી તે અખંડ પ્રેમ-વિલાસનું પઠન-પાઠન કરવામાં ગુંથાવાની છે. નીલમ પોતાના ભરથારની વૃત્તિ પારખી ગઇ છે. તે કેવળ યોગિની બની નથી. તેણે કેવળ બ્રહ્મચર્ય સ્વરૂપ ધારણ કર્યું છે, પણ તેણે શંભુ પેઠેમ કામને દગ્ધ કરી નાખ્યો નથી. તેણે મીરાંબાઇ પેઠેમ સંસાર કે સ્વામિને તજી દીધો નથી, પણ મનને નિયમમાં રાખ્યું છે. કામ-વિલાસની હદ રાખી છે, પ્રેમ-ધર્મની હદ રાખી છે. પ્રતિ-પ્રેમ ટાણે પતિને, ને પ્રભુ-ભજન ટાણે પ્રભુને ભજવા, સંસારી ધર્મ પાળતી વેળા સંસારીઓ, ને દેહ સાર્થક માટે, જ્ઞાન

મેળવવા વખતે ગુરૂ સાથે સમય ગાળવાનો તેણે નિશ્ચય કર્યો છે. અને તોપણ પોતાના પતિને વચન-વિલાસથી, પ્રેમ-હિંચોળે ઝુલાવવામાં ભૂલ કરતી નથી, તદપિ નવલને તે પૂર્ણતા જણાતી નથી. તેને સ્વામિ સચ્ચિદાનંદ પર અભાવ પેઠો છે. **નીલમ** જેમ જેમ ગુરૂ મંત્રના જ્ઞાનથી વિંટળાતી જાય છે, તેમ તેમ નવલ ખીજવાતો જાય છે. રત્નલાલની શ્રદ્ધા, સ્વામી પ્રત્યે સંપૂર્ણ હોવાથી, નવલ તેની વિરૂદ્ધ ઉચ્ચાર કરી શકતો નથી, ને **નીલમ**ને અટકાવી શકતો નથી. માત્ર મનમાં દઝાયા કરે છે, ને ગુરૂને મૃત થયેલો અથવા તો મુક્ત થયેલો જોવાની પ્રભુ કને ક્ષુલ્લક યાચના કરતો ફરે છે. **નીલમ** હજી પણ નવલની ભક્તિ કર્યા કરે છે. ગુરૂજી સદાય **નીલમ**ને પતિ પરાયણ માનીને પતિ-ધર્મનાં રહસ્ય સમજાવે છે, પરંતુ નવલ તો તેને પોતાના સુખી સંસારનો શત્રુ માને છે. નવલના મનમાં એટલી હદ સુધી ગુરૂનાં દુરાચરણ વસ્યાં છે, કે **નીલમ** જેવી સ્વતંત્ર મનની સાધ્વી આ ખળ સાધુના સંગમાં કદાચ ભ્રષ્ટ બની હોય! સ્વાર્થ ને વ્હેમનું ઔષધ શું હોય?

નવલ પોતાના શયનગૃહની બારીમાં ખુરસીપર અંગ સંકોચતો સમુદ્રના તરંગોની પેઠે ગુણવંતીની પ્રતિમા પ્રત્યે દૃષ્ટિ કરતો કંઇ કંઇ વિલાસને વિનોદ ચલાવતો હતો.

જેણે કર્યું અધર પાન ન સુંદરીનું,
જેણે કર્યું મન ન તૃપ્તજ કિંકરીનું;
જેણે નહિ ભવ-વિલાસ કર્યા લગારે,
વૃથા કર્યો જનમ તેણે કૂડા વિહારે!

આ તરંગ સાંભળીને શયનગૃહમાં પ્રવેશ કરતી **નીલમ** બોલી-

જેણે નહિ મન વિદાર્યું સકામ ખડ્ગે,
જેણે નહિ મન ચડાવ્યું સુમાર્ગ સડકે;

જેણે નહિ જીવન જોયું સુજ્ઞાન અંગે,
વૃથા કર્યો જનમ દુષ્ટ વિહારી સંગે.

નવલના કાનમાં આ ધ્વની જતાં માસિકનું પૃષ્ટ દાબીને નીલમ પ્રત્યે નજર કરી—બે ઘડી જોઈ રહ્યો. ચોરની પેઠે ચંચળ ચિત્તથી ચમકી ગયો. જેમ પોતાનો વચન-ધ્વની તેના કર્ણમાં જવાથી બે શબ્દ સંભળાવ્યા, તેમ રખે દષ્ટિપર પડેલી પ્રતિમા જ્ઞાનનો ગોટો લઈને દૂર ઉભેલી છતાં નજીક આવીને વેદ વેણ સંભળાવે !

"વ્હાલા ! આજ તો કંઇ દમ્પતિ-વિલાસમાં નિમગ્ન થઇ ગયા છો ?" અંતે નીલમે એમજ કર્યું.

"કોઇ ભક્તિમાં તલ્લીન થાય, ત્યારે કોઈ શક્તિમાં મગ્ન થઇ જાય !" નવલે તાપપર ઉકળતા ખદખદતા અવાજ પ્રમાણે શબ્દોચ્ચાર કર્યો.

"શક્તિમાંજ ભક્તિનું સ્વરૂપ સમાયલું છે ?" નીલમ બારીપર હાથ નાખીને નવલ તરફ જોતી જોતી આડી વળી ઉભીને બોલી—

"આજ તમને ભક્તિ કરતાં નિવૃત્તિ મળી ?"

"પતિની ભક્તિ એ પત્નિનો પહેલો ધર્મ ! આજ લગાર વ્હેલું પ્રાતઃસ્નાન કર્યું, ને ગુરૂજીના ઉપદેશનો સમય મોડો હોવાથી આપનો બોધ ગ્રહવા આવી છું."

"મ્હારા બોધથી ત્હારી તૃપ્તિ થવાની નથી."

"સંસારમાં પ્રભુએ જે જે પદાર્થો ઉત્પન્ન કર્યા છે, તે સર્વમાં કંઇ કંઇ સત્વ તો છેજ. મન એક ને વિચાર જુદા છે. આપના બોધમાંથીએ નવું તો મળવાનુંજ ?"

"મ્હારી વાણી કરતાં ગુરૂજીની વાણીમાં માધુર્યતા વધારે તો ખરીજ !" નવલે દ્વૈષભાવે કહ્યું. નીલમે ભક્તિભાવે ગ્રહ્યું.

" જ્ઞાનીને જ્ઞાની મળે, તો લખ લૂટાલૂટ !"

" અજ્ઞાનીને જ્ઞાની મળે, પુરી માથાકૂટ !" નવલે સમસ્યા પૂર્તિ કરી.

" આપનું જ્ઞાન કંઈ ઓછું શુદ્ધ નથી."

" પણ વિપરીત ! દેશીને–દેશી વધારે ગમે."

" સત્સંગનો મહિમા સત્સંગીને વધારે પ્રિય લાગે. કોઈને મિષ્ટાન્નપર ભાવ, અને કોઇને તીખાં મરચાં ખાવાનો શોખ! સ્વાદ સ્વાદના ભોગી !" **નીલમે** મર્મ સમજાવ્યો.

" પણ કંઈ રસનો ભાવ ને ભક્તીનું ફળ જાય ?"

" જેને જેવો ભાવ તેવું તેને ફળ !"

" અવશ્ય ! ગુરૂ પ્રતાપે તારી પુત્ર–ભાવના ફળિભૂત થઈ."

" તે પણ આપના પ્રેમ–બિંદુનો પ્રતાપ ખરો."

" નિમિત માત્ર બિન્દુ ! યશ તો ધરતીમાં બીજ રોપનાર માળીને ?"

" ને તે આપ પોતે."

" યત્નવાદીઓ ભલે યત્ન કરે, પણ પ્રભુ કૃપા વિના ન ફળે."

" પ્રેમમય સૃષ્ટિમાં દૃષ્ટિ–પુત્ર થતા હતા !"

" તે તો ત્હારા ગુરૂ જેટલી શક્તિ જોઇએ. દૃષ્ટિ સાધ્ય કરીને બહ–અંતર સ્વાધીન કરવાં જોઇએ."

" આ સંસારમાં ભિન્ન ભિન્ન મન–વિલાસ છે. આપને રૂચે છે, તે આપ કરો છો, બીજાને રૂચે છે, તે બીજા કરે છે, પણ સર્વ પ્રેમી !"

" તું કોની પ્રેમી ?"

" એક તો આપની."

" અને બીજી ?"

" પ્રભુની, કે જે મોક્ષદાતા છે. ગર્ભવાસમાં વચનથી બંધાયલા છે."

"દશ માસ રહો જબ ગર્ભ મહિ તબહીં પ્રભુસે તુમ કૌલ કીયા,
મૈં બહાર વૈહીં હરિભકિત કરૂં, તેહી કારન તોંહિ નિકાલ દિયા;
ઈત આય જગતમેં ભૂલ ગયે, તેહી કારન લોગ ભયે દુઃખિયા,
કવિ દીહલ, હે મન ચેત કરો, ભજ રામ સિયા જીન જન્મ દિયા."

"જગતમાં કેવળ ત્હારા વિચારનાં સર્વ માનવી હોય, ને તેઓ સંસાર વૈભવનો પરિત્યાગ કરીને મન–વિલાસ ભોગી થાય, તો બ્રહ્માએ કરેલી આ સૃષ્ટિ નાશ થઈ જાય, અને ત્હારા જેવી માયાવી મોહિનીઓ ધડવાનો બ્રહ્માનો યત્ન નિષ્ફળ થાય !"

"પ્રેમમય જગતમાં ધર્મની સંસ્થા પ્રમાણે કામ–વ્યવહાર ચાલે છે, મૃત્યુલોકમાં કામી જીવો માત્ર એકજ મન–સૃષ્ટિમાં રમે છે."

"એ તો ભેંશ કને ભાગવત, ને બહેરા કને શંખ ફુંકવા જેવું છે. સંસારમાં જે જન્મ લીધો, તો અવશ્ય માયા ને વૈભવને શરણ થવું જોઇએ. જે કોઈ મન–વિકારી, એ પ્રભુની માયાવી પ્રસાદીનો ભોકતા થતો નથી, તેના પર કદીયે પ્રભુ પ્રસન્ન થતા નથી!" નવલે નવું પુરાણ ઉઘાડયું !

"તેનીયે અવસ્થા છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ ને સન્યસ્ત! વય પ્રમાણે ચારે અવસ્થા પ્રાપ્ત કરવી, વૈભવયે ભોગવવો, ને મુકિતએ મેળવવી!"

"શું સાધુ થઈ જવું ? શું કોમળ કાયાને દગ્ધ કરવી ? શું છતે વૈભવે કામને દગ્ધ કરવો ?"

"જનક વિદેહીએ સંસારમાં રહીને મુકિત મેળવી છે."

"લક્ષ્મીજીના વૈભવની માયા દુષ્ટ હોત, તો શ્રી કૃષ્ણ ભગવાન અષ્ટ પટરાણી ને સોળસો ગોપીયોનો વિહાર ન કરત ?"

"કૃષ્ણની માયા બ્રહ્મચર્યનું માત્ર પડ છે. તેનો વિલાસ એક સમડીમાં સમાયલી અગ્નિ જેવો છે, તેની દૃષ્ટિ માયા રહિત છે, તેનો

પાર તો મોટા મુનિજનો પામી શક્યા નથી. તેનાં દૃષ્ટાન્ત માત્ર જીભનાં વચનોપર છે. કામીજનો તેના પડને નિહાળે છે, સંતજનો તેના સ્વરૂપ–આત્માને ભજે છે. અપરાધી જે કાયદાનું શરણુ લઇને બચી જાય છે, તે કંઈ પુરાવાની ગેરહાજરી છતાં પ્રભુનાં કર્મ–બન્ધ નથી મુક્ત થતો નથી. તેને તો જન્મ–વિજન્મ, વિવિધ યોનીમાં અવતાર લેવો પડે છે, અને કામી કીડા પેઠેમ ચગદાવુંજ પડે છે. માનવ અવતાર એ જન્મ મરણુના સંકટમાંથી તરવાને દરવાજો છે, અને તે જન્મમાં જ્ઞાન પ્રાપ્ત ન થયું, તો પછી અનેક જન્મમાં ભટકવું પડે છે."

"ત્યારે શું વિલાસની કિમ્મત નથી?"

"દરેક વસ્તુની કિમત ને દરેક કામની હદ હોય છે. હોજરીમાં પાચક શક્તિનું જેટલું બળ હોય, તેટલા પ્રમાણુમાંજ ખોરાક પચી શકે છે."

"કોઇ જીવડો પ્રેમ–સાગરમાં તરવાની અદ્‌ભૂત શક્તિ ધરાવતો હોય તો?"

"એ પ્રેમને, કામનો વિકાર ન હોવો જોઇએ. જળપર તરી શકે, તેટલોજ બોજો હોવો જોઇએ. નબળી હોજરીમાં લોખંડની ખાખ ન પચે. સરોવરના જળપર લાકડાની નાની હોડી ચાલી શકે છે, અને સાગરજળ પર લોખંડની ગંજાવર આગબોટો તરી શકે છે. કામના રણુવાસમાં ધર્મનું યુદ્ધ ચલાવનાર રણુધીર શસ્ત્ર વિદ્યામાં પારંગત હોવો જોઇએ. રઘુવીરે રાવણુ જેવા રાક્ષસોનો બાળ વયમાં ધ્વંસ કર્યો, એ શક્તિનો પ્રતાપ છે. અને શક્તિ એ વીર્યના આધારે છે. મહાન તપસ્વીજનો ત્રિકાળજ્ઞી હોવાનું કારણુ બ્રહ્મચર્ય-ધતા છે. પુરૂષો વીર્યહીણુ હોવાથી નબળા મનના રહે છે, ને તેથી શુદ્ધ પ્રેમનો પરિત્યાગ કરીને કામવૃત્તિની લાલસાને લીધે પોતાની

શક્તિઓ ગુમાવી દે છે. દમ્પતિ-વિલાસ પણ નિયમમાં રહેવો જોઇએ. મનને કેવળ વિલાસમાં રોકવાથી તે પોતાનો ધર્મ ને સાર્થક વિસરી જાય છે. મન એક મર્કટ જેવું લાલચુ છે. દૃષ્ટિ કેવળ નવીન મોહન રંગની માયાને આધીન છે, ને તેથી જો માનવો તેને શરણ થઇ જાય છે, તો તે બન્ધનથી પોતાનું જીવન-સાર્થક ગુમાવી દે છે. ભવ-વનમાં ભૂલાં પડેલાં પંથીને માર્ગ દેખાડનાર જ્ઞાન છે, ને તે જ્ઞાન આપનાર ગુરૂથી મહા શક્તિ પ્રાપ્ત થાય છે."

"ત્હારા મગજમાં પણ ત્હારા ગુરૂએ ઠીક ભૂત ભરાવ્યું છે?"

"શું આપને મ્હારી વાત રૂચતી નથી?"

"**विषकुंभो पयो मुख** મુખમે રામ બગલમે છુરી, અને **परोक्षे कार्य हंतारं प्रत्यक्षे प्रियवादिनम्** મોઢેથી મીઠું ને પાછળથી ધ્વંસ કરનાર પર વિશ્વાસ શો? આજના ગુરૂ તો ઠીક! અખો-ભક્ત કહે છે, તે ખરી વાત છે કે—

જોઇ લ્હો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધૂતીને ખાવા-ટેક
જ્યાં પ્રમદા પાણી ભરે, ત્યાં જાય નિત નિત ન્હાવા;
રાંડી છાંડી નારનો નર ઘર ન્હોય, ત્યારે બાવાજી બેસે ગાવા-૧
ધૂપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવેસું સેવે, એને જમપુરીએ જાવા-૨

"જે દૃષ્ટિએ દીકરીને જુએ, તેજ દૃષ્ટિ પરનાર પ્રત્યે હોય, જે દૃષ્ટિ ભોજન પ્રત્યે હોય, તેજ દૃષ્ટિ સંત પ્રત્યે હોય, તો તે દૃષ્ટિને અમૃતરૂપ કહીશું; પણ હીરાને કાચ કહીને, અથવા તો માંહેના ઝેરને નામે વગોવીને તેને અકિમતી કહીશું, તો તે આપણી શક્તિનો દોષ ગણાશે."

"શું હીરો કાચ નથી લાગતો? શું ભવ-સાગરમાં મહાત્માના

સ્વરૂપમાં પાખંડી મન્છ-સંત નથી હોતા? શું સકળ જગત જન પરિક્ષક હોય છે? શું અબળા જાત ભોળી નથી? શું ઠગાતી નથી?"

"એમ હોત, તો મીરાંબાઇને પ્રભુ પ્રસન્ન ન થાત?"

"મીરાંને સતી કોણ કહે છે! તે સ્ત્રી ધર્મ સમજી શકીજ નથી, જેણે પોતાના પતિની ભકિત ન કરી તે શું સતી કહેવાશે?"

"મીરાં મનથી કે પ્રેમથી પતિને પરણીજ નથી. જ્યાં પ્રેમ નથી, ત્યાં ધર્મ નથી. જો ધર્મ-દોષ નડતો નથી, તો તેની પતિવ્રતાને દાઘ શો? કહે છે, કે પ્રેમ વગરનું પરણવું, એ વ્યભિચારનો વિવાહ છે. મીરાં કેવળ અખંડ બ્રહ્મચારી રહી છે. તેણે પતિ-પ્રસાદી લીધા નથી, ને તેથી તે દોષિત નથી. ચોરીના અપરાધમાં કોઇ આવી જાય પણ તે ચોર ન હોય, તો તે નિર્દોષ ઠરે છે. પ્રેમ વગરનું જીવન નકામું છે. તે તો પ્રભુપરાયણ હતી. પતિ પ્રેમ તેણે કદાપિયે ચિ-ત્તમાં ચિતવ્યોજ નથી. નીત્રમે પ્રસંગોવશાત્ વિરૂદ્ધ અર્થ કર્યો.

"પતિની ભકિત અને પ્રભુની ભકિતમાં ભિન્નતા રહેલી છે?"

"સ્ત્રીઓને પતિ-ભકિત આવશ્યક છે. સ્ત્રીઓએ પતિને પ્રભુ-તુલ્ય ગણવા, એવાં શાસ્ત્ર-વચન છે."

"જેટલી હદ સુધી પતિમાં પ્રભુની તુલના રહેલી છે, તેટલીજ હદ સુધી પતિ તે પ્રભુ છે, પણ તે પરસ્પર ભાવનામાં એ ગુણ સમાયલો છે. પત્નિએ જેમ પતિને, તેમ પતિએ પત્નિને સમાન ગણવી જોઇએ."

"પત્નિ કરતાં પતિનો અધિકાર શ્રેષ્ઠ છે. કેમકે પત્નિ, પતિની શરણાગત છે."

"ગાય દૂધ આપે, ને તે ધણીનું જાનવર હોય, તેથી કંઇ તેનું લોહી પીવાય નહિ! સ્ત્રીઓનો દરજ્જો વિસરીને પુરૂષે તેને પોતાની વિલક્ષણ મનેચ્છાને તાબે કરી શકાય નહિ. સ્ત્રી-પુરૂષના અધિકાર

આર્ય ધર્મ શાસ્ત્રમાં વર્ણવ્યા પ્રમાણે રૂષિજનો પાળતા આવ્યા છે. તે સંસારમાં રહીને પણ દમ્પતીસહ મુક્તિ પામ્યા છે."

"તેની સ્ત્રીઓએ પતિને ભજ્યા છે. સાધુનો સંગ કરીને સંતતિ ઉત્પન્ન કરી નથી. તમે તો તેવા શુષ્ક વેદાન્તીઓનો પક્ષ પકડયો છે."

"આપે જ્યારે પતિ–ધર્મનો વિચ્છેદ કર્યો, ત્યારે મેં આખરે મનને ભક્તિ માર્ગમાં મુકયું, જ્યારે આપ સ્વધર્મ સમજી ન શકયા, ત્યારે મેં જીવન–શુદ્ધિનો અન્ય માર્ગ પકડયો. અલબત હું આપને શરણે છું, આપની ભક્તિ કરવા બંધાયલી છું, આપની ઇચ્છાને આધીન છું; પણ તેની જેટલી હદ છે, તેટલી હદ સુધી હું ભક્તિ કરવા બંધાયલી છું. આપ મને નીતિ–નિયમ ને ભોગ–વિલાસના કાંટામાં તોળતાં હદની કડીને એક તરફજ ઢળવા દેશો, તો હું નમી પડીશ, ને ન્યાયનાં ત્રાજવાંથી અળગી થઇશ. જો કે વેપારી સ્વાર્થ સાધ્ય કરવા માટે ત્રાજવાંની દાંડી, વસ્તુના વજન તરફ નમાવે છે, ને વિશ્વાસુ ગ્રાહક તે માન્ય કરે છે. પણ દષ્ટિરાગી તેનું તરકટ પારખી કહાડીને તેના વિશ્વાસને વિચ્છેદ કરે છે. પતિએ, પત્નિમાં પોતાની શક્તિ મુકવી જોઇએ, અને તેને પોતાના ધર્મનું રહસ્ય દેખાડીને પોતાના વિશ્વાશથી તેનું ચિત્ત બાંધી લહેવું જોઇએ. સ્ત્રીઓ કેળવાયલી છતાં કોમળ મનની છે, ને તેથીજ માતા જેમ બાળકને કેળવવા તથા સંભાળવા બંધાયલી છે, તેવીજ રીતે સ્નેહથી સંભાળીને સ્વામીએ પોતાની સુંદરી સ્વકીયાને સ્વાધિન કરવી ઘટે છે. જે પતિએ પોતાનો સ્વધર્મ તજ્યો, તેની પત્નિનું ચિત્ત ખળભળ્યું, કેમકે મનોમન સાક્ષીભૂત સપ્રમાણ છે. આપની વૃત્તિ કેવળ કામ–વાસનામાં ને ભોગવિલાસમાં તલ્લીન થતી જાય છે, ને તે મ્હારા વિચાર પ્રમાણે હદ બહાર લાગે છે, તેથી કદી મ્હારા આચરણ ઉપર આપનું લક્ષ વિમૂખ થયું હશે!"

## નીલમ અને નવલ.

(૧)



નીલમ શોકગ્રસ્ત થઈ ગઈ—નવલ ચાલતા થયા! ભા. ૪. પૃ. ૧૩

" જો પેલો સાધુ ન આવ્યો હોત, તો તને આમ ન થાત ?"

" તો પુત્ર–સ્નેહ ન મળત, ને વંશ ન વધત !"

" બાવાના પ્રેમનું પુત્ર–દાન એ વંશ વૃદ્ધિ કરતાં વંશનો ધ્વંશ કરવાને વધારે બળવંત છે. ધિઃકાર છે, એવી પુત્રવતી માતાને !"

" શાન્ત–શાન્ત થાઓ, દોષમાં ન પડો, મહાત્માની અવગણના ન કરો ? "

" જાઓ—દૂર થાઓ–જેને સેવતાં હોય, તેને સેવો ?" **નવલ** ચિડાઇને શયનગૃહમાંથી ચાલ્યો ગયો. ઘડિયાળમાં નવ વાગ્યા, ગુરૂજીની પુજન આરતી પુરી થઈ, અને **નીલમ** ખેદિત મન કરીને ગુરૂ આશ્રમમાં દર્શન કરવા ગઈ. મનના ક્લેશને દૂર કરવા અર્થે ગુરૂનો ઉપદેશ ગૃહણ કરવા ગઈ. પતિધર્મમાં પ્રવીણ છતાં પુજનીય પ્રમદા પોતાના ભર્તાર પ્રત્યે સાત્વિક ભાવના પ્રકટાવા નવીન ઔષધ લેહેવા ગઇ. પ્રભુ અને પતિ વચ્ચેનો અંતરાય શ્રવણ કરવા ગઈ. **નીલમે** પ્રભુ તુલ્ય પતિભક્તિ પ્રત્યે હૃદય દોડાવ્યું, ત્યારે **નવલે** પરકીયાના પ્રેમની શોધ કરવા માટે મનને મોહ–માર્ગે દોડાવ્યું. **નવલની** નિષ્ટા ભ્રષ્ટ હતી, **નીલમની** વૃત્તિ નિશ્ચળ, નિર્મળ ને નિર્વિકારી હતી. મનમાં સંદેહ હતો, કેમકે **નવલની** મોહક દૃષ્ટિથી **નીલમની** નિર્મળ વાસના પર મેલ લાગ્યો હતો, ને તેથી તે પાપ–દૃષ્ટિ ધોવા માટે ગુરૂ કને ઉપાય મેળવવા ગઈ હતી. કોઈ પણ પ્રકારે પોતાનો સ્વામી પોતાના હૃદયમાં નિર્વિકારી થઈ જાય, અને ઉભય પ્રેમનાં પ્રાણો એકત્ર થઇ જાય, એમ ઇચ્છતી ગુરૂ કને ગઈ હતી.



# પ્રકરણ ૨ જું.

---

## સ્વામી સચ્ચિદાનંદનો ઉપદેશ સ્ત્રી-ધર્મ એ સંસારનું નિર્વાણ છે.

"ગુરૂજી, પ્રણામ કરૂં છું." **નીલમે** બે હાથ જોડીને ગુરૂ ચરણે શીશ નમાવ્યું.

"સૌભાગ્યવતી રહે." ગુરૂએ આશીર્વાદ આપ્યો. **નીલમ** સામે હાથ જોડીને બેઠી.

"ગુરૂજી ! આપે મને અખંડ સૌભાગ્યનો આશિર્વાદ તો આપ્યો, પણ સ્ત્રીઓ વિધવા થતી નથી ? કેટલીક સ્ત્રીઓ તો સજીવ પતિએ સૌભાગ્ય સુખ ગુમાવી બેઠી છે ?"

"બેટા ! એ ત્હારો ભ્રમ છે ?"

**न रम्यं नारम्यं प्रकृतिगुणतो वस्तु किमपि ।**

* * *

**प्रियत्वं वस्तूनां भवति खलु तद्ग्राहकवशात् ।**

"કોઇ પણ પદાર્થ પોતાની પ્રકૃતિથી મનોહર કે ક્લિષ્ટ નથી, પણ તે સારો વા નઠારો લાગે છે, તે તેના ભોગી ગ્રાહકોનો ગુણાવગુણને લીધેજ હોય છે. કોઈ સ્ત્રીમાં સ્વામીને સ્વાધીન કરવાના સદ્‌ગુણ નથી હોતા, તેથીજ તે માને છે, કે પોતે સૌભાગ્ય સુખ ગુમાવી બેઠી !"

"શું એકલો સ્ત્રીનોજ તેમાં દોષ હોય ?"

"એક હાથે તાળી ન પડે. કંઇક સ્ત્રીનો ને કંઇક પુરૂષનો. પણ પુરૂષો તો દોષક છેજ; સ્ત્રીઓએ તે દોષ ટાળવો જોઇએ. પુરૂષ તે મેલ છે, સ્ત્રી તેનું નિર્વાણ છે, મેલાં વસ્ત્રને સાફ કરનાર સાબુ છે."

## નીલમ અને સ્વામી.
## (૨)



સ્વામી સચ્ચિદાનંદનો નીલમને ઉપદેશ. ભા. ૪. પૃ. ૧૮

"કોયલા કદાપિ સાફ થઈ શકશે ?"

"બેટા ! કોયલા ઉજળા તો ન થશે, પણ તે કાળા કોયલા-માંથી હીરા ઉત્પન્ન થઈ શકે છે, એ તું નહિ જાણતી હોય ? રસાયણ પ્રયોગથી તે કિમતી હીરા બને છે. તેમ પતિ જો કૃષ્ણ–ગુણ ધરાવતો હોય, તો તેને સફેદ કરવાનો નેત્ર–રાગી પ્રયોગ શોધી મનથી તેને હીરા જેવો કિમતી બનાવવાનો મહા યત્ન આદરવો જોઈએ. પણ આજ તને આ પ્રશ્ન કેમ ઉત્પન્ન થયો, વારૂ ?"

"સહજ. ગુરૂજી ! આજ મને એજ પ્રશ્ન ઉત્તમ લાગ્યો. પણ પ્રભુ ! મને શંકા થાય છે, કે પતિ ને પ્રભુમાં અંતરાય શો ?"

"પતિ એજ પત્નિને મન પ્રભુ છે. પતિમાં પ્રભુનો અંશ છે. રાજાને પ્રજાજન ભજે છે; કેમકે તે તેનો રક્ષણ કર્તા છે. માનસિકવૃત્તિ ચળિત થતાં જે પાપકર્મ કરવાનો પ્રજાજન યત્ન કરે છે, તેમાંથી રાજા બચાવી લ્હે છે, કેમકે પ્રજાપર રાજ–દંડનો ભય છે. એજ રીતે પતિ પત્નિને ઉગારી શકે છે. એ એક જાતનો એવો અંકુશ છે, કે જે વડે ગજદળ વશ થઇ શકે છે, અને તે માટેજ પતિ તે પ્રભુ છે."

"ત્યારે પતિ એ સ્વદેહે પ્રભુ નથી !"

"બેટા ! તે સરિતા નથી, પણ નાવ છે. તે રાજા નથી, પણ દ્વારપાળ છે. મહા નદી ઉતરવાને જેમ નાવ મુખ્ય સાધન છે, તેમ પતિ, આ ભવ પાર ઉતરવાનું સાધન છે. એક ધ્યાન રાખીને આ દેહે મુક્તિ મેળવવા માટે પતિ તે પત્નિનો દેવ છે. રાજાને મળવા આતુર જન પ્રથમ દ્વારપાળની કૃપા મેળવે છે, તેમ પ્રભુને મળવા માટે પત્નિ પ્રથમ પતિને ભજે છે, પતિ જો કે પ્રભુ સ્વરૂપ તો નથીજ, પણ પતિ વિના પ્રભુ પ્રાપ્ત કરનાર પત્નિ સહજ રીતે પાર તરી શકતી નથી."

"જો એમ હોય તો મીરાંબાઇ કેમ તરી શકી?" **નીલમે** વધુ શંકા કરી.

"**નીલમ** સંસારી ન હતી. તે મનથી કુંભારાણાને વરી ન હતી. તેની ઇચ્છાઓ તો વૈભવ-વિહીન હતી. તેનું મન તો કૃષ્ણ-પ્રભુને વર્યું હતું. જ્યારે સ્ત્રી કુમારિકાજ હોય, તો પછી તેને પતિ-દ્વારા મુક્તિ મેળવવી પડતીજ નથી. જો ભૂપતિ પોતેજ આપણો મિત્ર હોય, તો પછી મંત્રીને મળીને તેની મુલાકાત કરવાની અગત્ય નથી. મહાત્મા જનો જો પોતેજ જ્ઞાની હોય, ને આત્મ-જ્ઞાનથી પ્રભુ પિછાણતો હોય, તો મૂર્તિ પુજા કરવાની કે ગુરૂ-સેવા કરવાની અગત્ય નથી, પણ તેવી સાંસારિઓની સ્થિતી નથી. એ પ્રમાણે વ્રત્ત પાળનારા વિરક્તજનોનો ગૃહસ્થાશ્રમીએ વિચારજ ન કરવો જોઇએ. ગૃહસ્થાશ્રમીના ધર્મ જુદાજ છે.

"સ્ત્રીઓ ઉત્કૃષ્ટપણાને પામે છે, એ પતિ-ભક્તિથીજ હશે?"

"નિઃશંસય! તારામતીની ઉત્કૃષ્ટતા તેના સદ્ગુણને લીધેજ કીર્તિ પામી."

**शिरो यदवगुण्ठितं सहजरूढलज्जाननम्**
**वचः परिमितं च यन्मधुरमन्दमन्दाक्षरम् ।**
**गतं च परिमन्थरं चरणकोटिलक्ष्ये दृशौ**
**निजं तदियमङ्गना वदति नूनमुच्चैः कुलम् ॥**

"શિર પર સાડી ઓઢી પૂરી મેળે ચડી મુખ-લાજ,
બોલી થોડું મન્દ મન્દ ને મધુરજ અક્ષરસાજ;
ધીમી ધીમી ચાલે જો જો પદ નખ ઉપરજ આંખ,
દેવી! દેવી! પવીત્ર ઉંચું કુળ તે આનુંજ નામ"

"લીલાવતી."

"ગુરૂજી! જળ-કુંભમાં જ્યારે પાણી ભરવામાં આવે છે, ત્યારે શબ્દ-ધ્વની થાય છે, એજ રીતે દમ્પતીના પ્રેમની સ્થિતિ હોવી જોઈએ, ખરૂં કેની?"

"હા, કુમુદને ખિલનાર ચંદ્ર. સાકરનું ગળપણ પારખનાર જીભ."

"કદાચ ઉભયમાંથી એક ભ્રષ્ટ હોય તો?"

"તો શ્રેષ્ટ ગુણીએ ભ્રષ્ટને સુધારી લેવું! ખટાશને મારનાર મીઠું છે. ત્રાંબાને ઉજાળનાર ખટાશ છે. પરમેશ્વરે પરસ્પર વિરોધ તોડવા માટે કયાં સાધન આપ્યાં નથી? પતિ જો ભ્રષ્ટ હોય, તો પત્નિએ તેને શ્રેષ્ટ બનાવવા યત્ન કરવો."

"વસ્તુને એકત્ર કરવા માટે સમાન ગુણ જોઇએ. સાકરની ભૂકીને મેળવવા માટે ઘી જોઇએ. એક પ્રવાહી પદાર્થ ને બીજો નક્કર હોય, પણ પ્રવાહી ને નક્કરને પિગળાવે છે. ચકમકથી ચકમક ઘસાય, તો અગ્નિ ઉત્પન્ન થાય છે. એક શાન્ત ને બીજો ક્રોધી, એક અગ્નિ ને બીજાું જળ. સ્ત્રી-પુરૂષ પણ તેવાંજ જોઈએ."

"સ્ત્રી એ એક ગૃહ રાજ્યની રાણી છે. તેનામાં સહનશીલતાનો ઉત્કૃષ્ટ ગુણ રહેવો જોઈએ. પતિ તે અગ્નિ છે, ને સ્ત્રી, તે જળ છે. સ્ત્રીયોની ઉત્કૃષ્ટતા વિષે શાસ્ત્રમાંથી આ પ્રકારે દષ્ટાન્તો મળી આવે છે—સાંભળ........

"ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ એ ચાર પુરૂષાર્થો મનુષ્યોને મેળવવાની ઉત્તમોત્તમ વસ્તુઓ સ્ત્રી છે. આ પુરૂષાર્થનું મુખ્ય સાધન વિદ્યા છે, જે સદ્વિદ્યાના બળથી આપણી પ્રાચીન કાળની પ્રજા પ્રત્યેક બાબતમાં બીજી પ્રજા કરતાં ચઢતી સ્થિતિમાં હતી, અને ઇતર દેશની પ્રજા અનેક જાતની કળાઓ ઉપરાંત ધર્મ, નીતિ વગેરેનું

શિક્ષણ લેવાને વારંવાર ભારતવર્ષની ભેટ લેતી હતી. શસ્ત્ર વિદ્યા, જ્યોતિષ, વૈદક, નીતિશિક્ષણ, તત્વજ્ઞાન, શિલ્પ વગેરે અનેક વૈજ્ઞાનિક બાબતો આપણા દેશમાંથીજ પરદેશ ગયેલી છે. આ વાત આપણા તથા પરદેશના ઇતિહાસથી સિદ્ધ થાય છે, પરંતુ દહાડે દહાડે આપણા આર્યોમાંથી તે આર્યવિદ્યા ઓછી થતી ગઇ. માત્ર વેદો અને ધર્મશાસ્ત્રને બ્રાહ્મણોએજ ટકાવી રાખ્યાં, પરંતુ પ્રાચીન કાળમાં તેમ નહોતું. ત્રણે વર્ણ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્ય. એ ત્રણે વર્ણ અને ત્રણે વર્ણની સ્ત્રીઓ પણ વ્યવહારિક વિદ્યા ઉપરાંત શાસ્ત્રીય વિદ્યાનું પણ અધ્યયન કરતી હતી. સ્ત્રી એ પુરૂષનું અર્ધ અંગ છે. આમ આપણા વેદોમાં તથા ધર્મ શાસ્ત્રમાં ઠેકઠેકાણે વર્ણવેલું છે. પુરૂષ યજ્ઞ યાગ વગેરે ધર્મકર્મ પોતાની ધર્મ પત્નિની સાથે રહીનેજ કરી શકે છે, અને અગ્નિહોત્રમાં તથા બીજા શ્રોતયજ્ઞોમાં જેમ પુરૂષને કેટલાએક મંત્રો ભણવા પડે છે, તેમ સ્ત્રીઓને પણ ભણવા પડે છે. તેમજ ઘરનો ક્ષેમ સંબંધી સઘળો વહીવટ પણ પ્રાચીન કાળમાં સ્ત્રીઓજ કરતી હતી, એમ આપણે ધર્મશાસ્ત્રનાં વચનો પરથી તેમજ વેદોની કેટલીએક રૂચાઓ પરથી જાણવાને શક્તિમાન થઇએ છીએ. ઘરનો વહીવટ પણ ભણ્યા વિના ચલાવી શકાયજ નહિ. આવક ખર્ચ બાકીની સિલિક શું હતી, તે જાણવામાં ગણિત વિદ્યા જાણવાની ઘણીજ જરૂર છે. પ્રાચીન કાળની સ્ત્રીઓ તે સર્વ બાબતોનું અધ્યયન કરતી હતી, અને પોતાના પતિને ગૃહરાજ્યમાં સહાયતા કરીને પારલૌકિક સાધનોમાં પણ પતિની સાથે કમર કશીને ઉભા રહેતી હતી. આટલાં બધાં કાર્યો કરવાની જે શક્તિ સ્ત્રીઓમાં હતી, તે ઉત્તમ પ્રતિની વિદ્યાને અંગે હતી, પરંતુ પાછળના કાળમાં જેમ પુરૂષોએ ઉત્તમ પ્રતિની વિદ્યાને તજી દઇને માત્ર વ્યવહારોપયોગી સાધારણ વિદ્યાનુંજ અધ્યયન કરવા માંડયું, અને તે પણ નહિ જેવું,

તેમ સ્ત્રીઓ પણ વિદ્યાધ્યયન તજવા લાગી. મનુ મહારાજ લખે છે કેઃ—

**उत्कर्ष योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥**

"સ્ત્રીઓ પોતપોતાના ભર્તારના ઉત્તમ ગુણોને લીધેજ ઉત્તમ-પણાને પામે છે."

સ્ત્રી, જેવા પતિના સહવાસમાં આવે છે, તેવા ગુણો તે સ્ત્રીમાં ઉતરે છે. વાત બરાબર છે. જ્યારે પુરૂષોજ વ્યવહારિક કાર્ય જેટલી વિદ્યાપર સંતોષ માનીને ઉત્તમ પ્રતિની વિદ્યાને ત્યનજ કરી બેઠા, એટલે સ્ત્રીઓ કેવળ અજ્ઞાન સ્થિતિમાંજ પોતાની જીંદગી ગાળવા લાગી, અને અત્યારે આપણા ભારતવર્ષની સ્ત્રીઓ અવિદ્યા વશ થઇને ધર્માધર્મ તથા સત્યાસત્ય ન જાણવાથી પોતાના પાતિવ્રત ધર્મને તેમજ તેને અંગે બીજા પણ કેટલાએક ધર્મને હારી બેઠી છે, અને તેનો સઘળો દોષ પુરૂષ વર્ગપર મૂકીએ તો ખોટું નહિ. પુરૂષો જો પોતાના સનાતન ધર્મની કેળવણી લઇને પછી વ્યાવહારિક કેળ-વણી લેવા માંડે, તો તેમની સ્ત્રીઓને પણ ધાર્મિક કેળવણી લેવાની રૂચિ થાય, અને તેથી તે ભવિષ્યમાં પોતાના બાળકોને પણ સનાતન ધર્મની કેળવણી આપવાને શક્તિમાન થાય.

પ્રાચીન કાળમાં આર્ય જાતિની સ્ત્રીઓ પોતાનું જીવન કેવી રીતે ગાળતી હતી, અને કર્તવ્યો માટે આપણા વેદમાં તથા ધર્મશા-સ્ત્રમાં શું શું કહેલું છે, તે વાત અવશ્ય જાણવીજ જોઇએ. મનુ-સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।**
**दाराधीनस्तथा स्वर्गः पितॄणामात्मनश्च ह ॥**

" સંતાન ઉત્પન્ન કરીને તેને નાની વયમાં ઉપયોગી વિન-યાદિ શિક્ષણ આપવું. ધર્મનાં કાર્યો કરવાં, પતિની સેવા કરવી, વડી-લોની તથા પતિની ઉત્તમ પ્રીતિ મેળવવી, અને પોતાને માટે તથા

પોતાના પિતૃઓને માટે સ્વર્ગ સંપાદન કરવું. આ સર્વ સ્ત્રીઓને આધીન છે."

આ શ્લોકમાં જે પાંચ કાર્યો સ્ત્રીને કરવાનાં દર્શાવ્યાં છે, તે પાંચે કાર્યો વિદ્યા ભણ્યા વિના બજાવવાં બહુ કઠીણ છે, અને તેટલા પરથી સિદ્ધ થાય છે, કે પ્રાચીન કાળની સ્ત્રીઓ પણ પુરૂષોની પેઠે ધાર્મિક તથા વ્યાવહારિક બન્ને જાતની કેળવણી લેતી હતી. અને ધર્મકાર્યમાં તેમજ લૌકિક કાર્યોમાં પતિને સંપૂર્ણ રીતે સહાયતા કરતી હતી. પ્રાચીન કાળની સ્ત્રીયો પોતાની જીંદગી કેમ ગાળતી હતી, તેના સંબંધમાં હારિત સ્મૃતિમાં લખે છે કેઃ—

**द्विविधा हि स्त्रियो ब्रह्मवादिन्यः सद्योवध्वश्च ।**
**तम ब्रह्मावादिनीनामग्नीन्धनं वेदाध्ययनं स्वगृहे भिक्षाचर्या ॥**

"સ્ત્રીઓ બે પ્રકારનું જીવન ગાળનારી હોય છે. એક બ્રહ્મવાદિની અને બીજી સદ્યોવધૂ; તેમાં બ્રહ્મવાદિની સ્ત્રીઓને ઉપનય ક્રિયા થયા પછી તેણે સાયંકાળે અને પ્રભાતમાં નિત્ય અગ્નિમાં હોમ આપવો, વેદાધ્યયન કરવું, અને ભિક્ષા બહાર કરવા ન જતાં ઘરમાંજ કરવી; તથા વધૂની જીંદગી ભોગવવાની ઇચ્છાવાળી સ્ત્રીએ વિવાહ કરીને પતિ સેવામાં પરાયણ રહેવું. બ્રહ્મવાદીની સ્ત્રીઓ થતી, તે વાત પૂર્વ કલ્પની છે, કેમકે તેને પુષ્ટિ આપનારૂં વચન યમસ્મૃતિમાં નીચે પ્રમાણે છે.

**"पुरा कल्पे कुमारीणं मौंजीबंधनमिष्यते ।**
**अध्यापनं च वेदानां सावीत्रीवचनं तथा ॥**
**पितापितृव्यो भ्राता वा नैनामध्यापयेत्परः ।**
**स्वगृहे चैव कन्याया भैक्षचर्या विधीयते ॥**
**वर्जयेदजिनं चीरं जटाधारणमेव च ।**

પ્રાચીન કલ્પમાં કુમારિકાઓને મૌંજીબંધન કરાવવામાં આવતું હતું. ગાયત્રીનો ઉપદેશ આપવામાં આવતો હતો, અને વેદાધ્યયન કરવામાં આવતું હતું. તે વેદાધ્યયન કુમારિકાઓને તેનો પિતા ભાઈ અથવા તો કાકો કરાવતા હતા. બ્રહ્મચારિની પેઠે વેદાધ્યયન સમયે કન્યાએ બહાર ભિક્ષા માગવા જવું નહિ, તથા મૃગચર્મ જટા અને ચીર વગેરે ધારણ કરવાં નહિ. ( પારસીઓમાં એ નિયમ પ્રચલિત છે. )

યમસ્મૃતિમાં જે પુરા કલ્પ એ પદ લખ્યું છે. તે પૂર્વ કલ્પ સુચવનારૂં છે. ભગવાન મનુ સ્ત્રીઓનો વિવાહ સંસ્કાર વર્ણવતાં કહેછે કેઃ—

**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृत ।**
**पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया ॥**

સ્ત્રીઓને વિવાહસંસ્કાર વેદના મંત્રોથી કરવો કહ્યો છે. તે સંસ્કાર થયા પછી પતિના ઘરમાં રહીને તેની સેવા કરવી, તે ગુરૂગૃહવાસ સમજવો, અને ઘરનું કામકાજ કરવું, તે અગ્નિસેવા સમજવી.

આ શ્લોક ઉપર વિવેચન કરતાં મેધાતિથિ જણાવે છે કેઃ—

**गुरौ वसत्या अध्ययनं कर्तव्यं चास्य गुरौ वासोऽरत । अतः कुतोऽध्ययनम् । गृहार्थो गृहकृत्यानि रंधनपारिणाब्राह्मत्यवेक्षणादीनि यानि नवमे वक्षन्ते अर्थस्य संग्रहे चैनायित्यादि ।**

ગુરૂને ઘેર રહી બ્રહ્મચારીએ અધ્યયન કરવું, આમ કહ્યું છે; પરંતુ વિવાહિત સ્ત્રીઓનો ગુરૂના ઘરમાં વાસ હોતો નથી; માટે તેણે કોની પાસે વિધ્યયન કરવું ? આવી શંકા ઉઠાવીને તેનો ખુલાસો કરતાં મેધાતિથી જણાવે છે, કે પતિના ઘરમાં સ્ત્રીએ વધૂ તરિકે વાસ કર્યા પછી પતિની પાસેથી ધાર્મિક તથા વ્યાવહારિક કેળવણી લેવી. સંધ્યા વંદનના પંચપાત્ર, તરભાણા, અર્ઘાયું વગેરે

પાત્રો, યજ્ઞનાં પાત્રો માંજીને શુદ્ધ રાખવાં, હોમમંત્રો મુખપાઠ કરવા તથા રાંધવું, ઘરની સામગ્રીઓની તપાસ રાખવી, શીવવું વગેરે કાર્યો શીખવાં અને તેની સારી વ્યવસ્થા રાખવી. આ રીતે ખુલાસો કરે છે. ભગવાન પાણિની પણ પોતાના સુત્રમાં અધ્યાપન કરાવનારી સ્ત્રીના સંબંધમાં વ્યાકરણ કરતાં કહે છે કેઃ—

**इंद्र वरुण भव शर्व रुद्र.**

આ સુત્ર રચતી વેળા ભારત વર્ષમાં સ્ત્રીઓ પણ શાસ્ત્રનું અધ્યયન કરીને અધ્યાપન, વ્યાખ્યાન, વગેરે કરતી હતી. તેથી પાણિની મુનિ તેવી સ્ત્રીઓના સંબંધમાં લખતાં કહે છે, કે **उपाध्यायनी** સ્ત્રી કહેવી હોય, તો **उपाध्यायोनी** અથવા તો **उपाध्यायी** કહેવાય, પરંતુ તે પોતે જો અધ્યાપન કરાવતી હોય, તો **उपाध्यायां** કહેવાય તેમજ આચાર્યની સ્ત્રી ભણેલી ન હોય, તો **आचार्यानी** કહેવાય. પરંતુ તે જો વ્યાખ્યાન આપતી હોય, તો **आचार्या** કહેવાય.

ઋગ્વેદના ૪ થા મંડળમાં ૧૧ સુત્રમાં પણ કહેલું છે, કે માતા પ્રથમ પુત્રોને વિદ્યાનો ઉપદેશ આપનારી અને વિનયાદિકનું શિક્ષણ આપનારી છે.

હવે આપણે સ્ત્રીઓને પતિની પાસેથી જે જે ગૃહકૃત્યો શીખવાનાં છે, તેના પર વિચાર કરીએ! મનુ મહારાજ સ્ત્રીઓના કર્તવ્ય કર્મોની યાદી આપતાં કહે છે કેઃ-

**अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।**
**शौचे धर्मेन्नपक्त्यांच पारिणाह्यस्य चेक्षणे ॥**

પુરૂષે પૈસા સંગ્રહ કરવામાં, રોજ ખર્ચે ખુટણ કરવાના કામપર, નાહાવા ધોવાના કામપર, ધર્મોનાં કાર્યો કરવામાં, રાંધવાના

કામમાં, તથા ઘરના ઉપરકરોની દેખરેખ રાખવાના કામમાં સ્ત્રીઓની યોજના કરવી.

ધનનો સંગ્રહ કરવો, ખર્ચ કરવો, ધર્મકાર્ય કરવાં વગેરે મહત્વવાળા કાર્યો સ્ત્રીના ધર્મ કહેલા છે. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે પ્રાચીન કાળમાં સ્ત્રીઓને ધર્મ તથા અર્થશાસ્ત્રમાં કુશળતા મેળવવી પડતી હતી. તે વિના લેવડ દેવડનું કામ તથા ધાર્મિક કાર્ય બની શકે નહિ. સ્ત્રીઓને જેમ અગ્નિહોત્રમાં વેદમંત્રો ભણવા માટે વેદના અમુક મંત્રો તથા સ્તોત્રપાઠ ભણવા પડતા હતા, તેમજ વ્યવહારિક વિદ્યા પણ ભણવી પડતી હતી.

આગળ ચાલતાં મુનીસ્ત્રીને વ્યય એટલે ઘર ખર્ચના સંબંધમાં ઉપદેશ દેતાં કહે છે કેઃ—

સ્ત્રીએ ખર્ચ કરતી વેળાએ કરકસર કરવી, બહુ ઉડાઉપણું રાખવું નહિ.

આ પદ મનુ મહારાજે અભિપ્રાય અર્થે કહેલું છે. કારણ કે અર્થશાસ્ત્રમાં યોગ અને ક્ષેમ આવી બે બાબતોપર મુખ્ય વિચાર કરવામાં આવ્યો છે. યોગ એટલે વસ્તુને મેળવવી, અને ક્ષેમ એટલે મેળવેલી વસ્તુની યોગ્ય વ્યવસ્થા કરીને તેને ટકાવી રાખવી. પુરૂષ ગમે એટલો યોગ કરે, તોપણ જો તેનું ક્ષેમ બરાબર ન થતું હોય, તો યોગ્ય વ્યર્થ જાય છે. ક્ષેમ કરવાનું કામ સ્ત્રીનું છે. કારણ કે આવક અને ખર્ચનો વહીવટ આપણા ધર્મ શાસ્ત્રમાં સ્ત્રીને કરવાનું કહ્યું છે. એટલા માટે મનુમહારાજ સ્ત્રીને ઉપદેશ કરે છે, કે તેમણે ખર્ચમાં યોગ્ય રીતે કરકસર કરવી, કે જેથી પતિએ કરેલા ધનસંગ્રહનું સારી રીતે રક્ષણ થાય.

ઉપર કહ્યા પ્રમાણે સ્ત્રીઓને ધર્મશાસ્ત્ર તથા વ્યાવહારિક વિદ્યા ભણાવવામાં આવતી હતી. તેના સંબંધમાં ઉપર કેટલાંક પ્રમાણો દેખાડવામાં આવ્યાં. હવે વૈદિક કર્મમાં કઇ કઇ આર્ય સ્ત્રીઓ વિદુષી

હતી, તેના સંબંધમાં વિચાર કરવો ઉપયોગી થઇ પડશે. કારણ કે શાસ્ત્રનાં પ્રમાણો સાથે બીજાં ઇતિહાસ વચનો મળે, તો તે બાબત વધારે સપ્રમાણ ગણાય.

આપણે પ્રથમ વેદોક્ત વિદુષી સ્ત્રીઓના સંબંધમાં વિચાર કરીએ.

ઋગ્વેદના છઠ્ઠા મંડળના ૧૦ મા સુકતમાં મંત્રણા નામની એક વિદુષી સ્ત્રીના સંબંધમાં કહ્યું છે, કે તે સ્ત્રી વેદનો સ્પષ્ટ ઉચ્ચાર કરવામાં અત્યંત કુશળ હતી.

ઋગ્વેદના ૧ મંડળમાં ૩૪ સુકતમાં ઇલા નામની એક વિદુષી સ્ત્રીનું ધર્મોપદેશિકા તરિકે વર્ણન કરવામાં આવ્યું છે.

ઋગ્વેદના ૫ મા મંડળમાં વિશ્વારા નામની એક વિદુષીનું વર્ણન છે. તે પોતે યજ્ઞ કરનારી હતી. તેણે બ્રાહ્મણોને વરણમાં વરાવીને યજ્ઞ કરવાની આજ્ઞા આપી હતી, તથા પોતે યજ્ઞમાં આહુતિઓ આપી હતી.

વળી ઘોષા, અપાલા, ધૃતાચિ વગેરે ઋષી પત્નીઓ સ્વતંત્ર રીતે યજ્ઞ કરનારી ગણાતી હતી. આમ ઋગ્વેદના મંત્રો પરથી સિદ્ધ થાય છે.

ગાર્ગી નામની બ્રહ્મવાદિની પરમહંસની પેઠે પૃથ્વી ઉપર ફર્યા કરતી, તેણે વૈદેહ જનક રાજાના યજ્ઞમાં યાજ્ઞવલ્કય ઋષિની સાથે બ્રહ્મતત્વ સંબંધે વિવાદ કર્યો હતો, તેના સંબંધમાં બૃહદારણ્યમાં આવી કથા છે, કે “વૈદેહ જનક રાજાએ મહાયજ્ઞ આરંભ્યો હતો, તે યજ્ઞમાં કરૂ અને પંચાલ દેશના વિદ્વાન બ્રાહ્મણો ઉપસ્થિત થયા હતા. જનક રાજાએ એકઠા મળેલા બ્રાહ્મણોમાં બ્રહ્મવેત્તા હોય, તેને પ્રથમ વયની એક હજાર ગાયો આપવા માટે ગોંદરામાં એકઠી કરીને એકઠા મળેલા વિદ્વાનોને પ્રાર્થના કરી, કે હે બ્રાહ્મણો! તમારામાં જે મહાન્ બ્રહ્મવેત્તા હોય, તેણે આ હજાર ગાયો સુખેથી પોતાને ઘેર લઇ જવી.

તે વખતે યાજ્ઞવલ્કયે પોતાના શિષ્યને હાંક મારીને કહ્યું, કે હે સૌમ્ય સામશ્રવ ? તું આ ગાયો આપણે ઘેર લઇ જા ! તે વેળા સભામાં બેઠેલા પંડિતો કોપી ઉઠયા, અને તેઓ યાજ્ઞવલ્કયની સાથે બ્રહ્મના સ્વરૂપ સંબંધે વિવાદ કરવાને તૈયાર થયા. હોતા અશ્વલ, જરત્કારૂ પુત્ર આર્તભાગ, લાહ્યાયન પુત્ર ભૃજ્યુ, મહ્યપુત્ર ઉપત, કુષીત પુત્ર કહોલ, અરૂણ પુત્ર ઉદ્દાલક ને થિગ્ધ શાકલ્ય વગેરે હતા, તે પંડિતોની સાથે વિદુષી ગાર્ગી પણ યાજ્ઞવલ્કય સાથે બ્રહ્મવિચાર કરવાને બહાર પડી હતી. ગાર્ગી અને યાજ્ઞવલ્કય વચ્ચે નીચે પ્રમાણે સંવાદ થયો હતો.

ગાર્ગી–હે યાજ્ઞવલ્કય ! પાણીથી આ જગત્ વ્યાપ્ત થયેલું છે, પરંતુ પાણી કોનાથી વ્યાપ્ત થયેલું છે ?

યાજ્ઞવલ્કય–વાયુથી.

ગાર્ગી–વાયુ કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય–ગાંધર્વલોકદ્વારા.

ગાર્ગી–એ શાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય–પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશથી.

ગાર્ગી–એ કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય–ગાંધર્વલોકથી.

ગાર્ગી–એ કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય–હે ગાર્ગી ! સૂર્યલોકદ્વારા.

ગાર્ગી–સૂર્યલોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય–ચંદ્રલોક દ્વારા.

ગાર્ગી–તે લોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્ક્ય–નક્ષત્રલોકદ્વારા.

ગાર્ગી–નક્ષત્રલોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—દેવલોકદ્વારા.

ગાર્ગી—દેવલોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્ક્ય—ઈંદ્રલોકદ્વારા.

ગાર્ગી—એ લોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—બ્રહ્મલોકદ્વારા.

ગાર્ગી—બ્રહ્મલોક કોનાથી વ્યાપ્ત છે.

ગાર્ગીનો છેલ્લો પ્રશ્ન સાંભળીને યાજ્ઞવલ્કય બોલ્યા. મારો પરાજય કરવા માટે અસંભવિત પ્રશ્ન પૂછશો નહિ. તમે હમણાં જે પ્રશ્ન કર્યો છે, તે જીજ્ઞાસાની બહારનો છે.

તે સાંભળીને ગાર્ગી થોડીવાર મૌન રહ્યાં. એટલામાં અરૂણના પુત્ર ઉદ્દાળકે પૂછેલા પ્રશ્નનો યાજ્ઞવલ્કયે ઉત્તર આપ્યો.

ગાર્ગી બ્રાહ્મણોને ઉદ્દેશીને ફરીને બોલ્યાં, હે બ્રાહ્મણો ! હું હવે જે પ્રશ્ન કરૂં છું, તેનો ઉત્તર યાજ્ઞવલ્કય આપશે, તો તમારે તેનો વિજય સ્વિકારવો. બ્રાહ્મણોએ ગાર્ગીનાં વચનો માન્ય કર્યાં. તે નિશ્ચય પછી ગાર્ગી બોલ્યાં, હે યાજ્ઞવલ્કય ! વિદેહ અથવા તો કાશી પ્રદેશમાં રહેનારો ક્ષત્રિય જેમ એક ધનુષમાંથી બે તીર છોડીને સારા મનુષ્યને વિંધી નાખે, તેમ હું બે પ્રશ્નોરૂપ બાણથી તેમને વિદ્ધ કરૂં છું. તમે ઉત્તર આપવાને તત્પર થાવ !

યાજ્ઞવલ્કય—પૂછો.

ગાર્ગી—હે યાજ્ઞવલ્કય ! જે સ્વર્ગના ઉપર, પૃથ્વીના નીચે, તથા બ્રહ્માંડના મધ્યમ ભાગમાં છે તે, તથા ભૂત ભવિષ્ય ને વર્તમાન જે એ આકાશમાં ઓત પ્રોત છે, તે આકાશ કોને વિષે વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—પરબ્રહ્મમાં વ્યાપ્ત છે. તે નથી સ્થૂલ, નથી અણું, નથી દીર્ઘ, નથી હ્રસ્વ ! તે નેત્ર, કર્ણ, જીવ્હા, મન, પ્રાણ અને તેજ રહિત છે.

યાજ્ઞવલ્કયનો ઉત્તર સાંભળી ગાર્ગીએ બ્રાહ્મણોને બે હાથ

જોડી કહ્યું, કે હે ભૂદેવો! તમે બ્રહ્મવાદમાં યાજ્ઞવલ્કયનો પરાજય કરી શકશો નહિ. વિદુષી ગાર્ગીની વિદ્વતા જોઈ સર્વ સભા છક થઈ ગઇ હતી.

ભારતવર્ષ આવાં વિદુષી રત્નોની જનની હોવાથી આખા વિશ્વમાં હજી પણ ગર્વ ધારણ કરે છે.

યાજ્ઞવલ્કયની સ્ત્રી મૈત્રેયીની પણ વિદુષી હતી. યાજ્ઞવલ્કયે સંન્યાસ લેતી વખતે મૈત્રેયીને કહ્યું, કે હું તને અને તારી શોકયને ધનના વિભાગ પાડી દઈ તમને બન્નેને તે આપીને સન્યાસ લેવાની ઇચ્છા રાખું છું. તે સમયે મૈત્રેયીએએ ધન લેવાની ના પાડી ને બ્રહ્મોપદેશની યાચના કરી હતી, તે ઉપરથી તેનું વિદુષીપણું સિદ્ધ થાય છે.

સુલભા નામની એક મોટા રાજાની કન્યા હતી. તે પોતાને યોગ્ય વર ન મળવાથી પરમહંસની દીક્ષા લઈને પૃથ્વી ઉપર ફર્યા કરતી હતી. તે બ્રહ્મ વિચારમાં કુશળ હતી, અને તેને જનક રાજાની સભામાં જઈને રોજ ધર્મનો અને બ્રહ્મતત્વનો ઉપદેશ કર્યો હતો. આ દૃષ્ટાન્ત માટે મહાભારતના શાન્તિપર્વમાં વિસ્તારથી કથા વર્ણવી છે.

વાલ્મીકિ રામાયણના ઉત્તર કાંડમાં વેદવતી નામની એક વિદુષી સ્ત્રીનું વર્ણન કહેલું છે. તે કુશધ્વજ રાજાની પુત્રી હતી, અને તેણે યોગવિદ્યામાં સારો અભ્યાસ કર્યો હતો. મહાભારતના ઉદ્યોગ પર્વમાં વિદુલા નામની વીરનારીનો ઇતિહાસ પ્રાચીનકાળની સ્ત્રીની વીરશ્રીનું એક ઉજ્વળ દૃષ્ટાંત છે. તેણે પોતાના પુત્રોને ક્ષત્રિધર્મનો ઉપદેશ કરીને તેનો યુદ્ધોત્સાહ વધાર્યો હતો.

પાંડવોની પટ્ટરાણી દ્રૌપદી પણ વ્યવહારિક વિદ્યા ઉપરાંત ધર્મશાસ્ત્ર, ઇતિહાસ વગેરેમાં ઘણીજ કુશળ હતી. શ્રીકૃષ્ણ સત્યભામાને સાથે લઈને પાંડવોને મળવા માટે વનમાં જ્યારે આવ્યા, ત્યારે

સત્યભામાએ એકાંતમાં દ્રૌપદીને પૂછ્યું, કે પતિ વશ થાય, એવો શો ઉપાય છે? તે સમયે દ્રૌપદીએ તેને ઠપકો આપીને કહ્યું, કે સ્ત્રીએ ઘરનો યોગ્ય રીતે વહીવટ કરવો, અને દરેક કાર્યોમાં પતિને સહાયતા આપવી. તેનું નામ વશીકરણ. આ વખતે તેણે પોતાનાં નિત્ય કર્મો ગણાવતાં કહ્યું, કે હું જ્યારે ઈંદ્રપ્રસ્થમાં મારા પતિઓની સાથે હતી, તે વખતે ઘરના તમામ આય વ્યયની વ્યવસ્થા કરતી હતી. સઘળા ચાકરોનાં કાર્યોનો તપાસ રાખતી હતી. તમે પણ તે પ્રમાણે વર્તો. જેણે કામ કર્યું, તેણે કામણ કર્યું. દ્રૌપદીનો આ ઉપદેશ તેની સદ્‌વિદ્યાને આભારી હતો.

જનકપુત્રી સીતા પણ ભણેલી હતી. તેણે વનમાં રામને સંપૂર્ણ સંતોષ આપ્યો હતો, તે પતિવ્રતા ધર્મનો જે આદર્શ હતી, તેનું કારણ તેની શુદ્ધ વિદ્યા હતી.

મહાભારતના ઉદ્યોગ પર્વમાં સાંડિલી નામની બ્રાહ્મણ કન્યાનું વર્ણન કરેલું છે. એ બ્રાહ્મણ કન્યા મંત્રવેત્તા અને ધર્મવેત્તા હતી તેણે સુમનાને સ્ત્રી ધર્મનો ઉપદેશ કર્યો હતો.

કુંડળા નામની એક વિદુષીનું મહાભારતમાં વર્ણન કરેલું છે. તેણે પોતાની સખી મદાલસા પરલોકવાસી થયા પછી તેના પતિ કુવલયાશ્વને ગૃહસ્થાશ્રમના ધર્મનો ઉપદેશ કર્યો હતો.

માર્કંડેય પુરાણમાં એક પતિવ્રતા વિદુષીની કથા છે. તેણે અનસૂયાની સાથે સ્ત્રીઓના ધર્મ સંબંધી બહુજ વિચાર કર્યો હતો.

શકુન્તલા નામની દુષ્યંત રાજાની પટ્ટરાણી પણ ધર્મમાં અને અર્થશાસ્ત્રમાં બહુજ કુશળ હતી. દુષ્યંતે પોતાનો ત્યાગ કર્યા પછી તેમણે દુષ્યંતને સ્ત્રીઓની મહત્તા અને પુરૂષ કર્તવ્ય સંબંધી જે ઉપદેશ કર્યો છે, તે ઘણોજ મનન કરવા જેવો છે.

ઉત્તરા વિરાટની પુત્રી પણ વ્યાવહારિક વિદ્યામાં તથા સંગીતા-

દિક વિદ્યામાં કુશળ હતી. તેણે સંગીતાદિકનો અભ્યાસ અર્જુનની પાસે કર્યો હતો, એમ મહાભારતના વિરાટ પર્વમાં કહેલું છે.

"માર્કંડેય પુરાણમાં મદાલસા નામની વિદુષી સ્ત્રીનું ચરિત્ર વર્ણવેલું છે. તે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થની બાબતમાં કુશળ હતી. તેણે પોતાના ત્રણે પુત્રોને નાની ઉમ્મરમાંથી જ બ્રહ્મોપદેશ કરીને નિવૃત્તિ માર્ગમાં લગાડયા હતા, પરંતુ છેવટે ચોથા પુત્ર અલર્કને પ્રવૃત્તિ માર્ગમાં લગાડયો હતો. તેણે અલર્ક નામના પુત્રને રાજનિતિ, નિત્યનૈમિત્તિક કર્મો, કામ્ય કર્મો અને વર્ણોના તથા આશ્રમોના ધર્મોનો ઉપદેશ કર્યો હતો.

આ પ્રમાણે પ્રાચીન કાળમાં સ્ત્રીઓ પણ શાસ્ત્રોનું અને વ્યાવહારિક વિદ્યાનું અધ્યયન કરીને આ લોકમાં અભ્યુદય મેળવીને પારલૌકિક અભ્યુદય સિદ્ધ કરતી હતી. પરંતુ કાળના વેગની સાથે જ્યાં પુરૂષો પણ પ્રાચીન આર્ય વિદ્યા તજી બેઠા છે, ત્યાં સ્ત્રીના સંબંધમાં તો શુંજ કહેવું?

આજ કાલમાં સદ્‌વિદ્યા તથા ધર્મ સંબંધી અજ્ઞાનતાને લીધે પુરૂષોની તેમજ સ્ત્રીઓની દશા શોચનીય થઇ પડી છે, તે દુર્દશા દૂર કરવાના હેતુથી પુરૂષોએ અને સ્ત્રીઓએ આપણા ધર્મનું જ્ઞાન થાય, તેવી સનાતન વિદ્યા ભણવાની ઘણી જરૂર છે. હાલમાં કન્યાઓને જે કેળવણી આપવામાં આવે છે, તેના બંધારણ તરફ જોતાં સંપૂર્ણ રીતે બંધ બેસતી નથી, માત્ર પોપટીઉંજ જ્ઞાન આપવામાં આવે છે. જેથી જ્ઞાન થાય તેવી સ્ત્રી જાતિના કર્તવ્યનું મૂળ કેળવણી આપવાની જરૂર છે.

થોડાંક વર્ષોપર સ્ત્રીઓને અપાતી કેળવણી ઉપર વાદવિવાદ પણ થયો હતો, અને કેટલાએક દીર્ઘદર્શીઓ તરફથી સૂચનાઓ પણ થઈ હતી, કે હાલમાં અપાતી કેળવણીના ધોરણો પ્રથમ ઉમરને ઉ-

દેશીને બાંધવામાં આવ્યાં હતાં, અને તેજ ધોરણોપર કન્યાઓને પણ કેળવવામાં આવે છે, તે વ્યાજબી નથી, પરંતુ તે ચર્ચા પાછી શાન્ત પડી ગઇ છે.

આર્ય જાતિની કન્યાઓને આર્ય જાતિના આચારો, વિચારો, શીખવવા માટે કોઇ પણ આર્ય રીત રિવાજમાં કુશળતા ધરાવનારા વિદ્વાન પુરૂષોદ્વારા નવીન ગ્રંથો રચાય, અને તે પણ આર્યજાતિની પવિત્ર વિદુષીદ્વારા કન્યાઓને તેનું પઠન પાઠન કરાવવામાં આવે, તો આપણા સંતાનો ધર્માત્મા, વિનયી અને ઉદાર મનના થાય. તેમજ આપણા શાસ્ત્રમાં સ્ત્રીને સખા, ત્રિવર્ગની સાધક અને તારણનું મુળ તરિકે જે વર્ણન કર્યું છે, તેવાં યોગ્ય કર્મ કરવાને સ્ત્રીઓમાં ક્ષમતા આવે."

"ધર્મ જ્ઞાનની જે અગત્ય ક્રિશ્ચિયન લોકોમાં પ્રચલિત છે. એટલી હદ સુધી સાંપ્રતકાળના આર્ય સંસારમાં જણાતી નથી."

"ધર્મના વિવિધ પંથો અને અનેક મત મતાંતરોને લીધે આર્ય ધર્મ નાશવંત સ્થિતીને પામ્યો છે. રાજ્ય-ધર્મ પર સદાકાળ પ્રજાની મનોવૃત્તિનો પ્રવાહ ચાલતો આવ્યો છે. રાજ-વૈભવ પર પ્રજાજનની દૃષ્ટિ મોહરૂપ રહેવાતી આવી છે. રાજ-ભાષા, અને રાજ્યાનંદ પર પ્રજાજનની રૂચી ચાલતી આવી છે, ને તોપણ જે સ્વદેશાભિમાની પ્રજા છે તે પોતાનો દેશ કે ધર્મ વિસરી જતાં નથી. જ્યારે પ્રજા પોતાનું કર્તવ્ય કર્મ વિસરે છે, ત્યારે ધર્મ-પાખંડ પ્રબળિષ્ટ થાય છે, ને તેથી દેશકાળની સ્થિતિ અધોગતિ પામે છે. પુરૂષોમાં પત્નિ ધર્મ રહેતો નથી, અને પત્નિમાં પ્રતિ-પ્રેમ રહેતો નથી. આર્ય ધર્મ શાસ્ત્રમાં સ્ત્રીઓની મહત્તા ને ધર્મનો જે પ્રતિબંધ વર્ણવ્યો છે, તે અહોકાળને માટે શાન્તિદાયક ને સામ્રાજ્ય જેવો છે. પણ કળિકાળમાં ભિન્ન ભિન્ન ધર્મ-વિચાર, પ્રદેશી સંસારને રૂચતી કેળવણી અને નબળી મોહક-શકિતને લીધે આર્ય સંસાર દુઃખકર થઈ પડ્યો છે.

"ગુરૂજી! મ્હારા ભવિષ્ય-સુખ માટે ધર્મ-મંત્ર શું આપો છો?"

"ત્હારી ઇચ્છા જો ગૃહિણી-ધર્મથી દેહ તારવાની હોય, તો આ મંત્ર લખી આપું છું, તે કંઠપ્રાણ ગણીને સાથે રાખજે" એટલું કહીને ગુરૂએ એક લખેલી પત્રિકા આપી. ગુરૂની ઇચ્છા ઘણા સમયથી હતી, કે નીલમનું મન સ્થિર કરવા, સાક્ષીભૂત, શ્રદ્ધારૂપ એક મંત્ર આપવો, ને તે આ પ્રમાણે લખી આપ્યો.

પતિ પ્રભુંકા નામ હય, ઔર નામ રઘુરામ;
પહેલે પતિકોં પૂજીયેં, પીછે રાધા શ્યામ;

નીલમે તે ભક્તિસહ નમન કરીને લીધો, ને તે કરકંકણ સમાન રાખવાની પ્રતિજ્ઞા કરી. એ રીતે ગુરૂજીનો ઉપદેશ પુરો થયો.

---

## પ્રકરણ ૩ જું.

---

### નવલનું પ્રદેશ—પ્રયાણ.

શેકસપિયર કહે છે કે, "દુનિયાં સઘળી દિવાની છે." જગતમાં જો દિવાનાપણું ન હોય, તો કદી પણ કોઇ કામ પાર ઉતરે જ નહિ! એક યત્નમાં, એક પદાર્થમાં જો લગની ન લાગી, કેફની ધુન ન ચડી, દિવાનાપણું પ્રાપ્ત ન થયું, તો તે કામ પાર ઉતરે જ શા રીતે? દરેક કાર્ય સફળ કરવા માટે માણસે કેફનો પ્યાલો પીવો જોઇએ છે. દિવાની એ એક મસ્તાની છે. માનવોમાંજ છે, તેમ નથી, પશુ-પ્રાણીઓમાંયે છે; નહિ તો પતંગને દીવા વડે દઝાવું શા માટે જોઇએ? સાપે મુરલીને વશ થવું શા માટે જોઇએ? ચકોરને ચંદ્રમાની લગની શા માટે જોઇએ? અફીણમાં ઝેર અને શેરડીમાં સાકર શા માટે જોઇએ? શું એ પદાર્થો દિવાના કરનારા નથી? પ્રેમની

લગની, મોહની જાળ, રસ-સ્વાદનો ચટકો, એ સઘળા પદાર્થો દિ-વાનાજ બનાવે છે. જે માણસ જે યત્નમાં અંધ થઇને મચ્યો રહે છે, તેને દિવાનાપણાનીજ અસર લાગેલી ગણાવી જોઇએ. કહે છે, કે કિરતારે બે શખ્સ પેદા કીધા, અને તેઓને મદના પ્યાલા આપ્યા. એક જણે નેક ને બીજાએ બદ તરીકે સ્વિકાર્યા! ફરેસ્તા ને શેતાનના રૂપમાં, સ્વર્ગ ને નર્કનાં સ્થાન પસંદ કરીને તેઓ આ લોકમાં આવ્યા, અને મદના કેફમાં દિવાના બનીને સૃષ્ટિનું સોખાણ ફેરવવા લાગ્યા. જેણે સદ્‌માર્ગ લીધો, તે તર્યા, ને દુર્માર્ગીઓ રવ-ડ્યા? આ રીતે દરેક શુભાશુભ કરનારાઓ દિવાનાજ છે. જ્યાં સુધી તેના મગજ ઉપર દિવાની ચડતી નથી, ત્યાં સુધી તો તે એક ધ્યાને કામ કરી શકતો નથી. તપસ્વિજનની અવસ્થા એવી છે, પ્રેમીઓની અવસ્થા એવીજ છે, અને જો જગતમાં પ્રેમ-લગની એક કેફી પ્યાલો છે, તો તે બીજા પિનારાઓની જોડે નવલરાય પણ એક ચેલો બન્યો છે. જો જયન્ત મહાયોગી પ્રેમી હશે, તો નવલ સાધુ હશે, પણ બન્નેની આકાંક્ષ સરખી છે, યત્ન પણ સરખો છે. જયન્તનો યત્ન શોભતો છે, અને નવલનો લગાર સંસારની રૂઢી પ્રમાણે અશો-ભતો છે; પણ મનના વેગને કુદરતેજ દોડાવ્યું હોય, તો વધતા-ઓછા પ્રમાણમાં તે યત્નવાદી થવાનોજ; હવે યશ મળે કે અપયશ, અમૃત મળે, કે વિષ તે તો સર્વના ભાગ્યની બલિહારી !!

શાસ્ત્રકારો કહે છે, કે રાજાનું પાપ રૈયતને, શેઠનું પાપ ગુમા-સ્તાને, ને પતિનું પાપ પ્રિયાને લાગે છે! એ નિર્ણય ગમે તેમ હો, પણ પરમ પરમાત્મા સ્વયંભૂ-નિરાકાર અણુમાત્ર શક્તિ વડે જીવ-પ્રાણીના દેહમાં આત્મભૂત સાક્ષાત્કાર છે. એ તો નિઃસંદેહ છે. અને એ ચૈતન્ય-તાર સ્વર્ગ મૃત્યુ કે પાતાળમાં વસતાં કોઇ પણ દેહીને ખેંચી શકે છે, એ નિઃસંશય છે. મનની સારી કે નઠારી ભાવનાઓ જેના

ષ્ય ઉત્પન્ન થાય છે, તેના મનમાં પણ પેલા જન્મની ઇચ્છાઓ ઉત્પન્ન થાય છે. આત્મ–સંયમ વિદ્યાનો જે મુખ્ય વિનિયમ નિયમ એ દરેક દેહીમાં વસેલો છે, અને તે તારવડે પરહૃદય પારખી શકાય છે.

નીલમે ગુરૂમંત્ર લીધો. સ્વામીને પ્રભુ તુલ્ય ભજવાની પ્રતિજ્ઞા કરી. હૃદય–મળ ધોઇ નાખ્યો. એક ચિત્તે સચ્ચિદાનંદ સ્વરૂપ કંથીને ભજવાને, પતિરૂપ નાવ પકડી લીધું; તેની શુદ્ધ અસર નવલના મનમાં થઇ, અને તેણે સન્માર્ગ પકડયો. નીલમને નવલ વચ્ચે જે સંવાદ શરૂ થયો, તેપરથી નવલે એકાન્ત સ્થળે બેસીને બે તત્વ શોધી કહાડયાં! એક તો એ કે ગુણવંતીને પોતે મેળવી શકવા સમર્થ નથી! પોતાની સજીવ પત્નિ, ઘટિત સંસાર, અને મધ્ય અવસ્થાને લીધે ગુણીનો પિતા તેની પુત્રી આપે પણ નહિ, અને માગણી થાય પણ નહિ; અગર જો યત્ન કરવામાં આવે, તો તે નિરર્થક છે. મોહને લીધે, કામાવેશમાં કદાચ કંઇક ગુમ મૂર્ખતા કરવામાં આવે, તો જાહેરમાં જીંદગીનો ભોગ આપવાનો પ્રતિકૂળ સમય આવી પડે! વર ને કન્યા બન્ને પ્રતિરોધી છે, તો પછી એ યત્ન વૃથા છે. હવે જ્યારે ગુણવંતી સરખી કોઇ પણ સુંદરી આ મુજ સરખા વિહ્વળ મનના સારંગને મળે નહિ; તો મ્હારે દેખતી આંખે અંધાપો મેળવીને, જળ સરોવર કાંઠે તરસ્યો રહીને, પાકેલા આમ્રવૃક્ષ તળે ભુખ્યો રહીને ઝુરી ઝુરી દેહને નક્કી પાડવો પડશે! તૃષિત બપૈયો મેઘ–બિન્દુથી તરસ ટાળી શકતો નથી, મેઘ-જળ મુખમાં આવી શકતું નથી; તેમ નીલમ કંઇ વૈભવ તૃપા ટાળે તેમ નથી, તો હવે દેખવું નહિ ને દાઝવું નહિ; તેમ આ નગર તજી જવું; અને દેશાટણ કરીને દેહ સાંજ પાડવો ઉચ્ચત છે. પિતાજીની જીવિત જીંદગી માંહે તો સ્વતંત્રતા મળવાની નથી. ડોસા ગુજરી જાય, ત્યાં સુધી નીલમ, સંસાર–વાસનાની ભૂખી રહે નહિ. ત્યારે બાવા મરેંગે, ઓર બેલ બાટેંગે, અને ચણા ખેતમેં જાયગા

પેટમેં, એવી વૃથા રાહા જોવાથી શું લાભ થશે ? એથી તો જીવ્યા કરતાં જોયું ભલું ! દેશાવરમાં ફરવું, ને જગત જોવું, મનની વાસના એથી તૃપ્તિ પામશે. સંસ્કાર હશે, ને સત્સંગ મળી જશે, તો એક પંથ ને બે કાજ સરશે. પિતાને મન દીકરો નડતરરૂપ લાગે છે. વળી પુત્ર છતાં પોતે અપુત્ર જેવો માને છે ! સ્ત્રી તો ભક્તિમાં ગુંથાણી છે. દ્રવ્ય ને વૈભવ સુનો પડયો છે. સુઘડ સ્ત્રી ને શણગારરૂપ વૈભવ છતાં તેનો ઉપયોગ ન કરીને બેસી રહેવું, એ વૈભવીને તો શ્રાપરૂપ ગણાવું જોઇએ. આ સર્વ સંકટો દૂર કરવા, મનને આનંદમાં રાખવા, અને જીવનનો સદુપયોગ કરવા આ દેશ તજી જવો. નીલમ બનારસથી આવી, તે સમયમાં કામ–વાસના જાગૃત હોવાથી પુત્ર રત્ન પ્રાપ્ત થયું, પણ ગુરૂ–દીક્ષા પછી તેણે પ્રેમ–ત્યાગ કર્યો, અને પોતાને કામ વધારે પ્રદીપ્ત થયો. કેળ ને બાવળ બન્નેને પાણી સીંચ્યું, કેળ એક વાર ફળી, ને પછી બંધ પડી ગઇ. બાવળ તો હુંઠા પેઠેમ ખડો રહ્યો. હવે બાવળની શી ગતી ? એજ કે તેણે પશ્ચાતાપ કરવો, અથવા પાપકર્મ ધોવા કાશી જવું, ને ત્યાં મન કહે તો કરવત મુકાવવું, અથવા હિમાલયમાં ગળાઇ જવું.

નવલના આ વિચારો સ્તુત્ય ને માન્યભૂત હોવા જોઇએ, જો કે તે કેવળ નિર્મળ ને નિર્વિકારી તો નથી, તોપણ ક્લેશહારક અને સુખરૂપ તો છે. દેશ–ત્યાગના નિશ્ચયપર આવ્યા પછી પિતાને કે પત્નિને દોષરૂપ ન થઇ પડે, જગતમાં હાંસીરૂપ ન થઇ પડે, એ માર્ગ શોધવા લાગ્યો. પિતાજી દેશાટણ કરવાની રજા આપે કે નહિ ! આ પ્રશ્ન નવલના મગજમાં વારંવાર ઘુમવા લાગ્યો. મનની ગુહ્ય વાત કોને કને કરવી, કે જે પિતાજીને કાને નાખીને રજા મેળવી આપે ? ઘણીવાર વિચાર દોડાવ્યા, પણ તેના પિતાજીનું મન પિગળાવનાર કોઇ માનવી મળ્યું નહિ. આખરે ગુરૂ સચ્ચિદાનંદનું સ્મરણ થયું, અને તેને મળવાને નિશ્ચય કર્યો.

નીલમ ગુરૂમંત્ર ગ્રહીને રસોડા તરફ ગઈ. રત્નલાલ પ્રણામ કરીને પાછા ફર્યા, અને નવલ પાછલે રસ્તેથી સ્વામીના આશ્રમમાં પેઠો. કોઇ દહાડો નહિ ને આજે નવલને જોઇને સ્વામી હર્ષ પામ્યા. નવલે બે હાથ જોડીને નમસ્કાર કર્યો, અને સ્વામીએ વળતા શબ્દે આશિર્વાદ આપી કહ્યું.

" નવલરાય ! આજ મને બહુ આનંદ થયો." ગુરૂ પોતે બેઠા. નવલને સામે પડેલા આસનપર બેસવાની ઇશારત કરી.

" ગુરૂજી ! મ્હારી ઇચ્છા દેશાટણ કરવા જવા માટે પ્રબળ થઇ છે. હું આપનો આશિર્વાદ લેવા આવ્યો છું, મ્હારો પ્રવાસ સફળ થાય, એવો નિર્વિઘ્નતાનો મંત્ર ગ્રહવા આવ્યો છું. "

" વાહવા ! બહુ આનંદ ! ત્હારો પ્રવાસ સફળ થશે, બેટા ! દેશાવરનું કામ છે. તેં હજી ઘર બહાર પગ મૂકયો નથી. વિચિત્ર પ્રદેશ વિચિત્ર લોક સમુહમાં લલચાવનારી, લોભાવનારી, ઠગારી, ધુતારી, ચળકતી ને સ્વાર્થી વસ્તુઓ બહુ બહુ નજરે પડે છે. તું ધનવંતનો પુત્ર છે, યુવાન અવસ્થા છે, અંગ્રેજી સંસ્કાર છે, મન કંઇક વિદ્વાન પણ વાસનામય છે, તો પ્રદેશમાં જતાં સંભાળ રાખજે. દેશાટણથી તને અનેક ફાયદા થશે. શાસ્ત્રમાં કથન છે કે, દેશાટણ, પંતની મિત્રાચારી, નાયકાભેદ, રાજ્ય વિદ્યાભ્યાસ, અનેક શાસ્ત્રનું અવલોકન, એ સર્વ ચાતુર્ય આપનારાં છે, પણ તે દઢ મનના પુરૂષને પ્રાપ્ત થાય છે. ચળિત ને મોહક મન તે મેળવી શકતું નથી. બેટા ! તેં સત્સંગ કર્યો નથી. ત્હારી આન્તરિક વૃતિ શુદ્ધ હોય, તોપણ ત્હારૂં મન હજી મદાંધ ને યુવાવસ્થામાં રમણ કરે છે. વૈભવીને તેમ હોય, પણ ચિન્તા નહિ. તું જા, પ્રવાસમાં બહુ બહુ વસ્તુ નજરે પડશે, એટલે આપો આપ તને અનુભવ થશે. મ્હારો આશિર્વાદ છે. જો તું સ્થિર મન રાખીને ફરીશ, તો તને જય મળશે.

પિતાજી વૃદ્ધ છે. સ્ત્રી તો સદ્દગુણી ને સાધ્વી છે, તોપણ સ્વામી વિયોગિની સીતા જેવી તે કલંકિણી ગણાય, માટે જેમ બને તેમ થોડા પ્રવાસમાં સંગીન અનુભવ મેળવીને વ્હેલો આવજે. તું સંસારી છે. બાળપ્રજાનો સુખનો બોજો પિતાપર રહેલો છે. વૃદ્ધ પિતા કંઇ સદાકાળ બેસી રહેવાના નથી, અને સંસારી વૈભવ તથા આબરૂ તજી દેવાતી નથી. આ વાત પ્રથમ લક્ષમાં લાવવી." ગુરૂએ યથેચિત બોધ કર્યો. નવલને ગમતો હોય કે નહિ, પણ "મૌનં સર્વાર્થ સાધયેત" તે પ્રમાણે મૌન મુખડે સર્વ સાંભળ્યું, ને છેવટનો એક વિચાર કર્યો.

"પિતાજી કદાચ વિમૂખ તો નહિ થાય?" નવલનો મન–મર્મ સ્વામી સમજી ગયા. નવલ, સ્વામીદ્વારા પિતાની રજા લેવા ગયો, તે વિચાર મહાત્મા કળી ગયા. સ્વામી ત્રિકાળજ્ઞી હતા. નવલની ગુપ્ત ઇચ્છા ને તેના ભવિષ્યના તે જ્ઞાતા હતા, એટલે નવલને અનુભવ થવા દેવા આગ્રહી બનીને તેને સહાયતા દેવા બોલ્યા.

"બેટા! તું નિશ્ચિંત રહે. હું ત્હારા પિતાને હમણાંજ બોલાવીને વિદિત કરૂં છું, ને ત્હારી ઇચ્છા તૃપ્ત કરવા માટે આજ્ઞા અપાવું છું." સ્વામી ઇચ્છતાતા, કે નીલમ પ્રત્યે અજ્ઞાન બુદ્ધિ વડે દ્વેષ દેખાડનારા તેના કામી સ્વામીને અનુભવ થવા દેવો.

"વારૂ મને ઓફીસમાં જવાનો સમય થયો છે, આપ પિતાજીને સમજાવજો. એટલે તેમની આજ્ઞાથી આજ કાશી તરફ વિદાય થઇ શકાય. પ્રથમ કાશી ક્ષેત્રમાં જઇને ગંગા સ્નાન કરી, પાતકમળ ધોઇ નાખવો, ને પછી અન્ય સ્થળોમાં ફરવું. નવલના ગાંભિર્ય વચનો પરથી સ્વામી કળી શકયા, કે યુવાન ભ્રમર રખે ગંગામાં લપટાય! સ્વામીએ હા પાડી, અને રતનલાલને પોતાની કને મોકલવાનું કહી, નવલને જવાનો આશિર્વાદ આપ્યો. નવલ ગયો. તેણે

રત્નલાલને બોલાવા માળીને મોકલ્યો. રત્નલાલ જમીને પાન ચાવતા હતા, ત્યાં માળીએ ખબર કરી. રત્નલાલ ગુરૂ કને ગયા. ગુરૂએ નવલની કર્મ કથા કહી સંભળાવી. રત્નલાલે તેને દેશાટણ કરવાની રજા આપી. રત્નલાલ તો એ ઇચ્છતા હતા. નવલ કોઈ પ્રકારે સ્થિર મનનો થાય, તેવું ચાહતા હતા. ગુરૂની આજ્ઞા માન્ય કરીને રત્નલાલ ઓફીસમાં જવા ચાલ્યા. પિતા અને પુત્ર બન્ને ગાડીમાં બેઠા. વાલકેશ્વરથી નીકળી ચોપાટી રસ્તે કોટમાં ચાલ્યા. રત્નલાલે રસ્તામાં વાત કહાડી.

"નવલ! દેશાટણ કરવા જવામાં કોઇ સંગાથ છે કે?"

"ના. મને સંગાથની જરૂર નથી, એ એક જાતનો બોજ છે."

"જો ત્હારી એમજ મરજી છે, તો તું કયાં કયાં જવા ઇચ્છે છે? કેમકે તે પ્રમાણે પૈસાદિકનો બંદોબસ્ત કરી શકાય."

"દેશાવરમાં નીકળ્યા પછી મન કયે માર્ગે દોરી જાય છે, તે કહી શકાય નહિ. જો હવા પાણી માફક આવશે, ને તબીઅત સારી રહેશે, તો દૂર દેશાવર જઈશ, નહિ તો અયોધ્યા અને ઉતર હિન્દમાં ફરીને કલકત્તેથી પાછો ફરી આવીશ."

"એટલો પ્રદેશ જોવાય, તોપણ બસ છે, અને તેટલા પ્રવાસ માટે જોઇતી રકમનો બંદોબસ્ત કરી લ્હેજે."

"હાલ તો દસ હજાર મ્હારે પુરતા છે."

"એટલી બધી રકમ વધારે પડતી છે; તોપણ ભલે, તેમ કરજે."

રત્નલાલે જાણ્યું, કે એટલો ખર્ચ થતાં પણ નવલ શાન્તિ પામતો હોય, તો બસ છે. આ વાત પુરી થતાં ઓફીસ આવી. પિતા પુત્ર ઓફીસમાં ગયા. નવલે પિતા કને દસ હજારનો ચેક લખાવીને પોતાના નોકરને ચેક વટાવા બેંકમાં મોકલ્યો. પોતાની હાથ ખરચી

લઇને ઓફીસમાંથી એક માણુસ સાથે કોટની કેટલીક દુકાનોમાં ગયો. વ્હાઈટવે લેડલો, સુટર, ખાન ઝવેરી, નજરઅલી વગેરેને ત્યાંથી કપડાં, બુટ, હીરાની વીંટી, સ્ટેશનરી સર્વ સામાન લીધો. અને બંગલે મોકલી દેવા હુકમ આપીને પોતે ત્યાંથી કલબમાં ગયો. નવલનો મનપ્રવાસ હવે સ્વતંત્ર ઇચ્છા પ્રમાણે શરૂ થયો.

---

## પ્રકરણ ૪ થું.

---

### નીલમનો સંકલ્પ-વિકલ્પ!

મન એક વાયુના જેવું ઉડતું ને ચપળ છે. વિચારો એક રજકણ જેવા છે. એ રજકણોમાં અનુભવનું જળ રેડાયું હોય, તો તે લોંદા જેવો સંમિશ્ર માવો થાય છે, ને તેના અનેક ઘાટ ઘડી શકાય છે. જડ રૂપ પથ્થરો ઘસાતા જાય છે, ને તેની રજકણો હવામાં ઉડીને આંખને ઇજા કરનારી થઇ પડે છે. નીલમ એમ માને છે, કે પોતાના સ્વામીનો અનુભવ એવો નાજુક ને કોમળ છે. ત્રિકાળજ્ઞીજનો, જેણે કાળનો ભય ત્યજી દીધો છે, જેણે જ્ઞાનવડે પોતાનું સૌંદર્ય જોઈ લીધું છે, ને જેણે આપદ્‌કાળનો કઠણ સમય પ્રેમના પ્યાલામાં પી લીધો છે, તે ક્ષુલ્લક ને ગમાર પ્રાણીઓને એક નિર્બળ જંતુ જેવાં માને છે. સ્વાર્થમાં મસ્ત ને વિષયમાં અંધ થયેલા પ્રાણીયોની પ્રત્યે દયાની નજરે જુએ છે. મેનાવતીએ ગોપીચંદના કોમળ વૈભવ પર નજર કરીને અશ્રુપાત કર્યો હતો. રાજ વૈભવ કુમાર એક દહાડે અકાળ કાળને શરણ થશે. તેનો કોમળ દેહ અગ્નિના ભડકામાં દગ્ધ થઇ જશે, જેના અંગરક્ષણ માટે મનોહર કોમળાંગીના કરો મલયાગર ચંદનના લેપ લગાડતા થાકી જવાથી ગરમ પ્રસેવ-બિન્દુ ઝરી પડે છે. એવી

રક્ષણકર્તી રમાઓનો ભરથાર વિલક્ષણ દેહ ધારણ કરશે. જો તે પોતાના દેહીપણાનો સમજીને આયુર્બળનો વિચાર કરી કર્મવિપાક નિહાળી લ્હે, અને કર્તવ્ય કર્મ જોઇ મનને શુદ્ધ માર્ગે મુકી દે, તો કેવું સારૂં !" આ વિચારો **નીલમ**ને નવલ માટે થતા હતા. **નીલમ** પ્રભાતે જમીને પોતાના દિવાનખાનામાં બેઠી બેઠી કંઈ કંઈ વિચારો કરતી હતી. રત્નલાલે તેને નવલના પ્રદેશાગમનના સંબંધી કશી વાત કરી ન હતી. **નીલમ** સમુદ્રના ઉડતા તરંગો તરફ જોતી જોતી બારી વાટે દૂર નજર કરતી સંકલ્પો કરતી હતી.

અરે જીવડા ! ત્હારૂં ચંચળ મન સંસાર–સાગરના તળીયાંપર જઈ ચડયું હતું, સાગરમાંહેની છીપોનો સત્સંગ થવાથી, જ્ઞાનનાં મોતીઓ મળી ગયાં હતાં, તેનો પરિત્યાગ કરીને આ કીચડવાળી ખાડી ઉલ્લંઘી ગંદા કિનારા પર શા માટે તું આવી હઇશ ? સ્વામીને મળવા ? ત્હારા દોષનું નિવાર્ણ કરવા ? સંસારની પર્યાપ્તિનો છેલ્લો નાટક પુર્ણ કરવા આવી હતી, કે દુઃસહ વ્યાધી વેરવા, સંસારનું આધીકટક પુઠે બાંધીને ફરવા, અને નવીન જમાના જોડે રમત કરવા આવી હતી ? સ્વામીને સંતોપવા બદલે ફરીને તેના મનમાં તું દુઃખ કરવા માટે ? દરદીને મિષ્ટાનનો અભાવ થાય, તેને મિષ્ટાન દેવા ? વમન કરનારને તેજ પદાર્થ વારંવાર દેખાડવા, અને વિષરાગીને કેફની ધુન ચડાવવા આવી હતી ? સંસારીને માયાવી વૈભવ પ્રિય છે, વિરાગીને તે ત્યાજ્ય છે। આ રીતે વિરોધી ભાવનાથી તેં શું સુખ પ્રાપ્ત કર્યું? હા ! બાણુ જેવું રત્ન સાંપડવાથી સ્વામીનો વંશ વધારવાનો યશ મળ્યો, રત્ન કન્યા સ્થિતી પામી, પણ જે વડે આ દેહનું તારણ કરવાનું છે. તે માર્ગે વિમુખ થયો। એ પ્રેમી-હંસ મોતી ચરવા બદલે કાગના કુસંગથી કદાચ વિષ્ટા ભોગી થાય, એ કેમ જોવાય ? કામના અંધાપાને લીધે સીધી સડક ચુકી જાય, તો કેવું દુઃખ થાય ? વૃદ્ધ

સસરાની ઉત્તર અવસ્થા ધુળ મળી જશે? આહા! પતિને જ્ઞાન થાય, તો કેવું સારૂં? જો દેશાટણ કરે, તો શાને મન ન હરે? પણ તે માર્ગ સુજે કયાંથી? મહા યોગિનીએ મને અહીં દુઃખ સાગરમાં તરવા તારવા કે ડુબવા મોકલી? કેવો સુંદર ને શાન્ત સાગર? મ્હારા પરમ પુજ્યપાદ ગુરૂ શ્રી સચ્ચિદાનંદ સરખો ગંભીર ને મહાત્મા સરખો સાગર?

विपदि धैर्यमथाभ्युदये क्षमा
सदसी वाक्पटुता युधि विक्रमः।
यशसीचाभिरुचिर्व्यसनं श्रुतौ
प्रकृतिसिद्धमिदंहि महात्मनाम् ॥

તું સોક્રેટીસ ને પ્લેટો કરતાં અધિક મહાત્મા છે. તું રામ અને હરિશ્ચંદ્ર કરતાં વધારે શાન્ત છે. અનેક સરિતા સુંદરીનો તું સ્વામી છતાં કૃષ્ણ જેવો નિષ્કલંકી ને નિર્વિકારી છે. મેરૂ જેવા પર્વતોને જળમાં તરાવનાર તું સમર્થ છે. ત્હારૂં સાગર જેવું પેટ સામાન્ય જ્ઞાનથી ભરપૂર છે, અનેક પદાર્થો પેટમાં ભરીને ભવસાગરમાં કેવળ નિર્વિકાર સ્વરૂપે તું ત્હારી શાન્તિ પાથરી રહેલો છું! વિકારને ટાળીને, કીચડને ખાળીને, રેતી તથા પથ્થરોને સંહારીને, નાનાં મોટાં પ્રાણીઓને પંપાળીને, તું પાળે છે, પોષે છે, ને અનેક રત્નો આપે છે. જગતના મોં આગળ તું ખારો છે, પણ તેના હૃદય-જીવનમાં તું મીઠો ને પોષક છે! ત્હારા કયા ગુણનું વખાણ કરૂં?"

નાનાં જીવડાંનો આહાર કરીને મસ્ત બનેલાં મગરોની પેઠેમ ગરીબને નીચોવીને તવંગર થએલા માનવોની સાહ્યબી મોજાના ઓટ મુજબ એક વેળા ધસડાઈ જશે. ભરતી-ઓટના પ્રવાહ પ્રમાણે જુવાનીનું જીવતર વૃદ્ધાવસ્થા પેઠેમ પાછું હટતું જશે. મેદાનમાં કૂદતા ઘોડા જેવું જુવાન-બળ અંતે થાકીને જરાવસ્થા જોવા લા-

ગશે. ત્યારે જેમ કામવિકારથી ઉન્નત બનેલું મન થાકીને પાણી પાણી થઇ જાય છે; તે રીતે આ અવસ્થા શાન્ત પામશે! મમત ને માયા, રેતીના ઢગલાની ગતિ પામશે—વેરાઇ જશે—વડીની સાહ્યબી રણમાં રોળાઇ જશે! જગતને દેખાય છે બધું, પણ કંઈ બની શકતું નથી. સમજાય છે સઘળું પણ કંઈ થઇ શકતું નથી. બોલાય છે બહુ, પણ કશું પળાતું નથી. જણાય છે બહુ, પણ કંઇ તજી શકાતું નથી."

"જો કદી મને એમ માલમ પડયું હોત, કે પરતાયલો પતિ, પ્રેમ-ભક્તિ મેળવવા બદલે કામ વિકારથીજ કેવળ વ્યાપ્ત થઈ માનસિક સ્થિતીથી નિર્બળ બનીને સદાને માટે કામ-સંગનો વ્યાપાર કરશે, તો હું પ્રથમથી સંભાળીને એવો માર્ગ હાથ કરત, કે પતિને એ વાસનાપર ચડવા ન દેત, અથવા તો કદીએ હું અહીં ડગલું ન દેત! પ્રભુએ જેનું ગર્ભમાં રક્ષણ કર્યું છે, તેનું જન્મ પછીએ રક્ષણ કરત! ને મ્હારી રતનની રક્ષા થાત! ગુજરી ગએલી માતાઓનાં બાળક કેમ વૃદ્ધિ પામે છે? પણ ખરે, લખ્યો લેખ મિથ્યા થતો નથી. આહાઃ! મનને બહુ બહુ સમજાવું છું, પણ રડયું સમજતુંજ નથી. હું મનાવું છું, પટાવું છું, તોપણ એકનું બે થતુંજ નથી! ઘડીમાં હસે છે, ઘડીમાં રડે છે, મોંયે ડુચો દઉં છું, તોપણ કંઇ કંઇ બકી જાય છે. સસરાજીને તો આ વેળા કશું કહેવું નથી; તોપણ વાયુ વાતને લઈ જશે, એવો ભય રહે છે! સંસારમાં કોઈ સુખી હશે, કે નહિ? મનડા! તું કરતાં તો જડ વસ્તુ સારી કે તેને સુખ—દુઃખનો વિકાર નહિ!! હા. કવિ કથે છે કે—

કાયા પુગી પંકજ સમી જળકુંભ જેવી જાણવી,
વાયુ તણી લ્હેરો વહે છે ત્યાં સુધી છે માનવી;
જ્યારે ઉડયો વાયુ અને જળ—લ્હેર બંધ થઇ ગઇ,
ત્યારે બધો વૈભવ બળી પાષાણુ મૂર્તિ થઇ રહી; ૧

માટી તણો આ દેહ અંતે એક પળનુ ઠીકરૂં,
આશા તણા આધારથી વાયુ પ્રભાવે તે ટકયું;
લાગી સમયની ચોટ કે પૃથ્વી ઉપર ફાટી પડયું,
સૌંદર્ય કે લાલિત્ય સર્વે માટીમાંહે જઇ મળ્યું. ૨

આ દેહથી નિર્ભય હશે શું અન્ય વસ્તુ આ ભવે!
સંકટ અને સુખ દુઃખની ગણુના નથી જેની હદે;
જેમાં સદા શાન્તિ દિલે એવો પદાર્થ કયો હશે!
હું તો ગણું જડ દેહ પથ્થર, ના જળે દવના દવે. ૩

જેને નથી જંજાળ કે જેને નથી ભય કાળનો,
કંઇએ નથી સંસારીઓની વેદના મન માનતો;
જેને નથી રૂપ રંગ કે અભિમાનનો મન–ગાડવો,
જેને નથી વૈભવ તણો ખાવો લગારે લાડવો. ૪

ધરતી ધ્રુજે, આફ્ત પડે, વડવાગ્નિ કે પ્રલય થશે,
તેને નથી સુખ દુઃખ તે તો નિત્ય આનદે હશે;
કાં તો સુખી અજ્ઞાન બાળક તે થકી અદકાં પશુ,
જ્ઞાતા તણી ગતી ગોળ ચક્કર જેવી સર્વ તપાસીશું! ૫

કાં તો ખરૂં છે સુખ આ જંજાળ સાંકળથી છુટે,
કાં તો પ્રભુ માયા તણો વૈભવ નહિ ભવમાં લુટે;
કાં તો કરે અજ્ઞાન પામર પ્રાણીઉ બુદ્ધિ ઝુટે,
કાં તો અમંર તું જ્ઞાન દે મન પ્રેમની કળીઓ ચુટે!– ૬

સ્વામી પ્રભુ છે સાધવીને તોય ભેદીત ભેદ છે,
આ ધર્મ–વ્હેળામાં અનેક પ્રવાહમાંહે ખેદ છે;
જો સદ્ગુરૂ સ્વામી મળે તો સાધવી તારે તરે,
ના તો ડુબે છે કૂળ બન્ને જેમ જળ પથ્થર પડે. ૭

હું તો ત્રિશંકુની ગતીમાં ડોલતી ડાળી સમી,

જ્યાં જ્યાં પવન લ્હેકાવતો ત્યાં ત્યાં જઇ હું રહી રમી;
હે દેવ તું ? સદ્‌બોધકારક પ્રેરણા પતિને કરો,
કાં તો હવે હે હરિ–હરા ! આ દેહનો છુટકો કરો. ૮

આ પ્રેમ–કડી પૂરી કરતાં તેની છેલ્લી લીટી એની સખી સુંદરના સાંભળવામાં આવી, સુંદરના પગનો ધીમો અવાજ નીલમના કાનમાં પેઠો. તેણીએ દરવાજા તરફ નજર કરી. બન્ને સખીઓની પરસ્પર દૃષ્ટિ મળી. ઉભય સહિયરો હસી, ને નીલમ દરવાજા કને લેવા ગઈ. આ બન્ને સખીઓ એકાન્તમાં બેઠી. સુંદરગવરી નીલમના ઉદાસી ચ્હેરાથી તેના મનની સ્થિતી પારખી ગઇ, ને અંતર ભેદ જાણવાની ઇચ્છાએ માર્મિક પ્રશ્નોત્તર મેળવવા લાગી.

---

## પ્રકરણ ૫ મું.

---

### નિર્મળ નિવેદીતા કે નિર્દોષ નીલમ ! પૂર્વાશ્રમની કર્મ–કથા.

" નીલમ બ્હેન ! આજ કંઇ તમારો ચ્હેરો ઉદાસ જણાય છે ? "

" સંસારીઓ વળી કયે દહાડે સદા સુખાનંદમાં હોય છે, સુંદર ! "

" સંતોષી સર્વદા સુખી ! શ્રીમંતોને શી આપદા હોય ? "

" એ તો અનુભવીનું અંતર સાલે, બ્હેન. "

"તોપણ આપના મનમાં કંઇક ઊંડી વ્યાધી છે. આપ જ્ઞાની છો, મહા યોગિનીના પ્રસંગમાં રહીને આપે બોધ અલ્યા છે, અને આપ વ્યાધીગ્રસ્ત કેમ રહો છો ? જ્ઞાન છે. તે આપદ્–અંધકારને નાશ કરનારો સૂર્ય છે. "

"સુંદર! મન મર્કટ જેવું છે. જેમ ઉદરમાં રહેલો ગર્ભ જ્યાં સુધી પ્રભુ સ્તવનમાં અંધ છે, ત્યાં સુધી તે કેવળ શુદ્ધ પરમાત્મારૂપ છે, પણુ જ્યારે પ્રસવ થઇને માયાના પવનમાં ઝુલે છે, ત્યારે તેની વૃત્તિ બદલાઇ જાય છે. તેમજ બનારસના એકાન્ત નિવાસમાં અને અહીંના સાંસારિક વસવાટમાં એટલો અંતર છે."

પણુ પુષ્પકળીની મનોહરતા ખિલ્યા પછી વધારે સુગંધપ્રદ થાય છે, ને તે માટીમાં મળ્યા છતાંયે પર-પદાર્થને સુગંધીમય કરી શકે છે."

"મ્હારામાં એ અપુર્ણતા રહી હોવી જોઇએ? હું યોગિની રહી હોત તો સારૂં?" નીલમે નિસાસો મુકીને કહ્યું.

"શું યોગિની અવસ્થામાં તમને સંસારીઓ યાદ નહોતાં આવતાં? તેનો સ્નેહ તમને દુઃખકર નહોતો લાગતો?"

"જ્યારે ક્ષુધા લાગે છે, ત્યારે અન્નપર મન દોડે છે, ને જ્યારે નજીક આવેલું હોય છે ત્યારે અભાવ થાય છે. જ્યારે પ્રવાસી નગરને જુએ છે, ત્યારે થાક વિસરી જાય છે. પણુ મને તો ત્યારેજ થાક લાગે છે, જેમ કે રોગીનો રોગ નાશ થયા પછી નબળાઇ વધે છે. તે રીતે અહીં સુખવાસમાં દીલ વધારે દઝાય છે."

"વ્હાલી સખી! આપ બનારસથી પધાર્યાં, તે પછી આપની કને હું નિવૃત્તીએ બેસી શકી નથી, કારણુ કે આપે આપની પાઠશાળાનો બોજો મ્હારા શીરપર મુકી દીધો છે, પણુ આજે તો મને નિરાંતે કહેશો, કે આપને યોગિની હાલતમાં, ને દેશ ત્યાગ કરતાં કશુંયે મનમાં ન થયું?"

"સુંદર! તું ડાહી છે. રબરની દડીમાં જયારે પવન-હવા ભરાય છે, ત્યારે તે ફુલે છે, તેની નરમાશ જતી નથી. મગજપર ક્રોધનો આવેશ આવે છે, ત્યારે તે સારાસારનો વિચાર કરતું નથી, ને

આપણે જ્યારે અંધારામાં આથડીયે છીયે, ત્યારે પડેલી વસ્તુનું ભાન હોતું નથી. તે રીતે હું જે આવેશમાં આવી ગઈ હતી, તે આવેશમાં દેશ તજતાં વિકાર થયો ન હતો; કેમકે કેફીને બોલવા-ચાલવાનું ભાન હોતું નથી, ને તેને પ્રિય કે અપ્રિય વસ્તુ જણાતી નથી. ઝેર પીનારને મીઠાઈનો સ્વાદ જણાતો નથી, તેમ સંગ્રામમાં લડનારને જીવના સુખની સમજણ રહેતી નથી. એ રીતે મ્હારી અવસ્થા થઈ હતી, એટલે મને સુખ-દુઃખની કશી ગણના ન હતી. માત્ર તન-મન પર વૈર લેવા, ને વહેમીનો વ્હેમ દૂર કરવા મેં સાહસિક પગલું ભર્યું હતું; તોપણ ત્યાં મને જે ચિન્તા અને વારંવાર સ્મરણ થતું હતું, તેનો તને પ્રત્યક્ષ પુરાવો બતાવું!" એમ કહીને **નીલમ** પોતાની યોગિની હાલતમાં પડાવેલી છબી લેવા ગઇ, અને પોતાના ગુપ્ત-પદાર્થો માંહેથી કહાડીને સુંદરને બતાવી.

"પાઠશાળાના બગીચામાં એકાન્ત મન-તરંગો અથડાવતી. જાણે સીતા અશોક વનમાં બેઠી હોય, દમયંતી દુઃખના વીમાસણમાં પડી હોય, તેવી આ છબી દેખાય છે."

"નિર્મળ નીલમ કહો, કે યોગિની નિવેદીતા કહો, પણ વિદેશમાં રહીને સ્વદેશ-ભક્તિમાં તલ્લીન થએલી એજ મ્હારી મૂર્તિ!"

"વાહવા! કોઈ નિર્મળ દેવાંગના પુન્યવંત તિર્થના સરોવર પર હંસણી પેઠેમ કેવી પ્રભુ ધ્યાન ધરીને બેઠી છે? આ ચિત્ર તો તમે કોઈ દહાડે બતાવ્યુંએ નહિ, **નીલમ** બ્હેન!"

"સુંદર! અહીં આવ્યા પછી મને કોઇ પણ એવો સુલભ પ્રસંગ આવ્યો નથી. મ્હારી આ છબી કાશીપુરમાં રહેનાર સુરતના વતની યોગેન્દ્રલાલની એક યુવાન કન્યા ગુણવંતીએ જોઈ છે."

"ખરે તે પણ ભાગ્યશાળી-તેની સાથે આપને શી રીતે પ્રસંગ પડયો, વારૂ?"

"તેના પિતા બિઝંટ પાઠશાળાની વારંવાર મુલાકાત લ્હેતા હતા, તેની એ એકની એક કન્યા હતી, ને તે કન્યાને સંસ્કૃત શિક્ષણ તથા સામાન્ય વ્યવહારિક ધર્મ-જ્ઞાન આપવાનું કામ મ્હારા શીરપર આવી પડયું હતું."

"તેણે તમને કઇ હાલતે જોયેલાં હતાં?"

"યોગિની નિવેદીતા-પણ હવે તો મ્હારી સાંપ્રત સ્થિતી એ પિછાણે છે, મ્હેં હજી થોડા રોજપર પત્ર લખ્યો છે, કન્યા બહુ ચતુર ને ગુણીયલ છે. જો તેના સદ્‌ગુણને શોભાવે, તેવો સ્વામી મળે તો સારૂં? નહિ તો બિચારી મ્હારી પેઠેમ-"

"કેમ બ્હેન! હજી આપ નિસાસો નાખીને અસંતોષ બતાવો છો? હવે તો તમારા પતિનો ભાવ તમે સંપુર્ણ વ્હોરી શકયાં છો. તે પ્રભુએ તમને પુત્ર-દાન પણ આપ્યું છે."

"સુંદર! તને શું કહું? હું અહીં આવ્યા પછી પતિ-પ્રસંગમાં પડવા લાગી, પણ પ્રેમને બદલે મેં મોહ વધારે જોયો. પતિની ઇચ્છા કેવળ પ્રેમની આતુરતા કરતાં કામની તૃપ્તિ તરફ વધારે વળેલી લાગે છે?"

"રોગીને અન્ન પર અભાવ થાય, તેમ એક તો તમે વિરક્ત મનનાં ને તેમાં ખરા હીરા બદલે કાચનો ટુકડો જોયો, એટલે તો પ્રથમ અભાવ લાગ્યો હશે, કારણ કે હંસને મોતી જોઇએ-"

"ખરેખર-તું મ્હારી અંતરગત સમજી ગઇ, તોપણ પતિની કામ-વાસના મેં થોડા સમય સુધી સાચવી રાખી."

"હા. જેમ ક્ષુધાતુર માણસ દેટલાક દીનના અપવાસ પછી જાણે કે કેટલુંયે ખાઇ જવું હોય, અને અન્નના ઢગલાની ગણતરી કરે, તેમ કદાચ તેમને લાગ્યું હોય?"

"એમજ? તેં ઠીક મન-પરિક્ષા કરી. તેવામાં મ્હારા પુજ્ય ગુરૂ સ્વામી સચ્ચિદાનંદ પધાર્યા. મને પતિ-પ્રેમથી ગર્ભ રહ્યો. સ્વામીયે મને શાન્તપદ આપ્યું, ને તે પાછળથી પતિને ન ગમ્યું. તેણે સ્વામીજી પ્રત્યે તિરસ્કાર બતાવવા માંડયો, પણ સસરાજીની ઇચ્છાએ તેમને બંગલા પાછળ આશ્રમ બાંધી આપ્યો, ને મેં તથા સસરાજીએ તેમનો ઉપદેશ શ્રવણ કરવા માંડયો. પ્રભુ કૃપાએ ને ગુરૂ-દીક્ષાએ મને પુત્ર પ્રાપ્ત થયો, ને ગુરૂપર સસરાજીને વધારે શ્રદ્ધા બેઠી, પણ પતિશ્રી મ્હારી પ્રત્યે અભાવ દેખાડવા લાગ્યા—"

"તો તેને સમજાવી દેવા જોઇએ?"

"તેમણે તો અભાવનો ભાવ પ્રકટ દેખાડયો."

"મન-પંખીને વિશ્રામ-સ્થાન જોઇએ, તમે જ્યારે તેની જોડ બરાબર વર્ત્તો નહિ, તો પછી તેને કોઈ સ્થળે નિર્દોષ વિશ્રામની જરૂર તો ખરી કની?"

"હા. એ મ્હારી પ્રકૃતિમાં દોષ રહેલો છે, પણ કશી રીતે તે ટળતો નથી. હું શાન્તિ પકડું છું, ને કંઇક બનાવ એવો બની જાય છે, કે પાછળથી મને તેનો પસ્તાવો થઈ જાય છે."

"તેવો અભાવ સંસારીઓએ વારી રાખવો. તમારો શત્રુ પેલો વેણીલાલ તો એવી વાટજ જોઇ રહ્યો છે."

"ગુલાબને અત્તર છાંટવાની જરૂર નથી. સુર્યને રંગીન કાચ બતાવીને રંગ ચડાવવાનો યત્ન શાને જોઇએ?"

"બહેન! દુર્જનો રાહુ જેવા ઇર્ષાખોર છે."

"અંતે સત્યે જય સમજવો."

"હા. તમે તો સમજુ છો. બહેન! હવે હું રજા લઇશ." સુંદરે ઉભી થઇને જવાની આજ્ઞા લીધી.

"વારૂ, બહેન, આવજે." **નીલમે** તેને રજા આપી, અને સુંદર પોતાને ઘેર ગઇ. **નીલમ** પોતાનો પૂર્વ વૃત્તાંત કહીને વિચાર કરતી હતી, એવામાં એક સીપાઈ ચીઠી લાવ્યો. મીસ મેનીંગ તરફથી આ ચીઠી આવી હતી. મીસ લીલી નામની એક મીશનરી બાનુને **નીલમની** કનેથી કેટલાક હિન્દુ સંસારી રિવાજો, ને તેણીના વિચારો જાણવા હતા, તેથી તાકીદે મળવા માટે પત્રથી માગણી કરી હતી. **નીલમે** તે ચીઠી વાંચી, અને તેઓને મુલાકાત કરવા ખુશી બતાવી. મીસ લીલીને તેજ દહાડે બહારગામ જવાનું હતું. સરસ્વતી મંદિરના મેળાવડામાં તેણી મીસ મેનીંગ સાથે આવેલી હોવાથી તેના મનપર **નીલમ** સંબંધી ઘણા ઉમદા વિચારો ઠસી ગયા હતા, ને તેથીજ તેણીને મળવાનું દીલ લલચાયું હતું. **નીલમે** વખત પસાર કરવા માટે તેણીને તાકીદે બોલાવ્યાં હતાં. મીસ લીલી તો તે વાટ જોઇનેજ બેઠી હતી. સિપાઇ જવાબ લઇને ગયો, ને તેઓ મીસપીરોજા ઉદવાડેવાલા જે **નીલમનાં** આગલાં શિક્ષક હતાં, તેની જોડે **નીલમને** બંગલે આવવા ઘેરથી નીકળ્યાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### સંસાર સુધારા સંબંધી સખિઓનો સંવાદ.

સરસ્વતી મંદિરનો મનોહર મેળાવડો આગલે દિવસે વિવિધ કામનાં સ્ત્રી-પુરૂષોની ઉલટ સાથે ફતેહમંદ ઉતર્યો. **નીલમ** અને માણેકની જાહેર કારકીર્દિ અને સ્ત્રીયોપયોગી જીવન સફળ ગણાયું. દેશી તેમજ વિદેશી લોકોમાં તેની ગણના થવા લાગી. **નીલમનો** જુવાનીનો જુસ્સો આ પ્રસંગના પુખ્ત વિચારોથી નરમ પડેલો લાગ્યો. **માણેકની** સુખી કે દુઃખી, ગરીબ કે તવંગર હાલતમાં રહેલું

## મીસ લીલી અને નીલમ.
(૪)



નીલમ, મીસ લીલી તથા પરિજન સાથે વાતોએ વળગ્યાં !          ભા. ૪. પૃ. ૪૯

એક સરખું સમતોલપણું લોકોની નજરમાં જળવાઈ રહેલું લાગ્યું. ઉભય બહેનોનો સૌ અમલ વખાણવા યોગ્ય દેખાયો. સ્ત્રીયત્વના સર્વ સદ્‌ગુણોથી છવાયલું સૌંદર્ય પ્રકાશવા લાગ્યું. જન-વર્ગને ઈર્ષા કાં ઉત્પન્ન ન થાય? "પોતાને એવી ગૃહિણી હોય તો જન્મ કેવો સફળ થાય?" એવા ઉદ્‌ગાર કાં નીકળે નહિ? આ મેળાવડાની સાફલ્યતા હિન્દુ સંસારી સુધારાને સદ્‌માર્ગે દોરાવવા માટે પૂરતી હતી. કન્યાઓને ખરેખરી ગૃહિણી બનાવવા માટે આ પાઠશાળા યોગ્ય નીવડી હતી. હીન્દુ સંસારની પ્રાચીન કાળથી સ્થાપિત થએલી સ્થિતિનો ચાલુ પ્રવાહ જે નિર્મળ જળ પાતો હતો, તેને વજ્રલેપ લગાડનારો આ શાળાનો કાર્યભાર ઉત્તમ ગણાયો હતો.

અને એ સર્વ માટેની યશપ્રદાયિની **નીલમ** અને **માણેક** હતી. મીસ મેનીંગની રીદાગીરી જાહેર પ્રજાએ જાણી હતી, ને તેની ઉંડી અસર યુરોપીયન બાનુઓને વધારે માનભરી લાગતી હતી, એ મેળાવડામાં પરસ્પર પળ-વિપળનો વિનોદ સંતોષકારક ન ગણાયાથી મીસ મેનીંગ સાથે આવેલી મીસ લીલી જહોનસન નામની એક મીશનરી બાનુએ **નીલમ** તથા **માણેક** સાથે થોડી વાર સંવાદ કરવાની અને તેઓની પાસેથી દેશી અનુભવ મેળવવાની ઇચ્છા રાખી હતી. બપોરે આપેલા સમય પ્રમાણે સુંદર ગયા પછી **નીલમ** તેઓની રાહ જોતી હતી. એટલામાં મીસ લીલી તથા મીસ પિરોજા આવ્યાની નોકરે ખબર કરી. **નીલમ** ઉતાવળી ઉતાવળી નીચે દોડી ગઇ.

**નીલમે**, મિસ લીલી તથા પિરોજાનો સત્કાર કરીને તેઓને અંદરના હૉલમાં બેસાડયાં. નિયમ પ્રમાણે સોડા, લેમન, અને આઇસનો સુધરેલો વિવેક કર્યો. ચા-વગેરે લેવા જણાવ્યું. પરોણાએ તે સર્વનો માન-વચન સ્વિકાર કર્યો, અને વાર્તા-વિનોદ કરવા લાગ્યાં.

"હું બહુ ખુશી થઇ, નીલમ!" લીલી બોલી. હસતા ચહેરાની કોમળ ને મધુર વચની અંગ્રેજ બાનુએ વિવેકથી વાત શરૂ કરી.

"અને હું પણ તમને જોઇને બહુજ રાજી થઇ, મીસ મેનીંગનો એ માટે ઉપકાર માનું છું."

"મીસ પિરોજા તમારાં શિક્ષક હતાં, કે?" લીલીએ પુછ્યું.

"હા, એ બાનુ ભલાં ને માયાળુ શિક્ષક છે."

"હું જ્યારે નીલમને શીખવતી હતી, ત્યારે તે કેવાં નાજુક ને રૂપાળાં હતાં? હવે તો સઘળું બદલાઇ ગયું!"

"જમાનો એવીજ રીતે ચાલે છે, આજે તમે પરણ્યાં હોત તો તમને પણ બાળક હોત!"

"બધી સ્ત્રીઓએ પરણવું જોઇએ, એવું કંઇ પણ ધોરણ નથી?" પિરોજા બોલી.

"માફ કરજો, પિરોજા બ્હેન! એ તમારી નવી પારસી ફીલસુફી છે!"

"ખરેખર પરણવુંજ જોઇએ?" લીલીએ આશ્ચર્યતાથી પુછ્યું.

"હા, હીન્દી કન્યાઓને વય થતાંજ પરણાવવી જોઇએ. પારસીઓ પણ ઇન્ડીયન, કહો કે દેશી છે, તેમનું શારીરિક બંધારણ દેશી છે. તેઓ ગરમ દેશમાં રહે છે, અને ગરમ ખોરાક ખાય છે. હમારા હિન્દુઓ જે વનસ્પતિ ખાય છે, તે કરતાં માંસાહાર કરનારાઓને તથા તેને હજમ કરવા બ્રાન્ડી પિનારામાં જે ગરમીનો અંશ વધારે હોય છે, ને તે માટે તેઓએ તો જલદીથી લગ્ન કરવાં જોઇએ. માસિક હાજતોનું પ્રમાણ તપાસીએ. તો એ કામમાં વધારે છે."

"મનની સ્થિતીપર શારીરિક ખિલવણીનો આધાર છે. મનને

જે રસ્તે દોરવીએ, તે રસ્તે દોરાય! અંગ્રેજ બાનુઓ મોટી ઉમર થતાં સુધી તેનો ખ્યાલે કરતાં નથી." પિરોજાએ પુરાવો આપ્યો.

"બ્હેન! અંગ્રેજના સંસારનું બંધારણ ને દેશ-સ્થિતિ જુદીજ છે. તેઓમાં કેળવણીનો મુખ્ય રિવાજ છે. દરેક કન્યાએ ચડતી કેળવણીનો અભ્યાસ કરવો જોઇએ. તેમને માથે સંસાર-વ્યવહારનો ને ઘર કામનો કેટલોક અંદરનો કસરતવાળો બોજો ઓછો છે. વળી તેઓ શિતળ હવામાં રહે છે. તેમની માનસિક સ્થિતી કેળવવામાં આવે છે, આપણો દેશ તેથી ઉલટો છે. સ્ત્રીઓ વયમાં આવ્યા પછી ઘડીભર સ્કુલોમાં રહેતી નથી. તેને કામોત્પત્તિ થાય છે, તેનું મન સાસરામાં અને વરમાં પ્રવેશ થાય છે. અને દેશી-હવાને લીધે તેના મનોવિકાર નબળા થઈ જાય છે, એ માટે દરેક સ્ત્રીને લગ્નની જરૂર છે."

"પણ શું તમારા લોકોમાં બાળલગ્ન કરવામાં આવે છે, તે સારૂં છે?"

"કેટલેક દરજ્જે સારૂં છે. કન્યાઓ નાનપણથી જો પોતાના સ્થાપિત સંસાર તરફ માયા-પ્રેમ રાખતાં થાય, તો તેથી તેનું મન તેની તરફ વળીને પોતાના સંસારને સુખી કરતાં શીખે છે. અલબત તેની મનવૃત્તિ તેથી ડગીને શારીરિક અવયવોને હરકત ન થવા જોઇએ. પણ તે માટે જ્યાં સુધી કન્યા ઋતુમતી ન થાય, ત્યાં સુધી પોતાના પતિ જોડે વસવાટ કરતી નથી."

"ત્યારે શું ગમે તેવા વરને વરાવવાનું તમે પસંદ કરશો?" શું બચપણનાં લગ્નથી પસંદગીનો વર મળી શકશે?"

"છુટાપણાંની હદ હોવી જોઈએ. અંગ્રેજોનું છુટાપણું વધારે વખાણવા લાયક એટલા માટે છે, કે તે સ્ત્રીઓ મનની બહુજ મજબૂત છે. ટેકી છે. અડગ છે. દેશી લોકો તેથી સ્વતંત્ર છુટ પરથી

તેમની રીતભાત ને જાતિ પર શક લઈ જાય છે, પણ જ્યાં સુધી અંગ્રેજ બાનુ પોતાનો મન–પસંદ ભરથાર મળતો નથી, ત્યાં સુધી કદી પણ મનને નબળું કરીને નીતિને ડાઘ લગાડતી નથી!"

"શાબાસ, શાબાસ, શાબાસ!" લીલુએ હર્ષમાં આવીને તાળીઓ પાડી.

"પણ આપણા પારસી લોકો તેનું નકલી અનુકરણ કરવા જતાં ઘણી થાપ ખાઈ જાય છે. પારસીઓની સ્થિતી ને સંસાર વિષે જે કંઈ અનુભવીએ છીએ, ને પારસી વર્તમાન પત્રકારો જે લેખો પ્રસિદ્ધ કરે છે, તેપરથી કહી શકીએ, કે અંગ્રેજોનું અનુકરણ કરવામાં પારસી કોમ એવી સજડ થાપ ખાશે, કે એક દહાડો જરસ્તીઓના ધર્મની ડુબ ડુબ ને તેની ઝલકતી કોમ ભૂખમરો સેવતી સબડશે. માફ કરજો, પીરોજા! તમારી કોમની ચળકતી સ્થિતીથી હીન્દ દીપાય છે. પ્રદેશીઓને અંજાવવા માટે તમારી કોમ ભપકાભરી ગણાય છે. સખાવતમાં પારસી કોમ જેવી બીજી કોઇ નથી. કેળવણીના ચડતા જમાનામાં પારસીઓ આગળ પડતો ભાગ લ્હે છે. કોંગ્રેસ ને પ્રદર્શન, તથા ધારાસભા ને મ્યુનિસિપાલીટી તરફ નજર કરીશું, તો મી૦ ફીરોજશાહ મહેતા, મી૦ વાચ્છા, અને હીન્દ પિતા મી૦ દાદાભાઈ મોખરે દેખાશે. પણ તમારા સંસારી સુધારાની હદ બાહેર વધવું એક દહાડે ભર દરિએ વહાણ ડુબાડશે. કેમકે તેમાં ગરીબ ને તવંગર સાથેજ ઘસડાયાં જાય છે. દાખલા તરીકે એક માણુસ સો રૂપિયા કમાય, તેને બે દીકરી ને બે દીકરા હોય, ઘરનું ભાડું ને બાળકોને કપડાં તથા કેળવણી આપતાં મહા મહેનતે પુરૂં થાય, તેમાં જો છોકરીઓ તવંગરના ઠાઠપર મોહીને કિમતી બૂટ તથા ગાજની સાડીઓ પહેરવાની મમતા રાખે, ને વાડી વાળા વરને ચાહે, તો તે કુંવારાં કેમ ન રહે? વળી love નો પવન વાય,

તો તેની ગરીબાઇ તેને કયાં દોરવી જાય, વારૂ? આજની પારસી ગરીબાઇ કેવી આકરી છે, એ જાણ્યું છે? તવંગરોને તો ભપકો પરવડશે. જ્યાં સુધી મીલો અને બ્રિટિશ રાજ સલામત હશે, ત્યાં સુધી, પછી નોકરી પર પાણી! હુન્નર કે ધંધો તો બાજુપર પડતો રહેલો છે, તેવી વેળાએ પારસીઓની હાલત ઘણીજ દયામણી થઇ પડશે. મને તો એમ લાગે છે, પછી કદાચ હું ભૂલ કરતી હોઉં તો માફ કરજો?"

"કેટલુંક એવું લેભાગુ ટોળું ઉભું થયું છે ખરૂ, પણ પાંચ આંગળાં સરખાં નથી હોતાં. તેમ બધાં પારસી તેવાં નથી!" પીરોજાએ બચાવ કર્યો.

"ત્યારે હીન્દુ સંસાર સુધારો કેવી સ્થિતીમાં છે?" લીલુએ પુછ્યું.

"હીન્દુ સંસાર સુધારો બે ભાગમાં વેંચાઇ ગયો છે?" એક વિલાયતની ને એક ગામડી! હાલની સુધરેલી રીતભાત પર ચાલનાર વગોવાય છે ખરાં, હાલની સ્ત્રીઓ અંગ્રેજી શીખે છે, તે પર છુટાપણાનો આક્ષેપ છે ખરો, પણ પારસી અંગ્રેજના સંબંધને લઇને તવંગર દેશીઓમાંજ એ શોખ લાગ્યો છે. હીંદુ દેશી સંસારની અંગ્રેજી કેળવણી પામેલી એકાદ બે અબળા હશે, ને કુંવારી તો કદાચ એકાદ છોકરી હશે. તે પણ માબાપોની લડાઇને લીધે. તે વરેલું જોડું સુધારાના પાપે કે કલેશના પરિણામે તુટયું હશે, તો હશે. બાકી સઘળો મધ્યમ સ્થિતીપર ચાલનારો વર્ગ છે. હીંદુ સંસારના પ્રાચિન કાળથી સ્થાપિત થયેલા નિયમો બહુ સુખપ્રદ છે. સંસાર ને શારીરિક બંધારણપર ધર્મ-સંસ્થા જોડાયલી છે, એટલે તે સંસાર ડગમગતો નથી, કે દુ:ખિ વા અસંતોષી થતો નથી. હીંદુ સ્ત્રીઓના મગજમાં બચપણથી એવુંજ ઠસેલું હોય છે, કે

સંસારની રાજધાનીમાં પ્રધાનપદ મેળવાનું પોતેજ માન ખાટવાની છે, ને તેથી તેને લાયક થવાનો યત્ન કરવો જોઇએ. એ યત્ન કેવળ સ્કુલ એજ્યુકેશનથીજ પાર પડતો નથી. સંસારની રીતભાત, ધર્મની પ્રનાલિકાઓ અને ઘરના રિવાજોને અનુસરવું પડે છે .બાળકો, સાસરીયાં સગાંસંબંધી અને વહેવારમાં આવતાં જન–લોક સાથે ગુંચવાયા પછી તે પોતાનો સુધારો વિસરી જાય છે. તવંગર લોકો કે જેને ત્યાં ચાકર–નોકર અને ખર્ચ–ખુટણની સગવડ છે, તેને ત્યાં કંઈ કંઇ સુધારો છે, પણ તે હદમાંજ છે. ”

“ ખરેખર, તમારી પાઠશાળાના રિપોર્ટ પરથી મને હીન્દુ સંસારી રિવાજ, સુધારો, ને શિક્ષણપર બહુજ માન પેદા થયું છે. હું જાણુતી હતી કે હીન્દી સ્ત્રીઓપર જુલ્મ છે, પણ ના, જો હીંદમાં છુટ છે, તો પછી છુટાછેડાની, કે કુંવારાં રહેવાની જરૂર લાગતી નથી ! ”

“ હમારો દેશ કંગાળ ઘણો છે. હીન્દમાંથી હાલ રસાયણતા ઓછી થઈ ગઈ છે. નીતિ, ધર્મ, અને રિવાજોના સખ્ત બંધારણોથી દેશાટણના માર્ગ બંધ થાય છે, જો ખુલ્લા થશે, તો હિન્દ અસલ સ્થિતીપર આવી જશે. વળી સ્ત્રીઓ માટે હુન્નરશાળા નથી, તેમ વિધવાઓ માટે પણ સારી સગવડ નથી. જો કે હીન્દુ માબાપો વા સાસરીયાંઓ હજી એવાં ક્રૂર નથી, કે વિધવાશ્રમનો આશરો લેવો પડે; તોપણ તેની માનસિક સ્થિતી જાળવવા માટે હુન્નરશાળા હોય તો તેનો કાળ પ્રવૃત્તિમાં જાય, ને તેનું સરળ ગુજરાન ચાલ્યું જવા સાથે, દેશમાં હુન્નર ઉદ્યોગનો વધારો થાય ! ”

“ રત્નલાલ શેઠનો એ યત્ન હજી ચાલુ છે ? ” પીરોજા બોલી.

“ હા, બાબુના જન્મ વખતે એ મકાનનો પાયો નખાયો છે, અને હવે થોડાજ સમયમાં તૈયાર થશે. ”

"ત્યારે શું બાળ વિધવા પણ અફળ જન્મ કહાડે ?"

"જેમ અંગ્રેજ બાનુઓ કુંવારાં રહીને જન્મ કહાડે છે, તેમ બાળ વિધવા જન્મ ગુજારે !"

"એ તો બહુ દુઃખ લાગે ?"

"હમારે ત્યાં 'સોસીયલ રીફૉર્મ' સભા સ્થપાઇ છે, તેણે આ કાર્ય સારૂં કરવા માંડયું છે. પણ મ્હારો મત તો એ છે, કે વીસ વર્ષની અંદર સંતાન વગરની સ્ત્રીઓનેજ પુનર્લગ્ન કરવાનો અધિકાર આપવો, તેથી મોટી ઉમરની સ્ત્રીઓને એ જાતનું છુટાપણું દેવાથી નીતિ-ભંગ થવાના, ને દેશની ખરાબી થવાના ઘણા માર્ગ ખુલ્લા થાય છે. જો તે પર બન્ધન હોય, તો હુન્નર-ઉદ્યોગની ખિલવણીએ સારી થાય."

"એ વાત ખોટી નથી, પણ રંક લોક બહુ છે, અને તેના પ્રમાણમાં અનાથાશ્રમ થોડાં છે." . . .

"હિન્દની તવંગરિમાં એક જાતનો ખોટો પવન પેઠેલો છે, ને તે કેળવણીની અછતનું કારણ છે. હિન્દુઓમાં ન્યાત-વરાનો ખોટો ખર્ચ છે. વળી વાવ-કૂવા ને ધર્મશાળા તથા સદાવ્રતો ચાલુ કરવાનો બહુ છંદ છે. એથી હરામીયોને ખોટું ઉત્તેજન મળે છે, ને થોડો કાળ એ સર્વ ચાલ્યા પછી જ્યારે ડૂબી જાય છે, ત્યારે હરામીઓ ભૂખમરો સેવે છે. એ બદલે હુન્નરશાળા કે અનાથાશ્રમ ઉઘાડવામાં આવે તો બહુ સારૂં થાય. હીન્દના કંગાળો ભૂખમરાથી અંતે વટલી જાય છે, મીશનરી લોકો તેઓનું રક્ષણ કરે છે, અને દેશીઓની કેટલીક સુખી જીંદગીપર મોટો ફટકો પડે છે, એ સર્વ દોષ તવંગરો પર છે. તેઓ પોતાનાં નાણાંનો ખરો ઉપયોગ કરવામાં પાછળ હઠી ગએલા છે, દેશકાળ પ્રમાણે સખાવતનું ધોરણ

બદલાવું જોઇએ, ને સમયની જે જરૂરીઆત હોય, તેજ પ્રમાણે કામ લેવું જોઇએ."

"નીલમ બ્હેન! તમારા વિચાર હમણાં કેવળ બદલાઈ ગયા છે. તમારા જેવાં સુધરેલાં અને આગળ પડતાં બાનુઓએ તો બહુજ છુટા વિચાર રાખવા જોઇએ!"

"બ્હેન! મેં અનુભવથી જોઈ લીધું છે, કે હદબહાર છુટાપણું એ સંસાર તથા દેશને પાયમાલ કરવાનું મોહું સાધન છે. અંગ્રેજી સંસારને ઉપર ટપકેથી જોઇને આપણે દોરવાઈ જઇએ છીયે, પણ તે લોકનાં દીલ ને પાકા નિયમો તથા કુશળતા ને કમાણી પર નજર કરતાં નથી. હું તો આપણું દેશી બંધારણ બહુજ પસંદ કરૂં છું. વધુ ખરચાળુ નથી, સાદાઈમાં સુખ છે."

"મને તમારા કેટલાક વિચાર બહુ પસંદ છે. મને મીસ મેનીંગે તમારે માટે બહુ સારા વિચાર જણાવ્યા છે, ને હવે મને પ્રત્યક્ષ લાગ્યું છે, કે 'વુમન—હુડ' નો ટાઈટલ તમને આપવામાં ખોટું કરીએ નહિ!" લીલીએ વિવેક કર્યો.

"થેંક યુ." નીલમે અંગ્રેજી વિવેક કર્યો.

"હા, માણેક પણ એવાજ સુશીલ વિચારનાં છે." પીરોજાને માણેક યાદ આવી.

"માણેક કોણ?"

"મ્હારી ન્હાની બ્હેન! તે પણ કેળવાયલી ને ડાહી છે," નીલમ સાથે સર્વે ઉઠયાં ને તેઓ બાગમાં ફરતાં ફરતાં કેટલીક વારે એક બીજાં હળી મળીને છુટાં પડયાં.

# પ્રકરણ ૭ મું.

---

## નવલને માણેકનો ઉપદેશ.

જગતમાં છાંયડીવાળાં ઝાડનો સધળાં આશરો લ્હે છે. જન-વર્ગમાં જાણીતાં અને પ્રખ્યાત માણસોની સર્વે મુલાકાત લ્હે છે. માણેક બિચારી ગરીબ એટલે મીસ મેનીંગે નીલમને મળવાને મીસ લીલીને ભલામણ કરી. વળી માણેક કરતાં નીલમ સુધરેલા વિચારવાળી અને જાહેર પ્રજામાં આગેવાન ભાગ લ્હેનારી હતી, તેથી તેના અંગ્રેજી વિચારો મીસ લીલીને વધારે પસંદ પડતા થઈ પડશે, એમ ધારી ત્યાં મોકલી. નીલમ સાથે જે જે પ્રસંગ નીકળ્યો, તેથી મીસ લીલીને સંતોષ થયો. જો કે માણેકનું નામ યાદ તો કર્યું, પણ તેની સ્થિતીએ ઉડાડી દીધું! માણેકને એ વિષે કશો હર્ષ કે શોક ન હતો તેને જાહેર પ્રજાનો યશ મેળવવા ઈચ્છા ન હતી તે પોતાના સ્વામીની નજરમાં પવિત્ર ને પ્રેમી છે કે નહિ? તે પોતાના સંસારને સમાન રીતે સંભાળી શકવાને શક્તિવંત છે કે નહિ? તેણી જન-લોકમાં ધર્મ વિવેકથી વરતી શકે છે કે નહિ, એજ માત્ર તપાસતી હતી. નીલમની ટેવ તેથી ઉલટી હતી એ સર્વે સંગતનું પરિણામ હતું. માણેક સંતોષી હતી. જયન્તીલાલની કૃપાથી દાગીના મળ્યા, ને દેવું ટળ્યું, તે છતાં તે ધારણ કરતી ન હતી. તેની સ્થિતી હજી કશી સુધરી ન હતી. કુન્દનલાલ ધંધા માટે આમ તેમ ફાંફાં મારતો હતો. કુન્દનનું નશીબ તો ગરીબ હતું, પણ માણેકનું ભાગ્ય બળવંત હતું. તેણી કોઇ દહાડો નહિ, ને માણેક આજે બપોરે હરિશ્ચંદ્રનું નાટક વાંચતી વાંચતી આરામ ખુરશીપર નિદ્રાવશ થઇ ગઇ, અને તેને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેણે ભાગ્યદશા ફરેલી જોઈ,

એક રાજાની તેઓના પર કૃપા થઇ. કુન્દનલાલને મોટો હોદ્દો મળ્યો, અને ઘરમાં આનંદ પથરાઇ રહ્યો. જાણે કુન્દનના નામનો તાર આવ્યો, ને તે માંહેની ખબર દેવાને માણેક અધીરી થતી કુન્દન સામે જતી હોય, તેમ ઉઠી. આંખ ઉઘાડતાં તેની નજરે કુન્દન બદલે નવલ આવ્યો. ચતુર ચતુરા ચેતી ગઈ, ખરે, પોતાને સ્વપ્નું થયું છે! મનની વાત ઢાંકી દઇને પોતાને ત્યાં આવેલા સગાનો સત્કાર કર્યો. નવલ આનંદમાં હતો. તે પોતાને બંગલે જતો હતો, પણ કાશીં જવાની તૈયારી હતી, એટલે ચોપાટી રસ્તે જતાં માર્ગમાં માણેકને બંગલે તેણીને મળવા ઇચ્છા કરી હતી. નવલ અને માણેક બંગલાની બાહેર બાંકપર બેઠાં. માણેક સુતેલી જાગી હોવાથી મોં ધોવાને રાગો પાણી લાવ્યો, અને તે સાથે ચા પણ લાવ્યો. નવલ અને માણેક ચા પીતાં પીતાં વિનોદવાર્તા કરવા લાગ્યાં. માણેકે કહ્યું.

"આજ તો આ વખતે અહીં આવવું થયું?"

"ઓફીસમાં ન ગમ્યું, એટલે ઘેર જતાં જતાં તને મળવાનું મન થયું, તેથી પવન અહીં ઘસડી લાવ્યો."

ઝેરમાં ઝેર છે, તે કરતાં નજરમાં અસંખ્ય વિષ રહેલું છે. શંકરના કંઠમાં સમાયલું ઝેર તો ભૂમિને દગ્ધ કરતું હશે, પણ માણુસની આંખમાં રહેલું ઝેર તો ત્રિલોકને ડગાવી નાખે છે!

"તમારી ઉદાસી તો ટળીજ નહિ! જાણે સદાના દુઃખી!"

"સંસારમાં સુખી કોણ છે, માણેક? જગત્ આખું દુઃખિ છે! ખરેખર જેને ઘરનું સંપુર્ણ સુખ નથી, તે સુખી નથી! પૈસા છતાં સુખ નથી."

"નવલરાય! હવે તમારાથી કાંઇ પણ બ્હાનું નહિ કહડાય? મ્હારી મોટી બ્હેન તમારી પ્રત્યે પ્રભુ ભાવના રાખે છે, ને તે છતાં હજી તમને અસંતોષ છે?"

"**માણેક**! તું તેની અંતરગત જાણતી નથી. તેને હું હજી પસંદજ નથી."

"ના, તમે નહિ. પણ તમારી ટેવ હશે. તમને એકાન્ત પસંદ છે. તેને આનંદ પસંદ છે."

"એક વાર મનપર ઘા પડી ગયો, પછી તે સંધાવા છતાંયે અળખામણો લાગે છે."

"એ માત્ર મનનું કારણ છે. **નીલમ** પાછી આવી, તે સમયમાં તમે કેવાં મસ્ત હતાં. બાબુ જેવું રત્ન સાંપડયું, તે પ્રેમનો પ્રતાપ !"

"પણ જે સમયથી તેના ગુરૂ સ્વામી સચ્ચિદાનંદ પધાર્યા છે, તે સમયથી એ પાછી છટકી ગઇ છે, પિતાજી ને તે બન્ને માત્ર સ્વામીનેજ જુએ છે. આજના બાવા તો પછી—"

"તમારી ભૂલ છે, આ સ્વામી તેવા નહિ. એ બહુ નિપુણ ને તપસ્વી છે, અને એવાના સત્સંગથી **નીલમ**માં ઉચ્ચ સંસ્કાર પ્રવેશ થયા છે, જે **નીલમ** આગળ હતી, તે આજે નથી."

"**માણેક** ! હું તને સદાનો વખાણતો આવ્યો છું, ને **નીલમ**ને વખોડતો આવ્યો છું, તેનું શું કારણ હશે, એ તું જાણે છે?"

"માનસિકવૃત્તિનો ખળભળાટ, બીજાનું કશું નહિ !"

"જો કે તને નિર્મળ વૃત્તિથી ચાહતો આવ્યો છું, છતાં તે કેવી અદેખી છે ! જો તે સદ્દગુણી હોય, તો વ્હેમ રાખે ?"

"અસંતોષ એ એક જાતનો મહા રોગ છે, એ એક પ્રકારનો દોષ છે, મ્હારામાં ને **નીલમ**માં શું ઓછું છે ?"

"**માણેક** ? તું કહે, મ્હારા મનને હવે સ્થિર કરવાનું સ્થળ કયું? શું પંખીને નિરાંતે ઝંપવાને ડાળ ન જોઇએ? માળી શું એવો ક્રૂર કે બીજી ડાળે ઝંપવા ન દે ?"

"જગતમાં સુખનાં સાધનો ઘણાં છે. મન સ્થિર રાખવું, તેથી આરોગ્ય સારૂં રહેશે, ને શરીર સારૂં હશે, તો જીવને અસંતોષ નહિ થાય. માણેકે ગુપ્ત ફીલસુફી જણાવી, નવલ ન સમજ્યો.

"માણેક! કુદરતે હૃદયને કેવળ એકલું રાખ્યું નથી. જોડી વગર જગત સુખી નથી. જીવ માત્રને વિશ્રામની જરૂર છે, ને મન એવો એક લોહચુંબક પદાર્થ છે, કે તે પોતાનાં પ્રેમી જોડેજ જઇ બેસે છે!"

"ત્યારે તમે હવે એમ છેક નિરાશ થઇને શું કરશો?"

"દેશ ત્યાગ કે દેહ ત્યાગ! બીજું શું કરૂં, માણેક" નવલે નિસાસો નાખ્યો.

"એટલી હદ સુધી ક્રોધને ઉત્તેજન દઇને સુખનું બલિદાન દેવાની જરૂર નથી. તમને પ્રભુએ બે બાળકની બક્ષિસ કરી છે. હવે તમારૂં વય કંઇ યુવાન નથી. તમે સંસાર-સુખ પણ બહુ ભોગવ્યું છે. હવે જો તમને અસંતોષ થાય, તો તમારી નબળાઈ ગણાય! કહો દેશ-ત્યાગ કે દેહ-ત્યાગ કરવાની જરૂર શી?" માણેકે, નવલનો મન-મર્મ જાણવા પ્રશ્ન કર્યો. નીલમનો બચાવ કરવાને તેણે બીડું લીધી.

"માણેક! તું કહે છે તેમ લોકોની નજરમાં તો હું સુખી ને સંતોષી હઇશ, ત્હારી બ્હેનમાં હમણાં ડહાપણ આવ્યું છે, ને તેથી હું તેના સ્નેહથી સુખી હઇશ, પણ પિતાનો વૈભવ, પુત્રનો લાભ અને કીર્તીનો સમુદાય સંગ્રહ પૂરતો હોવાથી હું સુખી નથી. જો મને પુછે છે, તો સ્પષ્ટ ને નિર્મળ દીલે કહું છું, કે હજી મને સંસાર-સુખની કશી તૃપ્તિ થઈ નથી. મ્હારા પિતાની દોલત, ને મ્હારે કર્મે સાંપડેલી સુઘડ, સુધરેલી ને રૂપવંતી સ્ત્રી છતાં મેં કશો સ્વતંત્ર વૈભવ માણ્યો નથી, જ્યાં સુધી મ્હારા પિતા છે, ત્યાં સુધી

હું તે ભોગવી શકવાનો નથી, અને તેના મરણ પછી કદી આશા બાંધીને સંતોષ પકડું, તોપણ મને તે સુખ પ્રાપ્ત થાય એમ નથી, કારણ કે જે વડે વૈભવની મોજ મેળવવાની છે, તે ત્હારી બ્હેન તો સાધુડી થઈ ગઈ છે, તેને તો સંસાર ઉપરથી ને સ્વામી ઉપરથી ચિત્ત ખસી ગયું છે. ત્યારે શું છતે દ્રવ્યે ને છતી અવસ્થાએ મ્હારે વૈભવ ગુમાવવો ?"

"વારુ, ધારો કે પ્રદેશમાં જશો, અને વૃદ્ધ પિતા તથા સ્ત્રી ને બાળકને તજી જશો, તો વૈભવ મળશે ?"

"નજરમાં ઝેર છે. દૂર હોઈએ તો દેખતું નહિ, ને દાઝતું નહિ. જ્યારે મન કહેશે, ત્યારે આપણું ઘર સલામત છે, ને મરી ગયા, તો વંશ જાય તેમ નથી." નવલે કંટાળીને કહ્યું.

"તમારું ચકડોળે ચડેલું ચિત્ત કોઈ પરકીયાના પાશમાં તો સપડાશે નહિ કે ? જો જો !" માણેકે હસતે મુખડે મશ્કરી કરી.

"જો એવી અધમ ઇચ્છા પર ઇમારત ચણવા ધારી હોય, તો યુવાન અને કેળવાયલી કન્યાઓની ક્યાં અછત છે ?"

"ત્યારેજ કોઇ વકીલ સાહેબે વર્તમાન પત્રમાં જાહેર ખબર છપાવીને પોતાનો વક્કર વગોવ્યો છે."

"તેમાં વક્કર વગોવવાનું શું છે ? સુધરેલા વિચારના યુવાનોનો એ એક સંપ્રદાય છે."

"જેને કન્યા ન મળતી હોય, જેના કુળની આબરૂ જાહેર ન હોય, તે છુપી રીતે આ યત્ન કરે ? આબરૂદાર કુળવાનને તો ઘેર બેઠે કન્યા આપવા આવે. બીજવર હો, કે ત્રીજવર હો, પણ પાણીદાર પુરૂષ કદી વાંઢો ન રહે ?"

"ત્યારે કુન્દલાલનો મિત્ર જયન્ત કેમ હજી ફાંફાં મારે છે ?"

"તેને તો ઇચ્છા નથી, અને જો ધારે તો પાન—ચુનો લગા-

કતાંજ વરી શકે ! તે તમારી પેઠે અસંતોષી નથી, તેણે પોતાના પત્નિનો એટલો પ્રેમ મેળવ્યો છે, કે પત્નિ ગુજરી ગયા પછી એ પ્રેમી-પતિ તેનાં અસ્થિને ગંગામાં નાખવા કાશી ગયો છે."

"ત્યારે તો ત્યાં લગ્ન કરીનેજ આવશે. કાશીમાં એક સ્વરૂપવાન અને ગુણવાન કાયસ્થ-કન્યા છે?"

"હા. મને પણ એમજ લાગે છે." માણેક હસી પડી.

જયન્તે કાશીથી કુન્દનને એક પત્ર લખ્યો હતો, તેમાં યોગેન્દ્રલાલ ને તેની કન્યા વિષે ઇસારો કર્યો હતો. નવલના મનમાં શંકા થઇ, કે જયન્તે પોતાની દૃષ્ટિ દોડાવી લાગે છે.

"મેં આજ રાત્રે કાશી તરફ જવા વિચાર રાખ્યો છે." નવલે ઊભા થઇને કહ્યું.

"મારા સમ! ખરેખરૂં કહો છો?" માણેકે વિસ્મય થઇને પુછ્યું.

"હા. થોડા દિવસ બહાર ફરવા જવાનું છે. લ્હો હવે હું જઇશ."

"વારૂ, પધારજો-વ્હેલા આવજો." માણેકે વિવેક કર્યો, ને બન્ને છુટાં પડયાં.

---

## પ્રકરણ ૮ મું.

---

### નવલનો હિન્દ-પ્રવાસ કે મન-પ્રવાહ.

નવલ હવે ઘરની દુગ્ધામાંથી મુક્ત થયો. જીવન પર આવી પડેલું ધર્મ-સંકટ દૂર થયું. વિવેકથી લુંટાયલી સ્વતંત્રતા સ્વાધીન થઇ. મનનો પરવશ પડેલો-અટકલો પ્રવાહ ચાલુ થયો. પિંજરામાં પુરાયલા પંખીને વન વનમાં ઉડવાનો સમય મળ્યો. નવલ આનંદે

પ્રવાસ કરવા નીકળ્યો. માણેકને મળીને પોતાને બંગલે આવ્યો. પ્રવાસ માટે ખરીદેલો સામાન અને બીજો લેવા યોગ્ય સામાન એકઠો કરીને ટૂંકમાં નખાવ્યો, નીલમને ખબર પડી, કે નવલરાય બહારગામ જવાની તૈયારી કરે છે! નીલમે જાણ્યું, કે ગરમીના દિવસો હોવાથી માથેરાન અથવા મહાબળેશ્વર જતા હશે. તેમને એકાન્ત જીંદગી વધારે પસંદ છે. તેથી સંગાથ વગર જવાના હશે. તોપણ અધીરી પ્રાણપ્રિયાથી પુછ્યા વિના રહી શકાયું નહિ. તેણી નવલ નજીક આવી, અને હસતા ચહેરાથી મધુરી ભાષામાં લાડકવાયા વરને પુછ્યું—

"વ્હાલા! આમ મુગા મુગા ને એકલા એકલા શી તૈયારી કરો છો?"

"તું જુએ છે તો? પ્રવાસ કરવા જવાની ઇચ્છા છે?"

"એકલા એકલા જશો? જમણું અંગ લઇને ડાબું અંગ મુકી જશો?"

"તે અંગ–ભાગ એક ધર્મ બજાવવા માટે અહીં રાખવો પડશે. ગુરૂ અને પિતાજીની સેવા કરનાર બીજું કોણ?"

"ત્યારે આપ ક્યારે પધારશો?"

"ત્હારે જે કામ હોય તે પહેલું કહી દે!"

"મ્હારે તો પળ પળ આપનું કામ છે. પ્રભુતુલ્ય પતિનું દર્શન ઘડી ઘડી કરવું જોઇએ."

"એ દર્શનથી પાપ ટળે તેમ નથી. ગુરૂનાં ચરણ સેવો. એક સમયે તે ભવ તારશે. મ્હારા રહેવાથી કે જવાથી તને કશું નુકસાન નથી. તમે તો ભક્તિમાં વખત ગાળો છો, તો પછી પતિની શી જરૂર છે, સાધવી બાઈ?" નવલે ઠણુકામાં કહ્યું. નીલમને વધારે દુઃખ થયું.

"ત્યારે તમે મ્હારા કંટાળાથી ચાલ્યા જાઓ છો, એમ કે?"

"તે સમજવાનું કામ મ્હારૂં છે. હું શા માટે જાઉં છું, તે મ્હારૂં દીલ સ્પષ્ટ જાણે છે."

"વારૂ, ત્યારે ક્યારે પધારશો?"

"તેની પણ ત્હારે જરૂર નથી, ત્હારે મન હું-કાચનું પુતળું છું. તને તે રમાડવાનું ગમતું નથી. પછી હું ક્યારે આવીશ. તેની શી જરૂર છે, વારૂ!"

"એમ ક્લેશનાં વચન શા સારૂ બોલો છો, વ્હાલા! મને સીધો જવાબ તો આપો! ધારો કે આપ પધારો, તે દરમ્યાન મ્હારો સ્થૂલ દેહ પડી ગયો તો?" નીલમનું અંતર ભેદાયું-તેની આંખમાં અશ્રુ આવ્યાં.

"સ્ત્રીઓનાં ચરિતમાં પુરૂષોનું મન ચળાવવાનું પહેલું સાધન અશ્રુ હશે! તું ખરાં દીલથી કહે, કે ખોટા મનથી બોલે, પણ હું તો જે માનું છું, તે કહું છું. મ્હારી ત્હારે કશી ચિન્તા કરવી નહિ. હું ક્યારે આવીશ, તે કહી શકતો નથી."

"વ્હાલા! એમ ન કરો. આપ છુટા પડો છો, તો છેવટ મને તમારે ગળે બાઝવા દો?" નીલમ શુદ્ધ અંતઃકરણે નવલને બેટી પડી. નવલનું હૃદય લગાર પિગળ્યું.

"નીલમ! જ્યારે તું આટલી હદ સુધી લાગણી દેખાડે છે, તે ખરી હો કે ખોટી, પણ ત્યારે હું કહું છું, કે મ્હારાં જીવન-સુખનાં કોમળ ઝાડને છેદનાર માત્ર તું કુહાડાની ધારરૂપ-પિતાજી હાથારૂપ અને ગુરૂજી હાથ રૂપ થઇ પડયા છે. તને મ્હારા સોગન દઇને કહું છું, કે મ્હારા આ ઉદ્દગાર ત્હારે ત્હારા મનમાંજ સમાવી રાખવા. કદાચ આપણી આ મુલાકાત છેલ્લીજ હોય, સુખરૂપ અથવા દુઃખરૂપ હોય, પણ હું એટલુંજ કહું છું, કે મેં મ્હારૂં જીવતર બગાડયું છે.

નથી સંસારમાં રહ્યું, કે નથી પરમાર્ગમાં ગયું. હશે મ્હારાં ભાવી! તેમાં તું શું કરે? પણ એટલોજ સંતોષ છે, કે તું મ્હારી પાછળ દુખિ થવાની નથી. સંતતિ, સંપતિ, જ્ઞાન, વૈભવ, રક્ષણ અને બુદ્ધિબળનો તને આશ્રય છે. મ્હારો પ્રવાસ પ્રભુને હાથ છે."

"પ્રાણનાથ! મ્હારો દોષ ક્ષમા કરો. હું આપની અપરાધી છું." નીલમ પગે પડી, ને નવલના બે હાથ પકડી વિનવતી બોલી. નવલે તેને ઉભી કરી.

"તારે હવે પશ્ચાતાપ કરવાની જરૂર નથી. હું મ્હારો પ્રવાસ બંધ કરવાનો નથી. ઘણા દિવસના બન્ધન પછી મને માર્ગ મળ્યો છે."

"તો પાછા જલદી ફરજો. જ્યાં જ્યાં ફરો, ત્યાં ત્યાંથી પત્ર લખજો, હું પણ સર્વ સમાચાર લખીશ." એટલું કહીને નીલમે રૂદન શરૂ કર્યું.

"વારૂ." નવલને હજી કેટલુંક વધારે કહેવું હતું, પણ નીલમના રૂદનથી તેનું હૈયું ભરાઇ આવ્યું, અને છેવટ છુટાં પડતાં નાહક કલેશ કરવો, તેને વાજબી ન લાગવાથી ટુંકમાં પતાવ્યું. નીલમના મનને બહુ શોક પેદા થયો. પોતાની ઉપર પતિનું આળ ચડેલું જાણીને ઘણોજ મનને કલેશ થયો. સાંજ પડી, બતી થઈ, ને રત્નલાલ બહારથી આવ્યા. સર્વ જણે સાથે બેસીને વાળુ કર્યું. અને રાતની ટ્રેનમાં નવલ પોતાનાં બાળકોને ચુંબન કરીને પિતાજી તથા ગુરૂ વગેરેને મળીને કાશીના પ્રવાશે નીકળ્યો. નવલનો મન–પ્રવાહ પેલી ગુણવંતીને નિરખવાને દોડયો, ત્યારે નીલમનો મનવેગ કલેશના ગુંગળાયલા ધુમાડામાં ગોથાં ખાવા લાગ્યો. રત્નલાલને આનંદ થયો. પોતાના પુત્રને દેશાટણની બુદ્ધિ સુજી, તેથી કુટમ્બ કલેશ દૂર થએલો માન્યો. દસ હજારની અલ્હાયદી રકમનો ભેદ તે કળી શકયો નહિ, પણ કદાચ તેટલી રકમચે આજે શોખમાં ખરચી

નાખીને ફરી પાછો આવે, તોપણ તેનામાં જે ફેરફાર થાય, તેથીએ મોટો લાભ માન્યો હતો. નવલ ઉપડતાં પહેલાં કાશીનગરમાં યોગેન્દ્રલાલ પર રત્નલાલે તાર કર્યો. રત્નલાલે એ ગોઠવણ કરવાનું પ્રથમથીજ ધ્યાનમાં રાખ્યું હતું, અને નવલને પણ ચેતવ્યો હતો. નવલને તો પ્રભુ પાયા હતા. જ્યાં પોતાને જવાની ઇચ્છા હતી, તેજ ઘર પિતાજીએ ઉતારા માટે આપ્યું, એથી પોતાનો પ્રવાસ પ્રથમથીજ સફળ થયેલો માન્યો. નવલે, ગુણીને વરવાની ઇચ્છા તો થોડીજ રાખી હતી, પણ તેનું વદન નીરખવાની લાલસા, વિના યત્ને પાર પડેલી જાણીને તે બહુ આનન્દ પામ્યો, અને કાશીઘાટના ઘાટ ઘડવા લાગ્યો. ટ્રેન રવાના થઇ, ને નવલના મન-તરંગ પણ કંઈ કંઈ વેગ કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું.

### પુરૂષના નશીબ આડું પાંદડું.

ભાગ્ય ફળે તે નહિ જુએ, રૂપ ગુણ વિદ્યાય;
સમુદ્ર મથતાં વિષ મળ્યું હર, લક્ષ્મી હરિરાય.

**भवति च भाग्यं विना प्रयत्नेन् ।**

નવલના ઉડતા વિચારો અને તૂટતાં વાકયો પરથી તે દેશાટણ કરવા જાય, એમ માણેકે માન્યું નહિ. નીલમ સંબંધી તેના વિરોધી વિચારો કંઇ નવા ન હતા, એટલે તે માટે પણ માણેકના મનમાં બહુ અસર ન થઈ. માણેકને લગાર સદેહ તો થયો, કે પ્રિયાના પ્રેમથી નાસીપાસ થએલો પુરૂષ કંટાળીને છેવટ ચાલ્યો જાય, તો જઇ શકે, પણ રત્નલાલના અંકુશ તળે બન્ધનમાં પડેલો નવલ એટલી હદ સુધી સ્વતંત્રતા મેળવે, એ તેણીને અશકય લાગ્યું.

માણેક સ્વમાની વાત તો તદન વિસરીજ ગઇ. નવલના ઉદ્દગારો પર પોતે ત્યાંજ બેઠી બેઠી વિચાર કરવા લાગી. નીલમની ચિત્ત વૃત્તિ સંસાર પરથી ઉઠી જવાને લીધે નીલમે કેટલીક મનોવિકારી મદનની વ્યથા વ્યાધી વોરવાનું નાપસંદ કર્યું, પણ પતિની ઈચ્છાનોએ ત્યાગ કર્યો, એ માણેકના મનમાં વાજબી લાગ્યું નહિ. સ્ત્રીની ઇચ્છા ગમે તેવી પ્રબળ હોય, તોપણ પતિની ઇચ્છિા ન હોય તો પતિને રાજી રાખવા ખાતર, તેની કૃપા મેળવવા ખાતર, તેના પ્રેમને ખાતર તેનાં વચનો માન્ય કરીને સત્ય કર્મ પણ મુલ્તવી રાખવું જોઇએ, ને જે સ્ત્રી ચતુર હોય, આગ્રહી હોય, તો પતિને પક્ષમાં લઇને પછી વિનય-વચને પોતાની ઇચ્છા પાર પાડવાનું વચન લઈ લેવું જોઇએ, પણ નીલમની સ્વતંત્રતા નવલની આજ્ઞા લેવા માટે બન્ધનમાં ન હતી. તે તો વડીલ રત્નલાલ હૈયાત હોવાથી તેની આજ્ઞા માન્યભૂત ગણાતી હતી, અને રત્નલાલ કંઇ નીલમનાં વચન અમાન્ય કરે તેમ નહોતો એટલે નવલે મનેચ્છાને માર્ગ આપવાને મુંબઈ છોડયા વિના છુટકો ન હોતો. નવલની દેશાટણની કદી ઇચ્છિા થઇ હશે ખરી, પણ તે અમલમાં આવી શકે, એમ માણેક માનતી ન હતી. આ પ્રકારના અનેક તરંગમાં માણેકનું મન ઘેરાયલું હતું, ત્યાં કુન્દન આવ્યો. માણેકને નવલ તથા નીલમના સંસાર સંબંધી અનેક વિચાર થતા હતા, ને તે સાથે સરખાવતાં પોતાનો કંગાળ વૈભવ પણ ઉચ્ચ સ્થિતીનો માનતી હતી. તેણી આનંદમાં આવીને મંદ મંદ હાસ્ય કરતી હતી, તેવામાં કુન્દન પર તેની નજર પડી. કુન્દન પોતાની પ્રિયાને એકલી એકલી હસતી ને મનતરંગ ઉડાવતી જોઇને વિસ્મય થયો, પણ માણેકના હસવા સાથે પોતે પણ હસી પડયો. માણેક ખુરસીપરથી ઉઠીને કુન્દનની પાસે ગઈ, ને બોલી.

" આપને મુબારકબાદી આપું છું." માણેક આવેશમાંજ બોલી ગઇ. પેલી સ્વમાની વાત યાદ આવી ગઈ, ને મનને રીઝવવા માટે પતિને હસાવ્યા.

" મુબારકબાદી ! ડરબીની લોટરી આવી, કે રાજ્યનો અધિ- કાર મળ્યો ?" કુન્દન પાઘડી કહાડીને ખુરસીપર બેસતાં બોલ્યો. માણેક જોડેની ખુરસીપર બેઠી.

" મને સ્વપ્નું આવ્યું, તેમાં આપને એક હોદ્દો મળ્યો."

" હાથીનો કે ગધેડાનો ? ભાગ્ય—દશા તો ગધેડે ચઢાવે તેવી છે."

"આપ હિમ્મત રાખો. આપણી દશા લખપતી કરતાંયે સુખી છે."

" ત્હારી બ્હેનની સાહ્યબી કરતાંયે સુખી છે ? "

" નિઃસંશય—સુખી ! પ્રેમી દમ્પતીઓનાં સુખ કોઇ પણ બીજી વસ્તુમાં સમાયલાં નથી. નવલરાય હમણાંજ આવ્યા હતા, તે તો કહી ગયા, કે હું તો દેશાટણ કરવા આજે જવાનો છું."

" હંબક ? રત્નલાલ રજા આપે કે ?"

" કદાચ કંટાળી ગયા હોય તો રજા આપે."

" ત્યારે નીલમ અંતે સુખી ન થઈ હોં !"

" ગરીબ બિચારો નવલ !" માણેક નવલની દયામણી વીતક વાર્તા વિષે કુન્દન કને પ્રસંગ કહાડતાં નિસાસો મુકીને બોલી.

" બિચારો નવલ કેમ. પ્રિયા ! મહા ધુરંધર ધનવંત પિતા હયાત છે, અને જગતના દીવાઓને અંજાવી નાખે, તેવી રૂપાળી ને ડાહી પત્નિ છે."

" મ્હારે ઘણા ખેદ સહિત કહેવું જોઇએ, કે જેનું જીવતર પરવશ પડેલું છે, તેનો અવતાર એળે સમજવો."

" ખરી વાત છે. પ્રેમ વગરનું પરણેતર એ વ્યભિચારનો વિવાહ છે. દમ્પતી પરસ્પર જો પ્રેમ—વિરોધી હોય, તો તેમાં કશો

મજા નથી. મનને અણુગમતું છતાં વ્યવહાર કે શરમને ખાતર જમવા બેસવું, જેમ અપ્રિય છે, તેમ પ્રેમ વગરનું લગ્ન તદ્દન નકામુંજ છે, પણ તેં વળી આજ કંઇ નવું જોયું ?"

"નીલમ બ્હેનને હવે લગાર કીર્તિ ને મોટાઈપર વધારે મન દોડયું છે, ને કંઇક ગર્વ પણ ચડયો લાગે છે ?"

"તે તો બનારસ રહીને મોટી સાધવી થઇ આવી છે, ને હવે વળી ગર્વ શો ?"

"ગમે તે હો, પણ હાલની તેની રીતભાત લગાર હુકમી તોરવાળી ને ચીડાઉ વધારે છે. બિચારો નવલશંકર તો તેનાથી થર થર ધ્રુજે છે. બાબુના મહોત્સવમાં તેને કંઇ કોઇએ પૂછયું છે ? તેની તે કશી ગણના થઈ છે ? રતનનો વિવાહ કર્યો. ત્યારે પણ માત્ર નીલમને પુછવામાં આવ્યું. નવલ કયાં છે ખુણે પડયો છે, તેની તો કોઇને ખબરે ના પડી. સૌભાગ્ય બ્હેન પણ તેના વહેવાઈની સન્મુખ વાત કરી શકયાં નથી. નીલમ આગળથી ખસે ત્યારે કની ?"

"સૌભાગ્ય જાતે બહુ ડાવકી સ્ત્રી છે. તેની સાથે તો નીલમે બહુ સભ્યતા વાપરી છે. નીલમ ભલે ક્રોધી ને તામસી છે, પણ તેનામાં બીજાં અપલક્ષણ જણાતાં નથી. તેને શોખ છે. તે સ્વતંત્ર મનની છે. લગાર સુધારાના પક્ષમાં આગળ પડતી છે, પણ અપવાદી નથી, એ તો મને ખાત્રી છે !" કુન્દને નીલમની હિમાયત કરી.

"તે તો નથીજ ! અને મ્હારી માતાએ એવી બાબતમાં તો બાળપણથીજ અમારી પર કાળજી રાખી છે. માત્ર આપણી વચ્ચે જે પહેલો 'કાંડી' વાળો પ્રેમ-પ્રસંગ પડયો, એજ મ્હારો અપવાદ !" માણેકે હસીને કહ્યું.

"પણ તે અપવાદ જેટલો સુખકર છે, તેટલો નીલમનો પ્રેમ-હીણ વ્યવહાર સુખકર નથી."

"હશે. ગઈ તિથી ગોરે ન વાંચે!" માણેકે વાત બંધ પાડી. એવામાં ટપાલમાં જયન્તનો એક પત્ર આવ્યો, અને કુન્દને વાંચ્યો. એ પત્રમાં આ પ્રમાણે લખાયલું હતું.

"પ્રિય ભાઈ કુન્દન,

મ્હારા મનની અભિલાષા હતી, કે મૃત પ્રિયાનાં અસ્તિ ગંગાજળમાં જાતે જઈને નાખવાં, અને છેવટનો શોક ત્યજીને મનને યોગ માર્ગે મુકવું, એટલે હું મન–વેગે તમને મળ્યા વગર અહીં રમાને લઈને આવ્યો છું. પ્રથમ તો હું ગંગા કાંઠે ધર્મશાળામાં ઉતર્યો, પણ કાયસ્થ–ગોર સ્ટેશને મને મળ્યો છે, અને તેણે અહીંના પ્રતિષ્ઠિત કાયસ્થ ગૃહસ્થ યોગેન્દ્રલાલને ખબર આપવાથી મને તેઓ ત્યાં લઈ ગયા છે. યોગેન્દ્રલાલ ને તેની કેળવાયલી જુવાન કન્યાએ અમારો બહુ સત્કાર કર્યો છે. રમા તો તદન હળી ગઈ છે. હવે અમે થોડા રોજમાં નવા જન્મ પ્રમાણે ત્યાં આવીશું. સૌ. માણેક ભાભીને મ્હારા ધટીત કહેવા. બાળકોને બોલાવવાં. તમારાં નામ સદા અત્ર સ્મરૂં છું.

લા૦ પ્રેમધર્મી

જયન્તના પ્રણામ.

"કેવો માયાળુ ને ભલો મિત્ર! કાશી પ્હોંચ્યો, પ્રિયાને ખાતર છેક જાતે કાશી ગયો! વાહરે પ્રેમી! વાહરે મિત્ર, વાહ! ત્યાં પણ આપણને ભૂલ્યો નથી. અહીંથી ગયો, ત્યારે પણ મિત્રને ઋણમુક્ત કરવા યાદ કર્યો, અને ત્યાં ગયો, તોપણ તે તીર્થમાં નામ સ્મરે છે!"

"એમની નિર્મળવૃત્તિ તો જુઓ! મારવાડીને આપેલી ગંજાવર રકમ સંબંધી એક શબ્દ પણ લખ્યો નથી! મિત્ર તો એવાજ મળજો!"

" તેણે કંઈ નથી લખ્યું, પણ આપણે લખ્યા વગર ચાલે ?"

" તમે જરૂર લખજો, પણ હાલ વધારે ઉપકાર માનવાની કે નાણાં વસુલ કરી દેવાની વાત લખશો નહિ, કાં કે વળી આપણે શાહુકારી દેખાડીયે, ને તેને માઠું લાગે ? તેણે કંઇ આપણને ઋણુ-દાર ઓળખાવવા સારૂ આ કામ કર્યું નથી ?"

" હું પણ તેવીજ રીતે લખવાનો છું."

" પણ નવો જન્મ લઇને આવીશ, એટલે શું ? ત્યાંથી પેલું રતન તો નહિ લઇ આવે ?" ભાણેકે નિર્દોષ મશ્કરી કરી.

" ઘેલી છું ઘેલી ! જે માણસે સંસારનો વૈભવ તજીને આમ સન્યાસ લીધો, એ તે વળી ફરીને વ્યવહાર કરે ?"—

" કોઇ સુંદર ને લાયક કન્યા મળી જાય, તો શા સારૂ ન કરે ? પુરૂષો તો લગ્ને લગ્ને કુંવારા !"

" વારૂ, થયું તે જોયું, ને થશે, તે જોઇશું. ચાલ, કાગળો તો લખી કહાડું ?" કુન્દન ઉઠયો, એવામાં તારવાળો સિપાઇ આ-વ્યો, ને કુન્દનના હાથમાં તાર આપ્યો. કુન્દને સહી કરી આપી, અને સિપાઈ ગયો. કુન્દન તાર ઉખેડીને વાંચતાં હરખાઇને બોલ્યો:-

" પ્રિયા ! ત્હારૂં સ્વપ્નું ખરૂં પડયું. કુમાર સાહેબનો તાર છે, ને તેણે પ્રાયવેટ સેક્રેટરીની જગ્યા લેવા માટે મને તાકીદે બોલાવ્યો છે ?"

" મ્હારા સમ ! અંતે પ્રભુએ બાળકો તરફ નજર કરી ખરી, અને મહારાણીએ પણ દયા કરી ખરી. તેણે વચન આપ્યું હતું, તેથી કુમારને સમજાવીને પણ આપણી કદર કરી. આખરે વચન પાળ્યું. હવે તો ત્હારો ઠણકો વધી પડશે ?"

" મ્હારા વ્હાલાનો ભપકો વધશે, તો મ્હારો ઠણકો કાં નહિ

વધે ? પણ મેં તમને મુબારકબાદી આપી, તેનું ઇનામ ?" મા-ણેકે લાડ કર્યું.

"ઇનામમાં હું પોતે !" દમ્પતી પ્રેમથી ભેટ્યાં, અને આનંદ પામતાં બંગલામાં ગયાં. આજે કંસાર કર્યો, સુદામાની ભાવટ ભાગી, જંગલમાં મંગલ વર્તાયો. પુરૂષના નશીબ આડું પાંદડું હતું, તે હઠી ગયું.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### ચડતી–પડતીનો ચમકારો ! કુન્દનની એક કર્મ કથા.

" એક મેર ઉંડુરાજ, ગિરી પાછળ જાય છે,
એક મેર શુભ ઉદય, અહરમણિનો થાય છે;
અસ્તોદય આદિક, થાય તેજસ્વીનોએ,
જન સ્થિતી એ એમ, સુચવતા જાણે હોયે.–દ. પ્રા. ખ.

રામ વનવાસ, બલીને બન્ધન, નળ–પાંડવોને દેશ ત્યાગ, રાવ-ણનો પરાજય, સહસ્રાર્જુનને કારાગૃહ, આ સર્વ સમયનો પ્રભાવ છે. જગતમાં ચડતી–પડતી સર્વપર છે. કોઇ પણ પદાર્થ એવો સ્થાયી નથી, કે અમુક મુદત પછી તે ચળિત થવાનો નથી. સૂર્ય ને ચંદ્રની ગતી પણ ફરતી રહે છે, તો પછી જડ ચૈતન્યમય વસ્તુઓ કેમ સ્થાયી રહી શકે ?

કુન્દન અને માણેકની સ્થિતી વૈકુંઠના વૈભવ જેવી સુખપ્રદ અને નિર્મળ હતી. પ્રેમથી પરણેલાં આ યુવાન જોડાપર ઇશ્વરની કૃપા હતી. વિરપુર મહારાજાની કૃપા તળે તેઓએ રાજકીય વૈભવ ભોગવવામાં મણા રાખી ન હતી. માણેકપર મહારાણીની જેમ કૃપા

હતી, તેમ કુન્દનપર મહારાજાનો પ્રેમ હતો. કુન્દન જોડે કુમારનું દીલ મળી ગયું હતું, કુંવરનું નામ ઇન્દ્રકુમાર હતું, ને કુંવરીનું નામ ઈંદિરાકુમારી હતું. કુન્દન તથા માણેક રાજકુળ–પ્રીતિ સંપાદન કરીને સંતતિ–સંપત્તિથી સુખી થયાં, અને સરસ્વતી અને દુર્ગાપ્રસાદના સ્વર્ગવાસ પછી મુંબઈમાં આવી રહ્યાં હતાં. કુન્દને પોતાની સંસારી રાજધાની મુંબઇમાં સ્થાપી, ત્યારે તેની કને સાસુ સસરાનો વારસો તથા પોતાનું ધન મળીને પચીસ હજાર રોકડા ને દસ હજારના દાગીના હતા. તે ઉપરાંત ચોપાટીપરનો બંગલો, અને સુરતનું ઘર તથા એક વાડી હતી. મુંબઇમાં રહીને તેણે વીરપુર મહારાજાની એજન્સી હાથમાં લીધી હતી. એક વિશ્વાસુ એજંટ તરીકે કુન્દને મહારાજાના ઘણાં કામ કર્યાં હતાં. પ્રમાણિકપણું ને સન્નિષ્ટા રાખીને કુન્દને રાજ્યને લાભ કર્યો હતો, અને જયન્ત જેવા નવા ઇજનેરને પણ રાજનું કામ સોંપીને ખટાવ્યો હતો, પણ પોતે એક પાઇ સરખી હાંસલ કરી ન હતી. મહારાજા તરફથી માત્ર પગાર મળતો હતો, તેપર તેને સંતોષ હતો. આ રીતે કેટલોક સમય વીતિ ગયો. કુન્દન પોતાના સુખી સંસારે રહેવા લાગ્યો. બાળકોને કેળવવા પાછળ માણેકે ચિત્ત લગાડ્યું, એવામાં દેશમાં દુકાળ પડયો. વીરપુર મહારાજાએ નવો મહેલ ચણાવ્યો, અને યજ્ઞ–યાગાદીક કર્મ આદર્યાં, તેમાં મોટું કરજ થઈ ગયું. એ સમયે દુકાળની આફત આવી, ગવર્નમેન્ટ તરફથી સખ્તાઇ થઈ, પ્રજાને નીભાવવા માટે બાંધકામ કરવાનું, ને પોતાના રાજકીય ખરચો ચલાવવાનું કામ ભારે પડયું. રાજની ઉપજ દુકાળને લીધે બંધ પડી, અને નવું કરજ કરવાનો વખત આવ્યો. દિવાન લગાર કંજુસ ને નબળા મનનો હતો, તેને નાણાંની ગોઠવણ કરવા માટે મુંબાઇ મોકલ્યો. મહારાજા ટેકી હતા, તેથી રત્નલાલ જેવા મિત્રને

શરમાવવાનું યોગ્ય ન વિચાર્યું. દિવાને મુંબઇમાં ઘણી તજવીજ કરી, પણ નાણું ન મળી શક્યું, અને પોતે પાછા ગયા. મહારાજાની ચિન્તા વધી પડી, ને એ ચિન્તામાં તેઓ આજારી પડી ગયા. કુન્દનને આ વાતની ખબર પડી. માણેક અને કુન્દને એક વેળા એકાન્તમાં બેસીને વિચાર કર્યો, કે વીરપુર મહારાજાને ઉપકાર તળે લાવવાનો હાલ સમય છે. તેમની નાણાં-ભીડ ટાળવાની તક આપણે લ્હેવી. નાણાં ખોટાં નથી, પણ કાળ જશે, તે કહેણી રહી જશે. જે રકમ ઘરમાં પડી છે, ને મહારાજાને ત્યાં મુકવી. માણેક તથા કુન્દન એકમત થયાં, ને પોતાની કને પચીસ હજારની પ્રોમીસરી નોટો હતી, તે લઇને કુન્દન વીરપુર ગયો. મહારાજાને ખબર મળી કે કુન્દનલાલ ખાનગી મુલાકાત માટે આવ્યા છે, મહારાજાએ તેને બોલાવ્યાં, કુન્દને નમીને મહારાજાના પગમાં નોટોનું બંડલ મુક્યું, ને બે હાથ જોડી નમ્ર સ્વરે બોલ્યો.

" મહારાજા સાહેબ ! આ ગરીબ શેવકની થોડી એકઠી થએલી નાણાંની રકમ છે, તે આપ હાલ અનામત સ્વિકારો, અને રાજખર્ચમાં વાપરો. જ્યારે આપને અનુકૂળતા થશે, ત્યારે હું પાછી આ રકમ મંગાવી લઇશ. જો કે રકમ વધારે નથી. માત્ર પચીસ હજારની પ્રોમીસરી નોટ છે. આ નોટો આપના ખાનગી ખરચ માટે આપું છું. " કુન્દનલાલની વફાદારી ને ભલાઇ માટે મહારાજાના મનમાં બહુ ઉચ્ચ લાગણી પેદા થઇ. મહારાજા ઘડીભર વિચારમાં પડયા, ને પછી બોલ્યા.

" કુન્દનલાલ ! તમારા ઉમદા દીલ માટે તમને ધન્યવાદ ઘટે છે. તમારા જેવા પ્રમાણિક ને ઉચ્ચ વૃત્તિવાળા ગૃહસ્થો ઘણા થોડા હશે. મ્હારા તમે આ કઢંગા પ્રસંગમાં તમારી નાજુક હાલત છતાં, આવી મોટી રકમ, વગર આંચકે મને આપવા આવેલા જોઇને મને

બહુ વિચારો આવે છે, પણ હાલ તે રકમ હું માન્ય કરૂં છું. માત્ર એટલું કહું છું, કે તમે અગવડમાં ન આવશો. અહીં તો રાજ્યનો મામલો છે, એટલે નાની મોટી રકમો લેવાશે–દેવાશે. તમારી બાબત તો કેવળ ખાનગી છે." મહારાજા શું જાણે, કે વફાદારી કરવા છતાં કુન્દનને કંગાળ બનાવવાને પોતે નિમિત્તરૂપ થઇ પડશે!

"આપ કશી કાળજી ન કરશો. પ્રભુ સાનુકૂળ છે." કુન્દનના વાક્ય અને આગ્રહપરથી મહારાજાએ એ રકમ લીધી. કુન્દનનો ઉપકાર માન્યો, અને તેની બરદાશ કરવાનો ખાનગી હુકમ કર્યો. કુન્દન ઉતારામાં ગયો. આ લેણ–દેણની વાતની બીજા કોઇને ખબર ન કરી. માત્ર મહારાજાએ પોતાની મહારાણીને મદદની વાત કરી. કુન્દનલાલના મનની મોટાઇનાં વખાણ કર્યાં. પચીશ હજારની રકમ આપવા માટે મહારાણીના મનમાં પણ હર્ષનો ઉભરો આવ્યો, અને તે વાત ગુપ્ત રહી. રાતના મહારાજાએ એ નોટો પોતાના પલંગમાં રાખેલી ગુપ્ત–પેટીમાં મુકી દીધી. પલંગમાં એવી ખુબી હતી, કે તે બીજાથી કળી શકાય નહિ. તે પેટીનો ભેદુ એકજ મહારાજા હતો. રાણીને તે વિષે વાત કરી હતી, પણ તેની કુંચી તથા ભેદ માલુમ ન હતો. રાત્રે મહારાજા સુતા, ને એકાએક તેમની તબીયત બગડી ગઇ. તેણે ખવાસને બોલાવ્યો, ડોકટરને તેડી મંગાવ્યો. રાણી પધાર્યાં. કુન્દનલાલ આવ્યો, અને સારવાર થવા માંડી, પણ મહારાજાએ બે ચાર કલાકના દુઃખમાં દમ છોડયો, ને તે પ્રભુને શરણ થયો. દિવાન તો ગામડામાં હતો. તેને બોલાવવા સ્વાર મોકલ્યો. દિવાન એકદમ આવી ચડયો, તેણે પોલીટીકલને ખબર આપી. સાહેબ એજ પ્રભાતે આવ્યો. દિવાન ને સાહેબ મળી ગયા. ડોકટરને કબજામાં લીધો. પોલીટીકલ સાહેબ અને મહારાજા વચ્ચે વિરોધ ચાલતો હતો. દિવાન લુચ્ચો

હતો. મહારાણીનો તે પર અવિશ્વાસ હતો, એટલે મહારાજા આપ-ઘાત કરીને ગુજરી ગયા, અને અભાગી કુન્દનલાલ તથા મહારાણી પર તેનો અપરાધ આવ્યો. સરકારી ડાકટરને બોલાવીને મહારાજાની તપાસ કરાવી. ડાકટરે બન્નેપર ઝેર દેવાનો આરોપ ચડાવ્યો, અને સાહેબે કુન્દનલાલ તથા મહારાણીને નજરકેદ કર્યાં. મહારાજાને અગ્નિદાહ કરાવ્યો, ને સ્ટેટ મેનેજમેંટ પેસી ગયું. ગવર્નરને તાર કરવામાં આવ્યો, પણ કશો જવાબ ન મળ્યો. આખરે કુન્દનલાલ તથા મહારાણીને મુઝાવું પડયું. દિવાન બદલાઈ ગયો, એટલે રાજ આફતમાં આવી પડયું. નગરમાં ખળભળાટ થયો. કુમાર હજી પંદર વર્ષની વયનો હતો, એટલે રાજપર સરકારી થાણું બેઠું. અને કુન્દ-નલાલને કેદ કર્યો. આ બાબતની મુંબઈમાં ખબર થઈ. માણેક મોટી ચિન્તામાં આવી પડી. તે એકદમ વીરપુર આવી કેટલીક તજ-વીજ પછી દિવાને સલાહ આપી, કે દસ હજારની રકમ ખરચશો, વો છુટકો થશે ! માણેક પાછી મુંબઇ ગઇ, અને પોતાના દાગીના હજારીમલ મારવાડીને ત્યાં મુકીને એ રકમ લીધી, અને દિવાનના કપાળમાં ડહામ દઇને કુન્દનલાલ તથા મહારાણીનો છુટકો કરાવી દીધો. દિવાનને દાબી મુકયો. નવો અમલ રાજ પ્રજાપર આવ્યો. કુન્દનલાલ નિર્દોષ થયો, પણ ધર્મ કરતાં ધાડ આવવાથી તે તદન કંગાલ બની ગયો. રાજ ખટપટનો અનુભવ નહિ હોવાથી, ને એકા-એક આફતકાળ આવી ચડવાથી તે ગભરાઇ ગયો. ડાહી અને ચતુર માણેકે હિમ્મતથી કામ લીધું, ને કોઈની મદદ વગર કે કોઇની ઓશીયાળ વગર પતિને છોડાવ્યો. મહારાણીએ તેનો ઉપકાર માન્યો, અને વચન આપ્યું, કે જ્યારે સ્વતંત્ર સમય આવશે, ને કુમારને ગાદી મળશે, ત્યારે બદલો વાળીશું. એ પ્રસંગ તો એટલેથીજ મુ-લતવી રહ્યો, પણ પેલી પચીસ હજારની રકમ પાછી મેળવવા તજ-

વીજ ચાલી. મહારાણીએ ઘણી શોધખોળ કરી, પણ એ નોટાનો પત્તો લાગ્યો નહિ. કુન્દનને સંતોષ અને ધિરજ એ હતી, કે નોટો પોતાના નામ પર રહેલી છે, તેથી કોઇ ઉપયોગ કરી શકવાનું નથી. હાલ તો સઘળા દુઃખ સાથે તે પણ દુઃખ વેઠવું. આ રીતે ધિરજ રાખીને આ દમ્પતી મુંબઇ આવ્યાં. મહારાણીને બહુ દુઃખ લાગ્યું, પણ નિરૂપાયે સંકટ શોસવું પડયું. આમ કરતાં ચારેક વર્ષ વીતિ ગયાં. કુમારને ગાદીએ બેસવાનો વખત આવ્યો. પોલીટીકલ બદલાઈ ગયો. કુન્દનની દશા ઉઘડી, અને મહારાણીના મનમાં વસેલી લાગણી જાગૃત થઈ. તેણે કુમારને ભલામણ કરીને કુન્દનલાલને પાછો પોતાના રાજ્યમાં બોલાવ્યો. અંતે ધર્મે જય ને પાપે ક્ષય થયો. કુન્દનલાલની પ્રભુએ લાજ રાખી, ને સારા કામનાં રૂડાં ફળ પ્રાપ્ત થયાં. કુન્દન ને માણેકની નિર્ધનતાનો આ મુદ્દો વાંચક વર્ગના હાથમાં આજે આવ્યો, તેમ તેની ધિરજનો બદલો પણ મળ્યો, એ પ્રસંગ અહીં પુરો થયો છે. હવે તેની ભાગ્યની ખિલતી કળી તરફ નજર કરીશું.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### પ્રવાસીઓનો પ્રવાસ.

જીવ–મુસાફર જગતમાં, કરે વણજ વેપાર;
પાપ પોટલી હાથ લઈ, ગોથાં ખાય ગમાર.
સોદાગર સરજીને આવ્યા ભવ–નગરે વેપાર અર્થે,
પંચ–શત્રુને સાથે લાવ્યા–કરે વણજ સ્વારથ ગર્થે.
કલેપ–દ્વેષને આધી વ્યાધી, તણો કર્યો નફો હસ્તે,
ખાલી હાથે આવ્યા તેવા ખાલી હાથે ગયા સ્વસ્તે.

કુન્દનલાલની દુર્દશા ફરી ગઈ. સત્ય નિષ્ઠાથી સારા ખેતરમાં શુદ્ધ વૃત્તિનું બીજ વાવ્યું, તો તેને પ્રભુરીનાં સારાં ફળ મળ્યાં. નીતિ શુદ્ધ હતી, કલેશપર વિરાગ હતો. દ્વેષ તો લેશ માત્ર નહોતો, ક્રોધને બલિદાન તરીકે બહાર કહાડયો હતો. જાતે ગુણી ને વિદ્વાન હતો. ઘરમાં સલુણી સાધવી હતી. એક રૂપેરી પાત્રમાં દુધ ને સાકરનો સંગમ થયો હતો. ગરીબાઈ આવ્યા છતાં ધનીકને શરમાવે તેવી રહેણી કરણી રાખી હતી. ગ્રહરાજ્યનું પુરંધર કાર્ય કરવાને માણેક એકલે હાથે બળવંત બની હતી. સુખ–દુઃખ ને જગતની પડતી ચડતીની તાપ–છાંયામાં સંકોચ વગર, લોભને મારીને, મનથી ઉછળતી આશાઓમાં સમાયેલો વૈભવ–સુખનો ક્ષોભ ત્યજીને તેણે શાન્ત ચિત્તે પતિને કળાવા ન દઈને પોતે અખંડ પ્રેમ–મૂર્તિ તરીકે મંત્રી તરીકે સાંગોપાંગ નિર્વિઘ્ને રાજ ચલાવ્યું, તો પ્રભુ તેનાપર આખરે પ્રસન્ન થયા.

કુન્દન અને માણેક બેઠા હતાં, ત્યાં બહારથી ફરીને આવેલાં બાળકો લીલુ અને મણાને કાને ખુશ ખબર આવ્યાથી તેઓ તો આનંદમાં આવીને તરેહવાર તરંગો લડાવવાં લાગ્યાં, એવામાં એક મિત્ર મળવા આવ્યો. તે વર્તમાનપત્રનો રિપોર્ટર હતો. તેના જાણવામાં પણ અહીંથી આ નવી ખબર આવી. તે જરા વાર બેસીને તરત ઉઠયો, ને ઉપલી ખબર એજ વખતે પેપરમાં દાખલ કરી દીધી. પ્રભાતમાં તો એ વાત જાહેર થઇ. કુન્દનના મિત્રો ને પિછાણનારાં તેમજ રતનલાલ વગેરે તરફથી મુબારકબાદીના સંદેશા આવ્યા. માણેકનું ઘર આજે આનંદથી છવાઇ ગયું. નીલમે પણ આનંદ દર્શાવ્યો. નવલ કાશી તરફ ગયો, એ માણેકને ખબર નહિ પડી હોય, એમ ધારીને નીલમે જે માણસને માણેકને ત્યાં મુબારકબાદી આપવા મોકલ્યો, તેની જોડે નવલ વિદાય થયાની ખબર

આપી. કુન્દને વીરપુર તાર કર્યો, ને બપોરની ટ્રેનમાં વિદાય થયો. હવે ભિન્ન ભિન્ન પ્રવાસીઓનો પ્રવાસ શરૂ થયો.

કુન્દન વીરપુર ગયો. નવલ કાશી તરફ ચાલ્યો. જયન્ત અમદાવાદ આવવાને કાશીથી ઉપડયો અને સર્વનું ભાગ્ય–ચક્ર પણ વિવિધ ચીલો પરખાવતું પ્રવાસ કરવા લાગ્યું. કુન્દન તો સ્થિતિસર થઇ ગયો, પણ જયન્ત અને નવલના પ્રવાસ તરફ દૃષ્ટિ કરીએ. એક પંખિણીપર એ શિકારીએ માનસિક જાળ પાથરી છે, તે તરફ જોઇએ.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### જયન્તની એક ભૂલ! રામનું સ્વપ્નું ભરતને ફળ્યું!

રામાયણની પ્રસિદ્ધ કથા વાંચક વર્ગથી અજાણી નથી. જે કાળે બનવાનું છે, તે બન્યા વગર રહેતું નથી, **न जाने जानकीनाथ प्रातःकाले किं भविष्यति** લોક કહેણી પ્રમાણે જાનકીનાથ રામચંદ્રજી પણ જાણતા ન હતા, કે પ્રભાતે શું થશે? અર્થાત રામને રાજ્યાભિષેક કરવાનું પ્રભાતમાં નકી થયું હતું, પણ કુદરત ફરી જવાથી કૈકેયને દુષ્ટ બુદ્ધિ ઉત્પન્ન થઇ, અને પોતાનું વચન સિદ્ધ કરવા દશરથ રાજા કને માગણી કરી, કે રામને વનવાસ ને ભરતને રાજ આપવું! વચનથી બંધાયલા દશરથ રાજા ખેદિત થયા. મુખથી કે મસ્તકથી તેણે કશો પ્રત્યુત્તર ન આપ્યો, પણ શોક સાગરમાં ડુબેલા રાજા વચનને ખાતર રામ–લક્ષ્મણને વનવાસ આપ્યો, ભરતને રાજ અપાવવા કૈકેયે યોજના રચી! આખરે ભરતે રાજ ન લીધું. માતાની બુદ્ધિને તિરસ્કાર આપ્યો, ને છેવટે રામનેજ રાજ મળ્યું! પણ દેશી કહેવત મુજબ રામનું સ્વપ્નું ભરતને ફળ્યું!

એ રીતે જયન્તની એક ભૂલ તત્કાળ તો નવલને ફળી, પણ કરવું તેવું ભરવું, ને વાવવું તેવું લણવું, એટલુંજ નહિ, પણ દાનત તેવી બરકત મુજબ સત્યે ધર્મજય થયો. એક સ્થળે કથા છે કેઃ-

સ્વેચ્છા તો મનમાં રહે, ધાર્યું ધણીનું થાય;
રાજપુત્રી પતિસંગમાં, રીંછ વિપ્રને ખાય !

" એક વિપ્રે રાજ કન્યાને છળથી સપડાવવા યત્ન કર્યો, પણ આખરે તો તે કન્યા રાજકુળમાંજ ગઇ, ને વિપ્રને રીંછે ફાડી ખાધો. તેવી રીતે નવલ તો માત્ર નિમિત્તરૂપ થયો, અને ગુણવંતી તો પોતાના ભાગ્ય-ભૂવનના પ્રેમ-બગીચામાં પ્રવેશ થઇ.

નવલ મૂગ્ધાનાં પ્રેમ-કંકણ ખરીદીને પ્રેમી ઝવેરી કાશીથી નીકળ્યો. ગુણવંતીના હૃદાનો હાર જયન્ત. પ્રેમ-સ્થાપના કરીને, પ્રતિજ્ઞારૂપ પુત્રીને ગુણીના ગુણ-સ્થાનમાં મુકીને અમદાવાદ આવ્યો. જયન્તની મામી જેને જયન્તે જેમ માતા તુલ્ય માની હતી, ને મામીએ જયન્તને પુત્રતુલ્ય ગણ્યો હતો, તેની માંદગીના સબબે એક-દમ તે અહીં આવી ચડયો. વ્હાલી મામી અવસાનપર હતાં. તેની ઇચ્છા માત્ર જયન્તને ગ્રહસ્થાશ્રમી બનાવી રમાના સુખનો નિશ્ચય કરવાની હતી. જયન્તની બાલ્યેચ્છા સંસાર પરિત્યાગ કરવાની હતી, એમ મામી જાણતાં, પણ આન્તરિક ઇચ્છા કશી કલ્પી ન હતી. જયન્ત મામીને મળ્યો. માતૃવાત્સલ્ય ભાવે ભાણેજને મામીએ પો-તાની પાસે લઇને બે હાથ ઉંચા કરીને તેણી બેટી, ને અશ્રુપાત કર્યો. જયન્તને પણ તેટલીજ લાગણી પેદા થઇ. માતા સુખથી અભાગી થયેલો જયન્ત મામીનેજ માતા ગણતો હતો, ને તેના સુખમાં, પ્રેમમાં, માયામાં ઉછરીને મોટો થયો હતો. મા તેજ મામી એમ માનતો હતો, ને છેવટે મામીનો અવસાન માતાના વિયોગ જેવો ગણીને તે પણ રડી પડયો હતો. જયન્તે ગદગદ કંઠે

કહ્યું "મા મને કંઈ આજ્ઞા છે? મ્હારાપર આપનો અનહદ ઉપકાર છે." જયન્તનાં નમ્ર વચનો સાંભળીને મામીએ ધીમે ધીમે સાદે પ્રાણ-વાયુની ધીમી લ્હેરથી અટકતા શબ્દે જવાબ આપ્યો. 'બેટા! તું મારો ભાણેજ કે દીકરો જે કહું તે તું છે. મેં મારો ધર્મ બજાવ્યો છે, કંઈ ઉપકાર કર્યો નથી. તું નમ્ર છે, વિવેકી છે, ડાહ્યો છે, ધર્મજ્ઞ છે, આજ્ઞાંકિત છે. તને શી આજ્ઞા કરવાની હોય?" મામીએ છેવટનું સરટીફીકેટ આપ્યું.

"મા! તોપણ મને કંઈક છેલ્લા બોધનાં બે વચન કહો?"

"દીકરા! જ્યારે ત્હારી ઈચ્છા ને આગ્રહ છે તો, કહું છું. સાંભળ! પ્રથમ તો તું રમાને એકદમ અહીં બોલાવ. મ્હારે તેનું મુખડું જોવું છે. એ ગરીબ દીકરીને ત્યાં શા માટે મુકી આવ્યો છું? અને બીજું તો એ કે તું સંસારી થા. પુત્ર વિનાનું જીવન વૃથા છે. મને તો તું જેવો સપુત ભાણેજ પુત્ર તરીકે મળ્યો, ને તેથી તારા મામાનો ને મારો દેહ મુક્ત થયો, પણ તારે કોઈ નથી. માટે એક આજ્ઞા માન્ય કર?"

"જ્યારે માતાની એવી ઈચ્છા છે, તો હું આપની ઈચ્છાને તાબે છું." જયન્તને ભાવતું હતું, ને વૈદે ફરમાવ્યા જેવું થયું.

"જ્યારે તું વચનથી બંધાય છે, ત્યારે હું ખુલાસો કરૂં છું, કે મુંબઈમાં ઇશ્વરદાસ દલાલ નામના જે ગ્રહસ્થ છે, તેની પુત્રી શાન્તનું ડાહી ને ભણેલી છે. તેની જોડે ત્હારો વિવાહ નકી કરવાનો છે. માટે આજને આજ તેનો બંદોબસ્ત કરી લ્હે? મારૂં જીવન એજ આશાના તારપર ટકેલું છે. રમાને કાશીથી તાકીદે બોલાવ, ને મુંબઇના ગ્રહસ્થની પત્રદ્વારા પ્રતિજ્ઞાસહ ખાત્રી કરી લઇને પરસ્પર બંદોબસ્ત કરી લ્હે, એજ મ્હારી છેવટની ઇચ્છા છે. જ્યારે એ કાર્ય નકી થશે, ત્યારેજ મ્હારો દેહ નિર્વાણ પામશે?"

"એ માટેજ તમે દેહ ટકાવી રાખ્યો છે, મા?"

"હા, બેટા. એટલાજ સારૂ મેં જાણે જીવને બાંધી રાખ્યો છે. કહે, તું કેમ કરે છે કે?"

"એ પ્રશ્ન હોય, મા! મ્હારે લગ્ન કરવું ન હોય, તોયે તમારી આજ્ઞાનુસાર કરવું જોઇએ. હું હમણાંજ કાશી તાર કરૂં છું, અને રમાને ત્યાંના ગોર સાથે તેડાવી લઉં છું, પણ મા. મને એક ખુલાસાની રજા છે?"

"હા, બેટા, કહે. હું કંઇક સમજી તો છું, રમાને ત્યાં મુકી આવ્યાનો કંઇક ભેદ હશે, એમ તો કલ્પાય છે, હવે કહે, તું શું કહે છે?"

"આપનો વૃદ્ધ અનુભવ હવે મને સાક્ષાત્કાર લાગ્યો. મેં તમને પત્રથી જે ગૃહસ્થનું ઠેકાણું લખ્યું હતું, ને જ્યાં તમે તાર કર્યો હતો, તે ગૃહસ્થની એક રૂપવાન ને ગુણવાન કન્યા છે, એ કેળવાયલી અને ડાહી છે, તેમ રૂપનો તેમજ ગુણનો એ નમુનો છે. એ ગૃહસ્થના આતુરતા ભરેલા આગ્રહને લીધે મેં તેની કન્યાને વરવાનું વચન આપ્યું છે, ને ખાત્રી માટે રમાને ત્યાં રાખી છે. રમા એટલી તો તેની સાથે હળી ગઇ છે, કે હવે છુટી થઇને અહીં આવતાં મહા મુશ્કેલી પડશે. આ મ્હારી હકિકત છે. હવે આપ કહો, તેમ કરૂં, મા?" જયન્તે પોતાનો મન-પડદો ઉઘાડયો.

"બેટા! મારે વાસણ સાથે કામ નથી, માલ સાથે કામ છે. હું તો માત્ર તને સુખી થએલો જોવા ઇચ્છું છું, ત્હારી પસંદ કરેલી કન્યા છોડાવીને મ્હારી હઠ પળાવા માટે તને બન્ધનમાં નાખી બીજી અણગમતી ને અજાણી કન્યા પરણાવવા માગતી નથી. જો તને કાશીની કન્યા પસંદ હોય તો ભલે, તેને પરણીને સુખી થા, મારા દીકરા! ત્યારે હવે તું મુંબઇવાળા ઇશ્વરદાસ દલાલને એક પત્ર લખીને ત્હારી અનેચ્છા જણાવ. આ સર્વ હમણાંજ કર. મ્હારો દેહ પડવાને હવે માત્ર થોડીજ ઘડીઓ જાય છે. રમા ક્યારે આવશે?"

"હમણાં તાર કરૂં છું. આજ રાતે ત્યાંથી નીકળે, તો કાલે રાતે અહીં આવે. તાર પણ કરૂં છું, ને વિવાહ સંબંધી પત્ર પણ લખું છું, કે રમાને તેડાવી લેતાં તેના મનમાં અવિશ્વાસ ઉત્પન્ન ન થાય. તારમાં એટલું ઉમેરીશ, કે વધુ વીગત પત્રથી જાણવી."

"ઠીક, ત્યારે જા, એ કામ તાકીદે કરજે." મામીને છેવટની શાન્તિ થઈ. જયન્તને પણ આનંદ થયો. પોતાની ફરજ બજાવતાં મનમાનતો લાભ મળ્યો. મામીને સંતોષ થયો, ને વગર કહ્યે ગુણીનો વિવાહ પસંદ પડતો થઈ ગયો. જયન્ત તરત પોતાના ઓરડામાં ગયો, ને તેણે બે પત્ર લખી કહાડ્યા. પત્ર તો ગુજરાતીમાં લખ્યા, પણ રૂઢી અંગ્રેજી વાપરી. હીંદુ રીત પ્રમાણે વિવેક ને રૂઢી જાળવીને નામ ઠામ સાથે પત્ર લખ્યા હોત, તો વધારે સારૂં થાત, પણ નવી રીત હીંદુઓને કેટલી નુકસાનકાર કછે, તેનો દાખલો બેસાડવા માટેજ કુદરતે જયન્તને આ બુદ્ધિ ઉત્પન્ન કરી. તેણે પ્રથમ યોગેન્દ્રલાલને આ પ્રમાણે પત્ર લખ્યો.

**વ્હાલા સાહેબ,**

આપની ગુણીયલ કન્યાના વિવાહ માટે મ્હારાં માતા તુલ્ય મામીએ આજ્ઞા આપી છે, ને તે પ્રમાણે હું મામી પરનું દુઃખ-વાદળ દુર થતાં મ્હારી પ્રતિજ્ઞા અમલમાં લાવીશ. મ્હારી વ્હાલી પુત્રી રમા માટે મામીજીનો જીવ તલપી રહ્યો છે, તે અહીં આવ્યા પછી વધારે વિસ્તારથી નિવૃત્તિએ પત્ર લખીશ, આપ ભરૂસો રાખજો, કે પ્રતિજ્ઞાપૂર્વક તમારી સગુણી કન્યાનો મેં સ્વિકાર કર્યો છે, મુરબી મામીજી અવશાન સમયમાં છે. પ્રભુ તેના આત્માને શાન્તિ આપે! અસ્તુ.

લી૰ જયન્તના યથાયોગ્ય.

એ પછી બીજો પત્ર મુંબઈવાળા શેઠ ઇશ્વરદાસ માણેકલાલ દલાલને લખ્યો.

**મ્હાલા સાહેબ,**

આપની ગુણીયલ કન્યાને મ્હારી સાથે વરાવવા માટે આપનો આગ્રહ સ્તુત્ય હોય, તોપણ મ્હારાં મામી સાથે છેવટની વાત કરતાં એ નિર્ણયપર આવવું પડયું છે, કે આપની ઉછરતી કન્યાને, મ્હારા જેવા ઉમર લાયક તેમજ મન–ડંખથી દુઃખી થયેલા ગૃહસ્થ જોડે વરાવવાનું નાપસંદ કરવામાં આવ્યું છે, ને તેથી આપને જણાવવાને દિલગીર છું, કે હું એ વિવાહમાં સમંત થતો નથી, જો આપ એ આશા લંબાવવા ઇચ્છતા હોય, તો તે એટલેથીજ બંધ રાખજો. મ્હારી પ્રતિજ્ઞા મ્હારા અંતરમાં છે, ને તે હું કશી રીતે પ્રકટ કરવા ઇચ્છતો નથી. આપ જેવા શ્રીમાન ને લાયક ગૃહસ્થની કન્યા વરવાને પ્રભુએ મને ભાગ્યવંત કર્યો નથી. માટે આપે બીજો યત્ન કરવો, ને પિતૃ ધર્મ બજાવીને તે કન્યાને સુખી કરવી. મામીજી અવશાન પર છે, એટલે એ આફતમાં હવે આ એક પત્ર છેવટના ખુલાસા માટે પુરતો થઇ પડશે. એજ

લી૦ **જયન્તીલાલના ઘટીત.**

આ રીતે બે પત્રો લખ્યા. અને તે કવરમાં નાખીને શીરનામાં કર્યાં, પણ ઉતાવળમાં શીરનામું કરતાં ભૂલ થઈ. યોગેન્દ્રનો પત્ર ઇશ્વરલાલને, ને ઈશ્વરલાલનો પત્ર યોગેન્દ્રને, એમ કાશીનો મુંબઇ ને મુંબઇનો કાશી પત્ર બીડાઇ ગયો. જેને વરવાની પ્રતિજ્ઞા હતી, તેનો વિચ્છેદ થયો, ને વિચ્છેદ કરવો હતો, તેને વચન અપાઈ ગયું. આ ભૂલનું હવે જે પરીણામ આવે તે ખરૂં, પણ જયન્તનું ને ગુણીનું આશાનાવ હાલ તો ભૂલ–ભૂલામણીના ખડકપર અથડી ગયું. પત્રો રવાના થઈ ગયા. જયન્તે રમાને તેડાવવાનો તાર કર્યો, ને એકદમ ગોર સાથે રવાના કરવા માટે યોગેન્દ્રને ખબર આપી, માણુસ ધારે છે એક, ને ઇશ્વર બનાવે છે બીજું.

# પ્રકરણ ૧૩ મું.

---

## ગુણવંતીની નિરાશાનો પહેલો પડદો !

ગુણીયલ ગુણવંતી અને રસીલી રમાનો નિર્મળ સ્નેહ દિનપર દિન ચંદ્રકળા સમાન પ્રકાશવા લાગ્યો–વૃદ્ધિ પામવા લાગ્યો. રમાના નાજુક મનડાંને ગુણવંતીના ગુણે એટલું તો વશ કરી લીધું, કે તેને પિતાનો પલ્લો પકડી રાખવાનું, અથવા મામી કે કાશીને યાદ કરવાનું વિસરી ગઇ. બાળકને મન આપ્યાથી તે તરત વશ થઇ જાય છે. હૈયા–ધારણ દેવાથી તે પરવશ પડી જાય છે, અટુલું જાનવર–અનાથ પ્રાણી પણ દીલને તાબે થાય છે. કુદરતે મનને અમુક આશ્રયમાં મુકેલું છે, ને તેથી તેને જો પોતાના સ્વભાવને રૂચતો આશ્રમ મળી જાય છે, તો તે ત્યાં સ્થિર રહી જાય છે, પછી તે સ્થળ જાણીતું હોય કે અજાણ્યું હોય, પણ વિશ્રામ સ્થાન મળવાથી શાન્તિ પામે છે. એ તો ખરૂં છે, કે કુદરતી ભાવના વડે મનનું બન્ધન થવું, એ સંસ્કારનોજ પ્રભાવ છે. ગુણી ને રમાનો મેળાપ દૃષ્ટિમાંથીજ રાગી થઇ પડયો, ને બન્નેને પરસ્પર પ્રેમ–લગની લાગી, તે સંસ્કાર વિના હોઈ શકે નહિ. ગુણીને પ્રથમથી એક કલ્પના ન હતી, કે જયન્ત સાથે એટલી હદ સુધી પ્રેમ–સંબંધ બંધાશે ! અને તે રમાને રમાડી લેવાથીજ જયન્ત ખુશી થઇને ગુણીના ગુણપર તે મોહી પડીને લગ્ન કરવાનું કબુલ કરશે; પણ પરસ્પર ગુણનું મળવું, અને પ્રેમનું જોડાવું, એ સર્વ શુભ સંજોગે સ્નેહની વૃદ્ધિ કરી શકે છે. જયન્તના જવા પછી ગુણીયલ ગુણી નાજુક રમકડાં દાખલ રમાને રમાડતી હતી. તેણીની કાલી કાલી પણ મધુરી વાણી વડે યોગેન્દ્ર ને ગુણી બહુ આનંદ પામતાં હતાં. અટુલી ગુણીને રમા એક સાથી

પંખિડું થઈ પડી હતી. રમા હવે તેને બ્હેન કહીનેજ બોલાવતી હતી. અહીં રમાને બહુ મજાહ પડતી હતી. દીલ દઇને છાતી સાથે ગુણી જ્યારે રમાને દબાવતી, ત્યારે રમા જાણે પોતાની માતાના ગોદમાં આવી પડી હોય, એવો પ્રેમ ઉભરાતો હતો. જુવાન ગુણીને રમા પર બહુ સ્નેહ થતો હતો. આ રીતે બરોબર સ્નેહ જામ્યો, એવામાં કુદરતે વિઘ્ન નાખ્યું; ગુણીની નિરાશાનો પહેલો પડદો ઉઘડયો. જયન્તનો ટેલીગ્રાફ જઇ પહોંચ્યો. યોગેન્દ્રલાલે વાંચ્યો, ને તેના મનમાં શોકનો આંચકો લાગ્યો. રમાને તેડાવી લેવાથી કંઇ ગુણીનાં લગ્ન તુટવાનાં નથી. એમ યોગેન્દ્ર સારી પેઠે સમજતો હતો, કેમકે રમાને તેડાવી લેવાનું કારણ જયન્તની મામીની મરતી વખતની હઠ હતી, પરંતુ સ્વાભાવિક રીતે તેની છાતીમાં બળતરા થવા લાગી હતી. કુદરતી રીતેજ તેનું મગજ ગરમ થઈ ગયું હતું. અનેકવાર એવું બને છે કે પ્રેમી વસ્તુ દુર થવાથી મનને દુઃખ થાય છે, જો કે તે થોડે વખતે પાછી મળનાર પણ હોય, તોએ સ્નેહ વિચ્છોહ એટલી તો અસર કરે છે. આ પ્રસંગ તો જુદોજ હતો, એટલે યોગેન્દ્રને એમ થાય તો નવાઇ નહિ. યોગેન્દ્રના મનમાં પ્રથમ તો એમજ થયું, કે તાર દાબી દેવો, અને વખત વણુસાડી દેવો ! પણ પાછળથી તેનું મન ફરી ગયું. રમા તરફની નવી લાગણીને લીધે જયન્તનું દીલ દુઃખાવવાનું ને તેને ક્રોધે ભરાવવાનું કારણ દેવાનું તેને વાજબી ન લાગ્યું, અંતે દુઃખાતે દીલે ગુણીને તાર સંબંધી ખબર કરી. ગુણી એકદમ નિરાશ થઇ ગઇ. તેના ચંદ્ર સમાન મુખડા પર કાળી વાદળી ફરી ગઇ. તેનો હસતો ને ચળકતો ચહેરો નિરાશાના પડદામાં ઢંકાઈ ગયો.

"પિતાજી ! એનું કારણ શું હશે ? રમાને બોલાવી લેવાનો બીજો સબબ તો નહિ હોય ?" ગુણી ધડકતી છાતીએ અને ગભરાતા દીલે તુટતા અવાજે બોલીઃ—

"ના, બેટા! તેની ત્હારે ચિન્તાજ ન કરવી ? જયન્તિલાલનાં મામી અવશાનપર છે, ને કદાચ આ બાળા પરના પ્રેમને લીધે મરતી વખતે તેણે મોં જોવા હઠ કરી હશે! નાનું બાળક અહીં પર-દેશમાં, અજાણ્યા ઘરમાં મુકી આવવા માટે કદાચ વૃદ્ધ ગાત્રીધને ગમ્યુ ન હશે, તેથી એકદમ તાર કર્યો છે. જો તેના મનમાં સંદેહ હોત, તો રમાને અહીં રાખી જાત નહિ!" યોગેન્દ્રે ધિરજ આપી. ગુણીને જરા શાન્તિ વળી.

"ત્યારે રમાને ગોર જોડે મોકલી આપવીજ પડશે કે?"

"બીજો છુટકો નથી. ગોરને બોલાવી મગાવો. આજ રાતની મેલમાં તેમને રવાના કરવાં જોઇએ. નવલરાય પણ આજ આવશે. તેને સ્ટેશનપર લેવા માણસ મોકલવાનો બંદોબસ્ત કરવો જોઇએ.

"રમા જશે, કે? અરે તે છોકરી તો એક ઘડી છુટી પડતી નથી. સુવા પણ સાથે ને બેસવા પણ સાથેની સાથે, તેને રડતી કરીને કેમ જવા દઇ શકાય, પિતાજી?" ગુણી નિમાણે મુખડે બોલી. તેણીના અંતરમાંથી પ્રેમની દબાયલી લાગણી સ્ફુરી આવી.

"દીકરી! દિલગીર શાને થવું જોઇએ? એ કંઇ આપણું બાળક છે, વારૂ? બે દિવસનાં મહેમાન તો એવાંજ! પારકું બા-ળક! માથું દુખ્યું તો નાહક સંતાપ! સૌ સૌને ઘેર સારાં! મેં આગ્રહ કર્યો, તેનું ખાસ કારણ હતું, પણ રમા જવાથી કંઇ તે કારણને નુકસાન થવાનું નથી. સ્નેહ છે, એ દુઃખનું મૂળ છે. વજ્ર લેપ ચોંટયા પછી ચર્મ લઇનેજ ઉખડે છે, ને તેમાં કોમળ મનની લાગણી વધારે અસરકારક નીવડે છે. જ્યારે એવો સંજોગ આવી ઉભે, ત્યારે તો તેણે ધિરજ રાખવી જોઇએ. આપણે ને તેને સંબંધ કેટલો?" યોગેન્દ્રે ગુણીની લાગણી શાન્ત કરવા લગાર બેદરકારી બતાવી, પણ ગુણીના ચ્હેરાપર છવાયલી લાગણીથી તેને બહુ દયા આવી.

" રમા જોકે મ્હારા એકાન્ત વખતમાં સાથી છે. હવે મને લગારે નહિ ગમે, તેને ન મોકલીયે તો ?"

" જયન્તીલાલને ખોટું લાગે. વળી ક્યાં હવે તે દૂર છે ? સાધારણ પ્રસંગ હોત, તો જુદી વાત હતી, પણ જ્યારે ડોસીનો અવસાન સમય છે, તો પછી હઠ ન કરવી. રખે જયન્તિલાલના મનમાં ઓછું આવે !"

" રમા જશે નહિ તો ? તેને રડતી કેમ મોકલી શકાશે ?"

" બાળકને સમજાવી લેવાની યુક્તિ કરવી પડશે. આજે બે કલાક તમારે છુપું રહેવું પડશે. એમ નબળું મન કરવું શું કામ આવે. બ્હેન ?"

" વારૂ, પિતાજી !" ગુણી નિસાસો નાખીને પોતાના ઓરડામાં ગઇ. યોગેન્દ્રની લાગણી પણ દુખવા લાગી. યોગેન્દ્રે ગોરને બોલાવ્યો, ને પોતાના નોકરને સ્ટેશનપર જવા વરદી આપી. ગુણી પોતાના ઓરડામાં જઇને પલંગપર માથું નાખીને ચોધાર આંસુએ રડવા લાગી. એવામાં રમા ત્યાં આવી ચડી, ને ગુણીને રડતી જોઇને બોલી--

" બ્હેન ! તમે રડો છો, શા માટે ? તમને કોઇએ કંઇ કહ્યું ?" ગુણીએ રમા તરફ જોયું, ને ફરીને રડવા લાગી. સાચા પ્રેમનું પ્રબળ ગુલાબના કાંટા જેવું કેવું આકરૂં છે ?"

" તમે તો હજી રડો છો. છાનાં રહોને ? મ્હારા સમ ?" રમાએ તેના પડખામાં જઇને ગુણીનો હાથ પકડયો. ગુણીએ તેને પોતાની નજીક લીધી. પોતાનાં આંસુ લૂહી નાખીને રમાને તેડી ચુંબન કર્યું."

" બ્હેન તમને રડવું કેમ આવ્યું ? તમને માતાજી સાંભર્યા ?"

" શું તું રડે છે, ત્યારે તને ત્હારાં માતાજી યાદ આવે છે ?"

"હા, પણ હું કોઇ દહાડો રડતીજ નથી, ને જ્યારે મારી બા મને યાદ આવે, ત્યારે તેને બોલાવું છું. તે છબીમાંથી ન બોલે, ત્યારે હું લગાર રડું છું; પણ તમારી પેટે ડુસકાં ભરીને નહિ."

"તું તો કહેતી હતી, કે મરી ગએલાં માતાજી છબીમાંથી તો ન બોલે; ત્યારે તું બોલાવે, તો કેમ ન બોલે? ને તે ન બોલે, ત્યારે તું શા માટે રડે છે?"

"એ તો મને કંઈ સમજણ નથી પડતી, બેન?" નિર્દોષ બિચારી રમા આ તર્કવાદી પ્રશ્નનો જવાબ શું આપી શકે?

"વારૂં, પણ તમે કેમ રડતા હતાં?"

"બ્હેન? આજે મને બહાર જવાનું છે, તેથી તું એકલી રહી શકશે, કે નહિ, તે માટે હું રડતી હતી." ગુણીએ બાળાને સમજાવવા માંડી.

"હું તો એકલી રહીશ, તમે ખુશીથી પધારજો. દાસી સાથે હું રમીશ, પણ તમે પાછાં કયારે આવશો? જો તમે રડો છો, તેથી હું જવા દઉં છું, હો!" રમાએ માયાની લાગણીથી ઉત્તર આપ્યો.

"હું રોકાઈ રહું, તો તું આપણા ગોરની જોડે મને તેડવા આવજે."

"હા એ ઠીક, ત્યારે તમે કયારે જશો?"

"સાંજ પડવા આવી છે, વાળુ કરીને જઇશ."

"વારૂ, ત્યારે તો હું સુઈ જઇશ, ને સવારે ઉઠીશ, ત્યારે તો તમે આવેલાં હશો, નહિ બ્હેન? પછી આપણે સૌ સાથે ચા પીશું?" રમાએ નિર્મળ ભાવનાએ કહ્યું. ગુણીના અંતરમાં ઉંડી અસર ઉતરી ગઇ, પણ તેણીએ મન વાળી લીધું, વખતને તાબે થઇ. બન્ને જણ પોતાના બાગમાં આમ તેમ ફરવા લાગ્યાં. યોગેન્દ્રલાલે, ગોરને અમદાવાદ મોકલવાની ગોઠવણ કરી. રાત પડી. સર્વ જણે વાળું

કર્યું. ગુણીએ યોગેન્દ્રને રમા સંબંધી ગોઠવણુ કરવાનું કહ્યું. ગુણીને એક જુદા ઓરડામાં જવું પડયું, ગુણીને બહુજ દુઃખ લાગી આવ્યું, રમાએ ગુણીને બહાર ગએલી જોઇ થોડી વાર તો તે ન બોલી, પણુ પછી રડવા લાગી. યોગેન્દ્રે ગુણીની ગત પ્રકટ કરી,

"બ્હેન રમા ! ગુણી બહેનને તેડવા તું જઇશ ?"

"હા, મને તેઓ પણુ કહેતાં હતાં ! ગોર સાથે મને મોકલોની ?" એવામાં ગોર આવ્યો. રમાને ગોરને સ્વાધીન કરી. રમા તો ગુણીને તેડવા ચાલી. ગોરને યોગેન્દ્રે ભલામણુ કરી. ગાડી જોડાવીને તેમને બેસાડયાં. નોકરને સુચના કરી, કે વળતી ગાડીમાં નવલરાયને તેડી લાવવા ગાડી ચાલી, રમા ચાલી, ને ગુણી બહાર નીકળીને રમાને જતી જોઇને દીલમાં બહુ દઝાવા લાગી. તેણી રડતે હૃદયે પોતાના ઓરડામાં જઇને પાછી સુઈ ગઈ. તરેહવાર વિચારોમાં ગુંથાઇને દુર્ઘટ સ્વપ્નાં જોવા લાગી. યોગેન્દ્રે, રમાને રવાના કરવાનો તાર કર્યો. એક કલાકના અરસામાં નવલરાય ત્યાં આવી પ્હોંચ્યો, યોગેન્દ્રે તેના ઉતારાનો નીચેજ બંદોબસ્ત કર્યો હતો. જયન્તને જેટલી છુટ આપી હતી, તેટલી બીજા કોઇને આપી ન હતી. સર્વે પરોણાને ઉતરવાને નીચેનો હોલ રાખ્યો હતો, કેમકે રસોડું પણુ નીચે હતું. ઉપરના ખંડમાં તો માત્ર પોતાની ખાનગી બેઠક ને સ્ત્રીયોનું જનાનખાનું હતું. નવલનો યોગેન્દ્રે સત્કાર કર્યો, રાત વીતતી હોવાથી તેને જમવાનો તથા સુવાનો બંદોબસ્ત કરીને પોતે ઉપર સુવાના ઓરડામાં ગયા. નવલ પણુ થાકી ગયેલો હોવાથી એક કલાકમાં ન્હાઇ ધોઈ જમીને સુઈ ગયો. થાકને લીધે તેને નિદ્રા આવી ગઇ, ને તે સ્વપ્નામાં ગુણીનાં દર્શન કરવા લાગ્યો. ગુણી તો પોતાની વેદનામાં ભરપુર દઝાતી હતી—દુઃખી થતી હતી. તેણે ખરાબ સ્વપ્નાં જોતી હતી. જીવન—સુખપર શત્રુઓની ચડાઇ આવેલી જોતી હતી,

અને રમા રેલ્વેમાં પ્રવાસ કરતી નિહાળતી હતી. જુઠ્ઠાં બહાનાંથી રમાને કહાડી મુકી, એવા અકારા ભણકારા મનમાં થતા હતા. રમા જ્યારે જાણુશે, કે તેને કપટથી દુર કરી છે, ત્યારે તેને કેવું દુઃખ થશે ? એ વિચાર કરતી દુઃખી થતી હતી. નિદ્રા સતાવતી હતી. કલ્પના બહુ બહુ રીબાવતી હતી. સ્નેહ ને વિયોગ માનવ મનને એવીજ અવસ્થાએ પહોંચાડે છે.

---

## પ્રકરણુ ૧૪ મું.

---

### મોહ-મંદિરમાં ગુણુવંતીની પ્રતિમા.

નવલની માનસિક ઇચ્છા તેને મોહ-મંદિરમાં ઘસડી લાવી. મનમાં નિશ્ચય હતો, કે ગુણુવંતી કદાપિ પોતાની પ્રિયા થવાની નથી, તોપણુ ગુલાબના પરાગથી ખેંચાયલો મધુકર આ પુષ્પ-કળીની ખુબી જોવાને આવ્યો. ચિત્ર-દર્શનનાં પગથીયાં પરથી પ્રત્યક્ષ મુખ-મુદ્રા નિહાળવા આવ્યો. પ્રતિમાના પુજન કરતાં અધિક પ્રત્યક્ષ દર્શન કરવા આવ્યો. મૃત્યુલોકમાંથી વૈકુંઠમાં આવ્યો, પણુ મોહ તો એનો એજ રહ્યો. પ્રભાતમાં વ્હેલો ઉઠીને પુજા-પાઠનો આડંબર કર્યો, એવામાં યોગેન્દ્રે તેની ખબર લીધી. નવલને પોતાના દિવાનખાનામાં યોગેન્દ્રે થોડી વાર બેસવાની જગ્યા આપી. બન્ને જણે ઉપર જઇને ચા પીધી. નવલ તો ગુણુવંતીની રાહ જોતો હતો, પણુ આ નવલ-મુગ્ધા તો ઉદાસીના પડદામાં ભરાયલી હતી. નવલની જેમ જેમ અમીરાઈ વધતી જતી હતી, તેમ તેમ ગુણી ગુમ રહેતી હતી. યોગેન્દ્રલાલે નવલની ખબર પુછવા માંડી.

" નવલરાય ! આ પ્રદેશમાં આપ પહેલાજ આવ્યા હશો ? "

" હા જી. મુંબઈ છોડીને બહાર જવાનો મને અનુકૂળ સમય મળ્યોજ નથી."

" આપનાં પત્નિ તો આ તરફ આવી ગયાં છે. ?"

" હા—" નવલે શરમાતે મુખડે ને અચકાતી જીભે સખત દીલે કહ્યું.

" આપનાં પત્નિ બહુ સુશીલ ને વિદ્વાન જણાય છે. મ્હારી પુત્રી ગુણવંતીને કેટલુંક વ્યવહારોપયોગી શિક્ષણ એમણેજ આપ્યું છે. આપ ભાગ્યવંત તો ખરા."

" હા, એઓ પણ મને કહેતાં હતાં, કે ગુણવંતી બહુ ડાહી બાળા છે. વળી એમનું વૃતાંત મેં મુંબઈના એક મેગેઝીનમાં વાંચ્યું હતું. હજી તો તે કુંવારાંજ છે ?"

" હા, મેટ્રીકયુલેશનની પરિક્ષા હમણાંજ પસાર કરી છે. હવે તેને વિવાહીતી કરીશું. બાળ લગ્ન મને પસંદ નથી."

" અને મને પુછો, તો વ્યવહાર-સંબંધમાં પ્રેમ વગરનાં જોડાં સુખીએ નથી."

" હું તમારા મતને મળતો છું, નવલરાય!"

" પણ હીંદુ સંસારમાં એવા વિચારો થોડાજ ધરાવતા હશે."

" જો ઉંડાણ તપાસો, તો હીંદુ સંસારમાં એ રૂઢી હજી પ્રચળિત છે. આપણાં કુટમ્બોમાં બાળકોનો સહવાસ સારી પેઠે રહે છે. વળી બાળપણથી વેશવાળ કરવામાં આવે છે, એટલે વર ને કન્યા બન્ને પરસ્પર ઓળખતાં શીખે છે, બન્નેના મનમાં એક-બીજાનો સ્નેહ વૃદ્ધિ પામે છે. તેઓ સમજે છે, કે હવે ભવિષ્યમાં બન્ને જોડી સાથેજ રહેવાની છે. જો કે માબાપો પોતાનું સમાનકૂળ જુએ છે, ને ઝાડ તેવાં ફળ માનીને વિવાહ વેરે છે, પછી દીકરીનાં ભાગ્ય, પણ સુધરેલા જમાનામાં તેવું નથી."

"આપની કન્યા તો કોઇ સુધરેલા જુવાન વેરેજ પરણાવજો."

"જેવાં તેનાં ભાગ્ય! હું ઘણી શોધ કરૂં છું, પણ લાયક વર મળતો નથી."

"તવંગર અને કેળવાયલા એવા તો થોડાજ જુવાનો મળી શકે! અને હોય, તો બીજવર–ત્રીજવર હોય?"

"મને તો તેવા અનુભવીનીજ જરૂર છે. પણ જુવાન હોય તો સારૂં."

"જગતમાં જુવાન જીવતા રહે છે, એવું આજના કાળનું પ્રમાણ સ્થાયી નથી?"

"તોપણ કન્યાનું મન ને લોકનો અપવાદ એ બન્ને તરફ જોઇને તેવો વર શોધવો જોઇએ."

"આપ તો અહીં કુટમ્બ સાથેજ રહેતા હશો?" નવલે અકળાયલા મનને શાન્તિ દેવા પ્રશ્ન કર્યો. ચોતરફ દૃષ્ટિ ફેર ફેરવતાં ગુણીનું દર્શન ન થવાથી આ પ્રશ્ન કર્યો. રખે ગુણી બહારગામ હોય? ને રખે પોતાનો ફેરો અફળ થાય? એ માટે ધીમે ધીમે વાતનો પ્રસંગ કહાડયો, કે જેથી નવલની નબળાઇ અથવા મનનો મર્મ કળા ન જાય?

"હું ઘણાં વર્ષોથી કુટમ્બ સહિત અહીંજ રહું છું. મ્હારાં પતિ હયાત હતાં, ત્યારે સુરત જતાં–આવતાં, પણ હમણાં બે વર્ષથી તો કન્યા સાથે હું અહીંજ છું."

"તમે કન્યાને કેળવવા પાછળ ઠીક શ્રમ લીધો છે." આ વાક્ય મુખમાંથી પડતાંજ ગુણવંતી બહાર આવી, ને નવલને જોઇ અચકાઇને દરવાજા કને ઉભી રહી. યોગેન્દ્રે તેને જોઇ, પણ નજીક બોલાવી નહિ. નવલની નજર તેની તરફ કરી, અને વાદળમાંથી જેમ છુપી વીજળીનો ચમકારો થાય, તેમ ગુણીનું ચંદ્રમુખ નિહાળી

લીધું. જે સ્વરૂપના કલ્પના ચિત્રથી થઈ હતી, તે કરતાં સેંકડો ગણી ચડતી સ્થિતિ પ્રત્યક્ષ દર્શન લાગી. ગુણીની મનની હાલત ડગમગતી હતી. રાત્રીનાં સ્વપ્નાં, ને રમાનો વિયોગ તેને વારંવાર સતાવતો હતો. તે આમ તેમ ઘરના ચારે ખુણા તરફ ફરતી, ને રમા નજરે ચડતી હતી. તેને કોઇ જોડે વાત કરવાનું ગમતું ન હતું. તેને સઘળું અકારૂં અકારૂં લાગતું હતું. તેના રૂપાળા મુખડાપર છવાયલી ઉદાસી ચંદ્રમા પરના કાળા ધાબાં જેવી, અથવા તો સુંદરીના ગાલ પરની કાળી ટીલડી જેવી શોભાદાર લાગતી હતી. આ સમયે નવલ જાણે મોહ–મંદિરમાં આવીને પ્રેમ–પ્રતિમા વિલોકતો હતો. રંભા ને ઉર્વસીના રૂપથી અધિક આ દેવાંગના જેવી દેવીને તેણે જોયા પછી તેના હૃદયમાં મોહની મસાલનો પ્રકાશ પડયો હતો. નવલ, યોગેન્દ્રની જોડે વાત કરતો હતો, પણ તેનું ચિત્ત ગુણીના રણઝણાટ તરફ હતું, ગુણી નિર્બળ બની ગઇ હતી, તો પણ તેની જુવાનીનો તોર ઓરજ હતો. તેણી ઉદાસીની હતી, તોપણ નવલને ટણુકો બતાવવાને માતાનું પુજન કરવા નીસરી હતી. પિતાજીની રજા લ્હેવાને બહાને તેણી બહાર આવી, ને તરત પાછી નીચે ઉતરી ગઈ. તેની નજર નીચી ને આડી હતી. નવલને લાગ્યું, કે આ ભાગ્યવંતી કન્યા ભોગવવાનું કોના પ્રારબ્ધમાં હશે? ગુણી બહાર નીકળી, નવલના અંતરમાં રમણ કરતી સુંદરી દાદરપરથી નીચે ઉતરી, ત્યાં સુધી એ તેની તરફ એક ટશે જોઇ રહ્યો. ગુણીએ તેની આંખમાં મોહનું બિંદુ જોયું. પરસ્પર દૃષ્ટિ થઇ પણ એકનો મોહ ને બીજાનો તિરસ્કાર હતો, એટલે અંતરની ઉર્મિઓમાં શુદ્ધ પ્રેમનાં કીરણો સ્ફુરી શકયાં નહિ. અંતે કૃત્રિમ હંસને ઝાકળ જેવા મોતીનો ચારો ચરવાનો મળ્યો. મોહની મિઠાઈ મોંમાં મુકવા વિષે સાક્ષર ડાહ્યાભાઇ કહે છે, તે ખરૂં છે કે—

"સાચને ને જુઠને નથી રે જમાનાની અસર—
માટી માંહિ મેળવો પણ હીરો તે હીરો આખર—ટેક.
પાપીઓ દેખે ભલે રે ચોબડીના ચાંદની
ઝાકળના મોતીની થશે શું માળા મહિં બાંધણી.
ઝાકળ તે ઝાકળ આખર—૧
કાંદો વાવી કસ્તુરીની વાસના નહિ પામીએ,
કાંદો તે કાંદોજ છેવટ કસ્તુરી નહિ થાવી એ;"

* * * *

એ રીતે કદાચ સંજોગ અને સમય સાથે થઇ જવાથી નવલની ઉડતી આશાઓને ટેકો મળે, પણઃ—

જુઠું તે જુઠું સદા, સાચજ અંતે સાચ;
મણી તેહ મણી જાણવી, કાચજ અંતે કાચ.

યોગેન્દ્રને, નોકરે ન્હાવા માટે વિનંતી કરી. નવલ ને યોગેન્દ્ર છુટા પડયા, અને કુદરત પોતાનું કાર્ય બજાવવા લાગી.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### ગુણવંતીનો પ્રેમ-પત્ર! એ પણ એક ભૂલ!

સ્વાભાવિક રીતે જયન્તપર પ્રેમ-આચ્છાદન કરી રહેલી ગુણવંતીની પ્રીતિ, એ નવલની અસ્વાભાવિક પ્રેમ-ભાવનાને દબાવે, તેમાં નવાઇ નહિ! નવલનો કામ દોર, ગુણવંતીની પ્રેમ-મોતીની માળામાં પ્રવેશ થવા કેમ પામે? ગુણી સવારે જમ્યા પછી એકલી એકલી વિચાર કરતી હતી. રમાના વિયોગનું સ્મરણ કરતી હતી, અને જયન્તને મનસ્વી ઠપકો આપતી હતી. પોતાની ઉશ્કેરાયલી લાગણી પોતે મનમાં સમાવી દેવાને અશક્ત બનેલી હોવાથી, મગજ

પર ચહડેલી ગરમી ઉતારવાની દવા હાથ કરી, ને પત્ર લખીને તે માંહે ઉદ્દગાર કહાડવા નિશ્ચય કર્યો. ગુણવંતીએ અનેક Love-novel પ્રેમ-કથાઓ વાંચી હતી, પણ આ પ્રસંગે પોતાના પતિને અંતઃકરણના ઉભરાથી પ્રેમ-પત્ર લખવા નવીન માર્ગે હાથ પકડયો હતો. પ્રિયા પોતાના પ્રિય ભરથારને કેવી રીતે પ્રેમ-પત્ર લખતી હશે? નિર્ભય મુગ્ધા વચનથી બંધાયલા ને ભવિષ્ય જોડે જોડાયલા પ્રેમીને શું ઠપકો આપતી હશે? વિયોગને લીધે તે કેવી તરફડતી હશે? તેની વિરહાગ્નિ તેને કેવી સતાવતી હશે? તેનો કામ તેને કેવો વેદના કરતો હશે? તે શી રીતે શાન્ત થતી હશે? દુષ્યન્ત ને શકુન્તલાની કામ વેદના, વિક્રમ ને ઉર્વશીનો વિરહાનળ, કે સીતા ને રામનો વિયોગ આ સ્થળે કેવો અનુકુળ થઇ પડે છે?

---

## દ્રુત વિલમ્બિત.

"નિરખિ તે મુજને બહુ લાજતી,
ગુપત રીતથી મોં મલકાવતી;
ઉપજતો મનમાં કદી કામ તો,
ભયથી ના જનમાં કરતી છતો,

*　*　*　*　*

અધર અંગુલિયે નિજ ઢાંકીને,
કર ભણી નિજ ફેરવ્યું મુખને
નહિ નહિ વદતાં કરી યત્ન તે,
ઉંચલિઉં પણ તે ચુમ્બ્યું ના જ તે—

*　*　*　*　*

પ્રિયા તણા ગાલ ગયા સુકાઇ,
છોડી કુચે તેમ કઠીણતાઇ,

થાકી કટી પાતળી છેક જેહ,
બાહુ દિસે શિથિળ એઉ તેહ.—દ. પ્રા. ગ.

* * * * *

કંઇ કંઇ અતિ ધીમે ગાલશું ગાલ ચાંપી,
પ્રીતિ–વશ પડી કર્તા ગોઠડી ગાંડી–ઘેલી;
અડકી સજડ સુતાં હાથ એકેકે નાંખી,
પ્રહર નવ જણાતા રાત્રીયે વીતિ જાતિ.—વિ–ઉ.

આ રીતે વિયોગી પંખિડાં પ્રેમ–વિયોગ ઝુરતાં માલમ પડે છે. કંઇ કંઇ કલ્પના કરતાં શાન્તિ મેળવતાં જણાય છે. ગુણીએ મન–વ્યાધી ને તન–વ્યાધીનું ઓખાકુંવરી પ્રમાણે આલેખન કર્યું.

**પ્રિય પોપટ,**

મધુરી મેનાને ટળવળતી કરીને એકલા એકલા કુમુદવનમાં ચાલ્યા ગયા, વિરહણીને પીડા કેવી થશે, તેનો કશો ખ્યાલ કર્યો નહિ. જ્યાં સુધી કમલિની જળ જોડે રમણ કરતી હતી, ત્યાં સુધી તેને પોતાની કાયા પુષ્પમાં રહેલી સુગંધી, અને તેના ભોગીની ભેટના પ્રસ્વાદની સમજણ ન હતી, પણ એકવાર મધુકરે મધ ચખાડયું, રસ બસ પીવરાવ્યો, ને રમણ કરાવ્યું, અજાણ મુગ્ધાને અંધારામાંથી પ્રકાશમાં આણી, અજ્ઞાતયોવનાને નવયૌવનાનો બહાર બતાવ્યો, તેમનાં ગુપ્ત કીરણોને કામનો શણગાર કર્યો, ને છેવટે તરફડતી પંખિણીને એકલી કરીને ચાલ્યા ગયા. વાહ ! વાયદાપર વાટ જોવાની આશાએ રમાના રમણમાં આનંદ કરતી હતી; તોપણ ઇર્ષાના બળે હું અભાગી બાળા વિખુટી પડી ! વ્હાલાના વિયોગે આમ તેમ મધુવનમાં ફરતી ગાંડી–ઘેલી ગોપી ઝુરે છે. કૃષ્ણને મન રમત થાય છે, ગોપિકાઓનો જીવ તલપાપડ થાય છે ! જ્યાં સુધી શકુન્તલાની ભેટ ન થઇ હતી, ત્યાં સુધી દુષ્યન્ત કેવો અધીરો થતો હતો ?

જ્યાં સુધી ઉર્વશીનું પ્રેમાલિંગન નહોતું કર્યું, ત્યાં સુધી પુરૂરાજાને કેવી વ્યાકુળતા વ્યાપી હતી ? જ્યાં સુધી કાદમ્બરી ભેટી ન હતી, ત્યાં સુધી ચંદ્રાપીડને, ને મદલેખા તથા પુંડરીકને કેવો વ્યાધી થયો હતો ? પણ હાથમાં હીરાકંઠી આવ્યા પછી શૃંગારની ઇચ્છા મંદ પડે છે, અને મોંને ભોજન આપ્યા પછી ક્ષુધા શાન્ત થાય છે; તથા દૃષ્ટિ કને સરોવર આવ્યા પછી તૃષા મંદ પડે છે, તેમ આપને થયું હશે, વ્હાલા ! ના, ના; હીરાકંઠી હાથમાં હોય, તેટલેથીજ શૃંગારની હદ આવી રહેતી નથી ! પાનમાં કાથા–ચુનાની મેળવણી ને મુખવાસ મળે, તોજ તેનો રંગ દેખાય ! નજરે ભોજન ચડવાથી તૃપ્તિ થતી નથી. ભાવનું ભોજન જમીને પાચન થાય, તોજ જમવાની લ્હેજત જણાય છે. તળાવ જોઇને તરસ ટળતી નથી. શિતળ જળ હોય, ને પેટમાં પડે, તોજ તરસ ટળે છે. વિયોગીની રાત્રીઓ, પ્રેમના ભજવાયલા નાટકોનાં પુનઃસ્મરણમાં પર્યાપ્તિ પામે છે, એ આપથી અજાણ્યું નથી. મને આશ્ચર્ય થાય છે, કે પ્રેમી ગમે તે વ્યવસ્થામાં પડે, પણ પ્રિયાને ભૂલી કેમ જાય ? હજાર કાર્ય પડતાં મુકીને તે પ્રિયાને તો યાદ કરેજ ! પરસ્ત્રીપર દૃષ્ટિ પડતાં પોતાની પ્રિયા યાદ આવે, તેની જોડે પ્રિયાની સરખામણી કરે, ને પિયુડો વિયોગના પવનને શાન્ત કરે ! તેજ રીતે પતિ–વિયોગીની પ્રિયાની અવસ્થા સમજવી. સખીઓ સાથે એકાન્તમાં એજ વાત ! વાત કરે સખી સાથે, દૃષ્ટિ તો પૂર્વ વિનોદ કરતા પતિ પ્રતિ ! સંજોગને લીધે કદાચ છુટું રહેવું પડે, તો પત્રથી શાન્તિ થાય. વિયોગની ઘડીનો ઇતિહાસ લખતોજ હોય ! મનના ઉમળકા, કામની વેદના, પ્રીતિનો ઉછાળો, રાત્રીનાં સ્વપ્નાં, દિવસની ભૂલ–ચુક, અને વિરહની વ્યાધી આ સર્વ ગરમ પાણી પેઠે ઉછળે છે, ને શાન્ત પડે છે. મ્હારી અવસ્થા આપ જાણી શકશો, અને જો મને શાન્ત

કરવા ઔષધ આપવા વ્હાલા હોય, તો પ્રેમ-પત્રથી પાઠવશો. કોઇ વિવાહીતી કન્યાનો મદ જોઇને મને કેવો શોક થતો હશે? પ્રેમીના પડખામાં પડેલી પ્રમદાઓનાં શયનગૃહ જોઇને મને કેવી ઇર્ષા આવતી હશે! યુવાનીની મદોન્મતતા, ગાલની પ્રફુલ્લતા, છાતીનો દમામ ને ચાલવાની ધમક જોઇને મને કેવું થતું હશે? તમે દયાળુ હોય, તો વિરહીને બચાવજો; તમે વચન આપ્યું છે, કે કામ-શત્રુથી પિડાતી એક અબળાને બચાવવી-જમીનપર જળ રેડવાનો સંકલ્પ હાથમાં ઝીલી લીધો છે, એ સ્મરણ હશે—

વહાલા! જોઉં છું વાટડી વેલા આવજો રે;
વીલી મેનાં મુંઝાયે છે મન, સુખે સંભાળજો રે.

લા૦ આપની-

**ગુણી.**

આ પત્ર લખી રહેતાં તેને પોતાની શિક્ષાગુરૂણી નીલમ યાદ આવી. તેનો પત્ર આવ્યો હતો. નવલ કાશી તરફ આવેલો છે, એ વિષે તેણે સહજ ઇસારો કર્યો હતો. ગુણીના અભ્યાસની ને ગૃહસ્થાશ્રમનું મૂળ-દર્શન કરવાની હકિકત જાણવા ઇચ્છા રાખી હતી. ગુણીએ તેનો ટુંક પ્રત્યુત્તર લખ્યો. પોતાની શિક્ષકનો દરજ્જો જાળવીને, ઘટતા શબ્દોમાં પત્ર લખ્યો. જયન્તપરના પ્રેમી-પત્રની અસર છતાં ગુણીએ ભવિષ્યપર હાથ મુકીને વરવાનો પ્રસંગ નીલમને જણાવ્યો.

જયન્તે જેમ પત્ર બીડવામાં ભૂલ કરી, તેજ રીતે ગુણીએ પણ ભૂલ કરી. જયન્તનો પત્ર નીલમને, ને નીલમનો પત્ર જયન્તને બીડયો. આ ભૂલથી જોકે નુકસાન તો ન થયું, પણ નીલમે જાણી લીધું, કે ગુણીનો પ્રેમ-સંકલ્પ જયન્તના ભાગ્યપર જઈ પડયો છે. જયન્તને ખેદ થયો કે, પોતાની ગુપ્ત ઇચ્છા પરજનના જાણવામાં

આવી! આ પત્રોના નિર્ણય થાય, તે પહેલાં કુદરત પ્રેમ-નાળાના વહેળાને આડે ધસડી ગઇ. ગુણીનો પત્ર જયન્તને મળે, ને ગુણી પોતાના પત્રનો જવાબ મેળવે, તે પહેલાં જયન્તની ભૂલે મોટો ધરતીકંપ ચલાવ્યો, ને આશાનાં કુમળાં વૃક્ષપર કુહાડાનો ઘા પડયો!

---

## પ્રકરણ ૧૬ મું.

---

### યોગેન્દ્રલાલનું અકાળ મૃત્યુ! નિરાધાર ગુણવંતી.

### कालेन् सर्वे वशाः

ચૌદ ચોકડીના રાજા રાવણને પણ એક વેળા કાળને શરણ થવું પડયું હતું. મહાન્ધાતા જેવા ઉદારચિત્ત રાજા, કર્ણ, બલિ અને હરિશ્ચંદ્ર જેવા દાનેશ્વરી, વસિષ્ટ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, શુક, શૌનક અને વ્યાસ-વાલ્મીક જેવા તપેશ્વરી, યુધિષ્ટર, ને વિક્રમ જેવા ધર્મિષ્ટ રાજાને પણ સમયકાળને શરણે જવું પડયું છે. અન્ન-જળ પુર્ણ થયા પછી દરેક પ્રાણી માત્રને પોતાનું કલ્પિત સ્થળ છોડવુંજ પડે છે. પ્રવાસીઓનો સંગ-મેળો વાટમાં એકઠો મળે છે, અને પોતપોતાનું સ્થળ આવતાં છુટાં પડે છે. એજ રીતે આવરદા ને સંબંધમાં પુરો થતાં દરેક પ્રાણી માત્રનો સંબંધ છુટો થઇ જાય છે, અને તેને કર્મવાદી યોનીમાં જન્મ ધારણ કરવો પડે છે. લોકો કહે છે કે મારો બાપ ભૂત થયો! રંડાઓ કહે છે કે મ્હારો ધણી રોજ રાતના આવીને દર્શન દે છે! પણ એ અજ્ઞાન માનવો એટલું સમજતાં નથી, કે દેહ તો બળી ગયો, અને જીવ તેનાં કર્મ જોડે ચાલ્યો ગયો! કોઇ જોશીબાવા અને પેટભરા જોગી-જતીઓ તથા પંડિત-પુરાણીઓ કહે છે, કે એ તો વાસના દેહે અવગતી પામેલો જીવડો છે, માટે બ્રાહ્મણ સાધુને જમાડો! લીલ પરણાવો. નારણી-

બલિ કરો. ભગવતની સમાહ બેસાડો. પરગણાની ચોરાશી કરો. કે બ્રાહ્મણો જમીને તૃપ્તિ પામે, ને તે બધું મુએલાંને પહોંચે!! અકાળ મરણ પામેલો દેહી તો અવસ્ય નડતર કરે, પણ ભલા ભાઇઓ એટલુંએ સમજતા નથી, કે બ્રાહ્મણો જમે, ને જો મુએલાંને પહોંચે ત્યારે તે અજીર્ણું અન્ન પિતૃને પહોંચાડવા કરતાં એજ બ્રાહ્મણને સ્વર્ગમાંજ મોકલવો, કે હાથો હાથ પહોંચાડી આવે, ને મહેનતનું દામ લ્હે! બાર, વર્ષે બાપ નડતર કરે છે! બ્રાહ્મણ જમાડો! વ્હેમી લોકો તેમ કરે છે. જીવડાને તો મુવા પહેલાં ચાર માસ અગાઉ રહેવાની જગ્યા નકી થાય છે, ને મુવા પછી બાર વર્ષે તો તેણે કોણ જાણે કેટલાકનો દીકરો કે દીકરી, કૂતરો કે બિલાડી થઇને જુદી જુદી યોનીમાં જન્મ લીધો હશે, પણ તોયે ભોળાં ને ભલાં લોકો પેટભરા બ્રાહ્મણોનો ભરૂંસો કરે છે, ને બ્રાહ્મણો પાપે પેટ ભરે છે. પંડિતાઇથી કે તપ બળથી કલ્યાણ વા મુક્તિ કરવાનું મુકી દે છે, ને હરામી ધંધો પકડે છે. એથીજ બ્રાહ્મણો પરથી લોક–શ્રદ્ધા ઉઠતી જાય છે, ને ધર્મ તથા શાસ્ત્રો અ-વિદ્યાએ કરીને ખોટાં ઠરતાં જાય છે. જન્મ પાછળ મૃત્યુ એ દીવા પાછળ અંધારા જેવુંજ માનવું. જે વસ્તુનો જન્મ થયો, તેને મરણ તો છેજ, તેથી ડરવું શાને? મરણનો ભય રાખીને અપકૃત ન કરવું, પણ યત્ન તો કરવો! મરણ તો આવવાનું છેજ, તેથી યત્ન છોડી દેવામાં આવે, તો પૃથ્વીની મહાભારત યોજના, અને પ્રાણી-માત્રમાં ઇશ્વરે માનવો માટે મુકેલું તત્વ તથા શક્તિ નાશ પામે! યત્ન મનુષ્ય હાથ છે, ફળનું પ્રભુ હાથ છે! નવલનાં પગલાં થતા પહેલાંથીજ યોગેન્દ્રના મનમાં કોણ જાણે ન સમજાય તેવી રીતે વિભ્રમ ને ઉદાસી થવા લાગી. રમાને રવાના કર્યા પછી યોગેન્દ્રના અંતઃકરણમાં કંઇક ચળવળ થવા લાગી. ગુણીની ગંભીર ઉદાસી માત્ર વિયોગની છાયા તરીકે ગણી, અને એક બાળકથી જે ઘર

ગાજતું હતું, તે શુન્ય જેવું થઈ પડયું. તે છતાં યોગેન્દ્ર જેવા ઠરેલ ને પાકી બુદ્ધિના પુરૂષે ફળાવા દીધું નહિ. નવલ જોડે જમ્યા પછી તેની તબિયત સહેજ બગડવા લાગી. મગજમાં ચક્કર આવવા લાગી, અને છાતીમાં સહેજ દુખારો થવા લાગ્યો. ગુણવંતીની માતા ગુજરી ગયા પછી યોગેન્દ્રપર નબળાઇએ જે હુમલો કર્યો હતો, તે આજ સુધી વધતા–ઘટતા પ્રમાણમાં ચાલુ રહ્યો. ગુણીને વરાવવાની ચિન્તા જયન્તે દૂર કરી, તોપણ તેણે સાસરે જતાં સુધી શાન્તિ માની નહિ. પોતાનીપર કરજનો બોજો ચડેલો હતો. તેની કશી દરકાર કરતો ન હતો, પણ કન્યારૂપી ઋણની રાત દીન ચિન્તા કરતો હતો. જાતે શોખીન ને દુલ્લા દીલનો હોવાથી તેનો હાથ બહુ છુટો હતો. પંડિતો, શાસ્ત્રીઓ, કવિઓ, ગવૈયાઓ, ને પરદેશીઓનો તે આશ્રયરૂપ હતો. પગાર ઉપરાંત દર માસે નાની સરખી રકમ પણ કરજ તરીકે વધતી જતી હતી. કેટલાક વર્ષનું અહીં રહેઠાણ હોવાથી ધીરનારને અધીરાઇ થતી ન હતી. વળી મોટો હોદ્દેદાર હતો, ને ભલા ખવાસનો હોવાથી શરાફો બોલતા ન હતા, એ રીતે કરજ વધી ગયું હતું. ગુણીને કેળવવા પાછળ પુશ્કળ નાણું ખરચ્યું હતું. વળી ગુણીને માતાનો વિયોગ ન લાગે, તે માટે તેને પહે-રવા સારૂ કેટલાંક વસ્ત્રો, દાગીના, ને સંગીતવેત્તા તથા શિક્ષકોનો ખરચ વધાર્યો હતો. પ્રદેશમાં એકલી કદી ઘરમાં મુંઝાય, તે માટે સંગાથનાં સાધનો શોધી આપવામાં કેટલોક કરજનો બોજો વધી ગયો હતો. આ વાત ગુણી ને યોગેન્દ્ર સિવાય બીજા કોઇના જાણુ-વામાં આવી ન હતી.

યોગેન્દ્ર બપોરે સુઇ ગયા. ઓફીસમાં જવાનું માંડી વાળ્યું. ગુણી પોતાના પિતાજી કને આવી, ત્યારે યોગેન્દ્રે પોતાની તબીયત નાદુરસ્ત હોવાનું જણાવ્યું, અને નવીન પરોણાનું પણ નિમિત ક-

હાડયું. ગુણી મર્મ સમજી ગઈ, ને પોતાના કામપર લાગી. લગભગ ત્રણ વાગ્યા, અને ટપાલમાં કાગળો આવ્યા. નોકરે એ કાગળો યોગેન્દ્રલાલને આપ્યા. યોગેન્દ્રના હાથમાં પહેલોજ પત્ર જયન્તનો આવ્યો. દુર્ભાગી યોગેન્દ્રના અવશાનની છેલ્લી ઘડીએ જાણે આ પત્ર તેનો જીવલેણ થઇને આવ્યો હોય, એમ ઠર્યું. જયન્તની ભૂલથી બીડાયલો મુંબઇનો પત્ર વાંચીને એકદમ યોગેન્દ્ર મુર્છિત થઈ ગયો. ગરીબ ગાય જેવી દીકરીની આશા નિરાશાના સાગર–તળપર બેઠેલી જોઇને તેને માઠી અસર થઇ. યોગેન્દ્રે એકદમ માથું પલંગપર પછાડયું, તેવોજ નવલ ત્યાં આવ્યો. તે પોતાના પિતાનો પત્ર વંચાવા આવ્યો હતો, ત્યાં યોગેન્દ્રને બેશુધ થયલો જોયો. નવલ એકદમ અંદર ગયો, અને યોગેન્દ્રલાલને બોલાવ્યા. જરાવારે યોગેન્દ્રને શુદ્ધિ આવી, અને બળવંત બનીને નવલ સામે ઘડીભર જોઈ રહ્યા.

"યોગેન્દ્રલાલ! આપની તબીયત કંઈ બગડેલી જણાય છે?"

"હા, પણ ગુણવંતી કયાં છે?" કેફની ધુનમાં યોગેન્દ્ર બોલતો હોય, તેમ નવલને લાગ્યું.

"અંદરના હોલમાં હશે, તેમને બોલાવું?"

"ના, અફસોસ!" નિસાસો નાખીને ફરીને યોગેન્દ્ર પથારીમાં પડી ગયા. નવલે તેને ઝાલી લીધા. વળી ફરીને ધીરે ધીરે યોગેન્દ્ર બેઠા થયા.

"આપની તબીયત એકાએક બગડવાનું કારણ શું તે આપને સમજાયું?"

"ના, તોપણ મને એમ લાગે છે, કે મ્હારો દેહ વધુ વાર ટકશે નહિ?"

"આપ લગાર પોચા મનના લાગો છો, એવી તે કઈ બાબતે આપને ગંભીર અસર કરી "

"જયન્તીલાલ ઇજનેરને આપ ઓળખતા હશો !"

"બહુ સારી રીતે ! તેનું શું છે ?" નવલને શંકા હતી. તે દૂર કરવાનો પ્રસંગ પોતે હાથમાં લીધો.

"મ્હારી ગુણવંતીનો વિવાહ તેમની જોડે નકી કર્યો, પણ અફસોસ ! આખરે તેણે દગો દીધો. નવલરાય ! એ મારી કોમળ ને મોંયે ચડાવેલી લાડકડી બાળાના સુખ માટે મેં તન મન ને ધનથી મેહનત કરી છે, પણ આખરે તે અભાગી બાળા અભાગી નીવડી લાગે છે. જયન્તીલાલે લગ્ન કરવા ના લખી છે. નવલરાય ! અહીં મારૂં કોઈ નથી. કદાચ જો મારો દેહ પડી જાય–પડી જાય, તો તમે ને તમારા કુળવાન પિતા મ્હારી નિરાધાર બાળાનું–બાળાનું-ર–ક્ષ–ણ કરજો ?" આ છેલ્લા શબ્દ બોલતાંજ યોગેન્દ્રલાલે આંખ ફેરવી, ને ધડ નીચે પડી ગયું. નવલરાયે ગભરાઇને ગુણવંતીને બૂમ પાડી, ગુણવંતી દોડી આવી.

"ગુણવંતી ! તમારા પિતા એકદમ વાત કરતાં મુર્છીત થઈ ગયા !"

"પિતાજી ! પિતાજી ! બોલોની ?" ગુણીએ યોગેન્દ્રને આમ તેમ હલાવ્યા, પણ કોના પિતા ને કોના યોગેન્દ્ર ! ગુણીએ કારમી ચીસ પાડી, અને મુર્છીત થઇ ગઈ. નવલે પાસેના ટેબલપર પડેલી કોલનવોટરની બાટલીમાંથી જળ છાંટયું. તેવામાં નોકરો દોડી આવ્યા, અને સર્વે ગભરાટમાં પડી ગયા. ગુણીને સાવધ કરીને તેને તેની દાસી પાછલા ખંડમાં લઇ ગઈ. નવલ, યોગેન્દ્રની સારવાર કરવા લાગ્યો, ભૈયો દોડીને એકદમ ડોકટરને બોલાવી લાવ્યો, પણ યોગેન્દ્રે તો જગતનો સંબંધ છોડી દીધો હોવાથી નિરાશ થઇને ડોકટર પાછો ચાલ્યો. નવલે ગુણીને જોવાની વિનતી કરી. ડોકટરે કહ્યું કે તેમના કોમળ મગજપર કશી રીતનો ગભરાટ થવા ના દેશો. યોગેન્દ્રલાલના

મૃત્યુની વાત ન કરતાં ગુપ્ત રીતે યોગેન્દ્રલાલને અગ્નિદાહ કરી દેજો. ડોકટર ગયા. નોકર–ચાકરો અફ્સોસ કરવા લાગ્યા. મિત્રો ને પિછાણનારામાં ખબર પડી, સર્વે હાય પીટ કરતા આવ્યા. બે ઘડી ધીમો શોર–બકોર થયો, અને નવલે પિંડ વાળીને સ્મશાન–દાહ કર્યો. ગુણી તો ભ્રમિત થઈ ગઈ હતી, એટલે યોગેન્દ્રની છેલ્લી ક્રિયા તેના જાણવામાં આવીજ નહિ. પ્રદેશમાં લાડકડી બાળા, પિતા વગરની અનાથ થઇ પડી, ભાગ્યદશાના હિંચોળાપર વૈભવની વાટિકામાં લ્હેરો લેવાની ઉમેદમાં ઉડતી પોપટી આખરે હારી બેઠી. નવલને મન અનાયાસે ડરબીની લોટરી મળી !!

---

## પ્રકરણ ૧૭ મું.

---

### વાદળામાં ઘેરાયલી વાદળી.

" પિતાજીની તબીયત કેમ છે, કાશી ? " ગુણીએ દાસીને પુછ્યું.

" પિતાજી ! " દાસીએ નિસાસો મુકયો, ને નીચું જોઇ રહી.

" કેમ, કાશી ! આમ કેમ કરે છે ? પિતાજી દેવલોક ગયા ? " ગુણી પલંગપર બેઠી થઇને ગભરાયલે ચહેરે બોલી.

" હા. ગઈ રાતે ! " કાશી ધીમે સ્વરે બોલી.

" હેં ! પિતાજી ગુ–જ–રી ગયા ! " ગુણી બેભાન થઈ ગઇ. કાશીએ નોકરોને બૂમ પાડી.

" દોડો ! દોડો ! ગુણી બહેનને મુર્છા આવી છે ! " કાશી ગભરાઇ ગઇ. ને આમ તેમ દોડવા લાગી. ભાન ભૂલી ગઈ. દવાની શીશી લેવા ટેબલ તરફ જતાં અથડી પડી. નોકરો દોડતા આવ્યા. રામસિંહ ભૈયો આવ્યો, અને નવલ પણ ઉપર ચડી આવ્યો. રાતના

થાકથી નવલ પોઢી ગયો હતો, અને નિદ્રામાં ગુણીના સુખનાં સ્વપ્નાં જોતો હતો. ગુણીપર ઉપકાર કરવો, ને તેના દુઃખનો અનુગ્રહ કરવાના અનેક ઉપાયો યોજીને ભોળી બાળાને પોતાના પ્રેમ–દોરે મન–માદળીયામાં નાખવી, આ ધારણા હતી. રામો કોલનવોટર લાવ્યો. નવલે આવીને ગુણીના મોં પર છાંટયું, કાશીએ ગુણીને પંખો નાખવા માંડયો. ગુણીએ આંખ ઉઘાડી. તે ઉઠીને દડદડ આંસું ઢાળતી નિર્દોષ બાળા બોલી.

"શું પિતાજી ગયા ? ગરીબ છોકરીને ખબરે ન કરી ? ખરેખર શું તે એકદમ ગુજરી ગયા ? હાય ! મને કોના આધારે મુકી ગયા ?" ગુણી ચોધાર આંસુડે રડવા લાગી.

"પ્રભુને આશરે જેણે જન્મ આપ્યો છે, તેને આધારે મુકી ગયા." નવલે ધિરજ આપી.

"ગુણવંતી બહેન ! તમે હવે ધિરજ છોડશો નહિ. પ્રભૂએ જે આપત્તિ નાખી, તે ઉપાડવીજ પડશે. પિતાજીનો સંસ્કાર હતો, ત્યાં સુધી રહ્યા." કાશીએ શાન્તિ આપી.

"પણ તેમનો દેહ અકાળ કેમ પડયો હશે ? મને કશી સમજણે પડતી નથી."

"હું તેમની કને ગયો, ત્યારે બેશુદ્ધ થઈ પડ્યા હતા, પણ તરત પાછા ઉઠયા, મારી સાથે બે વાત કરી, અને તરત પ્રભુ શરણે પડયા !"

"હું દુર પ્રદેશમાં, સગાં સંબંધી વગરની જુવાનઅવસ્થાએ એકલી શું કરીશ ? કયાં જઇશ ? ઓ પ્રભુ ! હવે મારૂં શું થશે ?"

"ગુણવંતી ! તમે ધીરજ ધરો. મ્હારી સામુ જુઓ, તમે મને પિછાણો છો ?"

"હા, તમે નીલમ બહેનના વર છો, અમારા મહેમાન છો !"

" હું આપનીજ જ્ઞાતિનો છું, તમે જ્યારે મને, મ્હારા કુટુમ્બને અને અમારી આબરૂને પિછાણો છો, તો પછી તમે દિલગીર શા માટે થાઓ છો? પ્રભુએ મને એજ કારણે અહીં મોકલ્યો હશે, તો ? તમારા દુઃખમાં ભાગ લેવા, તમને ઘટતી મદદ કરવાને મ્હારૂં અહીં આવવું થયું છે! યોગેન્દ્રલાલનો અગ્નિ સંસ્કાર મ્હારે હાથેજ થવાનો સરજીત હશે ! " નવલે તક લીધી.

" તમે મ્હારા પિતાજીનો અગ્નિ સંસ્કાર કર્યો! હા ! તમે ખરે વખતે આવ્યા; જ્યારે તમને પ્રભુએ અહીં અમારે માટેજ મોકલ્યા, તો હવે તમે મુજ સરખી અનાથ બાળાનું રક્ષણ કરજો. પણ હા, હવે મને સ્નાન કરાવો, પિતાજીના સંસ્કારનો છેડો લાવવા દો ? પિતાજી ! પિતાજી ! હવે મ્હારી શી દશા થશે ? " ગુણી રડવા લાગી, માથું કુટવા લાગી. કાશીએ તેને શાન્ત ઝાલી રાખી.

" મને વન વગડામાં રખડાવી, પિતાજી ! મ્હારા વગડે વરજોળા થયા ! ભવ–દરિયામાં તળીયે બેસાડી. બાપા ! મને નિરાધાર અને અનાથ કરી ગયા ? છેવટના બે બોલ બોલ્યા વિના મુગે મ્હોડે ચાલ્યા ગયા. એક પળનો મેળાપ ન થયો. એક દવાનો ઘુંટ ન પાયો. એક નાની વાત ન થઇ. હવે આ પારકા પ્રદેશમાં મ્હારો કોણ બેલી ? હું કોઇને ઓળખતી નથી. મ્હારૂં શું છે, તે હું જાણતી નથી. હવે કયાં જઇને કોની ઓથે રહીશ ? " ગુણી ફાટતે હૃદયે ને કરૂણાજનક અવાજે રડવા લાગી. પ્રદેશમાં એકલી પડેલી બાળાની છાતી મુઝાઇ ગઈ. કોઇ પણ આધાર ન હોવાથી પારકા પ્રદેશમાં પોતાની કેવી ગતી થશે, તેની ચિન્તા કરવા લાગી. જયન્ત તરફ કલ્પના દૃષ્ટિ કરી. મન ગુચવાઇ ગયું. નવલે તેને ધિરજ આપી. પણ ગુણીના મનમાં તેની બહુ અસર ન થઈ. કાશી જેવા શહેરમાં આ પરદેશી વતની આફત કાળે કેમ ધિરજ ધરી શકે ? સ્ત્રી જાત, યુવાન બાળા, કયાં કોને

કહેવા જાય ? જમાનાના રંગને લીધે અને રૂપ તથા જુવાનીને લીધે કદાચ કોઇ જાળમાં ફસાવે, એ તેને પહેલી ધાસ્તી લાગવી જોઇએ, અને તેથી તે ભવિષ્યની ચિન્તામાં હૃદય ફાટ રડતી હોવી જોઇએ. આ આક્રંદ ચાલે છે, એટલામાં ગુણીના શાસ્ત્રી શિક્ષક અને ઉસ્તાદ તથા કચેરી મંડળ ને મિત્રમંડળ આવ્યું, નવલે તેઓનો સત્કાર કર્યો. ગુણીનું રૂદન ચાલુ હતું, સર્વ જણે તેને ધિરજ આપી. બનવા કાળ કોઇથી મટતું નથી. જ્યાં સુધી સંસ્કાર હોય, ત્યાં સુધીજ સગાં સંબંધી છે. જગત પંખીનો મેળો છે. માણસ તો એક ઉતારૂ જેવાં છે. ઇત્યાદિ તરેહવાર દાખલા ને દૃષ્ટાન્તો આપ્યાં, ને સર્વે વિદાય થયા. લોકો તો બે બોલ ધિરજ દેવાના અધિકારી હોય છે, ને તે પ્રમાણે લૌકિક રિવાજ થઇ રહ્યો, પણ ગુણીની અંત્તર–વ્યાધી તો તેના મનમાં સળગતા અગ્નિના ભટકા પેઠે ઉછળવા લાગી, કેટલીક વારે તેને સમજાવીને ગરમ પાણી વડે કાશીએ નવરાવી, અને જે કંઇ ભાવે તે ખવરાવીને શાન્ત કરી. નવલ જમ્યો. યોગેન્દ્રના દિવાનખાનામાંથી જયન્તનો પત્ર હાથ કર્યો, ને ગુણી જ્યાં દિવાનખાનામાં આવીને બેઠી બેઠી વિચાર કરતી હતી, ત્યાં આવીને બેઠો. ગુણી વિચારમાં એટલી તો ગુંથાયલી હતી, કે નવલ આવ્યો, ને બેઠો, તેનું ભાન રહ્યું નહિ. ગુણી પર ઢળેલી કાળી વાદળી તેના ગૌર વર્ણને જે દીપાવતી હતી, તથા કાળાં વસ્ત્રો તેને જે ઓપાવતાં હતાં, તેના મોહમાં નવલ, તરંગ ઉડાવતો હતો. અને ગરીબ ગુણવંતી પોતાની પલટાયલી સ્થિતીને સંભારતી વિમાસણ કરતી જણાતી હતી.



# પ્રકરણ ૧૮ મું.

## ગુણવંતીનાં આશા-કુસુમપર આફતનો દવ!

" આશા-વાયુ વિષે મહા ગરૂડ ને ન્હાની ઉડે ચલ્લીયો,
ન્હાતો મેઘ તણાજ તોડી પટ એ સ્ત્રી-શિર બેસે ઘડે;
આ ચન્ચૂ ભરતીજ હોય જડ જે નૈરાસ્ય-વિશ્વંભરા,
તેમાં સર્વ સુવે, મરે, સુઈ ઉઠે, જીવે મરી વા નવા.
નિશા અને દીન દ્વિરૂપ કાળમાં,
નિરાશ ને આશ સમેત પૃથ્વીમાં;
અભેદ પારો નયને લપેટતાં,
કિશોર જોડાં રતિનાજ તે રમે "—સ્નેહમુદ્રા.

" નવલરાય! મ્હારા પિતાજીના અવશાન કાળે તમે જ્યાં હાજર હતા, ત્યારે તેની છેલ્લી ઘડીએ તમારી સાથે તેણે મનનો કશો ગુહ્ય ઉદ્ગાર કહાડયો હતો, વારૂ?" સંભ્રમવાદી સ્નેહાળ બાળાએ નરમ સ્વરે પુછ્યું, " બાળા! મને એ વાકય કહ્યાં, અને તે વિષે એક ખુલાસો કર્યો, પણ હાલની તમારી મન-સ્થીતી વેળા એ વાત પ્રકટ કરવાનું મને યોગ્ય લાગતું નથી. તમારે પુછવાનું કે હઠ કરવાનું મને વાજબી લાગતું નથી." નવલે ગંભીરતાથી જવાબ દીધો. " હું ન પુછું! કેમ ન પુછું, નવલરાય! પ્રાણથી અધિક વ્હાલી પુત્રી માટે પિતાજીની ઉમદી આશા અકાળ નિર્મળ થઇ ગઇ, અને છેલ્લી ઘડીએ આ અભાગી બાળાએ પિતાજીનાં એ ઉપદેશક વેણો અથવા ભવિષ્યના માર્ગ-સુચક શબ્દો સાંભળવાને ન મળ્યા, ત્યારે તમને હું પુછુંયે નહિ? અરેરે! તે જો એમ જાણતા હત, કે સહજ વાતમાં આ ફાની દુનીયા તજી જવાના છે, તો તે મને દુર રાખીને મુગા મુગા ન ચાલ્યા જાત! પણ હવે મને તેની

છેલ્લી આશા કહો, તેમની છેલ્લી શાન્તિ સંભળાવો?" ગુણીએ ર-ડતે આંસુડે પુછયું. સ્નેહનાં દયાર્દ્ર મોતીડાં જેવાં અશ્રુપાત કરતી, છીપમાંથી નીકળતાં મોતી પેઠે દયામણા મુખડામાંથી પડતા શબ્દે બોલી, મોંમાંથી ઝરતો પ્રેમ-રસ જે આફતના મીશ્રણથી ઝેર રૂપ બની ગયો હતો, અને શબ્દ સાથે ઝરતો હતો, તે ઝુરાવતી બોલી. નિર્દોષ ને નાજુક બાળા અંતરમાંથી ઉઠના અગ્નિ ને તેથી બહાર પડતા દવરૂપ દુઃખનો ઓઘ ચડાવતી પિતાજીને યાદ કરતી પુછવા લાગી.

"ગુણવંતી? પિતાજીયે માત્ર એટલુંજ કહ્યું, કે નિર્દોષ બાળા પિતાના સ્નેહ-દોરમાં મોતીસમ ગુંથાયલી છે. નિર્દોષ છે, નાજુક છે, અજ્ઞાન છે, અખંડ નીતિનું ધર્મ-કુસુમ છે, માયા રહીત છે, દ્વેષ, રાગ ને કષ્ટ રહિત છે, પ્રદેશમાં અનાથ થઈ પડે, માટે તેને તમે સંભાળજો ! બસ. એટલુંજ કહેતાં તે ઢળી પડયા! અફસોસ !"

"એટલી વાત થતાં તો હું અનેકવાર તેમની પાસે આવી પ-હોચત! શું મને નજીક બોલાવવાને કુદરતે તેને અટકાયત કરી હશે?"

"ના, બાળા! બીજી એક વાત છે, કે જે વાત તમને કહેતાં કદી તમે વધારે દુખી થશો. પિતાજી તમને કદાચ તે વેળા બોલા-વવા ધારતા હશે, પરંતુ તેનો આત્મા એકદમ દેહથી છુટો થઇ ગયો, એ તેના જાણવામાં ન હશે."

"બીજી વાત શી વારૂ?

"હમણાં કહેવાને દીલ ચાલતું નથી."

"મ્હારા સમ?"

"જયન્તીલાલનો પત્ર આવ્યો છે, તેણે તમારો વિવાહ ભંગ કર્યો છે?"

"હેં! વિ-વા-હ-ભંગ!" ગુણી મુર્છિત થઇ ગઈ. નવલે તેને પકડી લીધી. ગુણીની ચીસ સાંભળીને કાશી બહારથી દોડી

આવી. રસોઇયો આવ્યો. મૂખપર જળ છાંટયું. અને પલંગપર સુ-વરાવીને પવન નાખવા લાગ્યા. ગુણીના કોમળ મગજપર મોટો આફતનો ઘા પડયો, તેનું ચિત્ત ખસી ગયું! છેલ્લી આશાનો ઢગ તુટી પડયો. પિતાનું સુખ તો પાંચ દિવસના પરોણા જેવું હવે હતું, પણ જેના પર જીંદગીનો કોટ ચણાયો હતો, તે તુટી પડ-વાથી આ જુવાન કુમારિકાના કોમળ મગજ પર અંગાર પડયો, ને તે ઘેલી જેવી બની ગઇ!

---

## પ્રકરણ ૧૯ મું.

---

### દિવાની ગુણવંતી! પ્રેમના પરિતાપથી કરમાયલું કુસુમ!

"ઝગમગે ઝીણો દીપ હાંડીમાં,
કર ઉરે મુકે જોઈ રહેતી તે,
શયન–સાગરે હોડલી સમી.
ચતીં સુતી સુતી રોતી એકલી,
નહિ જ આંસુડાં કોઈ લુવે,
ઉર વશે ઘણું દૂર પ્રિયમાં. ( ગો મા. ત્રિ. )

* * * * *

"આ સંસારમાં હવે મ્હારૂં કોઇ નથી? હા, કોઇ નથી! સૂર્ય આથમી ગયો. પૃથ્વી પલટાઇ ગઇ. રાત પડી. અંધારૂં થયું. ચંદ્ર ન્હાશી ગયો. તાપ ગયો. છાયા ગઇ. પ્રકાશ ગયો! ગુણી? ના, અવગુણી? તું હવે એકલી અટુલી થઇ પડી. ગુણી? વાવડીમાં સીંચાતી તામડી જેવી કંઠે દોરથી વિંટલાયલી તું જળમાં ડુબતી ને પાછી ઉપર ચડીને પછડા-તી ત્હારી દશા થઈ. પિતા ગયા. ભાવીપતિ વિમૂખ થયા. શું સત્ય ટળીગયું? ઓ સૂર્ય! જો ત્હારામાંથી સત્ય ગયું હોય, તો તું પ્રભાતે પ્રકાશતો

ના ? ઓ પૃથ્વી ? ત્હારામાંથી સત્ય ગયું હોય, તો તું ફરતી ના ? ઓ સમુદ્ર ! જો ત્હારામાં અસત્યનો ક્ષાર હોય, તો તું ઉછળતો ના ? ઓ સરિતા ? તું નિર્મળ ન હોય, તો તું વહેતી ના ? ઓ પવન ? જો તું શિતળ ન હોય, તો તું વા'તો ના ? ઓ તરૂવરો ? તમારામાં રસ ન હોય, તો તમે ફળતાં ના ! જગતમાંથી રસ-કસ ઉડી ગયો ! વચન ને ધર્મનો નાશ થયો ! અંતર દગ્ધ થઇ ગયું ! પ્રેમ, અગ્નિમાં પડયો ! મોહ, માયા, ઝાકળ, અને જંતુઓનો જન્મ થયો. તેની દુનિયાં વસી. ગુણી ! તું આ જગતમાંથી ઉડી જા ! ઓ યમદેવ ? તું મને ત્હારે શરણે લઈ જા ? અથવા જો તું ધર્મજ્ઞ-હો, દયાળુ હો, તો મને શિતળ છાયાવાળા મ્હારા સ્વામીને શરણે જવા દે ? તેને દયા પ્રેર, કે તે મને સ્વીકારે ? ઓ પંખિઓ ! તમે પરલોકમાં ઉડવાની શક્તિ ધરાવતાં હોય, તો મ્હારા પિતાને કહો, કે તમારી દીકરી દીવાની બની ગઇ છે ? અથવા જયન્તને-અરે જેનો અંત-જય છે, તેને કહો, કે ત્હારાં વચનામૃતનું સ્વરૂપ બદલાઇ ગયું, ને વિષરૂપ થઇ પડયું. એ વિષના પ્રભાવથી ત્હારી પ્રિયાંગના દિવાની બની ગઇ છે, માટે જા. તેની સંભાળ લ્હે ? ના, કોઇ બોલતું નથી ? કોઇ જવાબ દેતું નથી. ઓ પલંગ ! ઓ દીપક ! તમે સાક્ષી નહિ પૂરો ? ઓ જગદેવ ! તમે સાક્ષી નથી ? તમારી સમક્ષ જુવાન પુરૂષે મ્હારૂં રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી છે, અને હવે તે ફરી બેસે છે, તેથી એક અનાથ બાળાને બચાવવા માટે, તમે એટલી દયા નહિ કરો ? હું પંખિણી થઇને જઇશ. મન-વેગી પ્રેમી, જયન્તના પ્રેમ-મંદિરમાં જઇને પડીશ. નહિ ! નહિ ! એ વ્હાલો નજરે પડયા પછી બદલાઈ નહિ જશે. કોઇ દુષ્ટાએ મન ફેરવ્યું હશે, તો મને જોયા પછી તે સાવધ થશે. શરમ ને દૃષ્ટિ બન્ને તેના ચિત્તને ફેરવશે. હા. ચાલ, જાઉં ? એટલું બોલીને પલંગપરથી ઉઠવા જતાં, નીચે સુતેલી કાશી ઉઠી,

અને ઝડપથી તેને પકડી લીધી. ગુણી બેભાન હતી, તેને ભ્રમવાયુ થવાથી ભળ વધી પડયું હતું. આવેશમાં, મુછામાં, બેભાનમાં દિવાની જેવી જણાતી હતી. કાશીએ તેને પાછી પલંગપર સુવરાવી, અને ભૈયાને બોલાવીને ડૉકટરને ત્યાં મોકલ્યો. એક ઘડીમાં સામેથી ડૉકટર આવ્યો, ગુણીની હાલતપર દયા આવી. તેણે મર્મેન્દ્રીયપર પ્લૅસ્ટર માર્યું, અને જરા વારે એક દવાનો ડૉઝ પાયો, એટલે ગુણી શાન્ત ઉંઘી ગઇ. કેફની ધૂનમાં ને મગજના થાકથી દુઃખની મારી બાળા નિદ્રાધીન થઈ ગઇ.

શિતળ થવા માટે સૂર્ય તપે, શાન્ત પડવા માટે સમુદ્ર ઉછળે, હોલાવા માટે અગ્નિ ફુંકે, પડવા માટે દડી ઉછળે, અને થાકવા માટેજ મન દોડે, એ રીતે ગુણીનું મન પણ ઉછળીને થાકયું, પિતાજીના મરણ પછી ગુણીએ જયન્તપર પોતાની જે આશા બાંધી હતી, તેમાં નિષ્ફળ નીવડવાથી આ નિર્દોષ પંખિણીની નાજુક મનશક્તિપર એટલી અસર થાય, તેમાં નવાઈ ન હતી. ખરેખર ગુણીનો આ આપદ્કાળ દયાજનક ગણાવો જોઇએ. પારકા પ્રદેશમાં હવે આ જુવાન બાળાનો આધાર કોણ ?—એક પ્રભુ ! પ્રભુએ તો તેને એકલી કરી, હવે કર્મ ને ભાવી; તેના લખ્યા લેખ, કે જેની વચમાં પ્રભુ પણ આવતો નથી—અફસોસ !

---

## પ્રકરણ ૨૦ મું.

### ગુણીનો વિલાપ ! સંદેહ અને સંભ્રમ !!

( રૂદન, એ દુઃખ–હારક દવા છે. )

O sorrow, cruel fellowship,<br>
O Priestess in the voults of Death !<br>
O sweet and bitter in a breath.

શકુન્તલાનો પરિત્યાગ થયો ! દુષ્યન્ત મન–વ્યવહારના ગુંથનમાં શકુન્તલાને ભૂલી ગયો. દમયંતીને ભર જંગલમાં એકલી કરીને નળરાય ચાલ્યો ગયો. વિના દોષે, સન્નારીઓની કોમળ હૃદય–વાટિકાઓમાં કુસુમકળી સમાન પ્રફુલ્લતા પરાગને સ્વાધીન કર્યો પછી પ્રેમીઓ જ્યારે બેવફા થાય છે, અને માબાપની સમ્મતિ ન હોવા છતાં પ્રેમાંધબાળા પોતાના પ્રિયતમ દેવને દેહનું બલિદાન આપે છે, ને જ્યારે દેવ એ રક્ષક બનીને નિર્દોષ બાળાંનો પરિત્યાગ કરે છે, ત્યારે તેનું કઠણ દુઃખ વર્ણવ્યું ન જાય, તેવું સંદિગ્ધ ને દયાજનક લાગે છે. રાત્રીના ચાર પહોરની શાન્ત નિદ્રામાં ગુણીએ શાન્તિ મેળવી. દુઃખની સાથી અને રોગની હારક નિદ્રા આ ટાણે ગુણીને સહાયકારક થઇ પડી. જયન્તના મેળાપની રાત્રી જે પ્રેમ–અમૃતનાં પાન કરવા–કરાવવાને વહાલી સખી થઇ પડી હતી, ત્યારે નિદ્રા એક વૈરણી જેવી લાગતી હતી. એજ નિદ્રા આ ટાણે ગુણીના સર્વ સંકટોને હરવાનું સાધનભૂત થઈ પડી. પ્રભાતમાં ગુણી ઉઠી. નિદ્રાની પ્રશાન્તિથી શારિરીક વાયુઓ શાન્ત પડી ગયા, પણ મન ને દૃષ્ટિ કને દુઃખના વિયોગના દેખાવો ઘડી પ્રતિઘડી તેની સામે આવીને ઉભા રહેવા લાગ્યા. આપદકાળ એવોજ અગ્નિ સમાન તીવ્ર છે. તે ઉછળી ઉછળીને શાન્ત પડે છે. ત્યારેજ તેનું બળ નરમ પડે છે. કાં તો એ ઉશ્કેરણી જીવ લઇને નાશ પામે છે, અને કાં તો તેનો તારક બને છે. જુલીયટનો શોક તેનો જીવ લઇને પર્યાપ્તિ પામ્યો; અને ગુણીનો યોગ પ્રભુ જાણે કેવી ગતિ પામશે !

ગુણીના મનની વ્યાકુળતા, અને સુખનો અભાવ તથા અરૂચી કંઇક વિચિત્ર થઇ પડી. તેનો વૈભવપરનો અનુરાગ વિમાસણના સાગરમાં તૃપ્તિ પામ્યો. તેનો વિચાર–વાયુ શોકની નદીયોનાં સમાપ્તિ પામ્યો. તે પોતાના શયનગૃહમાં ઘડીભર બેઠી બેઠી વિમા-

સણુ કરવા લાગી, " આ જ પલંગ અને ઉભેલી જયન્તની મૂર્તિ; આ જ લોટાનું જળ હાથમાં લઈને પ્રતિજ્ઞા કરેલી; એજ હાથ લેનાર ને આ જ કાન સાંભળનાર; પણ સર્વ શુન્ય થઈ ગયું. હવે શું થશે? જયન્તીલાલના મનમાં પ્રેમ, ગુણ, રૂપ કે દયાનો વાસ નહિ રહેલો હોય! કહે છે કે અંતરની સાત્વિક ભાવના વિજળીરૂપ છે; તો શું તે તાર વચમાંથી તૂટી ગયો હશે? ના. ના. જયન્ત તેવો નહિ થયો હોય. તેની પ્રતિમા, તેની વાણી, ને તેનું હૃદય એવું કઠોર નથી. તે જાણે છે, કે મેં મ્હારી જીવનદોરી તેનાપર મૂકી છે. તો પછી તે ગમે તેવાં સંકટ સોપીને મને સ્વિકારશે; જો તેને સંસાર-પર વિકાર થયો હશે, તો હું તેને આ મધુરી કડીઓ સંભળાવીશ." એટલું બોલીને પલંગપરની છબી નીચે છપાયલી કડીઓ ગાવા લાગી. મનને શાન્ત કરવા લાગી.

There is no garden but some weed encloses,
There is no day but hath its hour pain ;
Yet still we sign sing, and gather earth's bright roses.
Walk in its garden and forest the rain !
Sing on, O heart, although the tears may glisten,
Gather life's flowers, although the tears may glisten
Earth is not all His angels over listen,
Heaven shall make perfect our imperfect life.

ગુણી આ પ્રકારના વિચાર કરે છે; પણ તે શોક-સાગરમાં ડુબતી જાય છે. તે સારી રીતે જાણી-પિછાણી જયન્તને ઉપદેશ કરે છે, કે પ્રભુએ નિર્મેલું માનવે ભોગવવાનું છે. માનવનો પુકાર કોઈ પણ દેવ સાંભળવાના નથી. યત્ન વિના મન-દુ:ખ કોઈ ટાળી શકનાર નથી. ને સંસાર તે દુ:ખનો ડુંગર ને શોકનો સાગર છે; તે

આંજ હવે ચડવાનો ને તરવાનો યત્ન કરવો- પણ પોતે કાં કરતી નથી ! ગુણીએ આ કાવ્ય વાંચ્યા પછી તેને હિમ્મત આવી. પિતાનું વિયોગ-દુઃખ નરમ પડ્યું; ને જયન્તને હસ્તગત કરવાનો નિશ્ચય કર્યો. પણ પોતાની હાલની સ્થિતિનો કંઇક આભાસ નવલપર જઇ પડ્યો; ને તેથી વખત ને સંજોગ સંભાળીને નવલની દયા માગી. જયન્ત કને જવાની ઇચ્છા કરી. નવલ તો વળી જુદાજ તરંગમાં તરતો હતો. તેને તો અનાયાશે શિકાર હાથમાં આવ્યો હતો.

## પ્રકરણ ૨૧ મું.

### નવલની જાળમાં ઝડપાયલી મધુરી !

" I am willing to be your devoted slave ! "
Cries the lover with eyes aflame;
" I am willing to kneel at your feet all day,
And perform any service you name;
" I am willing to crawl on the earth if you wish,
and kiss the dear tip of your shoe—"
" Or, to save it all up" interrupted the girl,
" You are willing to be mecuckoo. "—*judge.*

નબળા મનનો આશક, નીલમની નજરમાં અળખામણો છતાં તેને પ્રીત સમર્પણ કરવાની આતુરતા ધરાવનારો ઉપલી કવિતાનો અર્થ અર્પણ કરે છે. નાયક નવલ જો ગુણવંતીના પ્રેમને સ્વાધીન કરવા અર્થે આમ વિનતી કરે. તો આપણને નવાઇ લાગતી નથી. ગુણીને તો સ્વપ્ને પણ ખ્યાલ નથી, કે પોતાના ભવિષ્યની એક કોર પર નવલ પણ મૃદંગ બજાવતો બેઠો છે ! નવલની ડગમગતી મનવૃતિ એકવાર એક તરફ ને બીજીવાર બીજી તરફ સર્પની ગતિ

પ્રમાણે ફરતી જણાય છે. ગુણી કરોડ ઉપાયે પોતાને મળનાર નથી. તોપણ તેની જોડે બેસીને બે-પાંચ મિનિટ એકાન્તમાં વિનોદ કરવાનો દુર્લભ પ્રસંગ સુલભ થઇ પડ્યો, એ માટે નવલે કુદરતનો ઉપકાર માન્યો. નવલ કદાપિ આ પ્રસંગ મેળવશે, એમ ધારતોજ નહતો ! જયન્ત સાથે ગુણીનો વિવાહ થયો, એ તો માત્ર યોગેન્દ્રના કહેવા પરથીજ નવલને ખબર પડી. આ ખબર નવલના કાનમાં આવતાં તેને ઇર્ષા ઉત્પન્ન થઇ. જયન્ત જેવો માણસ આ કન્યા મેળવવા માટે ખરેજ ભાગ્યશાળી ? ગુણી પોતાની હોય તો ! આ સંકલ્પ અંતે જૂઠો પડ્યો. યોગેન્દ્રે તત્કાળ પ્રાણ છોડ્યો, અને ગુણી જો કે પોતાને શરણ આવી; નવલ પરોણા દાખલ રહેલો છતાં હવે ગુણીના વડીલ દાખલ કામ લેતો હતો. બહારના લોકો તેને યોગેન્દ્રનો કોઇ નિકટનો સંબંધી માનતા હતા. ગુણીને નવલનું મુખ કંઇ પ્રિય લાગતું નહતું—કહો કે માન ભરેલું જણાતું ન હતું. નીલમના સંતાપથી ગુણી કેવળ અજ્ઞાન ન હતી. જો કે નીલમે પોતાની શિષ્યાને ઘર—વ્યવહારનો અંતર—પટ ઉઘાડો કરી બતાવ્યો નહતો, પણ તેની માનસિક લાગણી ને લેખન ઉર્મીઓપરથી આ ચતુર બાળા ચેતી ગઇ હતી, કે નવલ અને નીલમ હજી એકત્ર થયાં નથી. નવલની બુદ્ધિ હવે ફરી. ગુણીનું મન જીતવાને હવે તેણે યત્ન શરૂ કર્યો. દ્રવ્ય ને વૈભવની લાલચે, અનાથ ને શરણાગત બાળાને કબજે કરવા યત્ન કરવા લાગ્યો. તેની માઠી દશાનો લાભ લેવા તલ્પી રહ્યો. તેની નિરાધાર હાલતમાં સહાયભૂત થઇને તેને પ્રિયાંગના કરવા તત્પર થઇ રહ્યો; ચતુરબાળા કંઇ તેને વશ થાય એમ ન હતી; તે નિરાધાર છતાં પોતાનો માર્ગ કરી શકે તેમ હતી; પણ ગભરાચલી હોવાથી, ને આપદ્દકાળનું કદી દર્શન કરેલું કે શ્રવણ કરેલું ન હોવાથી, તે મુઝાઇ ગઇ હતી; ને તેથી નમ્ર બાળાનો દયામણો

ચહેરો નવલને વૃથા યત્ન કરવા ઉશ્કેરતો હતો. ગુણીએ નિરૂપાયે સાત્વિક ભાવે નવલને નિહાળ્યો. પોતાની માઠી દશામાં નવલ એક ભ્રાતા તરીકે સહાય થશે, એમ લાગ્યું; મામાનું ઘર ને આ પીરસણું તેમ નીલમપર ગુણીનો જે ભાવ ને ભરૂસો હતો, તે આ વખતે ઉપયોગી થઈ પડશે, એમ તે ખરા અંતઃકરણથી માનતી હતી. ને તેથી પોતે નિરાધાર છતાં ભવિષ્યમાં સુખી થશે, એમ તે ધારતી હતી. પિતા ગુજરી જવા છતાં તે એવા કુળવાન કુટમ્બના આશરામાં જઇ પડી છે, કે જે પિતા કરતાં અધિક ગરજ સારે. રત્નલાલ જેવા સુધરેલા વિચારના ને વિશાળ મનના શુદ્ધ ગૃહસ્થની સહાયતા એક ઉમદા રત્ન જેવી ગુણીએ માની, ને નવલ સાથે મુંબઇ જવા વિચાર કરીને નવલને મળવા આવી. પોતે દિવાનખાનામાં આવી. ને નોકર કને નવલને ઉપર બોલાવ્યો. નવલનું મન ગુણીને મળવા તરફડતુંજ હતું. તેવામાં વિના યત્ને અનાયાસે તક મળતી જતી જોઇને તે તો હર્ષાતુર ઘેલો આશક બની ગયો. તે ઉપર ગયો. ને ગુણીને હસતે મુખડે સ્વગત માન આપીને સામે ઉભો રહ્યો. અને ગુણી ગંભીર થઇને નીચું મોં કરી આંખમાં અશ્રુજળ લાવતી ઉભી રહી. નવલે તેને ધિરજથી કહ્યું.

" બાળા? હવે જે અશ્રુપાત કરશો, તે વૃથા છે. તમે એટલાં ભાગ્યવંત કે એકલાં નથી. "

" ખરેખર એટલી હું ભાગ્યવંત, કે તમારૂં આવાગમન થયું, નહિ તો મ્હારૂં અહીં કોણ છે? પણ નવલરાય? જયન્તીલાલ પર તમે તાર કરશો? મ્હારા પિતાના મરણની ખબર કરશો? "

" ગુણવંતી? તમે હજી જયન્તીલાલને તમારો સમજતાં હોય તો ભૂલ છે. તેણે લગ્ન કરવાનો પ્રથમથીજ વિચાર માંડી વાળ્યો હતો. અને તેના છેલ્લા પત્રમાં પણ તેજ નિશ્ચય દૃઢ કર્યો છે? "

"તેમના બોલવા પરથી તો જોકે એમ લાગતું હતું, પણ મને વચન દીધું છે; એટલે તે ફેરવે એમ મને લાગતું નથી. તે છતાં જો ત્યાં જઇને મન ફર્યું હોય, તો ભલે–પણ હાલની મ્હારી દશા તેને જણાવ્યાથી કદાચ તે મ્હારીપર દયા કરે!"

"શું તમારે માટે કાયસ્થ જ્ઞાતિમાં લાયક ભરથાર નથી, એમ તમે ધારો છો? જો તમે ચાહો તો કાવ્ય, વિદ્યા, વય, અને કુટમ્બ સઘળું મળી શકશે. તમે મ્હારાપર ભરૂસો રાખશો, તો નકી તમે સુખી થશો."

"નવલરાય? સઘળું મળે છે, પણ દિલ મળી શકતું નથી. દ્રવ્ય કરતાં દીલ વધારે છે, નહિ તો રૂડાં રૂકમણી રાણી છતાં કૃષ્ણએ કૂબજાને કેમ પસંદ કર્યાં?"

"દીલ પણ મળશે–જો દીલ આપશો તો તે પણ મળશે."

"દીલનો એક ધર્મરૂપ ટુકડો જયન્તીલાલને અર્પણ કર્યો છે, અને બીજો ટુકડો ઇશ્વરને અર્પણ કર્યો છે; હવે કયો કડકો કોને આપું?"

"તાજો આવેશ એકજ પદાર્થ નિહાળી શકે છે; તમે ચિન્તા ન કરો, તમારા ભાગ્યમાં સારૂંજ છે."

"આપનો ઉપકાર! એટલી હદ સુધી આપે મ્હારાં હિતનો વિચાર કરયો છે, એ હું જાણતી ન હતી. તમારૂં ભલું થશે. પણ મને જયન્તીલાલે જે પ્રતિજ્ઞાવડે વચન આપ્યું છે, તે તોડવા માટે એકવાર રૂબરૂ મળીને તેને ઝાંખો તો પાડવોજ છે."

"લગ્ન કરીને પછી મળવું. અને અમે પણ તેને ઠપકો દઈશું."

"નવલરાય? મેં જે પ્રતિજ્ઞા લીધી છે, તે એવી છે, કે જયન્તીલાલ પોતાની પ્રતિજ્ઞા પાછી ખેંચી લ્હે નહિ, ત્યાં સુધી

મ્હારાથી બીજાને વરવાનો કદી વિચાર કરી શકાય નહિ. જો તમે મ્હારૂં હિત મ્હાતા હોય, તો જયન્તીલાલને તાર કરો, તે જરૂર આવશે. અથવા એમ ખાત્રી લાગતી હોય, કે તે નહિજ આવે, તો મને મુંબઇ લઇ જાઓ. હું નીલમ બ્હેનની કને રહીશ. મને ગમશે તો વરીશ, નહિ તો મ્હારૂં જીવન હું મીરાંની પેઠે ભક્તિમાંજ ગુજારીશ."

"બાળા ? હાલ તમે ઉશ્કેરાયલાં છો. જુવાની ને અંગ્રેજી વિદ્યાનો જુસ્સો છે. આફતકાળ છે. માટે શાન્તિ પકડો. જો તમે કહો, તો આપણે જગન્નાથની યાત્રા કરીને મુંબઇ જઇએ. તે દરમ્યાન તમારી મનવૃતિયે શાન્ત પડશે, અને જયન્તીલાલના વિચાર પણ સ્થિર થશે."

"મ્હારા પિતાજીની ઉતઃક્રિયા કરવાની છે. મ્હારી કને રોકડ રકમ કંઈ નથી. આ બંગલો પારકો છે, ને તે ગૃહસ્થના ચડેલા ભાડાની શી વ્યવસ્થા થશે, તેનો વિચાર કર્યો નથી. વળી પિતાજીનું પાંચ હજારનું કરજ છે. મને સુજતું નથી, કે મ્હારે કયા પ્રકારે અહીંથી છુટવું, ને કયાં જઇને, કેવી રીતે કોને આશરે રહેવું! મ્હારી કને માત્ર પાંચશો રૂપિયાના દાગીના છે. ને તે વેચીને પરચુરણ દેવું આપવા ધારૂં છું. અને પિતાજીની ઉતઃક્રિયા કરવા ઈચ્છું છું."

"તમેં તેની ચિન્તા ન કરો. તમારા પિતાનું જેટલું કરજ હશે, તે હું આપીશ. મ્હારી કને પુષ્કળ નાણાની રકમ છે." નવલે ઉપકાર કરવાની આ ઉમદા તક હાથ લીધી. ગુણીને જેમ બને તેમ પોતાની કરવાનો યત્ન કર્યો. સગુણી બાળાના અંતરને બાંધી લેવા માટે ધનની જાળ પાથરી. અનાથ બાળા ભઈસે ભૂલી, અને કાળા નાગની ચળકતી ચામડી પર લોભાઇ ગઈ.

"તમારૂં કરજ હું કેવી રીતે વાળી શકીશ ? પિતાને રૂણુ-માંથી છોડાવતાં હું તમારી રૂણુદાર કદી થાઉં, પણુ તમે તે શી રીતે વસુલ કરશો ?"

"બાળા ! તમે તેનો કશો વિચાર ન કરશો. હાલની તમારી મુશ્કેલી દૂર થવા દો, તમારૂં મન શાન્ત થવા દો, પછી સૌ સારૂં થશે. પ્રભુએ ઘણું આપ્યું છે, તમારા જેવી કેળવાયલી પણુ નિરાધાર બાળાને જો હું મદદગાર થઇ પડું, તો દસ હજાર રૂપિયાની રકમ તો શું, પણુ જો આ દેહ કામ આવશે, તો તે પણુ આપીશ." નવલે કૃત્રિમ ઉદારતા દેખાડી. ભોળી બાળા તેનો ભેદ સમજી ન શકી, કે એટલી હદ સુધી ઉપકાર કરવાનો નવલનો હેતુ શું છે ? તે તો જાણે છે, કે આ કુળવાન ગૃહસ્થ માત્ર પોતાની ઉદારતા ને મોટાઇ બતાવે છે.

"વારૂ, ત્યારે હવે છેવટના ઠરાવપર આવીશું ?"

"તમારા પિતાજીને રૂણુ મુક્ત કરવા; ઉત્તરક્રિયા કરીને તેની વાસનાને મુક્તિ આપવી; અને અહીંથી જગન્નાથ માર્ગે મુંબઇ જઇને તમારા ભવિષ્ય–સુખનો વિચાર કરવો."

"હું હવે આપનેજ શરણે છું. આપને જેમ યોગ્ય લાગે, તેમ વ્યવસ્થા કરો. હું મુંઝાણી છું; મને મુંબઇ લઇ જાઓ. આ મકાન હવે મને સ્મશાન જેવું લાગે છે. આ સ્થળ હવે મને ભયંકર લાગે છે." એટલું કહીને ગુણી અંદર ગઇ, અને સમય પોતાનું કામ કરવા લાગ્યો.

ગુણીના મનમાં એવો સંકલ્પ થયો, કે કોઇ પણ પ્રકારે મુંબઇ પહોંચવું, ને તે પછી જયન્તને ગમે તે પ્રકારે હસ્તગત કરવો. નવલનો સંકલ્પ એવો થયો, કે ગુણીનું વિહ્વળ મન તાબે કરવા માટે, ને તેની મુઝવણુનો છેડો લાવવા માટે કેટલાક દિવસ જુદા

જુદા સ્થળોમાં તેણીને ફેરવવી; ને ઉપકાર તળે દાબીને તેનું મન કબ્જે કરવું. આ રીતે નાજુક બાળા એક શિકારીની જાળમાં સપડાવા લાગી.

---

## પ્રકરણ ૨૨ મું.

### નવલની ઉદારતા—નેકીમેંભી કુછ મતલબ હુવ!

ઇશ્વરને પણ ભક્તિ ને નીતિ બે ફૂળ સમર્પણ કર્યા વગર એક મુક્તિ ફૂળ મળતું નથી; તો માનવ જાતની ગરજાઉ મતલબમાં શું પુછવું? સેંકડો ગણી સખાવતે માત્ર કાં તો કીર્તિ અથવા આછી પાતળી કે ખોટી સાચી માનસિક ઇચ્છા પાર પડે છે! કોઇકજ પરમાર્થી તો હોય છે. કેવળ નિસ્પૃહી તો કોઇકિજ હશે. કેવળ નિઃસ્વાર્થે પરમાર્થ કરનારા પુરૂષો તો વિરલાજ નીકળશે. કોઈ અમર નામ કરવા માટે, તો કોઈ પીઠે પૂછડું લગાડવા માટે; કોઇ લોક લાજે તો કોઇ ઉંડી મતલબ પાર પાડવા માટે દાન ધર્મ ને ઉદારતા દેખાડે છે. અને કદી કોઈ ડોળઘાલુ ઇશ્વર પરાયણ કામ કરતો હશે, તો તેણે તનની ધનની સંતાનની આશા રાખી હશે! કોઇ રાજ્યની, કોઈ પ્રમદાની અને કોઇ વૈભવની આશા રાખતું હશે. આ રીતે ભિન્ન ભિન્ન રૂચીને લીધે સખાવત ને ઉદારતા પ્રકટ કરે છે. પણ સર્વેમાં મુખ્ય મતલબ રહેલી છે. નવલની ઉદારતા ને ગંભીરતા ગુણીને મોહાવવા, અંજાવવા, શરમથી પોતાની ઇચ્છા પળાવવા, અને છેવટે પોતાના મોહને માર્ગે અપાવવા માટે છે. નવલ એમ જાણે છે, કે સંકટમાં સપડાયલી અને કેવળ નિરાધાર બનેલી બાળાપર જેમ બને તેમ અનહદ ઉપકાર કરવો. એ આભાર તળે દબાયલી પોપટડી પોતાની ઇચ્છા નકી પાર પાડશે! જયન્ત પરની તેમની અખંડ પ્રીતિને તોડવા માટે ઉપકારનું સાધન બહુજ લાભકારક નીવડશે. દ્રવ્ય-

થી સતીનું મન ચળે. તેમ ગુણીને અંજાવવાને પૈસાની રેલછેલ પૂરતી થઇ પડશે. આ રીતે મનોવિકારને પુષ્ટિ આપતો ગુણીને સ્વાધીન કરવાને નવલ, ભગીરથ યત્નમાં પ્રવર્ત થયો; પણ મૂર્ખ નવલ ગુણીના મનનો કયો મર્મ કળી ન શકયો. જ્યાં દીલનો સવાલ છે, ત્યાં દ્રવ્યની લાલચ શું કરી શકશે?

સાવિત્રી જેવી રાજ–વૈભવી કુંવરી વનવાસી કુમારને વરી હતી. પ્રેમ લક્ષણા ભક્તિનો પ્રભાવ અકળ છે. સ્નેહી બિન્દુ જો લોખંડ પર પડે છે, તો દગ્ધ થઇ જાય છે. પણ છીપમાં પડે છે તો મોતી પાકે છે. નવલે દસ હજાર રૂપિયાની રકમ લાવીને ગુણવંતીના ચરણમાં ભેટ કરી.

"ગુણવંતી ! આ દસ હજાર રૂપિયા તમને અર્પણ કરૂં છું. હું ઇશ્વરના સોગન લઇને કહું છું, કે આ રકમ આપને કૃષ્ણાર્પણ કરૂં છું. ગંગા–જળ લઇને પ્રતિજ્ઞા કરૂં છું, કે એમાંહેની એક પાઈ પણ મ્હારે તમારી કનેથી લેવી નથી."

"નવલરાય ! એટલી હદ સુધી મ્હારા પર ઉપકાર કરવાનો કંઇ ઉંડો સબંધ છે, વારૂ ?" ગુણીનું મન સંકોચાયું. કેળવાયલી બાળાએ માનસિક કલ્પનાથી શંકા કરી. હદબહાર ઉપકાર કરવાનો સબબ પોતાની જાતને વેચવા સરખો થઇ પડે, એવી તેને શંકા ઉત્પન્ન થઇ. અંતરાત્માએ નવલનો મર્મ પારખ્યો. પણ તે માનવ પ્રકૃતિની–મોહન કળા સુધીજ ! તાપસી જનો, સિદ્ધજનો, સિદ્ધાંગનાઓ, જે ખરા મર્મ કળી લ્હે છે. તેટલી હદ સુધી નહિ; આખા ગુલાબની સુગંધ નહિ, માત્ર એકાદ પાંખડીનો પરાગ પારખ્યો. પણ શુદ્ધાત્મા બાળાએ પારખી લીધો ખરો ! તે કેવળ ગફલતમાં ન રહી. સંસારી વૃત્તિ ધરાવતી હતી, છતાં પારખ્યો, પણ મૃગજળ જેવો ! પાછો પાણીમાં મળી ગયો. તેણીની શંકા વધુ નબળી

શકી નહિ. કાં કે તેણે જગતનો ત્યાગ કર્યો ન હતો. માયામાં મન ગુંથાયલું હતું.

"બાળા ! તમારી આશાપર જે ઘા પડેલો હું જોઉં છું, તે રૂઝાવવા માટે દ્રવ્યનું સાધન તમારી નબળી પડનારી માનસિક શક્તિને બળવંત બનાવશે. તમારી ઉછરતી જીંદગી નિર્મૂળ ન થઈ જાય, તમારા પિતાને ત્યાં ભોગવેલો વૈભવ છિન્નભિન્ન ન થઇ જાય. તમારી દશાનો દમામો તમારા મનને વિસરાયલો ન લાગે, તે માટે મેં આ યત્ન કર્યો છે. એ રકમમાંથી તમે ચાહો, તેટલી વાપરો. તમારા પિતાના રૂણમાં જે રકમ ભરવી હોય, તે ભરો, ને બાકીની રકમ તમે સ્વાધીન રાખો."

"મ્હારે દ્રવ્યને શું કરવું છે ? મને પ્રભુએ હાલ ઓશીયાળી કરી છે, એટલે બટકું રોટલી ખાધા વગર તો છુટકો નથી. હવે તો વૈભવે કેવો ને આશાએ કેવી ? પેટ ફાટયું, ત્યાં પાટો કયાંથી બંધાય ? કાચનું વાસણ ફુટી ગયા પછી સંધાવું કહણ, નવલરાય ?"

"હું સમજ્યો. તમારા પિતા ગુજરી ગયા, પણ જો જયન્તિલાલ વચનના સાચા રહ્યા હોત, તો જુદી વાત હતી; પણ તેણે વચન ભંગ કર્યો, એટલે તમે તેવું માનતાં હોવાં જોઇએ. ગુણવંતી ! તમારે ભાગ્યે તો એજ વૈભવ ને એજ સુખ છે. દુધ સાકર ખાનારને તો તેજ મળશે."

"શું આપના લક્ષમાં એવો કોઇ ગુણી યુવાન છે ? મેં એક જાહેર ખબર વાંચી હતી. કોઇ ગ્રેજ્યુએટ એલ. એલ. બી. ઉમેદવાર હતો. તે માટે તમે કહો છો ?"

"ના. જાહેર ખબર આપનાર કોઈ જુદો શખ્સ હશે. ને જેણે જાહેર ખબર આપી હશે, તે કુળવંત ન હશે. કુળવાનને જાહેર ખબર છપાવવાની જરૂરજ નથી. તેને તો કોઈ ગૃહસ્થ પણ

પોતાની કન્યા આપે; પણુ તમારે માટે જુદીજ યોજના છે. જો તમે મ્હારા મત પ્રમાણે ચાલશો, તો તમને અસલ વૈભવ મળશે. "

"આપની ઇચ્છા તો મ્હારૂં ભલું કરવાની છે, અને આપ મ્હારા વડીલ છો, એટલે હું તો હવે તમારેજ શરણે છું." ગુણીએ શંકાનો ભેદ પ્રકટ કર્યો. નવલે ઉલટો અર્થ લીધો. ગુણી જાણે પોતાની ઇચ્છા સમજી ગઇ હોય, તેમ નવલે માની લીધું. ગુણીએ નવલની ઇચ્છામાં સમાયલી કંઇક છુપી ભ્રષ્ટતા હોય, એમ માત્ર કલ્પના કરી. આ પ્રસંગથી ગુણીનું હૃદય લગાર દૂર દૂર રહેવાનો યત્ન કરવા લાગ્યું. નવલ પ્રતિ જેટલી હદ સુધી નિર્ભય રહેવું જોઇએ, તેટલી છુટથી તે રહી નહિ. તેના મનમાં શંકા થઇ, કે રખે નવલરાય એકાન્ત સમયનો ને દુઃખી દશાનો લાભ લઇને હાથ મેળવવાની માગણી કરે! તેણીએ આ શંકાથી એકાન્તમાં મર્યાદાની કોટડી ચણી લીધી. નવલની ચેષ્ટામાં સમાયલા મોહના આવિર્ભાવો ગુણીથી અજાણ્યા રહી શક્યા નહિ. નવલે ચોરી કરી ખરી, પણ કરતાં ન આવડી! ખરો ચોર કયો, કે ચોરી કરીને પકડાયજ નહિ! નવલમાં એટલી શક્તિ ન હતી. તે યત્નની પોટલીમાં મનની પ્રબળતા દબાવતો હતો, પણ મન-મર્મ ભરતાં ભરતાં બીજાના કળવામાં આવી જતું હતું. ગુણીએ અંતે વખત વર્તી લીધો, ને નવલની ઇચ્છા મુજબ દશ હજારની નોટો પોતાને સ્વાધીન રાખી. નવલની આ ઉદારતા વિચિત્ર છે: એમ કળવાયલી કુમારીકાએ કળી લીધું.

---

## પ્રકરણ ૨૩ મું.

### આશાનો ઉમળકો! જયન્તને ગુણવંતીએ લખેલો ઠપકો!

"આશા-સાગરમાં મુકયું, શ્યામ સમાગમ નાવ;
પાર પલકમાં પહોંચવા, દીનાનાથ દે દાવ—" **ઊમા**"

દીવો બુઝાતાં બુઝાતાં પ્રકાશ વધારે છે; પાણીનો પરપોટો ફુટતાં ફુટતાંયે મોટો થતો દેખાય છે. માણસ મરતાં મરતાંયે આશામાં ઉડતો જાય છે. આ માનસિક જગતપર આશા–વાદળનું પડ બંધાયલું હોવાથી સમગ્ર ભૂમિકા એક સ્વરૂપા લાગે છે. મરવાની છેલ્લી ઘડી સુધી, દમમાં દમ હોય, ત્યાં સુધી આશા–સાગરમાં મન–વહાણુ તણાય છે.

જયન્તનો ભૂલ ભરેલો પત્ર ગુણવંતીની આશાનો શત્રુ થઈ પડયો. ભાન–ભૂલી બાળાએ એ પત્ર નિરખવાને જાણે હઠ લીધી હોય, તેમ તે પત્ર પોતાની દૃષ્ટિ તળે નાખ્યો નહિ. પિતાના મરણના ખેદ સાથે આ નિરાશાના શોકના ઝેરથી તે બેહોશ, બ્હાવરી, બેભાન, ને અશક્ત બની ગઇ હતી. નવલને આ અણચિન્તવી ઉમદા તક મળી ગઇ હતી, અને સ્વાર્થી શિયાળ ગુણીના મનમાં જયન્તની જુદાઇના પડઘા પાડતો હતો. છેલ્લી વાતચીત પરથી નવલની ચેષ્ટા ગુણીના કળવામાં આવી હતી; પણ મુગે મ્હોડે મતલબ સાધી લેવા માટે, તેણી વખત વર્તીને ચાલવા માટે ગુણીએ નવલની ગમે તેવી ગુપ્ત ઇચ્છા છતાં તેનાં વચનને વશ થઇ પડી હતી. ડાહી ને શાણી સુંદરીએ હજી પણ જયન્તને હૃદય પેટમાંથી દૂર કર્યો ન હતો. નવલને તાર મુકવા, અને જયન્તને કાશી બોલાવવા જણાવ્યું છતાં નવલે તે વાત ઉધ્ધાડી દેવાથી ગુણીના મનમાં નિષ્ઠુર શંકા ઉત્પન્ન થઇ હતી; અને તેથી તેને પોતાની સલામતી માટે એક માર્ગ શોધી કહાડયો. જયન્તને પોતે પત્ર લખ્યો. પોતાનું સંકટ વર્ણવ્યું. વિયોગી ને વિરહીની દશા વર્ણવી. પોતે પરસ્વાધીન થઇ પડી છે, ને એવા સમયમાં સહાયતા દેવા બદલે વિરોધી થઇ પડવા માટે જયન્તને નમ્ર વચને ગુણીએ ઠપકો લખ્યો હતો. કમકમાટ ભરેલાં વચનોએ, દયાર્દ્ર ચિત્તે, ધડકતી છાતીયે, કંપતા કરે, અશ્રુજળના છાંટાએ

ઉછળતા વડવાગ્નિને શાન્ત કરવા માટે આ પત્રરૂપી શીતળતા હસ્ત-
ગત કરી હતી. જગન્નાથને માર્ગે મુંબઇ જવાનો વિચાર નવલે નક્કી
કરી આપ્યો હતો. કુમારિકાની સ્વતંત્રતા હરણુ થઇ ગઇ હતી: ને
તો પણુ જયન્તને મળવા માટે પ્રથમથી સુચના આપવી વાજબી
લાગી હતી. ભોળી ભલી બાળાને શી ખબર કે આ માત્ર ભુલ–ભુલા-
મણીની ગલીમાં પોતે અથડાય છે! દશા કરે તે કોઇ ન કરે!...

ગુણવંતીએ પોતાના ભવિષ્યના ભરથાર પર, આશાના અવિ-
નાશી પતિપર કેવો પત્ર લખ્યો હશે? દયા માગવા માટે નિરાધાર
બાળાએ કેવા કાલાવાલા કર્યા હશે! પ્રેમથી બંધાયલી ને સ્નેહ–જા-
ળથી ઝડકાયલી પોપટડીયે રિસાયલા પતિને મનાવવા કેવાં ફાંફાં
માર્યા હશે? કેળવાયલી ને ગુણીયલનાં મૃદુ વચનો મીઠાંજ હોય!...

મણિકર્ણિકાનો ઘાટ.

શાન્તિ ભૂવન.

કાશીનગરી.

સુજ્ઞ ગુણુ–ગ્રાહક સૌભાગ્ય સુધારક

## વ્હાલા જયન્તીલાલ—

આશાના ઉમળકાથી પહેલો પ્રેમ–પત્ર લખતાં મને આનંદનો
ઉમળકો આપની પ્રેમ દૃષ્ટિ રમણુ કરાવતો હતો. મને તો હજી પણુ
આશાએ એટલીજ ઉન્નત બતાવી છે; તો પણુ શોચ ને શોક બન્ને
શોકયો પરસ્પર બે બાહુ પકડી ઉભી રહેલી હોવાથી કંપતે હૃદયે,
ને અશ્રુજળે આ પત્ર આપના ચરણુ કમળમાં નિવેદન કરવા કરને
દોડતો કરૂં છું. હું શું જાણું કે આ બીજો પત્ર પ્રેમ તે પ્રતિજ્ઞા
ભંગના કારણે લખવો પડશે!—

વ્હાલા? આપને વ્હાલા કહી ચુકી છું. હવે મ્હારે બીજું કોઇ
વ્હાલું નથી. કેળ એકજ વાર ફળે છે; સિંહણુ એકજ વેળા જણે

છે; મેઘ ભૂમિપર વરસીને ગળતો નથી. સજ્જનો બોલીને ફરતા નથી. ને પ્રેમી એકજ પ્રેમને જુએછે, યોગીને એકજ પ્રભુનું ચિંતવન હોય છે; સતીઓ એકજ સ્યામને સંભારે છે. હું પણ એકજ આપના નામને જપું છું. રસીલી રમાનો પતી-જાપ તો એજ કે—

"કરે કામિની શું સંસારે—વારે વારે પતિને સંભારે;
બધી આળ-પંપાળો વિસારે, પતિરામનું નામ ઉચ્ચારે;
ભલેને દાબો બ્રહ્માંડ ભારે, ભલે ને કાપો તિક્ષણ ધારે—૧
દેહ ગેહ શુદ્ધિ નહિ, તૂટી ગઇ જગ પ્રીત;
ગોરી તો ગાતી ફરે; રસિયાનું રસ ગીત—
ધ્યાન પતિનું ને પાન પતિનું ગાન પતિ ગુલતાન;
એક મુકે નહિ ટેક પરોવે, છેક શુળી સુલતાન-" **વીણા-વેલી**

સુવચની સત્યવાદી સાધવી સતીઓના સત્ય-વ્રતનાં વરદાન પામેલો ને શુશીલ શણગારના કીર્તિ પામેલાં કથનો કથીને હું મ્હારી આત્મ-સ્તુતિ કરી આપને મ્હારા ગુણોનું નવીન ભાન કરાવતી નથી. ગુલાબના રંગ કરતાં સુગંધમાં જે ગુણ છે, તે મધુકરથી અજાણ નથી. કાંટા સળીઆની શોભા ભલે તેના કેસરી રંગમાં રહી હોય, પણ ગુલાબ તે તો ગુલાબ ! તે કદી કાંટા સળીઓ થશે નહિ; પછી તે પુષ્પપર સઘળા કુસુમનો અત્તર એકઠો કરીને છાંટો, તોયે ગુલાબ તે ગુલાબ. આપ મ્હારા મધુકર અને હું તમારૂં ગુલાબ. હું તમારૂં ગુલાબ ને તમે મ્હારા બુલબુલ !—

ભ્રમિત મન કહે છે, કે બુલબુલે રમણિક ગુલાબને તજી દીધું ? શું એ વાત ખરી ?—

પ્રિય ? મારા અંતરમાં તો શોકનો શેરડો પડયો છે. અને દુ:ખનો દમ ચાલુ છતાં હું પ્રેમ-સરિતાના પ્રવાહમાં તણાતી માત્ર સંકટને વિસારીને સ્વામી શૃંગારને સ્મરૂં છું. પ્રેમીઓ સુખમાં કે

દુઃખમાં માત્ર પ્રેમના ઝુલા પર માનસિક ઝુલણુ મેળવીને આનંદ પામે છે. ને તેમ શોક–સાગરમાં ડુબેલી આ ડિકરીયે પ્રીત ડાળીપર શાન્તિના પવનમાં આમ તેમ ડોલે છે. ઘડીકમાં એ વાયુ પ્રેમનો પરિત્યાગ કરી રહેલા પતિ પ્રતિ દૃષ્ટિ દોડાવે છે, ત્યારે જાણે સાગરના ક્રોધાયમાન થયલા તરંગો આશા–નાવને ઉછાળીને પછાડતા ન હોય, તેમ લાગે છે; ને ઘડીમાં પ્રતિજ્ઞાથી બંધાયલા સુવચની સજ્જનનાં એક વચન યાદ આવતાં મનને સ્થિર કરે છે; બેમાં ખરૂં કયું હશે, એ હું કળી શકતી નથી.

આપનો પત્ર પિતાજીને મળ્યો. ગંભીર પણ આન્તરીક રોગથી પિડાતા પિતાએ માન્યું, કે પુત્રીને એક લાયક પ્રેમી પતિ સાથે વરાવીને છેવટની શાન્તિ મેળવી. પણ અકસ્માત આપનો પ્રેમ–વિચ્છેદ કરનારો પત્ર મળવાથી પિતાજીની આશાનો નિષ્વંસ થયો, ને તે એક પલકમાં બાળ–પુત્રીને અનાધાર કરીને બોલ્યા–ચાલ્યા વગર વિદેહ કૈવલ્ય પામ્યા ! ગમાર કુમારી સંભ્રમમાં ગોથાં ખાતી પિતાજીના સ્નેહ–સંકટમાં શોસતી થઈ. અનાથ છતાં, પ્રદેશમાં છતાં આપ જેવા રક્ષણ કર્ત્તાના સ્નેહનું બળ મ્હારી અધિરાઈ ને નિર્બળતાને ટકાવતું હતું, તે ઝાકળનાં ઝાંઝવાં પેઠેમ ભૂમિમાં સમાઇ ગયું. મ્હારા પવિત્ર કાનને થડક્યું કેઃ—

"ત્હારા સ્વામીએ ત્હારો પરિત્યાગ કર્યો છે !"

શકુન્તલાને શારંગરવાદ શિષ્યોએ આ મહાકાળ ખબર આપતાંજ નિર્દોષ બાળાનાં ગાત્ર ગળવા લાગ્યાં. એક આશા ને બીજે અપવાદ ચડવાથી શકુન્તલા મુર્છિત થઇ. આપની આ દાસી એક સંકટ ને બીજે સ્નેહ–ધ્વંસ સાંભળવાથી મુર્છિત થઇ, શું એ પત્ર આપનો ખરો ? ભૂલ તો ન્હોય ? પ્રેમ–પ્રસંગમાં, બેભાનપણે મર્યાદા તૂટવાથી આપના મનમાં મ્હારી પ્રેમ–પવિત્રતા માટે સંદેહ તો ન

થયો હોય ? શું મ્હારે માનવું જોઇએ, કે રમાને તેડાવી લેવાનું ખરૂં કારણ પ્રેમજાળનું તાડન છે ? શું ખાત્રીથી મ્હારે માનવું જોઇએ, કે આપનો એ દૃઢ સંકલ્પ છે ? શું મ્હારે શાન્તિ મેળવવી જોઇએ, કે હવે આપને પતિ કહીને હું બોલાવવા અસમર્થ નીવડી છું ? શું હવે આ સંસારમાં આપને મેં વ્હાલા કહેલા છે, તેનો મ્હારે વિચ્છેદ કરવો પડશે ? ના. ના. તમે એવા કઠોર થશો ! ના. ના. તમે એવા નિર્દય નહિ થશો ! કુસુમને ચીમળાવવાની, આશ્રિત મેનાને મારવાની, શર્કરા સંમિશ્રતિ દુધને ઢોળવાની, ને રીંગણીપર હીમ પાથરવાની હિમ્મત તમે નહિ કરો. મનની વિહ્વળતા કહે છે, કે પત્ર ભૂલ ભરેલો હશે ! પ્રભુ તમારો પત્ર ખોટો છે, એમ મને સમજાવે, ને ખરેખર તે ભૂલથી લખાયલો છે, એમ મને ખાત્રી દે તો, તે દેનારને હું શું આપું ? મ્હારા હાથમાં તે ઘડીએ જે હોય તે ! ખરે શું તેમ નથી ? તમે વચન આપ્યા પછી આપે, તેનું સગપણ તોડવા પત્ર લખતાં, તથા મને ખાત્રી આપવા લખેલો પત્ર બીડતાં બન્ને પત્રોમાં કાં ભૂલ નહિ થઇ હોય ! જો એમ થયું હોય, તો કેવું સારૂં ? મને મ્હારો ભરથાર મળે, નિરાધારપણું તજાય, ને હું કેવી સદ્ભાગી કહેવાઉં ? પિતાજી આ ખબર સાંભળીને સ્વર્ગમાં પણ શાન્તિ પામે ! અને આપણે પ્રેમ–જોડાં કલ્પ–દ્રૂમ પર બેસીને અમૃત ફળ ચાખીએ !

વ્હાલા ? હું આ વેળા કેવી અવસ્થામાં હઇશ, તેનો જો પ્રીતચિત્તે ખ્યાલ કરશો, તો શું તમને દયા નહિ આવે ? પાષાણ હૃદયને પિગળાવે એવી મ્હારી દશા છે. યુવાનીમાં મ્હારો સ્થુળ દેહ મને પોતાને ઇર્ષા ઉત્પન્ન કરે છે ! આશામાં ઉન્નત બનેલી કુમારિકા મદમાં મલકાઇને સ્વામીના સુખની સ્વતંત્ર–સમશેર લઇને અદેખા લોકોને સંહાર કરવા બળવંત બની, તે ભૂમિપર પડી ગઈ

છે. પ્રદેશમાં એકાન્ત સંસારે, માત્ર પિતાના આશરામાં ને આપના સ્નેહમાં મદાંધ હતી, તે વૃંદ વિખુટી હરણી સમાન ટળવળતી આમ તેમ હૃદય—દુઃખથી ભટકતા મનની બની છું.

નવલરાય નામના ગૃહસ્થની ઓશીંગણ છું, તેણે મને પોતાના આશરા તળે રાખી છે. આપના પત્રનો ઉલટો ભાવાર્થ સમજાવી મને નિરાશા આપી છે. હું સ્ત્રી જાત, યુવાન કુમારી, એકલી અને નિરાધાર તે પારકા પ્રદેશમાં ક્યાં જાઉં? અજાણ ને શરમાળ સુંદરી કોને શરણે જાય? કેળવણી ને હિમ્મત કંઈ પીઠપરના આધાર વગર તટસ્થ રહી શકે? આપના આધારે મ્હારો સર્વ આધાર ટકતો હતો, તે તૂટી પડયો!! હું નથી માનતી. મન માનવાને ના કહે છે, પણ પત્રનો લેખ મનાવે છે, તો માનું છું; ને તો પણ જો તે સત્ય હોય, તોયે હું આપને શરણે છું, એમ વિચારીને મને સંભાળવી. હું નવલ-રાય સાથે જગન્નાથ માર્ગે મુંબઈ આવું છું. અહીંથી પરભારી કેમ આવી શકાય? પિતાજીએ મ્હારા રક્ષણની ભલામણ નવલરાયને કરી છે. આપનો પત્ર નિરાશાવાળો હશે, એટલે પ્રદેશમાં મુજ સરખી અબળા યુવતીનું બીજું કોણ? કાળ તો તેને લેવા આવેલો, એટલે રક્ષણ માટે મને તેને સોંપી. ને તેથી તેની આજ્ઞા પ્રમાણે મ્હારે ચાલવું અવશ્યનું હોવાથી તેની જોડે જઇને છેવટે આપને શરણે આવું છું. આપની ઇચ્છા હોય કે ન હોય, તોપણ આવું છું. આપનું શરણ મને શામળા સરખું છે. આપનું ચરણ પુજનીય પ્રભુ તુલ્ય છે. અનાથનું રક્ષણ કરવું, એ આપનું ધર્મ કર્તવ્ય છે. પ્રતિજ્ઞાથી વરવાને બંધાયલાને ગળે પડવાનો મ્હારો ધર્મ છે. તેમને સંકટનો ભો નથી. પ્રેમીયોને દુઃખ—દર્દની પરવા નથી. પ્રીત—જંગલમાં અનેક પ્રકારનાં દુઃખ છે, પણ પ્રેમીયો સુખરૂપ માને છે. લોકાપવાદનો ડર પ્રેમીયોને નથી. કુટુમ્બ કલેશથી પ્રેમીયો હાર ખાતાં નથી. શરમથી પ્રેમનો ધ્વંસ થતો હોય, તો પ્રેમીયો તેની ગણના કરતા નથી.

વ્હાલા ? લખવાની અવધી હોતી નથી. વિચાર-સંગ્રહનો ખજાનો કુબેર ભંડારીને શરમાવે છે; પણ માત્ર એટલીજ વિનતી, કે એકવાર આપનાં દર્શન કરવા આતુર છું, તો ભેટ કરીશ. ભાવીમાં સ્વામી સુખ ન હશે, તો છેવટ વિકારી ચિત્તે, ક્રોધના બળે, આ બાળા યોગનો સત્કાર કરી લ્હેશે. આપ તો સુજ્ઞ છો. ગુણી છો ! ગુણવંતીના ગુણના ગ્રાહક છો. કન્યાને વર ઘણા, પ્રેમીયોને પ્રેમી થોડા ! એ વચનના આપ અનુભવી છો. સ્વાતિનું બિન્દુ છીપમાં પડયાથી અવસ્ય મોતી નીપજાવે છે, આપનું વચન પણ એવુંજ ગણું છું. અન્તરાત્મા સાક્ષીભૂત છે. વારંવાર દ્રષ્ટિમાં આપનું દર્શન થાય છે. હૃદય આપનુંજ ચિન્તવન કરે છે. જો આપ વિમૂખ હોત, તો આ સીતા સમ ચિત્ત, રઘુ પેઠેમ આપનું સ્મરણ ન કરત. સુવર્ણપર રજ ચડી જવાથી તેની કિમ્મત ઓછી થતી નથી. હું તો હવે છેલ્લી એજ વિનતી કરૂં છું કે.

" પ્રીતમ જા ન છોડી તું નિરાધાર આમ.
દયા દે ન છોડી પિયુ દીલથી તમામ—પ્રીતમ.
તું છે પ્રીતમ પ્રાણ તું છે આધાર;
તજીશ જો જશે પ્રાણ ઉડી આ વાર—પ્રીતમ.
ભૂલી છું હું પણ એ નથી મોટી ભૂલ;
નમી માગું માફી પિયુ કર કબૂલ—પ્રીતમ.

લી૰ પ્રેમાંધ કુમારિ,
ગુણવંતી.

રસીલી બાળાએ આ વિનતી પત્ર લખીને પોતાના માનસિક ભરથારપર રવાના કર્યો, ને શરણાગત બાળા નવલના અંકુશ તળે દબાઇને તેના વિચારને તાબે થઈ. પ્રભુ ઇચ્છા વિચિત્ર છે.

## પ્રકરણ ૨૪ મું.

### ગુણવંતીનું માનસિક હરણ–જગન્નાથની જાત્રાએ! કાશીપુરીને છેલ્લા પ્રણામ.

Home! SweeteHome.

Mid pleasures and places though we may roam,
Be it ever so humble, there's no place like Home.

વતન! ઘર! જન્મભૂમિ! સ્વદેશની પ્રીતિ કયા પંખી પ્રાણી કે માનવોના અંતરમાં ઉછળતી નહિ હશે? શેકસપિયરે વર્ણવેલા વતનના પ્રેમનું ગાન એક જંગલી હબસીને કેટલું પ્રિય થઇ પડયું છે? એક કવિ કથે છે, કે

મહેલ મંદિરો વૈભવ સત્તા પ્રદેશમાં બહુ હોય;
તો પણ જન્મભૂમિની ઝુંપડી અધિક વ્હાલથી જોય.
સ્વદેશનું જો શ્વાન મળે, અંત્તર ઉછળી જો જાય;
હજાર કોસ ઉપરથી નિજ ઘર નજર માંહિ અળખાય.
જગનાં સઘળાં સુખ પણ નિજ ઘર સમાન નહિ ગણાય,
પરઘરનું મિષ્ટાન છતાં ઘરનું લુખ્યું પ્રિય થાય.
જીવન થાય પુરૂં પરદેશે, પ્રાણ વતનમાં જાય;
દેહ બળે જો જન્મ–ભૂમિમાં તો મુક્તિ નિજ થાય!

ગુણીનો જન્મ કાશીમાં થયો હતો. તેનું વય કાશીમાં ઉછર્યું હતું. તે પોતાનો દેશ કાશીપુરી ગણતી હતી. તેનામાં ગંગા–જળનું રૂધિર ફરકતું હતું. તે કાશીને પોતાનું બાપીકું વતન માનતી હતી. જો કે બાપ–દાદાનો વસવાટ મુળ સુરતમાં હતો, પણ હાલ તેનું ઘર–બાર કે નિકટનું સંબંધી કોઇ ન હતું. ગુણીને કાશીપુરી છો-

ડતાં-કહો કે પોતાનું ભાડાનું ઘર છોડતાં બહુ દુઃખ થયું હતું. પોતાનાં પાળેલાં જાનવર, પોતાનો અભ્યાસનો ઓરડો, પોતાની ગુરૂ મંડળી, પોતાનાં વાવેલાં ઝાડો, અને પોતાની મનવૃત્તિને છાંડતાં તેનાં હૃદયમાં જેમ પર્વતો જળની ધારાનો ધોધ વરસાવે, તેમ અશ્રુ વરસાવતી હતી. શકુન્તલા સાસરે જતાં તેના પિતા સમાન કણ્વઋષિ રડયા હતા, પણ શકુન્તલાને કેવું દુઃખ થયું હતું, તેનો ચિતાર આ કાવ્ય સિદ્ધ કરી આપે છે.

" તમને ઝારણુ તણું નીર સુભ સીંચ્યાવણુ
જેહ નીજ હોઠ કો દિ જળે ના ભિંજાવતી;
સ્નેહે ન ખલકમાંહિ ઘાલવાને કાજ કદી
હસ્ત પણ પત્ર ફુલો તોડવા લગાવતી;
નવીન ફુલેલ ફુલ કેરો બ્હાર જોઈ કરી,
અધિક આનંદે જેહ મનમાંહી ફુલતી;
તે સખી તમારી પતિ-સહને જાય છે, તમે
સર્વ આજ્ઞા આપો એટલી છે મારી વિનતી. "

* * * *

" નથી ગળતા દર્ભ મૃગો, કલાપિ દિલ દુઃખથીજ નવ નાચે;
વેલી પાડે પાકાં, પત્રરૂપી આંસુ દુઃખે સાચે. "

ગુણીએ છેવટે પોતાનાં પાળેલાં મૃગને શકુન્તલા પેહેજ કહ્યું હશે.

" જા તું તપોવનમાં બાળા?
કાં આવે તું પાછળ મ્હારી, લેશ દયા જેને નથી મનમાં-ટેક
જન્મ થતાં તુજ તુજ જનની ગઈ, આ સ્થળમાં છોડીને તુજને
મેં પાળ્યું તું લાડ કરીને, અડચણુ નહિ પડશે.
હું જાવાથી ખોટ તને શી-" હું લાચાર બની ભવ-વનમાં "જા.

* * * * *

ગુણીનો આ વિલાપ બહુ કરૂણાજનક હતો. તાપસીને વિરાગી બનાવનારો, ઘાતકીને દયા ઉપજાવનારો હતો. નવલે યોગેન્દ્રલાલનાં કાગળો તપાસ્યાં. દેવું માત્ર બેથી ત્રણ હજારનું હતું. મોટી સાહ્યબીમાં રહેલા રાજા જેવા ઉદારચિત્ત યોગેન્દ્રનું આ દેવું તેના વૈભવના પ્રમાણમાં બહુ વધારે ન હતું ! નવલે તેના લેણુદારોને બોલાવ્યા. તેઓ મિત્ર હતા. ગૃહસ્થ હતા. પ્રથમ તો તેઓએ નાણું લેવા ના કહી, પણ રડતી આંખે આંસુડા ઢાળતી ગદગદતા કંઠે ગુણીએ વિનતી કરી. અને પોતાના પિતાને રૂણ–મુક્ત કરવા જણાવ્યું. ત્યારે તેઓએ નાણું લીધાં. પણ તે નાણું આ ભલા લેણુદારોએ ગુણવંતીના હાથમાં મુકયાં. ને પુત્રીને મદદ કરવા દાખલ આપ્યાં. યોગેન્દ્રલાને રૂણમુક્ત કર્યા. અને તેઓ રડતે હૃદયે વિદાય થયા. એ પછી બંગલાનું ભાડું આપવા ઘરવાળાને બોલાવ્યો. ઘરવાળો કંજુસ હતો. તે છતાં નવયૌવના ગુણીના સૌંદર્યપર સંકટની કાળી વાદળી છવાયલી હોવાથી તેના દયામણા ચહેરાને જોઇને ચઢેલું ભાડું અર્પણ કર્યું. નવલે બંગલાનું ફરનીચર વગેરે આપવા કહ્યું. ને ગુણીએ જાનવરો, ગાડી, બગીચો વગેરે વેચાતું લેવા કહ્યું, ત્યારે કઠણ છાતીના ઘરવાળાને પણ આંસુ આવી ગયાં. એક પલકમાં મહેલનું મેદાન કરનાર કુદરતપર અફસોસ કરવા લાગ્યો. ગુણીએ તેને સર્વ ખરીદવા આગ્રહ કર્યો. લીલાંઉ કરવા કે બજારમાં વેચવા જવા માટે આનાકાની બતાવી. ઘરવાળાએ તે સર્વ રાખ્યું. પણ તેટલામાં યોગેન્દ્રના સાહેબનો શિરસ્તેદાર આવ્યો. સાહેબને ખબર પડી ગઇ, કે ગુણવંતી મુંબઇ જનાર છે, તેથી તેને ઘટતી મદદ કરવી જોઇએ. એ માટે પુછવા આવ્યો. ગુણીએ પોતની કર્મ કથા કહી. શિરસ્તેદારે તરત સાહેબને વાત કરી. ત્યારે ભલા સાહેબે મડમને મોકલી. મડમ ગુણી કને આવી. ગુણી મડમને જોઇને ચોધાર આંસુડે રડી પડી.

મડમે તેને પોતાની પુત્રી પેઠે ગોદમાં લીધી, ને ધિરજ આપી. ગુણી સારી રીતે અંગ્રેજી બોલતી હતી. ગુણીની મધુરી ભાષા અને દયાજનક વૃત્તાંતથી મડમનું દીલ પિગળી ગયું. તેણે ફરનીચર સહિત બંગલો ભાડે રાખ્યો. યોગેન્દ્રની મીલકતનાં નાણાંની રકમ ત્રણ હજારની ઠરી હતી, તે પોતે આપવા કહી, અને ગુણીને ધિરજ આપીને છુટી પડી. સાહેબને વૃત્તાંત કહેતાં તેને પણ દયા આવી. સાહેબે ત્રણ હજારનો ચેક આપ્યો. ને મડમે પોતાની તરફથી ગુણીને સો રૂપિયા રોકડા મોકલ્યા. આ સર્વ લઇને શિરસ્તેદારે ગુણીને સ્વાધીન કીધા. સાહેબની મહેરબાનીથી વળી યોગેન્દ્રલાલનો એક માસનો વધારાનો પગાર પણ મોકલી આપ્યો. એ રીતે ફુટ–વટાવ કરતાં ને દેવું પતાવતાં ગુણીના હાથમાં થોડી એક રોકડ ને પોતાના દાગીના કપડાં રહ્યાં. નવલે દસ હજાર આપ્યા હતા, તે તો અનામત રાખી મુકયા, અને જ્યારે પોતાને સ્વતંત્ર થવું હોય, ત્યારે છુટી થવાની તક મેળવવાને હિમ્મતવંત બની.

ગુણી અને નવલે રાતની ટ્રેનમાં કલકત્તા તરફ રવાના થવાની તૈયારી કરી. ભૈયા રામસિંહને બે પગાર વધારે આપ્યા. કાશીને સાથે લેવા ઇચ્છા બતાવી, પણ નવલે પરભારી મુંબઈ તેડાવવાની ઇચ્છા બતાવી એટલે માત્ર ગુણી અને નવલ એકલાં જવાનું નક્કી થયું, નવલે સ્ટેશન પર જઇને ફર્સ્ટ કલાસ કમ્પારટમેંટ આખું રીઝર્વ કરાવ્યું. ગુણી અને પોતે બે જણે તે માંહે જવા ધાર્યું. આમ કરવાનું કારણ ગુપ્ત હતું. નવલની ઇચ્છા ભ્રષ્ટ હતી, પણ ગુણીને સુખ દેખાડીને તેનું ચિત ચળવાનો પ્રપંચ હતો. ધિરજથી લાંબો વખત એકાન્તમાં ગાળીને પોતાની પ્રિયા કરવાનો હતો. ને તેથી રાત પડતાં બન્ને જણ સ્ટેશન પર ગયાં. મિત્રમંડળને ખબર થતાં સર્વે તેઓને વળાવવા આવ્યાં. કાશી અને ભૈયો, ભટ ને રામાને

બળે રૂપિયા આપ્યા. ટ્રેન ઉપડી, અને રડતે હૃદયે ગુણીએ કાશી-નગરીને છેલ્લા પ્રણામ કર્યા. પોતાના ભવિષ્યને કિરતારને હાથ સોંપ્યું. નવલ તો છડીચો ગઢ જીત્યો હોવાથી આનંદમાં આવી ગયો. નવલના હર્ષનો પાર રહ્યો નહિ. ગુણીના શોકનો સુમાર રહ્યો નહિ. માણસે ધાર્યું એક, ઈશ્વરે બનાવ્યું બીજું!

ગુણી કલકતે ઉપડી, ત્યારે તેનો પ્રિય જયન્ત કાશી તરફ આવવા ઉપડયો. વાંચનાર! જયન્ત તો મામીના મંદવાડમાં છે. રમા ત્યાં પહોંચી હશે, ને ગુણીનો પહેલો પત્ર પણ મળ્યો હશે. યોગેન્દ્રના મરણની વાત તો તેના જાણવામાં નથી, ત્યારે શું બનાવ બન્યો હશે? ને જયન્ત શામાટે કાશી તરફ આવતો હશે? તે તરફ નજર કરીએ. ગરીબ બિચારો જયન્ત! ભૂલનો ભોગ થયો. નિર્દોષ બિચારી ગુણી આફતનો ભોગ થઇ પડી! આહા! ઈશ્વર પલકમાં ચાહે તે કરે!

ચકોર જેવું મનડું શું શું તરંગ કરતું ઉડવા જાય;
પલમાં શું પલટાઈ જશે, તે જાણે નહિ નાદાન જરાય!

---

## પ્રકરણ ૨૫ મું.

### જયન્તનો ગુચવાડો!

"રમા આવી શું જયન્ત?" મામીએ અવસાનનો દમ લેતા કહ્યું.

"હા, બા. હું તો આ તમારી કને રહી." રમા જે ખાટલા પાસે જયન્તની પાસે ઉભી હતી, તે બોલી.

"મને ભેટ મ્હારા દીકરા!" મામીએ બે હાથ લંબાવ્યા, આંખે ઝાંઝવા આવી જવાથી દેખાતું નહતું, તોપણ રમાને બે હાથે તપાસી અને બોલી "; જીવતી રહે, ને ડાહી થા, બેટા!" એટલું કહેતાંજ મામીનો પ્રાણ ચાલ્યો ગયો, જયન્તે રમાને દુર ખસેડી

લીધી. આસપાસ બેઠેલા માણુસો મામીના ખાટલાને વીંટળાઇ વળ્યા છેવટની અવશાન ક્રીયા કરવા માંડી, દાન પુન્ય તો અગાઉથી થઇ ગયું હતું, એટલે સાથરો લીંપી ગુપીને દર્ભ, સુવર્ણુ તથા દીપકની જે જરૂર હતી, તે કર્યું. મામી ગુજરી ગયાં. જયન્તે માતાના વ્હાલ પ્રમાણે રૂદન કર્યું. રમા પણુ રડી, અને ડોશીને અગ્નિ સં- સ્કાર કરવા લઈ ગયા. બે દિવસ શોક પાળ્યો. આ ગડબડમાં રમા તેની વ્હાલી સાથી ગુણુવંતીને વિસરી ગઈ. વૃદ્ધ અવસ્થા ને વિધવા હોવાથી જયન્તે મામીનો શોક પાળ્યો નહિ. યથેચ્છિત ધર્મ-ક્રિયા કરી. અને મામા-મામીનો વારસો હસ્તગત કર્યો. હવે તેનું મન નિવૃત થયું. ગુણુવંતીની પ્રેમ-દોરી તરફ ખેંચાવા લાગ્યું. કાશીથી આવેલા ગોરને મામીની ક્રીયા સુધી રોકયો હતો, તેને દક્ષણા દઇને રાજી કર્યો. યોગેન્દ્રલાલને ખુશ ખબર મોકલી. ગુણુવંતીને આશિષ કહેવરાવ્યા. રમા થોડા વખતમા મળશે, એમ પણુ કહેવરાવ્યું; ને સંદેશા સાથે ગોર રવાના થયા. જયન્ત શું જાણે કે ગોરનો સંદેશો તો અધર લટકતો રહેશે, અને તે કાશી પહોચે, તે અગાઉ યોગેન્દ્ર આકાશમાર્ગે ને ગુણી ભરતખંડના પૂર્વ માર્ગે રવાના થઇ હશે!

જયન્ત પોતાની મામીના કાર્યમાં ગુંથાયલી ટપાલનાં કાગળો નોકરે જ્યાં ત્યાં મુકી દીધા હતા, તે જયન્તને હવે મળ્યા. તેમાં પેલો ગુણુવંતીનો પત્ર હતો, એ પત્ર નીલમનો હતો, પણુ ભૂલથી જયન્તના પત્રમાં બીડાયો હતો. જયન્તે તે ઉખેડયો. ને જોયું, તો તે પોતાનો પત્ર ન હતો. તેને લાગ્યું, કે ભૂલથી આ પત્ર અહીં આવી ચડયો છે, પણુ જો બીજો પ્રેમ પત્ર નીલમના હાથમાં ગયો હશે, તો ભોગ! બીજું તો શું પણુ મારી વૃતિપર નિંદા થશે. આ ગુંચવાડાનો નિવેડો લાવવા માટે જયન્તે નીલમનો પત્ર તેણીનીજ ઉપર મુંબઇ મોકલી આપ્યો.

આ એક ગુંચવાડાનો નિઃસંદેહ નીકાલ કરીને પરવાર્યો પછી જયન્તને બીજો ગુંચવાડો થયો. ગુણીના પરનો પત્ર મુંબઇવાળા ગૃહસ્થને મળ્યો હતો, ને તેમાં જયન્તે એવી માર્મિક ભાષા વાપરી હતી, કે તે ગૃહસ્થે પોતાની કન્યાનો વિવાહ જયન્તે કબુલ કરેલો માનવામા આવ્યો હતો. તે ગૃહસ્થને ખબર પડી હતી, કે હાલ જયન્તના મામી અવસાનમાં છે, તો તે નિવૃત થયે વાતનો નિર્ણય કરીશું. થોડા દહાડામાં મામી ગુજરી ગયાં, ને ક્રિયા પણ પુરી થઇ. હવે દલાલે વિચાર કર્યો, કે છોડીનાં લગ્ન કરી દેવાં, એ માટે તેણે જયન્તને તાકીદનો પત્ર લખ્યો. જયન્ત આ પત્ર વાંચીને તાજુબ થયો. આ પત્રમાં શું હતું?

સુજ્ઞ સાક્ષર જયન્તિલાલ—

આપના પત્રમાં દર્શાવ્યા પ્રમાણે અમે સહકુટમ્બ આપના વિચાર સાથે સમંત થયાં છીયે. મ્હારી કન્યા વયમાં આવી છે. અને સર્વનો આગ્રહ છે, કે લગ્ન કરી નાખવાં. માટે આપ તાકીદે અત્રે પધારો. મામીજીનો શોક તો તેમની અવસ્થા સાથે ગયો. હવે અમારાથી થોભી શકાય તેમ નથી. તમારાં મામીજીને શાન્તિ મળે, તે રીતે લગ્ન કરો. ને તમારો સંસાર શરૂ કરો. એથી અમે પણ શાન્તિ પામીશું. આપની મેઘ માફક રાહ જોઇએ છીએ.

લી૦ ઇશ્વરલાલ દલાલના આશિષ.

આ પત્ર વાંચીને જયન્તના મનમાં વિચિત્ર વ્યાકુળતા થવા લાગી, ઘડી ભર વિચાર કર્યાં. તરેહવાર તરંગો ઉડાવ્યા. બહુ બહુ કલ્પના કરી. આમ તેમ દષ્ટિ દોડાવી. અને દહીં વલોવીને માખણ એ કહાડયું, કે પોતે ભૂલ્યો જણાય છે. રખે પત્ર બીડવામાં કંઇક ફેર પડયો હોય ! તેણે તરત પાછો મુંબઇ પત્ર લખ્યો, અને તેમાં તેની કન્યા સાથે લગ્ન કરવાનો સાફ ઇન્કાર કર્યો. બીજો પત્ર ઉખે-

કતાં ગુણીના કોમળ હસ્તનો પ્રેમ અંતઃકરણથી ઉભરાતા ને ઉછળતા વ્હાલથી લચલચતો પત્ર મળ્યો. હૃદય સાથે દાબ્યો. વાંચ્યો. આનંદ પામ્યો. હવે સુમતી દૃષ્ટિ તળેથી દુર થઈ, અને ગુણીનું ગંભિર ગાન ગાવા લાગ્યો. વારંવાર ધ્યાન ધરીને ગુણીનો પત્ર વાંચવા લાગ્યો. તેની એક એક કડી પર ઘડીભર વિચાર કરવા લાગ્યો. મોદ પામવા લાગ્યો. હસવા લાગ્યો. એવામાં રમા હસતી હસતી આવી–અને પિતાજીને હસતા જોઇને બોલી.—

"પિતાજી ? તમે મ્હારા વાંકમાં આવ્યા છો." જયન્તે રમા સામુ જોઇને કાગળ ટેબલપર મુકયો. ને રમાને પોતાની પાસે લઇને તે બોલ્યો.

"દીકરી, કહેની, હું શું વાંકમાં આવ્યો ?"

"તમે મને ગુણી બહેનથી છુટી કરીને અહીં બોલાવી લીધી. કહો હવે તમને દંડ કરવો જોઇએ કે નહિ ?"

"હા, બોલ તું શું દંડ કરે છે ?" રમાની ચતુરાઇ જોવા જયન્તે પુછ્યું.

"ગુણી બ્હેનને અહીં બોલાવી આપો–હમણાંને હમણાં બોલાવો. તારમાં બોલાવો, રેલ્વેમાં બોલાવો, વિમાનમાં બોલાવો, પણ આ ઘડીએ બોલાવો."

"જો તેનો આ પત્ર આવ્યો છે. તેણે તને ત્યાં બોલાવી છે."

"ના, હું હવે નહિ જાઉં. તેની જોડે બોલું પણ નહિ. મને છેતરીને ચાલ્યાં ગયાં. મને કહે, કે તું મને તેડવા આવજે. જુઓ તો ! તેણે કેવું કર્યું ! હું તેડવા ગઈ, તો મને પરભારી અહીં મોકલી દીધી ! જાણે તેને ત્યાં હું ભારે પડતી હઇશ. જ્યારે અમદાવાદ આવ્યું, ત્યારે મને ખબર પડી. મેં ગોરને વારંવાર પુછ્યું, કે ગુણી બહેન ક્યાં ? પણ ગોર તો ડોકુંજ ધુણાવે, આતે કંઇ વાત ! ગુણી

બ્હેન સારાં તો ખરાં, પણ કપટી!" જયન્તે જાણ્યું કે બાળકને પટાવીને મોકલવાનો તેણીએ રસ્તો કહાડયો હશે.

"મ્હારે આજેજ જવું છે, તું આવશે?" જયન્તને સ્વાભાવિક પ્રેરણા થઇ હોય, તેમ તે બોલી ઉઠયો.

"ના, તમે જાઓ, ને તેને અહીં તેડી લાવો. તેમને કહેજો, કે રમા તો રીસાઇને બેઠી છે, માટે મનાવા જાઓ. તે મને રીસાયલી જાણશે, કે તરત દોડી આવશે, હં! બાપાજી? મને તે ઘડી પણ વીલી કરતાં નહતાં. યોગેન્દ્ર દાદાજી કેવા ભલા છે, હં!" આમ વાતો કરે છે, ત્યાં કાશીથી ગોરનો તાર આવ્યો. જયન્તે તરત ઉખેડયો, ને વાંચતાંજ મુર્છિત થઇ ગયો. રમાએ ગભરાઇને તેને બોલાવ્યો, પણ જવાબ ન મળવાથી બૂમ પાડીને ભટને બોલાવ્યો. ભટ આવતાં જયન્ત લગાર શુદ્ધિમાં આવ્યો.

"શેઠજી? આમ એકાએક તબીયત બગડી ગઇ?"

"અફ્સોસ! મહા ઉત્પાત થયો. યોગેન્દ્રલાલ ગુજરી ગયા. અને ગુણવંતી પેલા રત્નલાલના નવલ સાથે કોણ જાણે કયાંયે ઉપડી ગઇ! ભોળી બાળા! એકલી થઇ જવાથી દ્રવ્યના પ્રકાશમાં અંજાઇ ગઇ. ને પેલો નીચ નવલ તેને ઉડાવી ગયો!" જયન્ત પાછો મુર્છિત થયો. ભટ, તેને બિછાના પર લઇ ગયો. રમા પણ બિચારી ગભરાવા લાગી. અને જયન્તનું મન ચક્રપર ચડી ગયું. તેને હજી પણ સ્પષ્ટ સમજાયું નહિ, કે આ ગુચવાડો શાથી થયો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### જયન્તના મનનો સંભ્રમ! સમાધાનનું સાધન

યોગેન્દ્રલાલનું અકાળ મરણ, અને ગુણવંતીનું અપહરણ, આ બે મુદ્દાઓએ જયન્તનું મગજ ફેરવી નાખ્યું! તેના મનમાં

અનેક વિભ્રમ થવા લાગ્યા. તેની શક્તિ કશો ખુલાસાનો માર્ગ કરી શકી નહિ; એવામાં મોજી મહારાજ આવ્યા. જયન્તને ઉદાસ જોઇને તે નજીક આવીને બોલ્યા. "ભાઇ ? આમ વિચારમાં ગુંથાયા છો ?"

"મોજી મહારાજ ? હું એક સંદેહમાં–કહો કે ગુચવાડામાં ગુંથાઇ ગયો છું. કાશીના ગોરનો તાર આવ્યો છે. યોગેન્દ્રલાલ ગુજરી ગયા, અને ગુણવંતી પેલા રત્નલાલના છોકરા નવલરાય સાથે ચાલી ગઇ છે."

"અફ્સોસ ! પણ તેથી આપ ગુંચવાશો નહિ ! સરિતા ગમે તેટલી આડી અવળી જશે, પણ એંતે તો તેનો છેડો સમુદ્રનેજ મળશે. યોગેન્દ્રલાલનું ભાવી બગડયું, તેથી ગુણવંતી કંઇ તમારી ટળવાની નથી."

"મોજીરાજ ? મને સંદેહ તો એ થાય છે, કે શું ગુણવંતીએ એટલી બધી ભૂલ કરી હશે, કે મને ખબર ન કરી ?"

"આપ મામીની ક્રિયાના વ્યવસાયમાં છો, એ તે જાણે છે. વળી તેનાપર અકાળ આફત આવવાથી તેણી ગુચવાઈ ગઇ હોય, ને નવલ હાજર હોવાથી છેવટ મુંબઇ આવવું પડયું હોય, તો ખબર આપીને નાહક સંતાપ તથા મહેનતમાં શા માટે નાખે! આખરે તો મળવાનુંજ કારણ હોય કની ? તો અહીં આવીને ક્યાં નથી મળતું !"

"ત્યારે મુંબઇ જલદી જવું જાઇએ. વળી બીજો ગુચવાડો એ છે, કે મુંબઈવાળા ઇશ્વરલાલ માણેકલાલ દલાલની કન્યા વિષે જે વાત ચર્ચાણી હતી, તેનો પત્ર આવ્યો છે; ને તે તો કન્યા વરાવવાને ગળે પડે છે. મને એમ કલ્પના થાય છે, કે મ્હારો પત્ર અદલ બદલ તો નહિ થયો હોય ! રખે કાશીનો પત્ર મુંબઇ, ને મુંબઇનો પત્ર કાશી બીડાયો હોય !"

"આપ મુંબઇ પધારો સઘળી શંકા દૂર થઇ જાય."

"મને એમ લાગે છે, કે ગુણીના મનમાં એવું તો નહિ આવ્યું હોય ! જો મ્હારા પત્રની ભૂલ થઈ હોય, ને ઇશ્વરલાલને લખેલા લક્ષ્મીખંડનનો પત્ર યોગેન્દ્રલાલને મળ્યો હોય, અને તે તકનો લાભ લઇને પેલા નવલરાયે કંઈ પ્રપંચ કર્યો હોય, તો ગુણીના મનમાં એમ સ્વાભાવિક આવે, કે હવે લગ્નનું સાટુ તૂટી ગયું, ને અનાથ થઇ પડી ! માટે નવલની ઇચ્છાને તાબે થવું સલામતી ભરેલું છે." એમ ગણીને રખે આ ઘાટ ઘડાયો હોય !"

"નવલ કેટલી ત્રીગો કરશે ? નીલમ ઘરમાં બેઠી છે, અને નવલ શું રત્નલાલની હાજરીમા ગુણવંતી જોડે લગ્ન કરશે ?"

"મને તો તે વિષે શક છે, પણ ગુણવંતીની કેવી અવસ્થા હશે ? આહા ! મોજી મહારાજ ? મને તે વખતમાં એ ગુણીયલનાં વચનો બહુજ યાદ આવે છે. જો ગુણીના મનમાં એમ થયું હશે, કે હું તેનો સ્વિકાર કરવાનો નથી, તો તે કેવી દુઃખી થઈ હશે ? અરે તે એમ માનતી હશે, કે મેં આપેલા વચન–પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે, તો તે મ્હારાપર ધિઃકારનો–ફિટકારનો કેવો વર્ષાદ વરસાવતી હશે ? મોજી મહારાજ ? જ્યારે હું એ વાત યાદ કરૂં છું, જ્યારે તેણીની એ અવસ્થાનો વિચાર કરૂં છું, ત્યારે મને બહુજ ખેદ થાય છે. આહા ! એ કાળે તે મને કેવો ક્રૂર ને ઘાતકી ગણતી હશે ?"

"ભાઇ, એવા એવા ખોટા વિચાર ન કરો. આજ રાતની ટ્રેનમાં આપ એકલા મુંબઇ પધારો. અને કુન્દનલાલભાઇને મળીને તેની સલાહ લ્હો. તેમને સઘળી ખબર હશે. જો નવલરાય આવ્યો હોય, તો ગુણવંતી સાથેજ હશે. ત્યાં સઘળો ભેદ–ભરમ ફુટશે, વળી દલાલ શેઠનો પણ નિર્ણય જઈ જશે. હું તથા રમા બ્હેન અહીં રહીશું."

"મને એમ લાગે છે કે મ્હારે કાશી જવું પડશે."

" જો તેમ કરવાની જરૂર પડે, તો ચિન્તા નહિ. આપ ખુશી-થી પધારજો. રમા બ્હેનની ચિન્તા કરવાની નથી. પણ એમ કરવાની જરૂર નહિ પડે, કારણ કે નવલ ત્યાંથી નીકળી ચુક્યો છે. "

" રખે એ મોહાંધ મકરંદ આ ગુલકળીને બીજે દેશાવર ઉપાડી ગયો હોય !"

" ગમે ત્યાં લઇ જાય, પણ ગુણવંતીનું દીલ આપની તરફ વળેલું હશે, તો કશી કાળજી કરવાની અગત્ય નથી."

" કદાચ પત્રના ધોંટાળાથી તે મ્હારી પ્રત્યેની પ્રીતિ વિમૂખ કરી બેઠી હોય, તો ?

" આ માત્ર સંભ્રમ છે. આપ મુંબઇ જશો, ત્યારે સર્વે વાત ખુલ્લી થઇ જશે."

' કુન્દનલાલ તો વીરપુર હશે. '

" તો તાર કરીને મુંબઈ બોલાવી લેતાં વાર શી"

" વારૂ, ત્યારે તો આજની ટ્રેનમાં મુંબઇ જવું." આમ નિશ્ચય કરીને ઉઠયા. મોજી મહારાજ ઘર-કામમાં પ્રવૃત્ત થયો. જયન્ત એ-કાન્તમાં ગુણીના પ્રેમ-ભૂવનમાં પ્રીત પ્રસંગનો જાપ જપવા લાગ્યો. વિયોગ વેળા પૂર્વની વાતો વિચાર લાગ્યો.

---

## પ્રકરણ ૨૭ મું.

---

### વિરહીનો વિલાપ ! ગુણવંતી પ્રતિ જયન્તનું આકર્ષણ !

" રસવંતી ગુણીયલ ! ગુલાબી ગુણવંતી ? ત્હારાં નમ્ર વચનો, ત્હારી નમ્ર વિનતી, ત્હારી નમ્ર ઇચ્છાનું શું વર્ણન કરૂં ? ભાવથી ભોળી ભામા, પ્રેમ-વિલાસની લાલસાએ શુદ્ધ સ્વામીના સમાગમમાં આવવાની આતુરતાથી તું કેવી દીન બની જતી હતી ! દષ્ટિરાગમાં

મોહનું તીવ્ર તીર મારીને પ્રેમીનું અંતર કેવું ભેદી નાખ્યું હતું ! આહા ! એ પ્રેમ–શરનો ઘા, પુષ્પ–ગુચ્છ સમાન છાતીપર આબાદ લાગવા છતાં, તેમાંથી નીકળતો સ્મરનો સમીર, મગજને કેવો આનંદ આપતો હતો ! આહા ! “ તમે મ્હારા? જો તમે મ્હારાજ છો, તો વ્હાલા કહેવાને શાને ડરવું ? ” આ વચનો કેવાં કોમળ છે ! આ ટાણે તે કેવાં ભેદે છે ! મેં આનાકાની કરી, લગાર કિમ્મત કરાવવાનો યત્ન કર્યો, ત્યારે ધનુષની કમાન પેઠેમ વાંકા વળેલાં વચનોથી મને કેવો મહાત્ કરી નાખ્યો ! આજ્ઞાંકિત થવાની પ્રતિજ્ઞા, પ્રેમ–ધર્મમાં નિપુણ રહેવાના સોગન, પતિ પરાયણી પ્રમદાનાં અનવાર્ય સ્વર્ગીય સુખો આપવાનું હસ્તજળ, અને અન્તરમાં અન્તરને મેળવીને દુધ–શર્કરાનો મધુરસ પાવાની આતુરતા, આ સર્વ ચેષ્ટાઓ કેમ વિસરાય ? એકજ નિષ્ઠાથી પુજ્ય ભાવે ભજનારી ગુણિયલ ? તને હું કેમ વિસરૂં ? યોગીના યોગને વિનય–ધર્મથી વિવ્હળ બનાવીને વૈકુંઠના વૈભવનો મોક્ષદાયી માર્ગ દ્દષ્ટે પાડનારી, પ્રમદવનમાં મંદાર પુષ્પોનો હાર પહેરાવીને વરમાળારૂપ ભુષણ આપનારી બાળા ? ત્હારા વિવેકની, પ્રેમની, સૌંદર્યતાની ને ગુણની તો અવધી ! હું કેવો મૂર્ખ ! હાથમાં આવેલું રત્ન ગુમાવ્યું ! હું કેવો કૃતઘ્ની ? દયાળુ દેવીને દઝાવી–કોમળ કેળને ડગમગાવી ! હું કેવો અભાગી ? સભાગી સલુણીનો હસ્ત–મેળાપ તરછોડયો ! હું કેવો નાદાન ? પ્રિય મુગ્ધાને પરિતાપમાં નાખીને ચાલ્યો આવ્યો ! ગુણી ? ગુણી ? ત્હારો આગ્રહ કેવો અગ્નિ સમાન આકરો હતો ! ભાવ કેવો હિમ–જળ જેવો શીતળ હતો ! લગ્ન કરવાની ઉતાવળ તે અગ્નિ, અને તેનું છેવટનું શાન્તિસુખ મેળવવા માટે શીતળ ગણાતો હતો ! પ્રેમ–ચુંબન દેવાને હઠીલી ! ધર્મ જાળવીને પતિની સોડમાં સંતાવાને આગ્રહી ! પ્રેમાંધ કરતાં ધર્માંધ વધારે ! મોહાંધ અને કર્માંધ કરતાં સાવધ વધારે !

પરણ્યા વગર પ્રેમ-ચુંબન ન દેવાય! ભાગ્યહીન બાળા પ્રતિજ્ઞાથી પ્રેમ-ચુંબન દે, ને ભવિષ્યનો ભરથાર ભૂલો પડીને વિમૂખ થાય, તો સ્ત્રી ધર્મનું સૌંદર્ય કેવું દેખાય? આહા! એજ વચનો મને શરની માફક ખુંચે છે, એજ કોમળ પુષ્પશર મ્હારા હૃદયને ભેદે છે. આહા! શકુન્તલા! તું દુષ્યંતના ભેદને પહોંચી, તેમ ગુણી? તું આખરે મ્હારી ભૂલનો મને પસ્તાવો કરાવવા નીકળી? હા. ખરે, એવા મિથ્યાભિમાની અને પ્રેમહીણ પુરૂષની કઠોરતાનો તેને એવોજ બદલો મળવો જોઇએ. વિના યત્ને હાથ ચડેલું રત્ન ગુમાવનારની એવીજ દશા થવી જોઇએ.

" હતું સ્વપ્ન કે ભ્રમ કે હુતી માયા,
લીધું સુખ જેવું હશે પુન્ય કાયા;
નહિ પુન્ય બાકી ફળો હોય ક્યાંથી,
મનોર્થો થયા એ, ચડીને પડ્યાથી-

રેતીના ઢગલા ઉપરે ચિતરવા ત્યાં હંસ ને હંસિની,
ક્રીડા તે કરતાં દિસે ફરતીં તો વેહે નદી માલિની;
તેની બેઉ ભણી હિમાચળ તણી દોરો રૂડી ડુંગરી,
આનન્દે હરણું ચરે મળી યુથે ત્યાં ઓથ ખાસી ધરી—૧
ઇચ્છા મ્હારી વળી કરૂં વલ્કલો, ડાળે ઝુલે ઝાડની,
કાઢું ઝાડ તળે મૃગી દિસતી જે સ્વામી તણા લાડની;
તે હોયે નિજ નેન ડાબી ઘસતી સારંગ પોતા તણા,
તેના શીંગની રાંગ એવી કરવી કાંઇ રહે ના મણા.

* * * * *

પુષ્પ ઉપર જે બેઠી, ભમરી આશક્ત તુજ પર દીસે;
ત્હારા વણુ તરસી તે, મધુપાન ન કરીશ ભણી તુજ તરસે.

દુષ્યન્ત! તું ખરેજ અભાગી! વિમાસણના પડમાં ભરાઇને હવે ફાંફાં મારનાર જયન્ત પણ ત્હારીજ દશાનો ભોમીયો થયો!

યોગેન્દ્રે હાથમાં હાથ આપવાને સ્વભાવિક યત્ન કર્યો—ગુણીયે મોયે ચડીને કહ્યું:—

"પ્રભાતે પરસ્પર અમિ પ્રતિ હસ્ત—કમળ ગ્રહણ કરો, ને પછી નિરાંતે, નિર્ભયપણે પ્રેમ—દેવને, કામ—દેવને......આહા! એટલું બોલતાં મુગ્ધાનાં પ્રસેવ—બિન્દુ સરી પડયાં. કોમળ ગાત્રોમાં વિરહની શ્રેણી ચાલુ થઈ; મુર્ખ તાપસી, દિક્ષાનો અંગિકાર કરી શકયો નહિ! પ્રેમ—પાઠ પઢાવતી પઢાવતી પોપટડીયે પેલો શુક—મેનાનો સંવાદ સંભાર્યો. શૃંગારનો વિલાસ જીવ્હાગ્રે લાવીને રસપાન કરાવવા આતુર બની. અભાગી શુક આડંબરને શરણે થયો, મનહરણી મેનાં હાય! ઉડી! ઉડી ગઈ—ચાલી ગઈ! પ્રતિજ્ઞા ક્હેવરાવીને, સ્ત્રીચરિત વડે બાંધીને ચાલી ગઈ. રાવણ હરી ગયો! સુંદરી સીતા સમાન મ્હારી શુદ્ધ ભાવવાળી સગુણીને નવલ હરી ગયો. હરણીનું હરણ થઇ ગયું? કાશીપુરીની પાપમોચીની ભગીરથી જે સમકૂળ તારવા આવતી હતી, તેને અટકાવી દીધી. દિલીપે તો મહાભારત તપ કર્યું, ત્યારે ગંગા પ્રસન્ન થઇ હતી; જયન્તને તો વિના યત્ને ગંગા મળતી હતી—પણ અભાગી—નરાધમ જયન્ત—કૃર હૃદયના પાતકી જયન્ત! તેં ઉભય ભવ બાળ્યા—બગાડયા!! હાય!

"સંગમનું સુખ અટકયે, કામીનો સો ગણો વધે કામ;
વિષમ શિલામાં ખલતાં, પ્રવાહ સરિતા તણો વહે જેમ—

**आद्ये बद्धा विरह दिवसे या शिखा दाम हित्वा**
**शापस्यान्ते विगलितशुचा तां मयोद्वेष्टनीयाम्।**
**स्पर्शक्लिष्टामयीमतनखनासकृत्सारयन्तो**
**गण्डाभोगात्कठिन विषमामेकवेणीं करेण॥**

ઓ! અભિસારિકા ગુણી? ત્હારી વિયોગ વેદના મને કેવી સાલે છે

" લાગે સૂર્ય સમાન ચંદ્ર હમણાં, વા વજ્ર જેવો બન્યો,
ખુંચે સોય સમાન ફુલ-કળીઓ, આ લેપઅગ્નિ ધખ્યો;
રાત્રી કલ્પ સમાન પ્રાણુ પણ આ ભાસે છે ભારે મને,
શું દુર્ભાગ્ય કહું પ્રિયા વિરહનું સંહાર આવ્યો કને—"

*　　　*　　　*　　　*

" મુજ શરફુલ રૂપે ચંદ્રના શિત કીર્ણો
અઘટિત મુજ જેવામાં કરે છે વિકારો. "

આહા ! કોઈ તેની સખી, પાછી હઠતી ગુણીને પેલી ઉર્વશીને ચિત્ર-લેખા પકડી લાવે, તેમ ગુણીને મ્હારી કને પકડી લાવે ખરી ?

**भर्तुस्तथा कलुषितां बहु वल्लभस्य**
**मार्गे कथंचिदवताय तनूभवतीम्**
**सर्वात्मना रति कथा चतुरेव दुती**
**गंगा शरत्नयति सिन्धुपतिं प्रसन्नाम " मुद्राराक्षस "**

આહાઃ ! મ્હારૂં ભાગ્ય જાગૃત થયું હોત, હું હિમગીરીપરના ગંધ-માદન ઉપવનમાં જઈને મ્હારી કોકિલાસહ ક્રીડા કરી આનન્દ મેળવત ! પણ ભાગ્યહીન મૃગ ભૂલ્યો—ભૂલ્યો—ગુણી ? હું ત્હારા કંઠનો એકાવળ હાર હોત તો ! હું ત્હારા કરનો એકાદ નખ હોત તો ! આહાઃ ! ત્હારા કોમળ ગાત્રમાં મને એક ત્હારા ડાબા હાથની જગ્યા આપી હોત તો ! સદાકાળ ત્હારા કોમળ અંગનો સ્પર્શ કરત ! નખથી તે શીખ સુધી પ્રસંગોપાત ત્હારી મનહરણી મૂર્તિના અવયવોનો સ્પર્શ કરીને શાન્તિ મેળવત ! ત્હારા અંગનો પ્રસ્વેદ-મળ હું ધોઈ નાખત ! ત્હારા સુવર્ણ વાળનો ચોટલો ઓળીને શાન્ત પામત ! ત્હારા કોમળ ગાલ ધોઇને આનન્દ મેળવત ! ત્હારા ચરણ પર પડેલી રજ ઉડાડીને ભાગ્યવંત થાત ! જન્મભર સંગાથી રહીને અંતે સ્મશાનમાં પણ સાથેજ ભસ્મ થાત ! ગભરાટમાં છાતીપર,

સમણાપર, રૂદનમાં આંખપર. સુભાગ્યમાં કપાળપર અને આનન્દમાં તામ્બુલ દાન લેતા-લેતાં મુખપર ખડો રહેત! હા! અભાગી હાથ! તું પણ પુન્યહીન! રામને સીતાના નેત્રનું સ્મરણ થતાં બોલ્યા કે—

**असारसिक्त क्षिति बाष्पयोगात्**

**मामाक्षिणोयत्र विभिन्न कोशैः ।**

**विडम्ब्यमाना नव कंदलैस्तैः**

**विवाह धूमारुण लोचन श्रीः ॥**

" રાતી રેખાવાળાં, જળે ભર્યાં પુષ્પ જાઇ કદળીનાં;
કોપે આંસુથી ભિનાં, મુજને હા! સાંભરે નયન એનાં—

આહાઃ! હવે હું ગુણીની ભાળ ક્યાં કહાડું? શું કોયલડીને વિનતું? આહાઃ! રઘુવંશમાં કાલીદાસે વર્ણવેલા વિચારો સ્મરૂં?—

**रति द्दतिपदेषु कोकिलां**

**मधुरालाप निसर्ग पंडिताम् ।**

" કામી જનો મદન દૂતિ તને ગણે છે,
તે માન ભંગ કરવા તણું અસ્ત્ર તું છે;
લૈ આવ એ પ્રિયતમા મુજ પાસ કિંવા,
લૈ જા મને તું કલ-ભાષિણી જ્યાંહી કાન્તા-
નથી કારણ લેશ કોપનું જડતું તોય રિસાઇ એ ગઇ,
પ્રભુતા યુવતિની નાથમાં નથિ પ્રીતિ મંહિ ભેદ સાંખતી."

અરે! મ્હારી, રામ પુરૂરવા કે અન્ય વિરહીની દશા થઇ! હાઃ! હું ક્યાં ભટકું છું, તેનું ભાન ભુલી ગયોઃ! આહા! ગુણી! ગુણી!—

સરના તટમાંહિં હંસ! તેં જો,
નથી દીઠી મુજ એ નતભ્રુને તો;
મદથી પગ મુકતી વિલાસે,
લટકાળી ગતી ચોરી કેવી કરે!

* * *

સર નલિનીના પત્રો ઓઠે છુપાયલી તું પ્રિયા;
તુજથી વિછુટી ધારા ઝાઝા અધીર થઈ અહાઃ!
રૂદન કરતો કાન્તા—સ્નેહે વિયોગ થકી ડરી;
વિધુર મુજને જોતાં કે'ના પ્રિય તણી પ્રવૃતિ—

* * *

ફૂટતી કુંપળવાળી, આસવ સરખા સુગંધ રસ ભીની;
હાથિણીએ આપેલી, છો ખાતો શલ્લકી તણી ડાળી-

* * *

મદથી કાલું લવતી, કામિનિઓમાં શશિ કલા જેવી;
જુઇનાં ધોળાં પુષ્પો, ગુંથે સુંદર વિચિત્ર વેણીની.
સ્થિરભર યૌવનવાળી, નિરખે જેને કરે નજર એવી;
દયિતા દીઠી મારી, ગજપતિ ? તેં દૂરથી જતી અહિંથી !

* * *

અધિક સુંદર માંસલ ગાત્રની,
મદનને વશ આ વનમાં કહી;
નિરખી છે ગિરિરાજ ! ઘટસ્તની,
પૃથુ નિતંબ ? નિતંબિની માહરી-

* * *

દેખી હોય વનમાં મમ—પ્રિયા,
તો તું સાંભળ નિશાની એની;
છે વિશાળ નયના તથા જુએ,
તારી સહચરી સમાન એ—

* * *

મંદારના પુષ્પથી વાસવાળી,
છે વેણીને એ અતિ યોગ્ય જેની;

તે વલ્લભા દુર્લભ હાલ છે તો,
હું શીદ એને કરૂં આંસુ ભીનો—

*  *  *

કરાવશે જો તનુમદયવાળી એ
પ્રિયા તણો સંગમ તું કદી મને;
કરીશ તો તો હું શિખામણી તને;
કરે યથા શંકર બાલ ચંદ્રને—

*  *  *

ઝળકતી વિજળીની શોભતી આ પતાકા
સુર ધનુ રૂપી તાજા ચિત્રથી ચિતરેલાં
જલદ રૂપિ વિમાને લૈ મને ચાલ વા'લી;
લલિત ગમત વાળી—મ્હારી જ્યાં રાજધાની—

*  *  *

મુંબઇ ! જયન્ત ? હવે મુંબઇ જા. ત્યાં ત્હારી પ્રિયા તને મળશે
મળશે મધુરી ત્હારી, પ્રેમ—ભરી આંસુડાં રહી ઢાળી;—
પ્રમદા વિયોગ સ્હેવો, ભેટ જઇને સીત રહ્યુ સંભારી—

---

## પ્રકરણ ૨૮ મું.

---

### મિત્ર—મેળાપ ! કુન્દન અને જયન્ત.

" વિશ્વામિત્ર સરખા તાપસને દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાલી પ્રીતે પાદોદક પીધું રે.
પોતાને ઓઢવાની પીત પિછોડીયે, લોયા રૂષિના પાય,
ઉભા રહી કર વિંઝણો ગ્રહિને વિઠ્ઠલ ઢોળે વાય.

*  *  સુદામા ચરિત.

મિત્ર-સ્નેહની અવધી! સત્સંગના પ્રતાપથી જેનાં હૃદય કેવળ સ્વચ્છ સ્ફટિક મણી જેવાં થઇ ગયાં છે; ને વિજળીના તારા પેઠેમ અનેક પ્રદેશોમાં દેહ પડયા છતાં એકત્ર દષ્ટે નિરખે છે; એવી હીર ગાંઠ જેવા પ્રીતિવંત મિત્રાને ધન્ય છે. સ્વ-સાક્ષર ડાહ્યાભાઇ કથે છે કે-

"પ્રીતિના પંથનો ગ્રંથ ગુંથેલો કોણુ ભેદુ ભણુનાર-
જ્યાં જ્યાં જોઇએ ત્યાં આજ સમામાં સ્વાર્થની મારામાર-ટેક
ગુલાબ ગોટા ચુંટવા ચાલ્યો માળી કો'ક ગમાર;
કાંટાનો ગાંસડો બાંધીને લાવ્યો બડથલ તે બેસુમાર-૧
પ્રીતિના પુષ્પની મીઠી મઝા ખુવે એમ ઘણાક ગમાર;
એક વખત બની વિશ્વાસઘાતી પોતે બને હુશીયાર-૨
ખાય ખવાડે હેતથી, દે તન મનને પ્રાણુ;
સાચો મિત્રજ આ સમે, લાખે એક સુજાણુ.
સંસાર વગડે સન્મિત્ર ભોમિઓ, સોંપજો શ્રી કીરતાર-૩

શ્રીકૃષ્ણુ ભગવાનની પ્રેમ-લક્ષણા ભક્તિમાં સમાયલો મિત્ર-સ્નેહ તે માત્ર સુદામોજ મેળવી શકયો, ને કૃષ્ણુ જેવા સખા પ્રસન્ન થઇ ગયા.

જયન્તની વિયોગ-વ્યાધી વધી પડી હતી. વિરહનું સંકટ શોસવાને અસમર્થ થઈ પડેલા આ પ્રેમીનો પરિતાપ ઉન્હાળાના તાપ જેવો તીવ્ર થઈ પડયો હતો. ગુણુવંતીની પાછળ ઘેલો-ગાંડો થઇ ગએલો જયન્ત હવે કોઇ પણુ પ્રકારે ગુણીને મળવાં તલ્પી રહ્યો હતો. રમાને મોજી મહારાજના સ્વાધીનમાં રાખીને પોતે સાંજની મેલ ટ્રેનમાં મુંબઇ રવાના થયો; સ્ટેશનપરથી તેણે પોતાને બંગલે નોકરને તાર કરી ખબર આપી. અને ટ્રેન અમદાવાદ સ્ટેશનથી રવાના થઇ. માર્ગમાં જયન્ત અનેક તરંગોથી છવાઇ ગયો હતો. સેકન્ડ કલાસના કમ્પાર્ટમેંટમાં માત્ર જયન્ત એકલોજ હતો. ચંદની પ્રકાશતી હતી. ધરતી સાથે ગેલ કરતી રાત્રી વિરહીને સતાવતી હતી.

જયન્તનું ધ્યાન બસ ગુણીના ગાનમાં રમણ કરતું હતું. ધુમાયલું ગોહર વારંવાર દૃષ્ટે પડે, ને તેના અકિમતીપણાનું મૂલ અંકાય, તેમ ગુણીનું મુલ્ય આંકતો હતો. વિરહ તેને વારંવાર સતાવતો હતો. જ્યાં સુધી વચન–ગાંઠના બન્ધનથી પરસ્પર નિર્ભય હતા, નિઃસંદેહ વૃતિથી ઉભયનાં ચિત્ત શાન્ત હતાં, ત્યાં સુધી કોઈ પ્રકારે વ્યાકુળતા વધી ન હતી; પણ જ્યારે કુદરતના કોપથી કંઈક વિરોધ પડયો, ત્યારે તેમનાં અંતઃકરણ દગ્ધ થવા લાગ્યાં. અને એ વેદના અસહ્ય થઈ પડી. માનવના મનમાં પસ્તાવો થાય છે. પસ્તાવો તે એજ, વિમાસણ તે એજ !

" ગુણી ? આ ચન્દ્રની રોશની સમક્ષ તેં મને મનાવવા કેવાં ફાંફાં માર્યા હતાં ? તેં મને ત્હારો વ્હાલો કરવા કેવા કાલાવાલા કર્યા હતા ? ત્હારી કાલી કાલી કાકલુદી પર આ કઠોર પાષાણ–હૃદયી પ્રેમીએ કેવી નિષ્ઠુરતા બતાવી હતી ? પ્રીતને જેમ પંપાળી–પંપાળીને બિલોર કાચની જેવી સંભાળ રાખે; એકના એક ભાવીક પદાર્થને સાચવી રાખે, તેમ તેં મને સાચવવાનો યત્ન કર્યો હતો. છુટા પડીને ચાલ્યા જવાનો ત્હારો દુરાગ્રહ મને હવે યાદ આવે છે, પણ મેં તેનો તિરસ્કાર કર્યો, મ્હારા ભાગ્યે મને ભૂલ–થાપ આપી. હું વિયોગના ઉંડા ગારમાં ઉતરી પડયો. તને છોડીને ચાલ્યો–આહા ! આ વેળા તું ક્યાં હશે ? ઓ પેલો ચન્દ્રમા તો તને નિહાળતો હશે ? હું ચંદ્રનું કીરણ થયું હોત, તો તું જે પ્રદેશમાં હોત, ત્યાં તને જોઇ શકત ! ભેટી શકત ! પણ હાઃ ! તેમાં મ્હારો દોષ છે. તને ટળવળતી કરીને હું તેવી દશા પામ્યો, તેમાં મ્હારો વાંક છે. પહેલી પરવા ન કરી, ગુણીનો ગુણ ન પારખ્યો–પ્રેમીનો પ્રેમ ન ઓળખ્યો, ને હવે શું પસ્તાવો કરૂં ? હવે તો કંઈ યત્ન કરૂં !" આમ સંકલ્પ કરતો, બડબડતો નિદ્રાવશ થઇ ગયો. સ્વપ્નમાં પણ એજ ચિન્તવન કરતો

ચાલ્યો. મેળાપ, દષ્ટિરાગ, ભેટ, રૂદન, ને પસ્તાવો આ પંચમહાભૂત દેહસૃષ્ટિનાં કર્મ ઘડી પ્રતિઘડી ડોલાવવા લાગ્યાં. વલસાડ સ્ટેશન આવ્યું, અને કુન્દનલાલ એજ પોતાના મિત્રના કમ્પાર્ટમેન્ટમાં બેઠો. કુન્દન વીરપુરથી મુંબઇ જતો હતો. પ્રાયવેટ સેક્રેટરીના હોદ્દાનો ચાર્જ લઇને, અને પોતાની રહેણાક વીરપુર કરવાના હેતુથી બંગલો પસંદ કરી માણેકને તેડવા જતો હતો. કુન્દન કને કશો વધુ સામાન ન હતો. તે ડબ્બા અંદર દાખલ થયો. માત્ર એક પેસેન્જર જોયો. પોતે એક તરફ નિરાંતે બેઠો, બિછાનું ગોઠવ્યું–અને જ્યાં શરીર લાંબુ કરીને પોતાના સુખના ઉગતા સુર્યનો પ્રકાશ અંતરમાં કલ્પના-દ્વારા પડતો હતો, ત્યાં તેના કાને આક્રંદજનક પણ ધીમો સ્વર આવ્યો.

નથી હું બેવફા નથી હું નિર્દય,<br>
સંજોગ બૂરો પ્રિયા થા તુ નિર્ભય;<br>
ગુણી ! હું ગુન્હેગાર ત્હારો બન્યો,<br>
જીગરથી જયન્તે વિયોગી ગણ્યો.<br>
મને તું ક્ષમા શું નહિ કાં કરે ?<br>
કરૂં પ્રાયશ્ચિત પાપનું આ પળે;<br>
પ્રિયા–બાપની જે જે જામીનગીરી,<br>
પ્રિયે ? તું સ્વિકારી લ્હે પ્રીતિભરી.

આ છેલ્લી કડી બોલીને જયન્ત જાણે ગુણીને ભેટવા જતો હોય, તેમ ઉઠીને કુન્દનના અંગપર ધસી આવ્યો. દિવાના માણુસના દર્દનું બલિદાન થવાની બ્હીકે કુન્દન અકળાઇને ઉઠયો. બન્નેની પરસ્પર દષ્ટિ થઇ. શુદ્ધિમાં આવીને તટસ્થ થઇ ગયા.

"કોણ કુન્દનલાલ ?

"કોણ જયન્તીલાલ ?

બન્ને મિત્રો હસી પડયા–લાંબા હાથ કરી ભેટયા.

" આ શું જયન્તીલાલ ?" કુન્દને પુછ્યું;

" મિત્રને મળવાને તલ્પેલા સ્નેહે દાવાનળ જગાડયો એ !" જયન્તે વાત ફેરવી.

"શું મિત્રને સ્હેજે નહિ મળી શકાત ! વારૂ, બેસો, આપ ક્યાંથી ?

" તમે ક્યાંથી, મિત્ર ? સબુર. પહેલાં હું તમને મુબારકબાદી આપું. તમને તમારી ધિરજનું ધન મળ્યું, તે માટે હું અંતઃકરણ-પૂર્વક આશિર્વાદ આપું છું. કહો; હવે આપ ક્યાંથી ?"

મિત્ર ? આપના આશિર્વાદ ફળ્યા ત્યાંથી ! વીરપુર કુમારે પિછાન કરી; ને પ્રાયવેટ સેક્રેટરીનો જોખમભરેલો હોદ્દો આપ્યો. તેનો ચાર્જ લેવા ગયો હતો. મહારાણીશ્રીની ને કુમારની ઇચ્છાથી તમારાં ભાભાને તેડવા માટે મુંબઇ જાઉં છું; અને લીલુનો સસરો વીરેન્દ્રલાલ તેમના બન્ને પુત્રને વિલાયત સિવ્હીલ સરવન્ટ થવા મોકલે છે, તેને વળાવવા જાઉ છું; પણ આપ ક્યાંથી ? રમા ક્યાં છે?"

" કુન્દનલાલ ? તમે જાણુતા નથી ? મ્હારાં મામીબા ગુજરી ગયાં, ને હું હાલ અમદાવાદ હતો. રમા ત્યાંજ છે, ને હું મુંબઇ જાઉં છું."

"કેટલાક દિવસોથી હું વીરપુરમાંજ છું. આપનો પત્ર મળ્યો, તેજ દહાડે મને આ નવો હોદ્દો મળ્યો."

" હા. મેં કાશીમાં જાણ્યું હતું, પણ આ તરફ આવવાની ઉતાવળમાં તમને સંદેશો મોકલી શક્યો નહિ, તો માફ કરજો."

" યાત્રા પુરી કરી આવ્યા કે ?"

" ના. મામીબાના મંદવાડનો તાર આવતાં મધુરી યાત્રાએ હું અમદાવાદ આવ્યો."

" હવે ફરીને કાશી તરફ ફેરો રાખ્યો છે કે કેમ ?" કુન્દન હસ્યો.

" તમે હસ્યા કેમ, મિત્ર ?" જયન્તે શંકા કરી.

" ના, મિત્ર સહજ !

" શું મારો ગુપ્ત મર્મ કળાઈ ગયો છે!" ચોરનું મન ચોર.

" બીજનો ચંદ્ર કદાચ સહજ વાદળમાં છુપો રહી શકે, પુનેમનો ન રહે!"

" તમારા જાણુવામાં શું આવ્યું, ને ક્યાંથી આવ્યું, મિત્ર?"

" આપના પત્રથી જે જે ને જેટલું જાણ્યું, એજ ને એટલુંજ; પણુ મિત્ર! યાત્રા તો તમને ફળી, હો!" કુન્દને મશ્કરી કરી.

" શા પરથી, કુન્દનલાલ?"

" સોનું ને સુગંધ સાથે મળ્યાં તે પરથી."

" એટલે? સ્પષ્ટ કહોની;"

" વળી જાણીને અજાણ્યા કેમ થાઓ છો! ત્યાંથી જે રત્ન મેળવી લાવ્યા છો, તેની પધરામણી કયારે કરાવશો?"

" હા; હા;!" જયન્તે નિસાસો મુકયો!

" કેમ? ફળ ખાટું નીવડયું?"

" કુન્દનલાલ? હવે મ્હારે ખરૂંખરૂં કહી દેવું જોઇએ. મેં પત્રમાં જે હકિકત જણાવી હતી. તેની ખરી વીગત એ છે, કે કાશીમાં સુરતના એક વતની અને આપણી કાયસ્થ જ્ઞાતિના સુધારક ને વિદ્વાન ગૃહસ્થ યોગેન્દ્રલાલ નામે ત્યાંના કલેકટર ઓફીસના એક હેડ છે. તેની કન્યા ગુણુવંતી જે છેલ્લી મેત્રીકની પરિક્ષામાં બાનું ઉમેદવારોમાં ચડતે માર્કે પહેલો નંબર મેળવ્યો છે, ને જે રૂપ તથા ગુણમાં મ્હારાં માણેક ભાભીની જોડી છે, તે સાથે પ્રેમ–પ્રસંગમાં પડયો–પણુ– "

" યોગેન્દ્રલાલે વાંધો લીધો?– "

" ના; મામીબાની માંદગીનો તાર આવ્યો, ને વિવાહ અપુર્ણુ રહ્યો. "

"તેથી શું થયું? Trile to agents.

"અફસોસ! કાશીથી મને એક ખાનગી તારનો સંદેશો મળ્યો છે, કે યોગેન્દ્રલાલ ગુજરી ગયા."

"ને ગુણવંતી?"

"તમારા સાહુના સ્વાધિનમાં–"

"ક્યાં કાશીમાંજ છે કની?

"ના, કાશી છોડી ચાલ્યાં ગયાં છે!"

"નવલરાયની શું એટલી હિમ્મત છે? ગુણવંતી શું નવલના પ્રેમમાં ફસી પડે, એમ તમે ધારો છો?"

"ના. પ્રેમમાં નહિ; સંજોગને તાબે તે થઇ હશે. જો કે છેવટ તો તે મુંબઇ આવશે, તોપણ રખે નવલ તેણીને દુર દેશાવર ઘસડી લઇ જાય, ને દ્રવ્યના તેજથી અંજાવીને ભોળી બાળાને લાલચને તાબે કરી, લાંબો વખત લઇ, વિવાહને વિસરાવી દે!"

"નવલરાય એટલો બલવંત કે સ્વતંત્ર નથી. તેમ ગુણવંતી જોડે તમારો પરિચય થયો હોય, ને પ્રેમ–લગની લાગી હોય, તો તે પરવશ થઇ પડે નહિ."

"હું એજ માટે મુંબઈ આવતો હતો. મ્હારી મન–વ્યાધી આ ટાણે દુ:ખપ્રદ થઈ પડી છે."

"શું સુમતીબાઇ એકદમ વિસરી ગયા?" કુન્દને ટકોર કરી.

"ના. તેની મૂર્તિ હૃદયમાંથી ખસી નથી; પણ કુન્દનલાલ? ગરવી ગુણવંતી તે ગુણવંતી! મેં મ્હારા દૃઢ મનને બહુજ વાર્યું, પણ સુમતીની સરખામણીમાં ગુણી એક અમુલ્ય રત્ન નીવડી. પરિક્ષા ને કસોટીમાં કંચન જેવી લાગી. રૂપની કોટી–રશ્મી જોઇ હું ગુણનો ગ્રાહક થયો. મેં વૈકુંઠનું અમૃત પી લીધું. મિત્ર? એ રત્નને નવલ ઉપાડી ગયો છે. મેં વચન ને પ્રતિજ્ઞા લીધી છે, કે તેના પિતાની ગેરહાજરીમાં મ્હારે તેનું રક્ષણ કરવું, પણ—

"પણ જો યોગેન્દ્રલાલ ગુજરી ગયા હોય, ને ગુણવંતીના મનમાં કંઇયે ન વરવાનો સંદેહ હોય, તો તારથી કે પત્રથી તમને ખબર ન આપે? પણ તેણે ધાર્યું હોય, કે નવલ સાથે મુંબઇ જવું છે, તો તે મુંબઇ આવશે; તેમાં વ્યાધી કરવાનું શું કારણ છે? આપ જ્યારે મુંબઇ આવો છો; ત્યારે ત્યાં સમાચાર મળશે."

"મને લાગે છે, કે મુંબઇમાં રત્નલાલને તે વિષે થોડીઘણી ખબર હોવી જોઇએ. નવલનો પત્ર–વહેવાર ત્યાં ચાલુ હશે."

"એમ તો હોવુંજ જોઇએ. ત્યારે યાત્રાએ તો ઠીક પરિભ્રમણ કરાવ્યું;" કુન્દને વાત ફેરવી–

"ગંગા–સ્નાન કરતાં રત્ન તો મળ્યું, પણ–

"ભાવના ઓછી, એટલે વિઘ્ન નડયું. કંઇ ચિન્તા નહિ. હવે ધિરજ રાખજો. કસોટીએ તો ચડવું પડશે. તાપમાં તપાવું પડશે. કોઇને તાવો ને તમે ન તવાઓ ત્યારે પરસ્પર પરિક્ષા શી રીતે થાય?–" કુન્દનને જયન્ત આમ વાતો કરે છે, એટલામાં તો વાંદરાનું સ્ટેશન આવ્યું; અને વર્તમાનપત્રો વેચનારાઓએ પેપરોનાં નામ પુકાર્યાં; જયન્તે દેશી રોજીંદુ પત્ર ખરીદ કર્યું, અને હિન્દના નવા તાર તરફ નજર કરતાં નીચેનો ફકરો વાંચવામાં આવ્યો—

"**એક હિંદુ જુવાન બાનુપર ચાલતી ટ્રેને થએલો બલાત્કાર!**–કાશીથી કલકત્તા તરફ જતી મેલ ટ્રેનમાં એક કાયસ્થ જ્ઞાતિની એજ્યુકેટેડ લેડી જે ફર્સ્ટ ક્લાસ રીઝર્વ કમ્પાર્ટમેંટમાં મુસાફરી કરતી હતી, તે દરમ્યાન રાતના બાર વાગે આ યુવાન બાનુને એકલી ઉંઘતી જોઇને એક એક પેસેન્જર અંદર દાખલ થયો; પણ એ બાનુ જાગૃત થવાથી ગભરાઇને તે બહાર નીકળી ગયો. આ બાનુએ નજીકના એક સ્ટેશને ગાડી આવી પહોંચતાં રેલ્વેના એક અંગ્રેજ અમલદારને મજકુર હકિકત જાહેર કરી, પણ તપાસને

અંતે એકમાંથી બીજો ભેદ માલમ પડયો. આ બાનુ સાથે મુસાફરી કરતો પુરૂષ, ગંગા—જમુનાના સંગમ આગળ ગાડીમાંથી પડી ગયો હતો, એવું ગાર્ડને માલમ પડતાં તે માત્ર શકમંદ તપાસ કરવા ડબ્બામાં ગયો, પણ ગભરાયલી બાનુએ પોકાર કરવાથી પોતે બ્હીને બ્હાર નીકળી આવ્યો હતો. અંગ્રેજ અમલદારે આ શકમંદ કેસની તપાસ ચાલુ કરી છે, અને આ બાનુનો રીઝર્વ કમ્પાર્ટમેંટ ટ્રેનમાંથી અલગ કરી એજ સ્ટેશને અટકાવ્યો છે. તથા એ બાનુની અરજ-પરથી પેલો ગુમ થએલો શખ્સ શી રીતે પડી ગયો, એ વિષે તાર કરીને આગલા સ્ટેશનોમાં ખબર આપી છે."

"કુન્દનલાલ ? આ નવી ખબર કંઇક નવોજ પ્રકાશ પાડે છે." જયન્તે અકળાયલા હૃદયે કહ્યું, ને પેપરનો ફકરો વાંચી બતાવ્યો.

"રખે ગુણવંતી અને નવલનોજ ડબ્બો હોય !"

"કેમ કહી શકાય ! મને તો આ ખબર તેનીજ લાગે છે, પણ નામ ઠામ વગર માની કેમ શકાય ? એ રેલ્વેમાં આવા અનેક બનાવો બને છે. કદાચ એવું બન્યું હશે, તો મ્હારે એકદમ જવું પડશે."

"પણ ભાઇ ? ફર્સ્ટ કલાસ રીઝર્વ કમ્પાર્ટમેંટમાં ગુણવંતીને લઇને નવલ મુસાફરી કરે, એ વાત તો વિચિત્ર લાગે છે. આ સ-ઘળા સંજોગો જોતાં આ બનાવ તેઓને લાગુ પડી શકતો નથી."

"જે હશે, તે મુંબઇમાં ખબર પડશે."

"આપ મ્હારી સાથે મ્હારે ત્યાં પધારો. વળી આપને ત્યાં નવી ખટપટ શા માટે કરવી જોઇએ ?"

"હું જમીશ તમારે ત્યાં, પણ ઉતરીશ તો મ્હારે બંગલે."

"ના, આજ તો મ્હારી સાથેજ ચાલો, મ્હારે પણ માત્ર બેજ દિવસ રહેવાનું છે. જો આ ખબર ખરી નીવડે, ને તમારે

કાશી જવુંજ પડે, તો નાહક બે દિવસ માટે નવું વસાવવું શા માટે જોઇએ ?"

"જેમ તમારી મરજી, હું સાંજ આવીશ."

ગાડી ચાલી. જયન્તના મનમાં નિશ્ચય થયો, કે આ અકસ્માત ગુણવંતીનોજ છે, કુન્દનને પણ મનમાં તો આ વાત ખરી લાગી; તો પણ પાકે પાયે ખરી ખબર મળ્યા વગર તેણે સાચું માન્યું નહિ. સંકલ્પ વિકલ્પમાં ગુંથાતા બન્ને મિત્રો ચર્નિરોડ સ્ટેશને આવ્યા. જયન્તનો નોકર ગાડી લઇને આવ્યો હતો, તે જયન્તનો સામાન તેને બંગલે લઇ ગયો. ને ત્યાંથી ઉતરીને ચોપાટીના કુન્દનવાળા બંગલામાં બન્ને મિત્રો દાખલ થયા.

---

## પ્રકરણ ૨૯ મું.

---

### કુન્દનના પરોણા તરીકે જયન્ત !

મનોહરી માણેક પતિની રાહ જોતી બંગલાના ચોકમાં ઉભી, હતી; અને લીલુ તથા મણિ પોતાના પિતા આવવાની વાટ જોતાં દરવાજા કને ઉભાં હતાં, તેવામાં જયન્ત ને કુન્દન આવ્યા. મણી દોડતો દોડતો પાસે જઇને માણેકને કહેવા લાગ્યો. "બા ? જયન્ત કાકા પણ સાથે આવ્યા છે." માણેક નીચે ઉતરી—જયન્તે હસતે મુખડે નમી, ને તે સાથે કુન્દનને છુપા પ્રણામ કર્યા. તે નેત્ર સમસ્યાથી નમ્યો. બન્ને મિત્રો આ શ્રીમતીને નમ્યા. માણેક સહિત સર્વ બંગલામાં પધાર્યા. માણેકે ટકોર કરી.

" દીયરજી ? ગંગાસ્નાન કરી આવ્યા.

" અને મ્હારાં નવી કાકીને ન લાવ્યા ! " લીલુ બોલી.

" ચુપ ! ચુપ ! લીલુ તું તો ઘેલી છે. " મણીએ તેણીને અટકાવી. જયન્ત શરમાઇ ગયો. માણેકે વાત ઉડાવી દીધી.

" ચા તૈયાર છે. દાતણ જોઇશે ? "

" અમે તો રસ્તામાં મુખ–પ્રક્ષાલન કરી લીધું છે. ચા લાવો."

માણેક ચા લેવા અંદર ગઇ. જયન્ત ને કુન્દને કપડાં ઉતાર્યાં; અને બંગલાની બહાર ચોકમાં બેઠા. લીલુ તથા મણી પણ બાંકપર બેઠાં. માણેક ચા લાવી. નોકરે પ્યાલા ગોઠવી દીધા, અને પાન તથા સોપારી મુખવાસની રકાબી માણેકે મુકી. સર્વે ચા પીવા બેઠાં. કુન્દને વાત કહાડી.

" નવલરાયના શા સમાચાર છે ? " માણેક તરફ નજર કરીને કુન્દને જયન્તને પુછ્યું.

" તે તો કાશીમાં હતા; તે પછી કશા સમાચાર નથી " એવામાં ગાડીનો અવાજ થયો. દરવાજા કને ગાડી ઉભી. મણી બોલી ઉઠ્યો.

" બા ! બા ! નીલમ માસી આવ્યાં.

" સારૂં થયું. જયન્તીલાલ, હવે સરવે સમાચાર મળશે. " કુન્દને કહ્યું. નીલમ નજીક આવી. જયન્ત તથા કુન્દનને જોઇને જરા શરમાણી, પણ મનનો મર્મ કળાવા ન દીધો. માણેક ઉઠીને ઉભી થઇ. કુન્દન તથા જયન્તે સત્કાર કર્યો. નીલમને માણેકે ખુરસીપર બેસાડી, ચાનો આગ્રહ કર્યો; નીલમે ઉપકાર માન્યો.

" તમે બન્ને મિત્રો સાથે આવ્યા શું ? " નીલમે પુછ્યું.

" હા. પણ તમે આ વેળા આજે સવારમાં પગલાં કર્યાં ? " કુન્દને પુછ્યું.

"તમે આવવાના હતા, એવી ખબર મળવાથી આવી. વીરપુર જતાં તમને હું મળી ન હતી, તેથી મુબારકબાદી દેવા આજે આવી—"

"ઉપકાર થયો. તે દહાડે તમે ગડબડમાં હતાં."

"હા. રતનના પિતાને કાશી જવું હતું કની?"

"નવલરાયના કાગળ-પત્રો આવે છે કે?" જયન્તે પુછ્યું.

"હા. તે હજી કાશીમાંજ છે. તેમનો છેલ્લો પત્ર સસરાજીપર છે; તેમાં લખે છે, કે તેઓ જ્યાં ઉતર્યા છે, તે ગૃહસ્થ એકાએક ગુજરી ગયા છે, ને તેમની યુવાન કન્યાને આશરો આપવા માટે મરનારે મ્હારા સસરાજીને મરતી વેળા વિનતિ કરી છે, એ સંબંધી શો બંદોબસ્ત કરવો, તે માટે તેઓ ત્યાં રોકાયા છે."

"તેઓ પરાભારા અહીંજ આવશે?"

"તે મને ખબર નથી. મારા સસરાજીએ એટલીજ વાત કરી છે. પણ ઘણું કરીને અહીંજ આવશે. એ છોડી ઘણીજ શાણી ને ગુણીયલ છે. જયન્તીલાલ તો સારી પેઠે પિછાણતા હશે." નીલમે ટકોર કરી. જયન્ત શરમાઇ ગયો. મોંપર રતાશ ચડી આવી.

"હા. હું પણ થોડા દિવસ યોગેન્દ્રલાલના પરોણા દાખલ રહેલો હતો. તમે પણ એને સારી રીતે પિછાણતાં હશો." જયન્તે કહ્યું.

"હા, તે બાળા મ્હારી કનેજ સંસ્કૃત શીખતી હતી."

"તમારી પિછાણને લીધેજ મરનાર યોગેન્દ્રલાલે તેમની કન્યાને તમારે ત્યાં મોકલવાનો આગ્રહ કર્યો હશે."

"કંઇ એમ પણ ખરૂં; ત્યાં બીજું કોઇ નહિ, ને રતનના પિતા હાજર, એટલે સ્વાભાવિક તેને ભલામણ કરે! વળી મ્હારા

સસરાજી સાથે તેમને પિછાણુ એટલે જુવાન કન્યાને તન દઇને બીજું કોણ સંભાળે ?"

"ખરી વાત! તમારે ત્યાં આવવાથી તે ઠેકાણે પડશે." જયન્તે કહ્યું.

"પણ આજના પેપરમાં ખબર છે, કે કાશીની ટ્રેન કલકત્તે જતાં એક હીંદુ બાળાપર બળાત્કાર થયો છે, ને તેની સાથેના યુવાનને અકસ્માત થયો છે, એ કોણ હશે?" કુન્દને કહ્યું.

"બીજાં કોઇ હશે. તેઓ કંઇ કાશીથી કલકત્તે ગુણવંતીને લઇને જાય નહિ."

"તમારા પર ગુણવંતીનો પત્ર હશે." જયન્તે પુછ્યું.

"હા. આ પત્ર, ને તે ભૂલથી તમારે બદલે મને બીડી દીધો છે." નીલમે પત્ર આપ્યો. જયન્તે લઇને જોયો. અને ખીસામાં મુકયો.

"મને તમારા નામનો પત્ર મળ્યો છે. હુ તે અમદાવાદ ભૂલી આવ્યો છું; માત્ર કુશળ સમાચાર છે."

"અને આ પત્રમાં પણ તમને કુશળતા જણાવી છે. રમા કયાં છે?"

"અમદાવાદ રાખી આવ્યો છું."

"લગ્ન સંબંધી કંઇ વિચાર કર્યો છે કે?"

"જો ગુણવંતી લાયક હોય, તો જયન્તીલાલનું લગ્ન કરાવીયે મોટી બ્હેન?" માણેકે ટહુકો કર્યો.

"એમજ થશે." નીલમે હસ્તે મ્હેરે કહ્યું.

"નવલરાયની મરજીપર સઘળો આધાર રહેશે." જયન્તે કહ્યું.

"કંઇ તેને તો હવે પરણવી નથી! લાયક વર હોય, ને ગુણવંતી પસંદ કરે, તો બસ છે." નીલમે કહ્યું.

"પ્રભુ ઇચ્છા!" જયન્તે નમ્ર સ્વરે કહ્યું.

"હું આ પત્ર માટેજ માણેકને વિદીત કરવા આવી હતી. તમે ક્યાં હશો, ને પત્ર ક્યાં મોકલવો, એ પુછવા આવી હતી. વળી કુન્દનલાલ પણ આવનાર હતા, એટલે તેમને મળવા ને આપના નામની તપાસ કરવા આવી હતી. પણ ઠીકજ થયું. હવે હું ઉઠીશ." નીલમ ઉઠી. સર્વ ઉભાં થયાં, ને નીલમ વિદાય થઇ. જયન્તે પેલા અકસ્માતની વાત કરી, તેપર વિચાર કરતી નીલમ અંદેશામાં પડી. વળી ગુણવંતીના વિવાહનો આધાર નવલપર હોવાની જયન્તની ટકોરપર નીલમને શંકા થઇ. રખે નવલની બુદ્ધિ ભ્રષ્ટ થાય? એ સંકલ્પ વિકલ્પ થવા લાગ્યો, ને નીલમ બંગલે ગઇ. કુન્દન તથા જયન્તને ગુણી સંબંધી જે હકિકત જાણવી હતી, તે જાણી લીધી, અને એ પ્રસંગ બંધ રાખીને થાક ઉતારવા, તથા સ્નાન ધ્યાન ને ભોજન વ્યવહારમાં સર્વે ગુંથાયાં. નીલમ જુદાજ વ્યવહારમાં પડી.

---

## પ્રકરણ ૩૦ મું.

### નવલના માનસિક પ્રપંચનો ઉઘડેલો પડદો!

---

નીલમનો મન-સંદેહ ખરો પડયો. નવલના ખાનગી ઓરડાની ટેબલપર પડેલા અંગ્રેજી મેગેઝીનમાં ગુણવંતીની છબી સાથે નવલના હસ્તાક્ષરનો એક કાગળ નીકળ્યો. એ કાગળમાં સીસાપેનથી લખેલી આ કવિતા નીલમના વાંચવામાં આવી.

ગુણવંતી મણી કૌસ્તભી વિરાજે,
રસવંતી રૂડી કસ્તુરી રમા એ;
ગુણી સાથે રૂપ તો ગુલાબ કળી છે,
પ્રતિ દષ્ટે પ્રતિમા ઉભા ખડી છે.

* * * *

હિસે રતી મદન–મોહ વધારનારી,
ડોલે કળી કુસુમ ગુચ્છ ખિલાવનારી;
રાધા રમે મધુવને રસિયા વિનાની,
તોયે ઘૂમે સ્વરૂપવંતી પુનેમ–રાણી.

* * * *

મારે કટાક્ષ જ્યમ બંદૂક બેય નાળી,
કીકી ઉછાળે શર તાકી રમા રૂપાળી;
સાધી ઉરે પલક પૃથ્વી પરે ઉતારી,
ઇચ્છા કરે અતુલ તૃપ્ત રૂડી કુમારી.

* * * *

કોઇ કહે કુસુમ છે પરલોકવાસી,
કોઈ કહે ભૂતળનું નક્કી છે નિવાસી;
એ રત્ન છે મણી મનોહર પ્રેમ–રાગી,
મોટા મુનિવર ચળે તપ–ધ્યાન ત્યાગી.

* * * *

છે ભાલ સુંદર વિશાલ સુચંદ્ર જેવું,
છે ગાલ અર્વિંદ ખિલેલ તળાવમાંનું;
છે વાળ ઠંડક સરોજ સમાન છુટા,
પ્હોંચ્યા જમીન પટમાં નહિ એક તૂટયા.

* * * *

વાંકા કરી ધનુષ્ય જેમ કમાન વાળી,
તેમાં રૂપાળી રહી કોકિલ જેમ કાળી;
વચ્ચે રસાળી મૃદુ નાશિકા ઉંચી ઢાળી,
પ્રીતિ રૂપી પવન લ્હેય પ્રિયા રસાળી.

* * * *

કંઠે અનેક શિશુ-રશ્મી તણી સુમાળા,
જાણે દિપે હરપળે અગણીત તારા;
લંકા તણા ગઢ પરે કળશો ઝબૂકે.
ચૌમેર સાગર તણાં નીર દોડે કિલ્લે.
*　　*　　*　　*

કાયા પુરી લચકતી મદમસ્ત અંગી,
થાક્યો વિધિ ઘડીઘડી થઇ મસ્ત રંગી;
જે પુન્યવાન નર હોય કદાપિ સંગી,
તેને વરે ગુણવંતી યુવતી અનંગી.

આ કવિતા વાંચતાંજ નીલમના મનપર વિવિધ પ્રકારના વિચારો આવી ચડ્યા. પોતાનો ભરથાર હજી પણ કામના રણમાં મોહનું યુદ્ધ ચલાવતાં થાક્યો નથી; અને આખરે એ લંકેશ રાજા રાવણ યુક્તિથી, ભક્તિથી, નીતિથી, કીર્તિથી ને દેહથી થાકશે, ત્યારેજ નિરાશ થઇને પડશે, એમ લાગ્યું. જયન્તે આપેલા અકસ્માતના સંદેસા સાથે, ગુણીપરની આ ભાવનાના લેખથી નીલમને લાગ્યું, કે દેશાટણનું નિમિત લઇ સ્વામીજી કોઇ પરકીયાની શોધમાં પધાર્યા ! રખે નિર્લજ પતિ, દુષ્ટ મતી ધરીને અનાથ બિચારી અજ્ઞાન બાળાને ફોસલાવે ! તેનો ભવ બગાડે ! ઉપાય કરતાં અટકાવ ભલો, આ અંગ્રેજી કહેવત લક્ષમાં લઇને નવલનાં આચરણો ઉઘાડાં પાડવા નીલમ હવે ક્રોધી બની. સહનશીલતાનીયે હદ હોય છે. નીલમનો સંકલ્પ નવલને હલકો પાડવાનો ન હતો, પણ તેની ભુંડી ટેવ સુધારવાનો હતો, ને તે માટે રહેલો ને સરલ રસ્તો એ હતો, કે જે ઘડી જાય, તે ઘડીયે નવલને મુંબઇ બોલાવી લ્હેવો ! કયા બ્હાનાએ તેડાવવો, એ વિચાર કરતી હતી. તેવામાં રત્નલાલે નીલમને બોલાવી. નીલમ નિમાણે ચ્હેરે રત્નલાલ કને ગઇ. અને સાથે ગુણવંતીની

છબીવાળું ચોપાનીયું, તથા તેમાં મુકેલી નવલની રચનાવાળી ગુણીના ગાનની કવિતા થઈ ગઈ. નીલમના ધીમાં પગલાંથી, ને મુખપર છવાયલી ઉદાસી પરથી રત્નલાલ કળી ગયો, કે નીલમ કંઇ ઉંડા વિચારમાં ઉતરી ગઇ છે. તે નીલમને કદી પણ ઉદાસ જોવા ચ્હાતો ન હતો. નવલ વિષે તેણીના મન પર ઉદાસી રહેલી હતી, પણ તે સંબંધી રત્નલાલે કશો ઇશારો કર્યો ન હતો. આજે તે પ્રસંગ તાજો થયો હતો.

"કેમ, બેટા! તું ઉદાસ લાગે છે?" રત્નલાલે પુછ્યું.

"ના–કંઇ નહિ, પિતાજી!" નીલમે નીચી નજરે તૂટેલા શબ્દે જવાબ આપ્યો.

"હાથમાં કાગળ કેવો? આ પુસ્તક શું છે?"

"યોગેન્દ્રલાલની કુમારિકાની છબી ને તેનું જીવન છે."

"જોઉં!" રત્નલાલે તે જોવા માગ્યું, નીલમે પેલો કવિતાવાળો કાગળ મુકીનેજ આપ્યું. રત્નલાલે તે પાનું ઉઘાડતાં પત્રપર નજર પડી. અક્ષરો નવલના લાગ્યા.

"આ અક્ષરો તો નવલરાયના! કવિતા કેવી?" રત્નલાલે વાંચી, ને મનમાંજ વિચાર કર્યો, ગુણીની છબી જોઇ વૃતાંતપર નજર કરી. મન–સંદેહ પ્રસિદ્ધ ન કર્યો.

"ગુણવંતી બિચારી અભાગી તો ખરી."

"અભાગી શેની? પિતા કોના બેસી રહેલા છે!"

"પ્રદેશમાં કુંવારી જુવાન કન્યા એકલી ખરી કની?"

"આપના ચીરંજીવીના રક્ષણ તળે રહેલી છે, પછી–

"નાદાન! મૂર્ખ!" રત્નલાલે ગુસ્સો બતાવ્યો.

"એમ કેમ વારૂ? શું એક અનાથ બાળાને સંભાળી. તેમાં તેમણે મુર્ખાઇ કરી?"

" જુઓની ! આ કવિતા કહી આપે છે, કે તેનું ચિત્ત ભમી ગયું છે. મેં જાણ્યું કે તે દેશાટણ કરીને મન–શક્તિને ખિલવશે. પણ આ કવિતા પરથી તો મને વિચિત્ર પ્રકારના વ્હેમે ઉડતો કર્યો છે." રત્નલાલ નીલમની અંતરગત જાણી ગયો હોવાથી, ને કવિતા તથા છબી ઉપરથી નીલમના મનપર જે અસર જણાતી હતી, તે પારખી ગયા પછી નીલમને શાન્તિ દેવા આ ક્રોધ ને વાંક દર્શાવ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

---

### ગુણવંતીની શોધમાં જયન્ત !

કૂળવધુ ને સસરાજી આમ વાતો કરે છે, એટલામાં જયન્ત આવી ચડયો. રત્નલાલે દૂરથી જોયો. નીલમે પણ તેની તરફ નજર કરી. તે નજીક આવ્યો. રત્નલાલે શેકહેન્ડ કરી. નીલમ નમી, સર્વે દીવાનખાનાના કોચપર બેઠાં.

" જયન્તીલાલ કાશીયીજ આવ્યા, સસરાજી !" નીલમે કહ્યું.

" નવલરાયનો બેટો થયો હતો, જયન્તીલાલ ? " રત્નલાલે પુછ્યું.

" ના. જી ! હું થોડા રોજથી અમદાવાદ હતો. "

" હા. તમારાં મામી ગુજરી ગયાં ખરાં કની, તે ઉત:ક્રિયા માટે રહ્યા હશો ? યોગેન્દ્રલાલને આપ મળ્યા હશો ? "

" તેઓ તો થોડા રોજ તેમને ત્યાંજ ઉતર્યા હતા. " નીલમે કહ્યું.

" તમારે પિછાણ હશે ? "

" ના. એ ગૃહસ્થ દરેક જ્ઞાતીબન્ધુને સત્કાર માટેજ જાણે રહેલા હોય. જાણીતા કે અજાણ ગમે તે હોય, પણ એક વેળા એમનો સત્કાર તો થવોજ હોય ! બહુ ભલા માણસ છે. "

"હું તેમને કેટલાંક વર્ષથી પિછાણું છું; બિચારા અકસ્માત ગુજરી ગયા."

"નવલરાય ત્યાં હાજર હતા, એટલે સારૂં થયું."

"હા. તેમની કન્યાને મદદ મળી શકી, નહિ તો પ્રદેશમાં એકલું માણસ ગભરાય જાય. ગમે તેવી ડાહી કન્યા છે, તોપણ આફત કાળમાં તેની મતી મુંઝાઇ જાય."

"ખરી વાત છે; પણ હવે તેઓ અહીંથી પાધરા આવશે?"

"નવલના કાગળમાં એ બાબત સ્પષ્ટ જણાતી નથી. પણ હું ધારૂં છું, કે એમજ થશે. નવલને બીજા પ્રદેશોમાં ફરવું હતું, પણ હવે તેનાથી બનશે નહિ, પછી તો તે જાણે!"–

"તમને કંઇ વિશેષ સમાચાર મળ્યા છે જયન્તીલાલ?" નીલમે પુછયું.

"ગુણવંતીનો આજે હમણાજ પત્ર આવ્યો છે. તેમાં લખે છે કે જગન્નાથની જાત્રાએ નવલરાય લઇ જવાના છે."

"કેવો નાદાન! પોતે એકલો હત તો જુદી વાત હતી; બિચારી પેલી છોકરીને શા માટે ઘસડી જતો હશે?"

"ગઇ કાલના પત્રમાં કાશીનો તાર હતો, તે આપના વાંચવામાં આવ્યો છે?"

"રેલ્વે અકસ્માત ને એક બાળાના બળાત્કાર સંબંધી કે?"

"હા, મને તે પરથી કંઇ શંકા થાય છે."

"ને મને પણ શંકા છે, કે રખે આ બન્ને સંબંધી બનાવ હોય! પણ એક વાત એવી છે કે તે ફર્સ્ટ કલાસ કમ્પાર્ટમેંટ રીઝર્વ કરાવીને મોટા રાજવંશી ખર્ચે નવલ જાય નહિ!"

"તેમની વૃત્તિ સ્હેલાણી છે, તેથી–"

"તો તારથી ખબર મંગાવીયે ! નીલમ, ભૈયાને કહો, કે મહેતાને બોલાવી લાવે–"નીલમ બ્હાર ગઇ, ને દરવાજા કનેથી ભૈયાને હુકમ આપ્યો.

"તમે તો ઇશ્વરલાલ દલાલની દીકરી જોડે વિવાહ નકી કર્યો કે ?"

"એ ભૂલ ભૂલામણી જેવું થઈ પડયું છે. શેઠ, હવે આપને મ્હારે સ્પષ્ટ ખુલાસો કરવો જોઇએ. હું એજ માટે આપને મળવા આવ્યો છું. મૂળ હકિકત એમ બની, કે યોગેન્દ્રલાલની ઇચ્છા પોતાની કન્યાને મ્હારી વેરે વરાવવાની હતી. તેવામાં હું ત્યાં જઇ ચડયો. વિવાહ ત્યાંજ નકકી થઈ ગયો. અહીં મ્હારાં મામીજીએ દલાલ જોડે વાત કરી હતી. હું તેમની માંદગીનો તાર મળતાં અમદાવાદ આવ્યો, ત્યારે મામીએ એ વાત કરી. મને તે નાપસંદ પડયું, કેમકે મેં યોગેન્દ્રલાલને વચન આપ્યું હતું. પછી મામીજીની ઇચ્છા પ્રમાણે મેં ઇશ્વરલાલને અસ્વીકારનો પત્ર લખ્યો, પણ ભૂલ એ થઇ, કે યોગેન્દ્રલાલને લખેલો કાગળ, જેમાં તેમની કન્યાનો સ્વિકાર કરવાનું કામ મામીજીની સલાહપર મુલ્તવી હતું, ને ચોકસ કરીને લગ્ન માટે લખેલું હતું, તે પત્ર ઇશ્વરલાલને બીડાઈ ગયો, ને તેઓ ગળે પડી બેઠા. આજે ગુણવંતીનો પત્ર, કાશીથી ઉપડતી વખતનો છે, તેમાં જ્યારે મને ઠપકો લખ્યો છે. ત્યારેજ જાણ્યું કે પત્ર બીડવામાં થયેલી ભૂલનુંજ ઇશ્વરલાલ ફળ મેળવવા ચાહે છે. કુન્દનલાલ મારફતે મેં તેમને ખુલાસો આપ્યો છે, અને ગુણવંતી– "

"જો ગુણવંતી સાથે તમારો વિવાહ નકી થયો હોય, તો પછી તે આવે, કે તરત તમારાં લગ્ન હું જાતે કરાવી દઉં ! ગુણવંતીને તમારા જેવો લાયક ભરથાર મળવો કઠણ છે. તે બિચારી સુખી થઇ જાય !"

" આપના ઉમદા ને વિશાળ મનના વિચારોથી આજના ઉભરતા યુવકોને મોટો ટેકો મળે છે. ગુણવંતીના પિતા હવે તો આપજ છો."

" ખરે, યોગેન્દ્રલાલ મરતી વખતે તેનું રક્ષણ કરવાનું મને કહી ગયા છે, તો શા માટે તેનું ભલું હું નહિ કરૂં!"

" ત્યારે તેઓની ખબર તારથી મંગાવવી. કાશીમાં બીજું તો કોઇ નથી, પણ ગોર ઉપર તાર કરીએ."

"હા. વળી આજે અમારા વેવાઈ વીરેન્દ્રલાલ વિલાયત પોતાના યુવાન પુત્રો મ્હારી રતનનો વર ને કુન્દલાલની પુત્રીના વરને પણ મોકલે છે, તેને વળાવવાની ગડબડ છે; માટે તમેજ તે તજવીજ કરો, તો?"

"ભલે. હું કરીશ," આમ વાતો ચાલે છે. એટલામાં મહેતો આવ્યો, ટાઇમ્સ ઓફ ઇન્ડીયા પત્ર લાવ્યો; તેમાં રેલ્વે અકસ્માતનો રીપોર્ટ હતો. જો કે તેમાં ટુંકો તાર હતો, પણ સ્પષ્ટ હતો.

" કાશી અને કલકતાની મેલ ટ્રેનમાં હીંદુ કુમારિકાપરનો બલાત્કારનો કેસ પુરાવાની ગેરહાજરીએ નાપાયાદાર ઠર્યો છે, અને ગાર્ડ નિર્દોષ ઠરવા સાથે પેલી કુમારીકા પર તેની જોડે બેઠેલા કોઇ શખ્સને નદીમાં ધકેલીને મરણ નીપજાવવાનો આરોપ આવ્યો છે. એ બાનુનું નામ મીસ ગુણવંતી યોગેન્દ્રલાલ છે, ને જે શખ્સ નદીમાં પડયો છે, તેનું નામ મી. નવલરાય રત્નલાલ ઝવેરી કહેવામાં આવ્યું છે. ગુન્હેગાર બાનુ હાલ પટણા ખાતે નજર કેદ છે, અને પેલા શખ્સની તપાસ ચાલુ કરી છે; પાછળથી ખબર મળી છે, કે રેલ્વે ઇન્સ્પેકટરની તપાસમાં નદીની અંદર પડેલો શખ્સ હોડી

આરફતે બહાર સહી સલામ નીકળી ગયો છે, પણ તે ક્યાં ગયો તેની ખબર મળી નથી."

"અફસોસ !" રત્નલાલ, જયન્તલાલ ને નીલમે નીસાસો મુકયો. સર્વે ઘડીભર એક બીજા સામું ટગર ટગર જોઈ રહ્યાં.

"જયન્તીલાલ ! હવે શું કરવું ?"

"હું આજ રાતની મેલ ટ્રેનમાં એકદમ પટણા પહોંચું છું."

"હા, તમને ત્યાંના સેસન જડજ મિ૰ સ્ટ્રેચીપર પત્ર આપું છું. તે મ્હારા ફ્રેન્ડ છે." આમ વિચાર કરે છે, ત્યાં કુન્દન આવ્યો. તેણે નવલ સંબંધી તાર વાંચ્યો. અકસ્માતની યોજના સંબંધી વાત કહી. છેવટનો વિચાર નક્કી થયો. જયન્તીલાલે, ગુણવંતીની મદદે જવાનું ચોક્કસ કર્યું, અને સર્વે છુટાં પડયાં.

બપોરના બાર વાગે વિલાયતના મેલમાં વીરેન્દ્રલાલ પોતાના બે પુત્રો સુરેન્દ્ર તથા રાજેન્દ્રને લન્ડન મોકલ્યા. રાતની મેલ-ટ્રેનમાં કુન્દનલાલ, પોતાની પ્રિયા માણેક તથા છોકરાંને લઈને વીરપુર જવા માટે ઉપડયા, ને તેજ ટ્રેનમાં જયન્ત પણ રત્નલાલનો પટણાના જડજ પરનો પત્ર લઇને એકદમ ઉપડયો. વલસાડ સ્ટેશને કુન્દનલાલ અને કુટમ્બ ઉતરી પડયાં. મિત્રને ભેટયાં. ગુણીને સાથે લાવીને જોડું મળવા ઇશ્વર યાચના કરી, અને સર્વે છુટાં પડયાં.

વાંચનાર ! ઈશ્વરની અદ્દભૂત લીલા આગળ માનવ માત્રનું કશું ડહાપણ નથી. રાંધેલું અનાજ, ભાણામાં પીરસેલું છતાં ખાઈ શકવું, માનવના હાથમાં નથી. ગુણવંતીનો વિવાહ જયન્ત જોડે નક્કી થયો. પ્રેમી જોડાં પરણવાની તૈયારી પર આવ્યાં, ને અકસ્માત

યોગેન્દ્રલાલ ગુજરી ગયા, એટલુંજ નહિ પણ નબળા મગજના ન-વલને જયન્તની ભૂલનો દાવ મળી જવાથી ગુણવંતીને ગેપ કરવા, પટાવવા, ફોસલાવવાનો યત્ન તેણે કર્યો. આ ભ્રષ્ટ યત્ન તેની ભ્રષ્ટ-બુદ્ધિને લીધે આરંભ્યો, તો તેનું ફળ તેને કડવું મળવુંજ જોઇએ. જો કે હજી તેના સુખ–દુઃખનો સઘળો પ્રસંગ સંસાર્ણવના મોજા સમાન ઉડતો રહેલો છે. હજી આપણે ગુણવંતી અને જયન્તના પ્રેમ–પ્ર-સંગથી તેનો વિવાહ પુર્ણ થયો માનવાનો નથી. હજી કુન્દનલાલને મળેલી પુનઃ પદવી કંઈ સાંગોપાંગ સહિસલામત રહી શકવાની નથી. હજી તેની પચીસ હજારની ગુમ થયેલી રકમ અને રાજ–પ્રપં-ચના પડદામાં સમાયલા ભેદથી કુન્દનને શું શું વેઠવું પડવાનું છે, એ પણ જોવા–જાણવા જેવું છે. દેશી રાજની ખટપટો અને બ્રિટીશ અમલની રાજ–સત્તાનો નિર્ભય ને ન્યાયી ચિતાર સમયકા-ળના દોર પર વિટાયલો છે; તે ચિત્ર ત્હારી નજર કને ખડું થવાનું અપૂર્ણ છે. સુરેન્દ્ર ને રાજેન્દ્રની ઉછળતી આશા ને સુધારાનો લા-ગવા માંડેલો પવન, પોતાની કુળવાન ભવિષ્ય પ્રિયાને કેવો સુખપ્રદ થવો જોઇએ, તથા હિંદુ સંસારમાં પેઠેલો માનસિક ને કલ્પિત સુધારો કેવી દશાએ પહોંચાડશે, તેનો નાટક પણ ત્હારી નજરને તટસ્થ થશે. નીલમની અદ્વિતિય ભકિતનું સ્વરૂપ, ગુરૂ સ્વામી સચ્ચિદાનંદને શરણ જઇ ચડયું છે, તેની સાક્ષાત્કાર પ્રતિમા કેવું દર્શન કરાવે છે, એ ચિત્ર પણ તારી દૃષ્ટિ પ્રતિ આવશે. તાત્પર્ય કે જયન્ત ને ગુ-ણીનો પ્રેમમય સંસાર, કુન્દનપર આવી પડેલી રાજદ્વારી ફરજ, નવલની ચલિત વૃત્તિ, નીલમની સંસાર રહિત ઇચ્છાઓ, અને રાજેન્દ્ર–સુરેન્દ્રની સૌભાગ્ય રમા રતન ને લીલુના સુધરેલા પણ ઉધરતા ભવિષ્યના સંસારનું ચિત્ર શું શું કરી બતાવશે, એ જોવા જાણવાને ત્હારે તત્પર થવું પડશે.

**નીલમ ને માણેકના જીવન કાળમાં જે જે બનાવો બનવાના** છે, તે તે બનાવો ત્હારી કને રજુ કરતાં કદાચ પંચમહાભૂતની સૃષ્ટિને ડોળવી પડશે, અથવા તો મોહ—માયાના ષડ્રિપુને સંહારવો પડશે; અર્થાત્ આ કથા ભાગની પુર્ણાહુતી સુધી ત્હારી ઉન્નત થતી આશાઓને ઘસડી જવી પડશે. **પ્રભુ ઇચ્છા બલિયસી.**

પંચ ત્યાં પરમેશ્વર—શુભ કાર્યમાં **શ્રી—પંચ** શબ્દ જય અને આનંદ પામનારો છે; તો હવે પાંચમા ભાગ પ્રતિ દૃષ્ટિ દોડાવજે. કવિવર દયારામ પોતાના શત—સૈયામાં સ્મરણ કરાવે છે કે—

ઉરવિ, અનિલ, અપ, તેજ, નભ—યેહી પંચ મહાભૂત;
ઇહીં તનુકો અભિમાન તજી, ભજી ઇશ્વર અદ્ભૂત—

* * *

ગંધ શબ્દ અરૂ રૂપ રસ, પરસ પંચતન માત્ર;
હરિ ઉચ્છિષ્ટ કદિ ભોગ દે, જો જાહીકી પાત્ર—

* * *

આ ઉપદેશ લઇને કાશીપુરમાં મણિકર્ણિકાના ઘાટપર બેસીને પંચ-ગવ્ય લ્હેનારા પુરૂષો પાતકને ટાળે છે:—

દુગ્ધ દધી ઘૃત મુત્રગો, ગેમય ગવ્ય જુ પાંચ;
પ્રાશન કરત પવિત્ર સબ, ગો ગોબિંદમય સાચ—

ને તે રીતે પાંચમો ભાગ જે કંઇક જ્ઞાનના ગોટકા જેવો વિવિધ રસથી ભરપુર થશે, તે પ્રતિ લક્ષ દોડાવ કે મન—કામના પુર્ણ થાય. અસ્તુ.



# દેલવાડાકર

# કિન્ડરગાર્ટન—સ્ટૉલ.

## ન્હાનાં બાળકોને રમત ગમતથી શીખવવાનો સામાન.

૧—કિન્ડરગાર્ટન બક્ષિસ ૧ થી ૬ સુધી એક બોક્સ રૂ. ૪—૧૪—૦
૨— ,, બક્ષિસ ૭ થી ૨૦ સુધી જુદી જુદી ,, ૨૫—૦—૦
૩—લેટર-પીસીસ (મોટું) અક્ષરો ગોઠવવાનું બોક્સ ,, ૨—૪—૦
૪— ,, (ન્હાનું) ,, ,, ,, ૦—૮—૦
૫—ફીગર લેઈંગ (પદાર્થો ગોઠવવાનું બોક્સ) ,, ૨—૪—૦
૬— ,, (ન્હાનું) ,, ,, ,, ૦—૮—૦
૭—ન્હાનાં બાળકોને ડ્રોઈંગ શીખવવાનું બોક્સ ,, ૦—૧૨—૦
૮—આંક શીખવવાની મણકાની ઘોડી... ... ,, ૦—૮—૦
૯—હિસાબ માટે ,, રંગીન બોક્સ ,, ૧—૪—૦
૧૦— ,, ડોમીનો ,, ,, ૦—૮—૦
૧૧—બેસ્કેટ બનાવવાનું બોક્સ ... ... ,, ૦—૧૨—૦
૧૨—બીડ્સ બેસ્કેટ ,, ... ... ,, ૨—૧૦—૦
૧૩—બેસ્કેટ—સોનેરી—રૂપેરી બોક્સ ... ,, ૨—૮—૦
૧૪—પઝલ બોક્સ ... રૂ. ૦—૮—૦ થી ,, ૨—૪—૦
૧૫—A. B. C. પઝલ બોક્સ રૂ. ૦—૮—૦ થી ,, ૩—૪—૦
૧૬—પશુ-પંખીઓના રંગીન કાર્ડ (વર્ણન સહિત) ,, ૦—૧૨—૦
૧૭—પેન્ટીંગ બુક અને બોક્સ દરેકના ... ,, ૦—૧૨—૦
૧૮—બીલ્ડીંગ બોક્સ ... રૂ. ૦—૮—૦ થી ,, ૨—૪—૦
૧૯—મૂળાક્ષરોનો નકશો (રંગીન સચિત્ર) ... ,, ૦—૧૨—૦
૨૦— ,, રંગીન બુક ... ... ,, ૦—૮—૦
૨૧— ,, ચિત્ર કાર્ડ ... ... ,, ૦—૪—૦
૨૨—ફ્રુટ બનાવટી રંગીન તરેહવાર દરેકના ... ,, ૦—૪—૦
૨૩—ફ્લાવર—(ફૂલો) તરેહવાર જાતનાં ... ,, ૦—૧—૦
૨૪—પાતરાં ,, ... ... ... ,, ૦—૧—૦
૨૫—ચાવીનાં તરેહવાર ડોલતાં રમકડાં ... ,, ૦—૧૦—૦
૨૬—ઘુઘરા ... ... ... ... ,, ૦—૮—૦
૨૭—મોટોર—ગાડીયો—ઘુઘરીની ... ... ,, ૦—૧૨—૦

| | |
|---|---|
| ૨૮—ડોલી–ચાલતી–કુદતી... ... ... | ,, ૦–૧૨–૦ |
| ૨૯—મોર, કુકડાં, કોયલ વગેરે ચાલતાં ... | ,, ૦–૧૨–૦ |
| ૩૦—હારમોનીયમ–પીઆનો ... ... ... | ,, ૦–૧૦–૦ |
| ૩૧—રંગના–અંકના–નકશાઓ દરેકના ... | ,, ૦–૧૦–૦ |
| ૩૨—રંગીન પિક્ચરો દરેક શીટ્સ... ... | ,, ૦–૬–૦ |
| ૩૩— ,, કાર્ડ બોર્ડના... ... | ,, ૦–૧૦–૦ |
| ૩૪— ,, માઉન્ટેડ ... ... | ,, ૦–૧૦–૦ |
| ૩૫— ,, મોટા નકશાઓ ... | ,, ૨–૪–૦ |
| ૩૬—રંગ–મૂળ–મિશ્રનાં પાનાં મોટાં... ... | ,, ૨–૦–૦ |
| ૩૭— ,, ,, ન્હાનાં ... | ,, ૦–૧૨–૦ |
| ૩૮—કિન્ડરગાર્ટન–ગ્રંથમાળા નં. ૧ થી ૨૦ સુધી | ,, ૪–૦–૦ |
| ૩૯—સિક્કાનાં બોક્સ ... ... ... | ,, ૧–૪–૦ |
| ૪૦— ,, ,, ... ... ... | ,, ૧–૧૪–૦ |
| ૪૧—ઉન–હીર વગેરેની દડીયો ... ... | ,, ૦–૨–૦ |
| ૪૨—રબરના સાદા ન્હાના દડા દરેક ... | ,, ૦–૧–૦ |
| ૪૩— ,, રંગીન ,, ,, ... | ,, ૦–૨–૬ |
| ૪૪— ,, ,, મોટા દડા ,, ... | ,, ૦–૫–૦ |
| ૪૫—ભરત શીખવાના ચિત્રકાર્ડ પેકેટ ... | ,, ૦–૮–૦ |
| ૪૬— ,, ,, ,, રંગીન ... | ,, ૧–૦–૦ |
| ૪૭—પથ્થર–બલ્ડીંગ બોક્સ ... ... | ,, ૧–૮–૦ |
| ૪૮—ટાઇલવર્ક ,, ... ... | ,, ૧–૮–૦ |
| ૪૯—મોઝેઇક વર્ક્સ–બોક્સ ... ... | ,, ૧–૪–૦ |
| ૫૦—કપડાંનાં રમકડાં કુતરો, બિલાડી ... | ,, ૦–૫–૦ |
| ૫૧— ,, બોલતાં રમકડાં ,, ... | ,, ૦–૧૨–૦ |
| ૫૨—કલર્ડ ડ્રોઇંગ બુક–ફ્લાવર્સ ... ... | ,, ૦–૧૨–૦ |
| ૫૩— ,, ,, જનાવરો... ... | ,, ૦–૧૨–૦ |
| ૫૪—સ્કુલવર્ક્સ બોક્સ ... ... ... | ,, ૧–૪–૦ |
| ૫૫—ભરતનાં સોઇંગ બોક્સ ... ... | ,, ૧–૮–૦ |
| ૫૬—બોલતાં જનાવરનાં પઝલ બોક્સ ... | ,, ૨–૪–૦ |
| ૫૭—બાળકો માટે તરેહવાર રમકડાં ... | ,, ૦–૪–૦ |

કિન્ડરગાર્ટન સ્ટોર્સ }
ગિરગામ બેકરોડ. }

ગો. ક. દેલવાડાકર.
મુંબઈ.